# અધીરી અરનવાજ
## અથવા
# પસ્તાયલી પારસણ.

[ ખાસ રચાયલી પારસી સંસારી વાર્તા. ]

રચનાર,

મરહુમ દાદી એદલજી તારાપોરવાળા

[ દોહરો. ]

ધન-દોલત શા કામનાં, આવે કરણી કામ,
કર કરણી એવી ભલી, નિંદે કોઈ ન નામ.

[ દીલજાન. ]

છપાવી પ્રગટ કરનાર:—

**જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ,**

પુસ્તકો વેચનાર અને પ્રગટ કરનાર,

વોરા બજાર, કોટ, મુંબઈ.

**કીંમત રૂપિયા અઢી.**

ઈ૦ સ૦ ૧૯૧૫.

# પ્રસ્તાવના.

વારતા લખનાર અને વારતા વાંચનાર વચ્ચેના સંબંધની વાતજ ઔર છે. તે વારતા લખનાર જો ચાહે તો તે બે—વારતા લખનાર અને તેની વારતાઓ વાંચનાર—વચ્ચેનો તે સંબંધ ઘણો હેતભર્યો હોઇ અને રહી શકે છે. પણ, વારતા લખનાર એક અને તેની વારતાઓ વાંચનારાં સેંકડોની સંખ્યામાં હોય છે. વળી, તે સેંકડો વાંચનારાંઓનાં મનની વળાણ અને તેસ્ટ કાંઇ એક હોતા નથી, તે જુદી જુદી ફીસમના હોય છે, એટલે તે વારતા લખનાર અને તેની વારતાઓ વાંચનારાં વચ્ચે હેત ભર્યો સંબંધ શુરૂ કરવા અને એક વખત તે બરપા થયો કે પછીથી તે ચાલુ રાખવા તે વારતા લખનારે પોતાનાં તે ભીન્ન ભીન્ન તેસ્ટ ધરાવનારાં વાંચનારાંઓને એક્કી વખતે રાજી રાખવા જેવી વારતા લખ્યા કરવી જોઇએ, જે અલબત ઘણું મુશ્કેલ કામ લેખી શકાય, તેમાં વળી **મરહુમ દાદી તારાપોરવાલા**ની તૌરની ઓરીજીનલ વારતા લખનાર માટે તો તે તદન નહીં બને તેવું કહેવાય.

પોતાનાં ભેજામાંથીજ ઉપજાવેલી વારતાઓ જેઓ લખેછે, તેઓને પહેલે તો એક ચોક્કસ બનાવ કે ચોક્કસ સંસારી સવાલોને મધ્ય-બીંડાં તરીકે ગોઠવી તેની આસપાસ તે વણું ગુંડી તેની વારતા બનાવેછે, જેમ કરતાં અલબત તે કોઇવાર કેવું અને કોઇવાર કેવું પરિણામ નિપજાવવાને સામર્થવાન થાય છે.

વળી, કેટલાક વારતા લખનારાઓની આસપાસ તેઓની વારતાઓ વાંચનારાંઓનો એક ચોક્કસ વર્ગ એકઠો થાય છે, જે વર્ગને તેજ લખનારની વારતાઓ પસંદ પડેછે, અને તેની વારતાઓ તે હોંસે હોંસે વાંચે છે, અને તેની નવી વારતાની તે તલબ કરેછે અને તે લખનારબી તે બીના સમજી જાણીને પોતાની આસપાસના ઉભા થયલા તે વર્ગના તેસ્ટને અનુસરતીજ વારતાઓ વાંચેછે. એ ફીસમના લખનારાઓમાં હું ભાઈ **દાદી તારાપોરવાલા**ને સ્હેલથી મુકી શકું છું અને તેવણની આ વારતા—**અધીરી અરનવાજ**—પ્રગટ થનાર છે એવી ખબર બહાર પડતાં આગમજથી ઘરાક થનારાંઓની ધમાલ પડવાની બીના જે મને તેના પ્રગટ કરનારાઓ તરફથી કહેવામાં આવી છે તે ઉપરથી હું ધારૂં છું કે એ મરહુમ લેખકને એ વર્ગમાં મુકવામાં હું ખોટો નથી.

મરહુમ ભાઇ દાદી કાવ્યદેવીના એક ભાવીક સેવક હતા, અને તેવણનાં ઉતમ કાવ્યોએ તેમને એક મોટા ચોક્કસ વર્ગમાં તેવણને 'કવિ'ની ઉપમા કમાવી આપીછે, અને તેઓનું નામ એક વારતા-નવેશ કરતાં એક કવી તરીકે વધુ યાદગાર રહી ગયું છે અને ઘણો લાંબો વખત સુધી તેમ રહેશે એમાં કશોજ શક નથી. એક ફ્લેહમંદ

કવી તેટલોજ ફત્તેહમંદ વારતા લખનારા હોઇ કે થઇ શકે નહીં એ કુદરતનો નિયમ છે અને તે નિયમ જેમ બીજા કવીઓના તેમ તેઓના બાબમાંબી અચળ રહયો છે, અને તે છતાં ગુજરાતી સાહિત્યના એ ભાગ—વારતા—ના વાંચનારાંઓની આજ સુધી એવણે જે સેવા બજાવી છે તેને માટે એ ભાઇને ખરે શાબાસી ઘટે છે. લખાણબાજીમાં એમના અથાગ ઉદ્યોગને કોઇબી ગુજરાત લેખક પુગ્યો હોય એ વિષે મને શકછે, અને કાંઇક અસંખ્ય કવિતાઓ લખ્યા ઉપરાંત તેવણે જે ગણત્રીની થોડીક વારતાઓ લખીછે તેમાંની હાથની એક આંગળી ઉપર ગણાય તેટલીજ વારતાઓ ખરેખરી ફત્તેહમંદ નિવડી હતી, જેઓમાંની એક આ '**અધીરી અરનવાજ**' બેશક ગણી શકાય.

આ વારતા તેમની બીજી બધી વારતાઓ માફક ઓરીજીનલ છે, જેને માટે 'વ્હેમનાં ઝેર' ને પોતાનું મધ્ય બીંદુ બનાવી એ મરહુમ લેખકે એક સંસારી વણું ગુંથી લીધું છે, જેમ કરવાને માટે પોતાની નેમ પાર પાડવા તેમાંનાં મુખ્ય પાત્ર અરનવાજને એ ભાઇએ વ્હેમી, અભણ, અધુરી કેળવણીની, છાલકી, થોડાં ઉપર શુકર ગુજારી કરી તેમાં સંતોષ નહીં માનનારી ચીતારી છે, અને એ કમસીલ, અક્કલહીણ, ભામિની એક ગરીબ, નમાના, સાલેસ જવાનને મળયાથી તે બીચારાના સંસારના કેમ ફાટકા ઉડે છે તે એ વારતામાં ઘણી અસરકારક રીતે દેખાડવાની તેવણે કોશેશ કીધી છે, જે લગભગ ફત્તેહમંદ ઉતરી છે એમ મારૂં માનવું છે. અલબત, પોતાની નેમને રામબાણ પાર ઉતારવા માટે એ ભાઇએ અતિશ્યોકિતનો બહુ છુટે હાથે અને દુલ્લા જીવે ઉપયોગ કીધો છે, કે જેવો ઉપ્યોગ કીધા વગર પોતાની એ વારતાને જેટલી તેવણ ચાહે તેટલી ફત્તેહમંદ બનાવવાની આશા તેવણે નહીં રાખી હોય તો તેવો ઉપ્યોગ કરવાને તેવણ બેશક વાજબીજ હતા એમ વગર શકે કહી શકાય.

ઉપર જે અમે વારતા વાંચનારાઓના બાબમાં કહી ગયા તે વારતા લખનારાઓના બાબમાંબી કહી શકાય કે વારતા લખનારાઓ કાંઇ એક ચોક્કસ વિચારના, એક ચોકકસજ લઢણના કે મગજની એક ચોકકસજ વળાણના રહેતા નથી. કોઇક પોતાની વારતા માટે સેનઝેશનલ અને ઝમકદાર પ્લોટ પસંદ કરે છે, કોઇને ઠંડો અને રસીલો પ્લોટ ગમે છે, કોઇ પોતાની વારતામાં તેને જે કહેવું લખવું હોય તે ટુંકમાં પટાવે છે, તો કોઇ લંબાણથી લખે છે, કોઇ હદમાં રહી લખે છે તો કોઇ અતિશ્યોકિતનો ઉપ્યોગ કીધા વગર લખવાનું વાજબી વિચારતો નથી. આ **અધીરી અરનવાજની** વારતા માટે ભાઇ દાદીએ એક સાદો, સુતરો પ્લોટ પસંદ કરી તેને સંસારી વળાંમાં ગોઠવી વાંચક વર્ગ સનમુખ રજુ કીધો છે, અને પોતે પસંદ કીધેલી બાબદને લંબાણથી સમજાવી વાંચક વર્ગના મનપર પોતાની નેમ ઠસાવવાની કાળજી કીધી છે, તેમાં વળી હારેહાર શિખામણના સબકોની અલગાર લગાડી દેવાનું એ લખનારે

ડાહાપણ કીધું છે. પોતાની વારતાઓનાં પ્રકરણને મથાળે તે પ્રકરણમાં વર્ણવેલા બનાવોને પેશ પડતી પોતાની અને બીજા ઉસ્તાદ કવીઓની કવિતાઓ મુકવાની ભાઇ દાદીમાં એક 'હૉબી' હતી, જેને આ વારતામાં તેવણે પેટ પુરતો ઇનસાફ આપ્યો છે, જેમાં વાંચનારાંઓએ કશુંબી ખોહવા કરતાં મેળવવાનું વધારે છે. તેવણે જે જે કવિતાઓ આ ચોપડીમાંનાં પ્રકરણો મથાળે ગોથવવા પસંદ કીધી છે તે ખરેખર વારતાની અલગબી વાંચવામાં વાંચનારને મોજ મળે છે.

ટુંકમાં '**અધીરી અરનવાજ**' એક ફત્તેહમંદ વારતા તરીકે પારસી ગુજરાતી સાહિત્યના વારતાના વર્ગમાં એક આગેવાન જગ્યા રોકશે. ભાઇ દાદીની કવેતો અને વારતાઓ પરથી જે એક બીના પુરવાર થાય છે તે એ કે એ ભાઇ એક શુધ્ધ સાચા જરથોસ્તી હતા અને પોતાની દીનનું માન અને મરતબો શ્રેષ્ટ સમજી, તે પોતાનાં વાચનારાંઓનાં મગજમાં ઠસાવવાની તેવણને કાળજી હતી.

આવો એક લેખક પોતાની ઝળકતી કારકીરદીની ભર મોસમમાં એકાએક આ દુન્યાં તજી જાય એ ગુજરાતી સાહિત્યને માટે ખરેજ કમનસીબ બનાવ લેખી શકાય. પારસી ગુજરાતી ચોપાન્યાં અને ન્યુસપેપરોને છુટે હાથે એમનાં લખાણની મોટી મદદ હતી; એકબી માસિક, અઠવાડીક કે રોજીંદું એમનાં નામ વગર ખાલી ન રહેતું હતું, અને એ ભાઇએ કેટલું બધું લખ્યું હશે કે તેમની હૈયાતી પછીબી તેમનાં લખાણો હજી લાંબો વખત ચાલવાની તેમનાં ખેશીઓ પોતાનાં વાંચનારાઓને ખુશ વધાઈ આપેછે?

'રફીક'.

મુંબાઇ:—<br>
તા૦ ૩ જી મે ૧૯૧૫.

# " અધીરી અરનવાજ " નું સાંકળ્યું.

## સાંકળ્યું (ચાલુ).

## સાંકળીઉં (ચાલુ).

# અધીરી અરનવાજ
અથવા
# પસ્તાયલી પારસણ.

## પ્રકરણ ૧ લું.
## એક કાળી રાતની કહાણી.

[રૂબાઈ]

ભાઇ ! જગદીશ્વરકા ભેદ અપાર કિસીને પાયા હય ?
જહાં ન પહુંચે ધ્યાન કિસીકા, વહીં બિલક્ષણ માયા હય.
પાની પર ધરતીકા બિસ્તર, જિસ્મે આપ બિછાયા હય,
ઉસ્ને ઇસ બિસ્તર પર રંગા રંગ સરૂપ બિઠાયા હય.

[ મુનશી વીનાયકપ્રસાદ "તાલીબ."]

ચદરઘાટથી ઉપડેલી એક 'ઝટકા' ગાડી સીકંદરાબાદ તરફ આવતી હતી. "હુસેનસાગર"ના તળાવનો લંબાણ પુલ પસાર કરી સીકંદરાબાદના રેલવે બ્રીડજની હેઠળથી તે ઝટકો 'જેમ્સ બજાર' તરફ આગળ વધે છે તેટલાં તેમાંથી એક નાજુક સાદ સંભળાયો :–

"ચલાવ જલદી !–દેર હોતી હય !"

"બાઇસાબ, મય કયા કરૂં–ઘોડા થક ગયા ઇસ લીયે જલ્દી ચલ નહીં સકતા !"

અને ખરેખર, તે ગાડીવાનની ફરીઆદ ખોટી નહીં હતી. તે 'ઝટકા'માં એક રેંડીઅળ ટટુ જોડેલું હતું, ખરૂં પુછો તો તે ગાડીવાન કરતાં તે નાતવાન પ્રાણીની દયા ખાવા જેવો તે પ્રસંગ હતો. તે લુચ્છા હાંકનારે માત્ર ભાડું ખાવાની નીચ દયાનતથીજ એક તદન તાવદાન સ્થીતીનાં અશકત ટટુને ગાડીમાં જોડયું હતું. વખત રાતે ૧૧ વાગયાનો હતો. અમાસનો દીવસ હોવાથી અંધારી રાતનો કાળાસ પુછવો પડે એમ ન હતો.

તે 'ઝટકા'માં જવાન અને ખુબસુરત દેખાવની એક પારસી અબળા એકલી બેઠેલી હતી. દેખીતી રીતે આજે તેણી પેલા ગાડીવાળાપર ચીરડાયલી અને ચીચવાયલી જણાતી હતી. ચદરઘાટથી ઉપડયા પછી એકાદ માઇલ પસાર થયો નહીં તેટલાં તે ટટુએ "થાકાના ગાઉ ગણવા" માંડયા હતા, જે મામલો જોઇ તેણીને વારંવાર ફરીઆદ કરવી પડતી હતી.

ખરી વાત તો એ હતી કે, તે લુચ્ચા ગાડીવાળાએ એવડું ભાડું મેળવ-વાની લાલચે એક થાકી ગયલાં નબળાં પ્રાણીને ફરીથી જોડયું હતું અને તેના પરીણામમાં ઉપલો ફેસ્તો હસ્તીમાં આવવા પામયો હતો !

પેલી બાનુ ઉપરાસાપરી થોડી થોડીવારે પેલા ગાડીવાનને ગાડી જલદી નહીં ચલાવવા માટે ધમકાવતી હતી, જેના જવાબમાં, તે ગાડી-વાન પોતાના હાથમાનાં ચાબુકનો તે ગરીબ મુગાં પ્રાણીપર ધુમ ઉપયોગ કરતો જઇ વાચા વગરનાં જાનવરો તરફની પોતાની અચુક જાનફેશાનીની રસ્તે મળતા રાહદારીઓને પુરવારી આપતો ધીમે ધીમે આગળ વધતો હતો !

અંતે ઉપર કહયું તેમ, સીકંદરાબાદનો રેલવે બ્રીડજ પસાર કરી તે હવે 'જેમસ બજાર'ના રસ્તાપર દાખલ થયો, પણ તેનું આસ્ટ્રેલીયન ટટ્ટુ વધુ ચાલી નહીં શકવાથી બાપડાએ દરજજે લાચારીથી તેને થોડો વખત દમ ખાવા દેવા માટે ઉભું રાખયું !

"અરે એનું નખ્ખોદ જાય મુવાનું !—એ મરી ગીયો કરી શું રહયોછ ?" પેલી જવાન બાનું 'ઝટકો' ઉભો રહેલો જોઇ બબડવા લાગી. "અરે કદદુ, કયા હયરે ગાડી ખડી કયું રખી ?"

ગરીબ બીચારો કદદુમીયાં ! મરે કે માદો પડે ? તેનું 'ટટ્ટુ ચાલે' તો તે "ગાડી ખડી કયું રખી ?" નો છાતી ઠોકીને હીંમતથી જવાબ આપે કે ? તે બાપડો ધભરાવા લાગયો કે હવે ઉત્તર શો દેવો ?

"મેરા ઘોડા બહોત થક ગયા હય—એક પાવ ઘંટા—"

"નહીં નહીં ! મુઆ ચોર ! ઘોડા થક ગયા તો કીરાયા કાયકુ જખ મારનેકુ કીયા ?" પેલો કદદુમીયાં પોતાનો વાકય પુરો કરે તેટલાં ગાડીમાં બેઠેલી પેલી જવાન સુંદરી જેણી દેખીતી રીતે કોઇ હીંમતવાન અબળા જણાતી હતી, તેણીએ થથરાવી નાખનારા મોટા સાદે તકાજો કીધો.

એજ વખતે તયાંથી એક પારસી જવાન પગે ચાલતો પસાર થતો હતો તેના કાનપર આ શબ્દો પડયા. તે ચમકીને એકદમ ઉભો રહી ગયો. અંધારૂં એટલું બધું હતું કે પાંચ સાત કદમપર ઉભેલું આદમી દેખાઇ શકે એમ ન હતું. સારે નસીબે મયુનીસીપલ બતી તયાંથી દુર હતી, જેથી પેલા જવાનને ગાડીમાં બેઠેલી બાનુ જોઇ શકે એમ ન હતું

"એ કોણ ?" પેલો જવાન મન સાથ વીચાર કરતો અજબ થતાં બબડયો "એ તો આલાંમાય એનડરસનનો સાદ છે ! એ અરધી રાતે એકલી અહીં કયાંથી આવી ? એમાં કાંઇબી ભેદ છે !"

એમ બોલી તયાં શું થાય છે તે ગુપચુપ જોતો પેલો જવાન રસ્તાની સામી બોરદુએ ઉભો રહયો.

તે 'ઝટકા'માં જોડેલું ટટ્ટુ અરધે રસ્તે અડી જવાથી હવે તેણી નીરૂપાય બની. હજી તો તેણીને ધારેલે ઠેકાણે જઇને તયાંથી પાછું ચદરઘાટ તરફ ફરવું હતું, જે લંબાણ મંજલ કાપતાં આ ફરમાસુ ટટ્ટુ આખી

રાત લઇને બામદાદ પાડે એ બનવાજોગ હતું, જેથી આ મામલો જોતાંજ તેણી એકદમ તે ઝટકામાંથી ઉતરી પડી પેલા ગાડીવાનને મનમાં ને મનમાં ધુમ ચોપડતી આગળ ચાલવા લાગી

ગાડીવાળો કદદુમીયાં તેણીને સમજાવવા દોડયો, પણ તેણી એકની બે થઇ નહી. "અભી એક આધે ઘંટેમે બાઇસાબકુ હઝરત સાબકે ઘરકુ પહુંચાતા હુ" વગેરે તેણે ઘણા કાલાવાલા કીધા, પણ પેલી જવાન પારસી અબળાએ તેની દરકાર ન કરતાં ઝડપું કદમે એકસરખું ચાલવાજ માડયું. બાપડા તે ગરીબ ગાડીવાનને ભાડાંના પઇસા પણ ન આપતાં તેણી ચાલી ગઇ. કદદુમીયાં પોતાના નામ મુજબજ કદદુ (દોધી) જેવા પોચા હતા. તેણે જોઇ લીધું કે વધુ ટેં–ટું કરવા જતાં અડીયલ ને નાતવાન ઘોડું જોડી પોતાને હેરાન કરવાના વાંક મેલી જેમસ બઝા-રનું પોલીસ સ્ટેશન, જે નઝદીકમાંજ હતું, ત્યાં તે બાઇ ફરીયાદ કરશે તો આખી રાત ચાંચડા મારવા ઉપરાંત બીજે દીને પાંચ–દશનો 'ચાંદલો' થશે તે જુદો, એમ ધારી ભાડું ન મળવા માટે આપણા કદદુમીયાંએ ચુપકીદી અખતયાર કરવામાંજ ડહાપણ વીચાર્યું.

પણ પેલો પારસી જવાન ચુપ બેસે એવો ન હતો. એવડી મોડી રાત્રે તેણી ક્યાં જાય છે તે જાણવાને તેની ઇનતેજારી હદને દરજજે વધી ગઇ હતી. જેવી તે જવાન બાનું 'ઝટકા'માંથી ઉતરીને ઝડપુ કદમે ચાલવા લાગી, તેવીજ ઝડફથી તે જવાન તેણીની પાછળ થોડાંક કદમને અંતરે ગુપચુપ ચાલવા લાગયો. જણાવવાની જરૂર નથી કે તેણી કયાં જાય છે તે જોવા માટે તેણે તેણીની પુઠ પકડી હતી.

## પ્રકરણ ૨ જું.

## "સનક–બીન–અનક !"

### [મુલતાની–ગરબી]

જગત જુઠ ધનનો મેળો છે.

બાજીગરોને તરાંહ તરાંહના–હયાં તો ખેલો છે;
કોઇ રંકને લુટે જેનો–ખાંધે થેલો છે.
મુર્ખ ખપે છે સ્યાનો જે શીર–જરનો સેલો છે;
કોડપતી કો રંક બને, સહુ–કહે એ ઘેલો છે.
માન પાન સહુ તેને મળશે– જે ધન ભેળો છે;
નાર મીત્ર ને પુત્ર સ્નેહ તો–જરનો ચેલો છે.
તે ઘર કરજોડી સહુ આવે–જ્યાં જર રેલા છે;
હરીનો મુજરો "ફીરોજ" પાછળ–જરનો પહેલો છે.

[ કવી ફીરોજ. ]

પેલી જવાન બાનુ, જેણીની ઉમર આશરે ૩૦ વરસની હતી, તેણી ઉતાવળે કદમે આગળ વધી. જેમસ બઝારની પોલીસ ચોકી વટાવી તેણી હવે મરહુમ શેઠો ભીકાજી અને પેસતનજી મેહેરજીવાળી દરેમેહેર સુધી આવી. અહીં તેણીએ જરા ઉભી રહી કાંઈ વીચાર કીધો અને પાછી આગળ ચાલવા લાગી.

દોરાબજીની કંપની તથા ચીનાઈ શેઠોની દરેમેહેર આગળ આવી લાગતાં તેણીએ જમણા હાથ તરફની આકસફર્ડ સ્ત્રીટમાં વળાણ લીધી. શેઠો શાપુરજી તથા ડોસાભાઇ ચીનાઇના બંગલાઓ અને દુકાનો પસાર કરી તેણી કેમીસરીયેટ ઓફીસનાં કીલ્લારોકાં મકાન આગળથી આગળ વધતી ઈસામુદીમ સાબનો બંગલો વટાવી મરહુમ રતનજી દસ્તુરના બંગલા અને સોમસુંદરમ સ્કુલની વચચેની ગલીમાં દાખલ થઈ.

આ ગલીનાં નાકાપર કાળી સાડીમાં સજ થયલી એક અઘોર પારસી અબળા તેની વાટ જોતી ઉભી હતી. તેણી તેને જોતાંવાર બોલી ઉઠી: "શું થયું આલાંમાય ચાલની, કયારથી તારી વાટ જોતી અહીં તપયા કરૂંછ! એટલું મોડું કેમ થયું? સારૂં થયું કે પોલીસનાં એકુ ભોંસીયાંએ મને જોઈ નહીં, નહીં તો—"

"મારો વાંક નથી, મેહેરમાસી, મુવા ઝટકાવાળા કદદુમીયાંએ ગાડીમાં એવું રેંડીયાળ ટટુ જોડયું હતું કે ચાલતાં ચાલે નહીં. અંતે અહીંના રેલવે બ્રીડજ આગળથી હું ઉતરી પડી અહીં સુધી ચાલતી આવીછ. મરીગીયા મુવાએ મને અરધે રસ્તે ફસાવી મારી, તેથી એટલું લેટ થયું. ચાલો હવે હઝરત સાહેબનું મકાન અહીંથી ઝાઝું દર નથી."

તે બંને અબળાઓ એકેકની પાંખડી પકડી મરહુમ દસ્તુર રતનજી સાહેબના બંગલા અને સોમસુંદરમ ઍંગલો વરનાકયુલર સ્કુલની વચેની ગલીમાંથી પસાર થઈ ડાબા હાથ તરફની એક સાંકડી શેરીમાં વળયાં. એ શેરીની પાછળ એક બીજી તેવીજ સાંકડી ગલી હતી, તે આખી પસાર કરી નાકેનાં એક મકાન આગળ જઈ ઓટલાપર ચઢી પેલી અઘોર અબળાએ તે ઘરનાં બંધ બારણાપર ત્રણ ટકોરા માર્યા.

જણાવવાની જરૂર નથી કે પેલો પારસી જવાન તેમની પાછળ પાછળ રાતનાં અંધારાંમાં અળગાં કદમે ભરાતો—સંતાતો તેઓ કયાં જાય છે અને શું કરે છે તે જોવા—જાણવાની અસાધારણ ઇનતેજારી સાથ, તેમની પુઠેજ હતો.

પહેલો ત્રણ ટકોરાથી બારણું નહીં ઉઘડવાથી બીજીવાર તેણીએ છ ટકોરા માર્યા; જે સાંભળી અંદરથી કોઇએ પુછયું:

"એ કોન હય?"

"**સુકન—બીન—અનક!**" પેલી અઘોર અબળાએ બારણા આગળ મોંહ લઈ જઈ ધીમેથી જવાબ આપયો.

"અચ્છા, બહોત ખુબ" એમ કહેતાંની સાથેજ તે દરવાજો ઉઘડયો અને કદાવર કદના એક ફરએ મુસલમાને તેમને આવકાર આપી અંદર લીધાં અને પાછો દરવાજો બંધ કરી અંદરથી સાંકળ મારી.

પેલો પુઠે લાગેલો પારસી જવાન આ ગંભીર મામલો જોઇ ધભરાટમાં પડયો. એવી અંધારી રાતે આ બે પારસી અબળાઓ કયાં જાય છે અને શું કરે છે તે જોવા જાણવાની ભલી મકસદથી તેણે તેમની પુઠ પકડી હતી, પણ આટલે દુર સુધી તકલીફ ઉઠાવયા પછી તે બાનુઓનો દેખાવ નજર આગળથી ગુમ થવાથી તેને ખેદ ઉપજે એ કુદરતી હતું.

"અરે અરે! હવે કેમ કરવું? 'મેહનત બરબાદ ને ગુનાહ લાઝમ' તે એનું નામ! હું શું નેમથી આવયો ને અહીં શું બની ગયું?" પેલો પારસી જવાન પોતાનાં મન સાથ એકલો બબડવા લાગયો. "એ લોક અંદર દાખલ થયા બરાબર બારણું બંધ કરી લેવામાં આવ્યાથી અંદર શું થાય છે તે મને ખબર કેમ પડશે?"

તે થોડીવાર વીચાર કરતો ઉભો રહ્યો. પાડપડોસનાં લોકો કયારનાં ઉંઘી ગયાં હતાં અને તે સાંકડી ગલી તમામ સુમસામ હતી. અગાઉ એકવાર તેનું આ ગલીમાં આવવું થયલું હોવાથી તેને બરાબર ખબર હતી કે આખી ગલીને નાકે આવેલું તેજ સર્વથી મોટું મકાન હતું, જેનો ઉત્તર તરફનો ભાગ તમામ ખુલ્લો હતો. તે મકાનનો દરવાજો પશ્ચીમે હતો અને પુરવ બાજુએ તેનું પછવાડું હતું. દક્ષીણ તરફ એક નાનું મકાન અને બીજાં મકાનોની લાંબી હારની હાર તેની જોડે જોડાયલી હતી. જયારે ઉત્તર તરફ એક ચોગાન ટેકરો આવેલો હોવાથી તે આખી બાજુ ખુલ્લી હતી. તે ખુલ્લી બાજુએ તેનું ધ્યાન કુદરતી રીતે ખેંચાવાથી તે ઝટ તે તરફ દોડયો.

"ખુદા કરે ને આએ તરફ એકાદ–બે બારી હોય–તેમ હશે તોજ મારૂં કંઈ વળશે." પેલો જવાન પારસી મકાનની ઉત્તર તરફના ખુલ્લા ભાગમાં જતાં જતાં મન સાથ વમાસવા લાગ્યો. સારે નસીબે ત્યાં તેને પાંચ જુદી જુદી બારીઓ જણાઇ, જે દરેકમાંથી અંદર થયલી રોશનીનો વધુ ઓછો પ્રકાશ બાહેર જણાતો હતો.

મકાનની ઉભરણી ઉંચી ન હોવાથી અને તે ઘર એક લાંબીને લાંબી ચાલીના આકાર જેવું હોવાથી પેલો જવાન પ્રથમ ૧ લી બારીપર ચઢયો. તેમાંથી તેણે અંદર જોયું તો બેત્રણ ઓરતો અને એકાદ બે બાળકો ભોંયપર પથારી પાંથરી ભર ઉંઘમાં પડેલાં હતાં. ભીંતપર ટીનનો એક નહાનો ડબો ધીમી જોતે બળતો હતો. તે ઓરડાનું રાચરચીલું તમામ કંગાળ જણાતું હતું. ઓરડાનું બારણું અંદરથી સાંકળ દઇ બંધ કરેલું હતું અને ત્યાં પેલી પારસી અબળાઓ જણાતી ન હતી.

તુરત પેલો જવાન ત્યાંથી નીકળી બીજી બારીએ ચઢયો. ત્યાંપણ સઘળું સુમસામ હતું અને એક દેવહારી ખોખાંપર નાની બતી બળતી

જણાતી હતી. ઓરડાનાં એક ખુણામાં કોઇ જવાન નોકરડી એક પેટીપર ભર નીંદરાવશ થયલી હતી.

ત્યાંથી પેલો જવાન ત્રીજી બારીએ ગયો. આ બારી નાની હતી અને તેને લોખંડના સળીયાને બદલે લાકડાંના ગરાજ જડેલા હતા. ત્યાં પડેલાં વાસણો અને બીજા સરસામાન ઉપરથી જણાતું હતું કે તે બાવરચીખાનાની ઓરડી હતી. આ ઓરડીમાં એક ઝુંકતી બતી હતી, જેનો ઝાંખો પ્રકાશ બતાવી આપતો હતો કે, ત્યાંનું કામ થઇ રહેલું હોવાથી તે ચેરાગ થોડા વખતમાં ગુમ થઈ જાય એમ હતું. એક બીલાડી ખરડેલાં વાસણોમાં મોં નાખી વાસણો ચાટતી હતી, જેનો ધીમો ખડખડાટ થયા કરતો હતો.

તે હવે ચોથી બારીપર ચઢયો, જયાં ઓરડાની વચે એક નહાનું લેમ્પ ટાંગેલું હતું, જેની ભભુકદાર બતીથી આખા ઓરડાની રચના અચ્છી રીતે નજર પડી શકતી હતી. તે સુવાનો ઓરડો હતો. ત્યાં સામસામા બે કોચ હતા, જે ઉપર રંગીન ચારસા પાંથરેલા હતા. પેટીઓ, ટીપાઇઓ, ત્રંકો અને બીજી ઘરસંસારી ચીજો ત્યાં નજર પડતી હતી. ભીંતપર કેટલાક તખતા તાંગેલા હતા, જેમાંનો ઘણો ખરો ભાગ અસલી ઢપના કાચપર રંગેલા ચીનાઈ તખતાઓનો હતો. આ ઓરડાનું બારણું ઉંધાડું હતું, જે પેલી બારીની બરાબર સામેજ આવેલું હોવાથી અંદરની ચાલમાંનો દેખાવ ભીંતપર ટાંગેલાં ફાનસની રોશનીની મદદથી ખુલ્લેખુલો નજરે પડતો હતો. તે ઓરડામાં કે ચાલ તરફ કોઈ જણાતું નહતું, પણ પડોસના પાંચમાં ઓરડામા કોઇ માણસો ધીમે સાદે વાતચીત કરતાં હોય એવો સાદ આવતો હતો. તે સાદપર ધ્યાન ખેંચાતાંજ પેલો જવાન તે બારીપરથી કુદી પડી પેલી પાંચમી (છેલ્લી) બારી તરફ જઇ પ્રથમ નીચેજ ઉભો રહી ત્યાંનો મામલો તપાસવા લાગ્યો.

"જયાં છે ત્યાં પેલી બેઉ જણીઓ આજે છેલ્લા ઓરડામાં હોવી જોઇએ. હા, બરાબર છે? આજે બારીમાંથી રોશનીની ભભુકબી વધુ જણાએછ માટે બહુ સંભાળથી ચીમાઇને જોવું પડશે."

હજી પેલો જવાન પોતાના મન સાથ આ વીચાર કરેછે તેટલાં તેને પેલી અધોર અબળાનો સાદ સંભળાયો. તે વાતચીત હીંદુસ્તાનીમાં થતી હતી પણ વાંચનારની સગવડને માટે આપણે અહીં તે આપણી ભાષામાંજ રજુ કરીશું.

"કેમ કરીમખાન, હઝરત સાબ કયાં છે?"

"બાઇસાહેબ, તેવણ ઉપરની બંગલીમાં છે, પણ આજનો તમારો ફેરો ફોકટ જશે એમ લાગેછ."

"કાંય કાંય? તેનું કારણ શું?"

"કારણ એ કે આજ સહવારથી તેવણની તબીઅત નાદરૂસ્ત છે."

"તબીઅતને શું છે? કંઈ વધુ બીમાર તો નથી થઇ ગયા ?"

"અરે નહીંરેજી ! ખુદા ખયર કરે ! બીમારી જેવું તો કંઈ નથી પણ ઝઇફ ઉમરને લીધે હવે દહાડે દહાડે કમતાકતી વધતી જાય છે." પેલા કોઇ કરીમખાને ખુલાસો કીધો.

"જરા જોઉં તો ખરો, અંદરનો મામલો કેમ છે ?" બારીની બાહેર ઉભેલો પેલો પારસી જવાન ઉપલી વાતચીત સાંભળી બારીપર ચઢી ચીમાઇને અંદર ડોકયું કરતાં મન સાથ પટપટયો. "હા હા, હવે સમજયો, અહીં તો કેથા કોઈ નજુમ જોનારા બુઝરગ હઝરતસાબ છે. જયાં છે ત્યાં આએ બે બાઇઓ પોતાના મનની કોઇ મુરાદ પુછવા આવેલાં લાગેછ."

તેણે તે બારીમાંથી ચીમાઇને જોયું. શું જોયું? તેણે જોયું કે તે ઓરડો ઘણી અચ્છી રીતે આરાસ્તા કરેલો હતો. આખા ઓરડામાં એક સુંદર રંગીન ગાલીચો બીછાવેલો હતો અને ચારે તરફ ગોળ મોટા તકીઆઓ મુકી બેસવાની જગ્યા બનાવેલી હતી. ઓરડાની પુર્વ ભણીની ભીંતે વચોવચમાં એક જાડી ગાદી નાંખી તે ઉપર પીળી સાટીન પાંથરીને એક અચ્છી મસનદ હઝરતસાહેબને બેસવા માટે બનાવેલી હતી, જેની બંને બાજુએ પીતલની બે મોટી ઝળકતી સમેદાનીઓ મુકેલી હતી. આ દરેક સમેદાનીમાં સાત સાત મોટી મીણબતી સળગાવેલી હતી. વળી ઓરડાની સીલીંગપર કોઈ હુનરમંદ કારીગરને હાથે બાળકો, પરીયાંઓ અને ફરીસ્તાઓના આકારો બહુ ઉંચી કારીગીરીથી ચીત્રાવેલા હતા, જેની વચે નહાની નહાની એક ડજન રંગીન હાંડીમાં કોપરેલનાં ગલાસો મેલી તેમાં રોશની કીધેલી હતી. ઓરડાની ચારે બાજુની ભીંતપર કોરાનની આયાતો લખેલા સોનેરી અને રૂપેરી રંગના મોટા તખતાઓ ટાંગેલા હતા. પેલી હઝરતસાહેબની મસનદની સામે ચાંદીનાં એક મોટાં ધુપદાનમાં બહુ ઉંચા પ્રકારની ખુશબો બાળવામાં આવતી હતી, જેની સુગંધી તે આખા ઓરડામાં પસરી રહેવા ઉપરાંત બારીને રસ્તે બાહેરની હવામાં પણ ફેલાઇ રહી હતી. પેલી બેઉ બાનુઓ બરાબર બારીની સામી તરફ ગોઠવેલા તકીયાને અઠીંગી એકેકની જોડમાં બેઠી હતી અને પેલો કોઈ કરીમખાન તેમની સામે ઉભો રહી વાત કરતો હતો. બારી તરફ તેની પીઠ હતી. તેનાં આખાં આંગપર માત્ર એકજ પટાદાર લાલ કપડું કમરથી તે પગ સુધી ઉભું વીંટાળેલું હતું, જયારે માથાંથી તે કમર સુધી તમામ ખુલ્લો હતો. તેનાં બોડકાં માથાંપરથી ખુલ્લું જણાઇ આવતું હતું કે તેણે આજેજ 'કલઇ' કરાવેલી હતી !

# પ્રકરણ ૩ જું.

## હઝરત મોહીનુદ્દીન.

### [ પદ—બરહંસી. ]

ઓ મન ! માયા તજરે !
તજ તજ શુભ ગુણ સજરે !

જકડાયું તું મોહ—જાળમાં, વ્રજ વ્રજ ભજ હર ભજરે ! ઓ મન૦
ચાર ઘડીની ચલ્તી કાજે, સુખ હરદમ ન સમજરે ! ઓ મન૦
ઘટ ચાલી રહી ઘટમાં તારી, રટ રટ રટ રબ રજરે ! ઓ મન૦
ખાલી છે તુંજ ઉધાર પાસુ, ત્યાં શું લેશે મજરે ? ઓ મન૦
અફળ ગયો અવતાર બધો તુંજ, લાજ ધરી કે લજરે ! ઓ મન૦
તન—મંદીરનાં તાજ મહેલમાં, હેતે કર તું હજરે ! ઓ મન૦
અંત સમે તો ખોખું ખાલી, પાવક વિણ શું પજરે ? ઓ મન૦
દોરંગી દુનિયાં છે દાદી, અવગુણ એક અબજરે ! ઓ મન૦
ભરાઈ ચાલ્યો ભવ આખો તુંજ, નાથ ન દીઠો નજરે ! ઓ મન૦

**[ દીલજાન. ]**

"ગમે તે હોય, કરીમખાન, પણ આજનો અમારો ફેરો ફોકટ જવો નહીં જોઇયે." પેલાં મેહેર માસી બોલતાં સંભળાયાં, "અમે એવણના હંમેશનાં ગ્રાહક છઇયે ને આજે જરૂરી કામ સારૂં આવેલાં છઇયે. અમારૂં કામ થવુંજ જોઇયે. તમે પોતે જઇને ખબર આપો. હઝરત સાબ તમારો સખુન નાખશે નહીં."

"નહીં બાઇસાહેબ, હઝરતસાહેબ આજે મનપર લે એમ લાગતું નથી. આજે એવણે રાતનું ખાણું પણ લીધું નથી. થોડુંક દુધ પી હમણાજ એક અરધો કલાક થયો એઓ આરામ કરવા ગયા છે."

"નહીં કરીમખાન, મેહેરબાની કરી હઝરત સાહેબને ઉઠાડો અને ખબર આપો કે અમારૂં કામ જરૂરનું છે. અમે તમારી પણ મહેનત જાણીશું."

પેલાં કોઈ મેહેર માસીનાં છેલ્લાં વાકયે રામબાણ અસર ઉપજાવી "અમે તમારી પણ મેહેનત જાણીશું" આ વાકય સાંભળી પેલા કરીમખાનથી જરા હસાઈ જવાયું !

"અરે નહીંરે બાઈસાહેબ, એમાં મારી મેહેનત જાણવાનું તે શું હોય?" તેણે જરા ભાર ચંપામણીથી જવાબ આપ્યો.

"લાવ આલાં, દશની નોટનો એક કટકો આપ !" પેલી અઘોર બાઈ બોલતી સંભળાઈ અને આલાંએ આપેલી નોટ કરીમખાનના હાથમાં પકડાવી.

"મને નાહક શરમાવોછ, બાઈ સાહેબ!" કરીમખાને જરા ભાર માંગ્યો.

"અરે નહીં રે ! એમાં શરમાવાનું શાનું જો બા? વળી કોઇ આપરી તરફથી મેહેનત કરે તેની કદર નહીં જાણીયે ? કંઈ ફીકર નહીં, કરીમખાન, આએ નજીવી બક્ષેશ આપતાંબી મું'ઈ અમોને તો શરમ લાગેછ. મારા સમ, એટલી કબુલ કરો ને આજે કોઇબી રીતે અમારૂં કામ કરાવી આપો !"

પેલા કરીમખાને નોટ કમરમાં ખોસ્તાં જાણે કેવોએક શરમાઈ શરમાઇને લેતો હોય તેમ માથું નીચું કરી દઈ કડવું મોં કીધું અને પછી બોલ્યો, "હું મારેથી બનતું કરીશ, બાઇસાહેબ, પછી તમારૂં કામ થાય નહીં થાય તેનો જુમ્મો મારે માથે નહીં હો ?"

"નહીં કેમ થાય, સૌ થશે. તમે જરા દબાણ કરીને અમો તરફથી બે સખુન વધુ કહેશો તો—"

"તે ખરૂં, પણ આજનોજ દાખલો લેવોની? સાંજે સાત વાગેથી એવણ અહીં બેઠા હતા. ઓછામાં ઓછાં દશ ગ્રાહક આવી ગયાં પણ આજે તબીયત સારી નહીં હોવાથી ફકત એકજ જણના સવાલનો આપ્યો અને તે પણ રાબેતા કરતાં દોહડી રકમ આપવા કહી ત્યારેજ !"

"અરે ખુદા! અહીં તો કોઇ ઠગારા વસ્તા દેખું!" પેલો બારીની બાહેરથી ચીમાઇને જોતો પારસી જવાન પોતાનાં મન સાથ બબડયો. "એ બીચારી બાઈ માણસોને ધુતવાની વાત લાગેછ અને તેથીજ હઝરત સાહેબની તબીયેત આજે બીગર્ડી આવેલી હોવી જોઇએ! વારૂં જોઉં તો ખરો, આગળ ઉપર હજી શું થાય છે."

"કેમ આલાં શું વીચાર છે ? દર બેઠકે એકાવન રૂપીઆ તો આપીયેછ તેમાં પચીસ વધુ !" પેલી અધોર અબળાએ આલાંને ગુજરાતીમાં પુછયું.

"જેમ નેક લાગે તેમ કરો, મેહેર માસી પણ કોઇબી રીતે આજે આપણું કામ તો થવુંજ જોઇયે."

"પણ તું રૂપીઆ કેટલા લાવીછ? કંઇ વધુ રકમ સાથે રાખીછ કે ?"

"હાજી, દોઢસોમાંથી દશની એક નોટ હમણાંજ તમોને આપીછ જેથી બાકી ૧૪૦ મારી પાસે સીલ્લકમાં હોવા જોઇયે."

"ત્યારે હવે ફીકર શી છે ?" અને અહીં તેણીએ કરીમખાન તરફ ફરીને કહ્યું. "આજે હઝરત સાબની તબીયેત બરાબર નથી, તોબી અમારે લીધે એવણને તસ્દી પડતી હોવાથી અમે ખુશીથી દોહડી રકમ આપીશું. પછી કંઇ છે?".

"પછી શી હરકત હોય !" પેલા કરીમે જવાબ આપ્યો. આ વખતે તેના ચહેરાપર ખુશાલી ખીલી નીકળી હતી. "હવે તમારી માંગણી મંજુર કરવી—નહીં કરવી એ એમની મુખત્યારની વાત છે. હું મારેથી બનતું કરીશ."

અને એમ કહી તે હઝરત સાહેબને કહેવા જતો હોય તેમ એ ત્રણ
ડગલાં આગળ વધ્યો પણ પછી એકાએક કંઇ યાદ આવી ગયું હોય તેમ
અચકી જઇ પાછો ફરી બોલ્યો. "જુઓ બાઇ, મનમાં કાંઇ ઓછું લાવવું
નહીં, પણ હું કહું તેમ કરો તો બહુ સારૂં."

"તે શું ?" પેલી અધીર બાનુએ પુછ્યું.

"તમે એ રકમ મને આપો. અમથો કહેવા જઇશ તો ધ્યાનમાં
"તમે એ રકમ મને આપો. અમથો કહેવા જઇશ તો એમને અહીં આવ-
લેશે નહીં. પણ રકમ સાથે લેતો જઇશ તો એમને અહીં આવ-
વાની ફરજ પડશે." તે લુચ્ચાએ પેલી બાનુઓને સમજાવવા માંડી. "જોકે
હઝરત સાબ પૈસાના લાલચુ નથી–એઓ કને મુબલગ પૈસા છે, પણ
નોટનું બંડલ જોશે તો એમનાથી ના પડાશે નહીં. કેમ, તમારો શુ
વીચાર છે ?"

"અમોને કશી હરકત નથી." પેલી ગરજાઉ બાનુઓએ બન્નેએ
સાથે જવાબ આપ્યા. તુરતજ ૧૦ ની નોટના ૭ અને પાંચનો એક મળી
રૂ. ૭૫ ની રકમ કરીમખાનના હાથમાં આલાંએ ગણીને આપી.

નોટનો વીટો લઈ કરીમ હઝરત સાબને બોલાવવા દોડયો પણ અંદર
જતાં તેની દયાનત બીગડી. તેણે તેમાંની રૂ. ૧૦ ની નોટનો એક કકડો
કાઢી ઘરનાં એક ખુણામાં પડેલી પેટીની પાછળ નાખી ઝટ પાછો પેલી
બાનુઓવાળા ઓરડામાં આવ્યો.

"અરે બાઇ સાહેબ, તમે શું કીધું ? એમાં દશ રૂપીયા ઓછા છે !"
"નહીરે કરીમખાન, મેં મારે હાથે સાત કટકા દશના ને એક
પાંચનો મળી એકંદર આઠ કટકા આપ્યા." પેલી જવાન બાનુ બોલતી
સંભળાઇ.

"તમારા ગણવામાં કાંઇ ભુલ હશે, બાઇ ! તેમ હોય તો એ કકડો
જાય કયાં ? તમે ઉતાવળમાં ગણ્યાથી એક નોટ વધુ ગણી દીધી હશે."
પેલો લુચ્ચો મુસલમીન સામો ગળે પડયો. "મેં જેમ તેમ હઝરત સાબને
સમજાવ્યા અને નોટ ગણી આપવા ગયો તો એક ઓછી નીકળી ! હઝ-
રત સાબ તો મને આવવા દેતા ન હતા પણ હું જીદ કરીને અહીં દોડી
આવ્યો છું."

પેલી જવાન બાનુને તે લુચ્ચા શખ્સપર સાબુત વહેમ ગયો કે એણે
એમાંની એક નોટ જરૂર તફડાવી છે, પણ પેલી અધીર બાનુને તેમ
લાગયું નહીં.

"દીકરી આલાં, તેંજ ગણવામાં કંઇ ભુલ કીધેલી લાગેછ."
"નહીંરે માસી, મેં આઠ કટકા ચોક્કસ ગણીને આપ્યાછ."
"પણ ત્યારે જાય કયાં, દીકરી ? એ માણસો એવા નથી. કંઇ
ફીકર નહીં, તારા ગણવામાંજ કંઇ ભુલ થયલી લાગેછ. દશનો એક
કટકો બીજો આપ !"

મેહેર માસીએ પારકે પૈસે કરવા માંડેલી આ દીવાળી આલાંને ગળે ઉતરી નહીં, પણ ગળે ગાંઠ ને મોહડે ડુચો મારી તેણીએ દશનો એક વધુ કટકો કાઢી આપ્યો, જે લઈ કરીમખાન હઝરત સાબને બોલાવવા દોડયો.

"એ મુવો કોઈ લુચ્છો છે, માસી. એણેજ વચ્ચેથી એક કટકો કાઢી લીધેલો લાગેછ," કરીમખાનની પીઠ ફરતાં પેલી જવાન બાનુ બોલી.

"નહીં નહીં, દીકરી, એમ બનેજ નહીં. આએ મકાનમાં એવી લુચ્છાઈ છેજ નહીં."

"પણ ત્યારે આએ નોટ જોશો કે નહીં? હું મારી સાથ દોહડસો રૂપીઆ લાવી હતી. હવે ગણોની? ૧૦ રૂપીયા તમે એ મુવાને પેહેલ્લા ઝાંસ્યાં, ને પછી પોણોસો અપાવ્યા. પંચોતેર ને દશ પંચ્યાસી થયા, તો દોડસોમાંથી મારી બાકી રૂપીયા પાંસઠ રહેવા જોઇયે તેને બદલે આએ તો પંચાવન છે!"

પણ મેહેર માસીની હજી ખાત્રી થઈ નહીં.

"એમ બનેજ નહીં દીકરી, તું ઘેરથીજ દશ રૂપીયાની એક નોટ ઓછી લાવેલી હોવી જોઇયે."

આલાં કાંઈ જવાબ આપે તેટલાં કરીમખાન ત્યાં દાખલ થયો અને "હઝરત સાબને તેમ જેમ સમજાવી આવ્યો છું-તેવણ આવે છે" એમ જવાબ લાવી ત્યાંની મસનદ વગેરે ઠીકઠાક કરવા પડયાથી તે વાત ત્યાંજ બંધ પડી.

વચ્ચે દશેક મીનીટ પસાર થયા પછી "હઝરત સાહેબ" આવી પહોંચ્યા.

તે એક ઉંચાં કદનો લાંબો પુરૂષ હતો. તેની વય ૮૦ દીવાળીની ઉપર ગયલી હતી. આટલું છતાં તે સરોવર જેવાં સીધ્ધાં કદનો હતો. તેની લાંબી દહાડી સાંબરના રૂ જેવી સફેદ અને સુંદર હતી. તેણે ઝીણી મલમલનાં કુરતાંપર બ્લુ મખમલમનો એક લાંબો સાહયો પહેરેલો હતો, જેની કીનારી સોનેરી કસબથી ભરી લીધેલી હોવાથી તે ઓરડામાંની ભભુકદાર રોશનીમાં ઝળકી રહી હતી. તેનાં માથાંપર પંજાબના રહીશોની માફક એક સફેદ દુપટો વીંટાળેલો હતો અને પગમાં સાંકડા પાયજાનું એક સફેદ કરચલીદાર પાટલુન પહેરેલું હતું તેના એક હાથમાં મોટા કેરબાની હારડી અને બીજામાં એક જાડી રૂપાંની લાકડી પકડેલી હતી. તે લાકડી ઉપરથી જાડી અને નીચે ઉતરતાં પાતળા આકારની હતી, જે ઉપર કોરાનની આયાતો અરેબીક ભાષામાં મોટા અક્ષરે કોતરેલી હતી. વળી આસપાસના ખાલી ખાંચાઓમાં ઝીણી સુંદર નકશી કાઢેલી હોવાથી તે લાકડી કોઇબી જોનારનું પોતા તરફ પહેલું ધ્યાન ખેંચી શકતી હતી. લોકોમાં એવી માન્યતા હતી કે એ તલેસમાતીક લાકડીની બરકતથીજ

હઝરત મોહીનુદીન પોતાના ઇલમમાં ફાવી શકતો હતો. તે જ્યાં પણ જતો ત્યાં એક લાકડી તેની સાથેની સાથે રહેતી હતી. તેને તે પોતાનાં જીવની માફક જાળવતો હતો. "હઝરત મોહીદીન સાબ" નું નામ આખાં સીકંદરાબાદમાં મશહુર હતું. નઝુમ જોવામાં તે આખાં શેહેરમાં એકકો ગણાતો હતો અને તેની ગ્રાહકી ઘણી બોહોળી હતી.

તે દરરોજ નઝુમ જોતો ન હતો. દર હીંદુ મહીનાની પુનેમ અને અમાસના બે દીવસો તેણે નઝુમ માટે મુકરર કીધા હતા, જેથી કોઈ સવાલ પુછનારને તે દીવસોએ તક મળી ન હોય તો બીજા પંદર દહાડા ખોટી થવું પડતું હતું. મહીનાનાં હરકોઈ દીવસે નઝુમ નહીં જોવાનું કારણ શું તેનો ખુલાસો "હઝરત સાબ" તરફથી કોઇને આપવામાં આવતો ન હતો.

હઝરત મોહીનુદીન તે ઓરડામાં દાખલ થતાંજ પેલી બન્ને બાનુઓએ ઉઠી ઉભાં થઈ પોતાની જગ્યાપરથીજ ઝુકીને તેવણને "આદાબ" (સલામ) કીધી, જેનો "હઝરત સાબે" સહેજ ડોકું નમાવી ઉત્તર આપ્યો અને ઘણા દમામદાર દેખાવ સાથ મસનદપર જઈ બેઠા.

"કયું બેટા, સબકુછ તયાર હય?"

"જી હાં સરકાર! સબ તયાર હય."

"અચ્છા, ચલો, ત્વાફા બિછાઓ."

"બહોત ખુબ" કહી કરીમખાને પડોશમાં પડેલી એક મોટી પેટી ઉઘાડી તેમાંથી સમચોરસ ઘાટનો લાકડાંનો એક બાજટ કાઢી હઝરત સાબની મસનદ આગળ સામે મુકયો. તે રંગબેરંગી પટાઓથી રંગેલો એક બાજટ હતો. તેના ચાર પગ ઘણા સુંદર હતા. તે બાજટપર ઉંચી કાસમની લાલ બનાત જડેલી હતી અને તે ઉપર પીળી પટીઓ સીવી લઈ ઉભાં, આડાં તેમજ આડકત્રાં નાંનાં મોટાં ખાનાંઓ પાડેલાં હતાં. આ બાજટપર હઝરત મોહીનુદીન સાબ પોતાનો નઝુમી એલમ પાસા ફેંકીને જોતા હતા.

બાજટ જોડે ચાર લંબુચા કદના પાસા કરીમખાને હઝરત સાબની સામે મેલ્યા. તેમાંના બે પાસા સફેદ હાથી દાંતના હોઇને તે ઉપર કાળી ટીપકીઓ પાડેલી હતી, જ્યારે બાકીના બે પાસા તમામ કાળા હતા, જે ઉપર રાજાવરખની ટીપકીઓ હોવાથી રાતની રોશની વચ્ચે તે દુરથી ઝલક ઝલક થતા હતા.

તે પાસામાંથી પ્રથમ કાળા પાસા હાથમાં લઈ હઝરત સાહેબે હીંદુસ્તાનીમાં પેલી અઘોર બાઇને પુછ્યું.

"ચાલો, બાઈ, બોલી દો. તમારે શું પુછવું છે?"

"હું તમોને એકંદર છ સવાલો પુછવાની છું." પેલાં મેહેરમાસીએ ઝટ ઉભાં થઈ જવાબ આપ્યો.

"તમારા સવાલો પ્રથમ તમે કાગળપર લખી કાઢો" અને અહીં હઝરત મોહીનુદ્દીન સાબે તે બાનુને કાગળ કલમ આપવાની કરીમખાનને ઈશારત કીધી.

તે હુકમપર કરીમે ઝટ અમલ કીધો.

તે બન્ને બાનુઓએ પોતપોતામાં મસલત ચલાવી તે ૭ સવાલો તૈયાર કીધા.

"એ સવાલો તમારી પાસેંજ રહેવા દો." પેલી અઘોર બાનુએ કરીમખાન મારફત તે સવાલપત્રક હઝરત સાબ આગળ મોકલવા ઇચ્છયું તે વિષે ના પાડતાં તેવણુ બોલ્યા. "તમેજ એક પછી એક સવાલ પુછતાં જજો."

અને અહીં હઝરત મોહીનુદ્દીન સાબ પેલી મસનદપર ઉઠી ઉભા થયા અને આંખ મીચી પેલી રૂપેરી લાકડીના બેઉ છેડા પોતાના બે હાથમાં પકડી માથાંપર હાથ ઉંચા કીધા. આ વખતે તેઓ મનમાં કાંઈ અરેબીક કલામો ભણુતા હતા.

પેલો જવાન પારસી જે બારીની બાહેરથી ઓરડામાં ચાલી રહેલો અજાયબ જેવો તમાશો ચીમાછને જોઈ રહયો હતો, તે હવે બેવડી ઉલટથી જોવા પડયો. તે મન સાથ બબડયો કે "મારી આટલા વખતની મેહેનત સફળ થવાનો વખત હવે આવી પુગ્યો છે."

## પ્રકરણ ૪ થું.

## "આ કલજુગનાં કૌતક યારો, રંગ બતાવે ન્યારોરે!"

### [જીંઝોટી–ગરબી.]

(રાહ): "કલજુગ તારી–રચના ન્યારી."

આ કલજુગનાં કૌતક યારો, રંગ બતાવે ન્યારોરે.—(ટેક)
મતલબ સરતાં મિત્ર બને છે, અવની માહ્ય અકારોરે;
જ્યાં જોશો ત્યાં સાંભળશો બસ, પ્રપંચનાજ પુકારોરે. (૧)
સત્ય ગયું સતયુગની સાથે, ત્રેતાનો નહિં તારોરે;
દ્વાપરનો પણુ દોર ગયો વહિ, કલજુગ છે આ યારોરે! (૨)
દોસ્ત બને છે દુશ્મન આજે, સુણુતાં એક તુકારોરે;
બધી મિત્રતા મતલબની છે, કોઈ થશે નહિં તારોરે. (૩)
કોઈ પચાવી વિત્ત પારકું, કરે ખુશાલ ગુજારોરે;
વારસ સાચા ઘર ઘર રખડે, જાય અફળ જન્મારોરે! (૪)
ભાઈ ભાઈનો વેરી બનશે, પિતા પુત્રથી ન્યારોરે;
સગાઈ છે સૌ ઠગાઈ પાકી, આ ધરણીપર ધારોરે! (૫)

ધરતીપર સૌ ધન મેળવવા, કરે અનિષ્ટ હજારોરે;
સંકટમાં સબડે છે નેકો, કરે ચમન બદકારોરે! (૬)
દુનિયાં છે દોરંગી દાદી, જોયા કૈં જરદારોરે;
સ્વારથિયો સંસાર બધો છે, આવે નવ કદિ આરોરે! (૭)

**[દીલજાન.]**

"ઠીક હવે શો હુકમ છે, બાઇ?" હઝરત મોહીનુદ્દીન સાહેબે પુછ્યું. "તમારો પહેલો સવાલ શું છે?"

"તે એમ છે, હઝરત સાહેબ, કે અત્રેથી દુરનાં એક શેહેરમાં અમારી એક સગી વસેછ. તેને પોતાના ખાવંદપર ચોક્કસ બાબતમાં શક ઉપજ્યોછ. એ શક ખરો છે કે ખોટો તે તેવણ જાણવા ચાહેછ." પેલાં કોઇ મેહેરમાસીએ જવાબ આપ્યો.

"અરે તમારૂં નખ્ખોદ જાય તમારૂં! અહીં તો બધું વેહમી વાજું દેખું!" બારીની ફાટમાંથી ચીમાઇને અંદરનો દેખાવ જોતો પેલો જવાન પોતાનાં મન સાથ બબડયો. "શરમ છે તારી ઉપર ને પેલી તારી શકમંદ સગી ઉપર! કમબખ્તો નકામાં મોતનાં ફાંફાં કાંય મારોછ? જ્યાં છે ત્યાં આએ કોઈ હઝરત સાહેબ પહેલા નંબરના ઠગારા લાગેછ. એણે દોહડી ફરી લીધી, ત્યારથીજ આપણા તો કાન ટણકયાછ!"

"અચ્છા—અચ્છા, બહોત ખુબ!" હઝરત મોહીનુદ્દીન સાબ બોલતા સંભળાયા. "મય ઇસી વખત કયા મામલા હય સૌ ઢુંઢકે નીકાલતા હું" અને એમ કહી તે મહાન નજુમી સાહેબે પેલા કાળા પાસા હાથમાં લઈ મનમાં ને મનમાં કાંઈ અગડમ બગડમ બબડીને જોરથી હલાવી ફાલ જોવાનાં રૂમાલપર ફેંકયા.

"આહ! મેરે અલ્લાહ! બાત તો કુછ બહેકી હુઇ નઝર આતી હય!" પાસાની પડતપર ભવાંનો ચીલ્લો ચઢાવી હઝરત સાબ માથું ધુણાવતા બોલ્યા. જાણે પોતેજ એકલોજ પોતાના મન સાથ બોલતો હોય અને તેનું બોલવું કોઇ સાંભળતું નહીં હોય તેવું રૂપ જાહેર કરી હેરતની આંગળી હોઠપર પકડી તેણે એકપળ પેલા પાસા બારીકીથી તપાસ્યા અને પછી મોં કડવું કરી હાથપર હાથ અફાળ્યો.

"જોયું? થઈ ખાત્રી? મેં તુંને ત્યારેજ કહ્યુંતુંની, આલાં માય, કે એમાં કંઇ ભેદ છે?" પેલી અઘોર અબળા તે જવાન બાનુનાં કાનપર પડી ધીમેથી બોલી. "જેનાં કામ તેજ કરે! પાસા નાખ્યા બરાબર ભેદ કેવા શોધી કહાડયા? જા—જા! એનાં ભવાંપર ચહડેલો ચીલ્લોજ કહી આપછ કે એ ચમકયાછ! કેમ, શું ધાર્યું, આલાં?"

પલી જવાન બાનુએ કશો જવાબ આપ્યો નહીં.

"બાઇસાહેબ, તમારી સગીનો શક ખોટો નથી!" હઝરત મોહીનુદ્દીન પડોસમાં મેલેલી પોતાની અજમતી લાકડી હાથમાં લઇ બોલ્યા.

"ત્યારે એ શક ખરો છે?"

"બેશક ખરો! દરીન–બે–શક?"

"અફસોસ!"

"અફસોસ કરવાથી કાંઈ વળતું નથી, બાનુ દુનીયાં રકમ રકમનાં ચીત્રોથી ભરપુર છે. ફરીસ્તાઓ પણ ફેરેબે ફરે છે, તો અદના આદમજાતની ત્યાં શી અવકાત?" હઝરત સાબ દિલાસો દઇ બોલ્યા. "વારૂં, એ મરદનાં નામનો પહેલો અક્ષર મને કહેશો?"

"હાજી, તેવણનાં નામનો પહેલો હરફ 'જે' છે."

"એ પારસી નામ છે, નહીં?" હઝરતે આંખ બંધ કરી પુછ્યું.

"હાજી."

"ત્યારે તો એ 'જે' હરફ 'જીમ'નાં ખાનાનો કહેવાયો. અચ્છું! જીમની સીમ હું અબ ઘડી ગોતી કહાડું છું."

એમ કહી તે મહાન નજુમશાસ્ત્રીએ બંધ આંખે હાથમાંની પેલી ચાંદીની લાકડી પોતાનાં માથાંપર છ વખત આડી–અવળી ફેરવી અને સાતમે ફેરે જ્યાં બેઠો હતો ત્યાંજ સહેજ વાંકો વળી લાકડી પોતાની ગરદનપર ઉભી મેલી હાથ છોડી દીધો. પેલી બંને બાનુઓ જોય છે શું કે તે લાકડી હઝરત સાબની ગરદનપર કશાપણ આધાર વગર બરાબર સીધી રહી!

બારીની બાહેરથી ચીમાઇને અંદર જોતો પેલો પારસી જવાન પણ આ અજાયબ મોજેજો જોઈ ઘડીભર હેરત થયો અને મન સાથ બબડયો કે "અરે એ તો કોઈ જબરો જાદુગર જણાય છે!"

ઓરડામાંની ભભુકદાર રોશનીને લીધે તે અધર ઉભેલી ચાંદીની લાકડી ચકચક થતી હતી અને તે દેખાવ એક તરફ જેમ અજાયબ કરનારો તેમ બીજી તરફ બહુ મોહક દેખાતો હતો.

તેજ વાંકી સ્થીતીમાં પેલા નજુમશાસ્ત્રીએ પોતાના બંને હાથ પોતાની પીઠ પાછળ ફેરવયા અને પડોસમાં ઉભેલા કમરૂદીનને હુકમ ફરમાવયો કે "બેટા! અંબર લગા!"

"જી હુઝુર" કહી પેલો જવાન ફરબે મુસલમીન પાસેના એક તાંકમાંથી અંબરના અરકની એક નહાની સુશોભીત સીસી લઈ આવયો અને હઝરત સાહેબની પીઠ પાછળ જઇ તેવણના હાથપર તે સીસીનો ખરડેલો બુચ લગાડી સીસી પાછી તેની અસલ જગ્યાપર મુકી.

"અગર વોહ શખ્સ બુરા હો, તો મેરે હાથમે યેહ અંબરસે આતીશકે સોહલે નીકલે" પેલા જવાન મુસલમીને પેલું કહેવાતું અંબર લગાડયા બરાબર હઝરત સાબ મોટેથી બોલ્યા "અગર વોહ શખ્સ નેક હો તો દીમાગ તર હોજાય વયસી ખુશબો નીકલને પાય! ચલ બુલબુલ!—ચલ બુલબુલ! તુઝે રોઝે કીયામતકી કસમ!"

અને તેજ પળે એક મોજેજા મીસાલ હઝરત સાબના પીઠ પાછળ વાળેલા બંને હાથમાં આતશનું એક ભડકું સળગી ઉઠી જોતાં જોતાંમાં પાછું હોલવાઇ ગયું!

પેલી બાનુઓ તે તલેસમ જોઈ અચરતીથી દંગ થઈ ગઈ.

"અચ્છા, અબ એક અઓર તરાંહસે દેખતા હું." પેલા નજુમશાસ્ત્રીએ પીઠ પાછળ વાળેલા હાથ આંગલી તરફ લઇ તે ઉપર ત્રણવાર ફુંક મારી કમરૂને ફરમાવ્યું: "બેટા, કાલી બીલ્લીકુ બુલાવ!"

"જી હુઝુર" કહી કમરૂદીન તે ઓરડો છોડી ગયો અને બીજીજ પળે એક શુધ કાળી બીલાડી, જેનો એક પણ વાળ બીજા રંગનો નહીં હતો, તેને લઇ આવ્યો. હઝરત સાબે તે બીલાડીને હાથમાં લીધી અને પુછડીમાંથી પકડી પોતાનાં માથાંપરથી ત્રણ ચક્કર ખવાડી ચોથાં ચક્કરે ઓરડાના દરવાજા તરફ ફેંકી, જ્યાં કમરૂએ તેને આબાદ ઝીલી લઇ ઘરનાં અંદરનાં ભાગમાં છોડી દીધી.

"કાલી બીલ્લીકે કસમસે 'જે' નામ વાલે જીમકે ખાનેસે દેખતાં હું મય—ચલ બુલબુલ! ચલ બુલબુલ તુઝે રોઝે કીયામતકી કસમ!" એમ બોલી ગરદનને એક આંચકો આપી પેલી લાકડી હઝરત સાબે પીઠ પાછળ પાડી નાખી, જે કમરૂએ લાવીને તેમના હાથમાં પાછી આપતાં હઝરતે તે ઉપર છ બોસા લઇ બાજુમાં મેલી.

પછી હઝરત સાહેબ નીચલી રમુજી શયર બોલ્યા, જે સાંભળી પેલી બંને બાનુઓને છુપું હસવું આવયા વીના રહ્યું નહીં—

"સયપ બીન કયફ નહીં—સંદુક બિન કીલ્લી નહીં,
અક્લ બીન આદમ નહીં—દુદ બિન બીલ્લી નહીં!"

"આફરીન—આફરીન!" પેલો બારીમાંથા ચીમાઇને જોતો પારસી જવાન આ ફરમાસુ શયર સાંભળી મન સાથ રમુજ પામતાં બબડયો "હઝરત સાબે તો શાયર ફીરદુસી તુસીનેબી હટાવી દીધો! અફસોસ! પેલી બુબખ બઇરીઓની અકકલ શું હજી ઉંઘડતી નથી? આએ મવલાપીર તો કાંઈ જબરો ઠગારો જણાય છે? "અકલ બીન આદમ નહીં" એમ ખુલ્લે ખુલ્લા બોલોમાં એણે ઇશારો કરવા છતાં હજી એ મુરખાંઓની ઉંઘ શું નથી ઉડતી? અરે પરવરદેગાર! એ હું શું જોઉં છ?"

"અચ્છા, અબ દેખો! જીમકી સીમ રસ્તેપર આઇ હય" એમ બોલી પેલા કાળા પાસા, જે હજી ત્યાંજ પડયા હતા, તે તરફ એક નઝર નાખી તે મહાન નજુમીએ પોતાના ડાબા હાથની બીજી આંગળીના છડા કાપાપર મોટો અંગુઠો મુકી કાંઈ ગણત્રી કરતાં નીચે મુજબ બોલવા માંડયું.—

"જીમ જલ્લાદકા ભાઈ—કાફ બડા કસાઇ!
બે એકસકો પાયા—ઝાલ ઝહેમત ઉઠાયા!

નુન નખરેસે ચલતી—દાલ સ્વાદ બદલતી !
સીન સહિહરકો મારે—મીમ મહબતસે હારે !
લામ લટપટમે આલા—ખય ખટપટકી ખાલા !
ચીમ ચકમકકી ચીચી—ડાલ ડાકિનસે નીચી !
અઇન એજમતસે છોડે—ગઇન ગાનિમકો જોડે !
સ્વાદ નીમક બિન ફીકા—ઝે તરસા હય જીકા !
યે યારોંકા સંગી, તોય હરદમ તરંગી !
રે રેહમતસે રાઝી, ફે ફઝીયતકા કાઝી !
હે હાલ—હવાલી—વાઉ ચુડેલકા વાલી !
સે સેહરામે ધુમે—અલેફ આશકકો ચુમે !
કાફ કિસમતકા તુટા—ગાફ ગયરતસે છુટા !
તે તકદીરકા નાદી—શીન શયતાનકી દાદી !

એમ બોલી સુફેદ પાસા હાથમાં લઇ ખુબ હીલાવીને પેલા બાજટ-પર ફેંકયા.

"આહ ! હઝીર કે ઘર ફકીર—બીલ્લી કે ઘર શીર ! બસ ! અબ ખાતીરઝમા હો ગઈ ! કાફ કીસમતકા તુટા—ગાફ ગયરતસે છુટા ! બાઇ સાહેબ, ઈસમે કુછ ફરક નહીં. વો કોઇ બડા બદમાશ નઝર આતા હય અપની બીબીકી આંખ ચુરાતા હય !"

હઝરત મોહીનુદદીનનો આ જવાબ સાંભળી પેલી અઘોર અબળા પોતાની જવાન સાથીનું મોં જોવા પડી.

"કેમ, હવે થઇ તારી ખાતરી ? તારો બંધેવી તું ધારેછ તેવો ફુલ ફરેસ્તો નથી જો ! હઝરત સાબ શું બોલ્યા તે તેં સાંભરયું કે ?"

"સાંભલ્યું, માસીજી, પણ હવે એનો રસ્તો શું ?"

"રસ્તો આપણા હઝરત સાહેબ પોતેજ દેખાડશે."

આ વખતે હઝરત સાહેબ જાણે કેવાએક વીચારમાં લીન હોય તેમ ગંભીર ચેહેરે પેલા બાજટપર પડેલા પાસા તરફ એકકી ટગરે ટીકી રહ્યા હતા. તેવણુની નઝર પાસાપર હતી, પણ કાન તો તે બંને બાનુઓ વચ્ચે શું બોલાય છે તે સાંભળવાપર ખેંચાયલા હતા !

"હવે એનો ઉપાય શું, હઝરત સાહેબ ?" પેલાં મેહેરમાસીએ પુછ્યું.

"ઉપાયની શી કમતરતા છે, બાઈ, એ તો ઉપાય લેનારના હાથ અને હીંમત આધાર રાખે છે."

"અમોને સમજ પડતી નથી, હઝરત, જરા ખુલ્લા બોલોમાં બોલો !"

"એમાં ખુલ્લું બોલવાનું છે શું ? ઉપાય એક મુકીને એક હજાર છે પણ ખરચ કરવાની તમારામાં તાકાત જોઇયે."

"માર્યો ઠાર! વળી પાછા લાવ મારા પોણુપાંચ!" પેલો બારીની બાહેરથી ચીમાઇને જોતો પારસી જવાન મન સાથ બબડયો. "વળી કાંઈ ઇલ્લિમબીલ્લમ બતાવીને દોડીયાં ઓકાવવાની વાત છે! વારૂં જોઉં તો ખરો, ઉંહડો કેઇ તડ બેસેછ?"

"મારી પાસે ત્રણ હજાર વરસપર અરબસ્તાનમાં લખાવલી એક મહાન ઓલ્યા, જે પોતે મોટો નજુમી હતો, તેના હાથની લખેલી એક પ્રાચીન અને પુરાતન કેતાબ છે, તેમાં હજારો હીકમતો અને કરામતો દેખાડેલી છે. તેમાં રકમ રકમનાં તાવીઝો લખેલાં છે—જાતજાતની નીરંગો સુચવેલી છે. એમાંની અનેક ચીઝો કામ આવે એવી છે. તેમાં એક એઝમતી નીરંગ એવી છે કે ચોકસ જાતનાં ઝાડના પાલાનો રસ કાઢી તે રસથી કાગળ પર લખી જુદી જુદી ૧૦૦૧ દુવાઓથી તેને પવિત્ર બનાવવી જોઇએ. એ નીરંગને બાળીને તેની રાખ એવા ધણીને ચાહમાં કે હરકોઈ પીણામાં ભેળીને પાઈ હોય તો પીનાર ધણી પાનારનો જીંદગી સુધી તાબેદાર થઈ જાય." હઝરત મોહીનુદીન સાહેબે ખોલાસો કીધો.

"એ શું બોલોછ, હઝરત, શું એવું ખરેખર બને?"

"અલ્લાહના કસમ! વગર શકે બની શકે, શું તમને મારાપર વિશ્વાસ નથી?"

"વિશ્વાસ નહીં હતે તો અમે અહીં આવતે શું કરવા? પણ એમજ જો બનતુ હોય તો પછી—" અને અહીં મહેરમાસીએ આલાં એનડરસન તરફ જોઇને કહ્યું—"કેમ આલાં તું બોલતી કેમ નથી?"

"હું શું બોલું, માસી? મને એમાં શું સમજ હોય? જેમ તમોને લખાઇ આયુ હોય તેમ કરો."

"પણ મરે, જરા કંઇ તારી રાય (સલાહ) તો આપશે કે નહીં?" પેલાં માસી આલાંનો આંગ અળગું કરનારો જવાબ સાંભળી લગાર ચીચવાઇને બોલ્યાં.

"જેમાં હું સમજું નહીં તેમાં મારેથી મત નહીં અપાય, માસીજી."

"ત્યારે અહીં સુધી આવી શું ધુર મુકવા?" માસી ચીરડાઇ ગયાં. "એવું હતું તો મને આગમચથીજ છેડો છોડવવો હતો કે હું મારે મારૂં મન ચાહ્યું ફોડી લેતે."

"માસી—માસી, જરા વકુફ વાપરો!" પેલી જવાન બાનુએ માસીજીને ચેતવણી આપી સાવધ કરતાં કહ્યું. "મીજાજ ખોહી દેવાનો જેમ આએ વખત નથી તેમ જગ્યાબી નથી. તમોને જે કંઇ કહેવું બોલવું, હોય તે કાલે મારે ત્યાં આવીને મને કહ્યા કરજો."

"બાઇ સાહેબ! હઝરત સાહેબની તબીયેત નાદરૂસ્ત છે અને તેવણું વધુ વખત ખોટી થઇ શકશે નહીં" તે માસી—ભાણેજની તકરાર ચાલતી

હતી તેટલાં હઝરતે ઇશારત કરવાથી પેલા જવાન મુસલમીને અધોર અબલાનું ધ્યાન ખેચ્યું.

"નહીં નહીં કમરૂદીન, અમે કંઇ મારામારી નથી કરતાં!—એ તો જરા અમારી વચ્ચે મસલત ચાલી રહીછ!"

"તે ખરૂં પણ બાઇ, હઝરત સાબની તબીયેત જરા નાસાજ હોવાથી—"

"હં હં, ચાલો—ચાલો, કંઈ ફીકર નહીં. હું એવણુને વધારે ખોટી કરવા કાંહ માંગુછ જો?" અને એમ બોલી મેહેરમાસીએ હઝરતને કહ્યું "તમે એમ ધારોછ હઝરત સાહેબ કે એ બગડેલો મામલો તમો કહોછ તેવો ઉપાય લીધાથી સુધરશે?"

"દર—ઇન—ચે શક? વગર શકે સુધરશે."

"વારૂં એના ખરચનું કેમ?"

"એ તમારી મરજીનો સવાલ છે. હું કંઇ પૈસાનો ભુખો નથી—આરબી હું તો તેને ધીક્કારનારો માણુસ છું."

"ધણો—ધણો! પૈસાને ધીક્કારનારો હતો તેથીજ બંગલીપર ચઢી બેઠો હતો!" પેલા બાહેરની બારીએથી જોતા પારસી જવાને હઝરત મોહીનુદદીને આપેલો જવાબ સાંભળી મન સાથ ટકોર કીધી. "ફક્ત નાક સુંઘીનેજ પટીમાં ઉંચા કરેછ. રોકડ રૂપીયાને તો અડકતોજ નથી—ફક્ત નોટનાં બંડલને બંડલજ ગડપ કરેછ! વારૂં બચ્ચાજી, થોભ, તારો હું કાલે ધાટ ધડુંછ."

"અરે હારે હઝરત સાબ, તમે તે વળી પૈસાનો કીયે દહાડે લોભ કીધોછ કે તેની વાત?" પેલી અધોર બાઇ હઝરત મોહીનુદદીનની કદર બાઇને બોલી. "ખુદાએ તમુને તે શું કમી બક્ષેલું છે કે તમે એવા પૈસાની તલબ કરો? મરૂં તમે તો એના પૈસા તરફ ઝાંખાને જુવોબી નહીં!"

"હારે હા, સીપલાંબાઇ, વાત તો ખરી!" પેલો પારસી બારી આગળ મન સાથ બબડયો. "તું રાન વહેમથી આંધલી થઇ મુઇછ તે તારી અકલ કાંહથી કામ કરવાની હતી? સબર કર, રાન દદા! હું તારીબી મુંડી મરકુંછ!"

"મને પૈસાની દરકાર નથી—મને મારા ઇલમની દરકાર છે અને આએ સુફેદ દહાડી તમામ આદમજાતનું ભલું કરવા માટે સરજાયલી છે." પેલા હઝરત સાબ ગંભીર સાદે દહાડીપર હાથ ફેરવતા બોલ્યા.

"ખરૂં છે હઝરત!" મેહેરમાસી બોલ્યાં.

"બોલે બોલ ખરૂં! એ બગલો ભગત વગર શકે આદમજાતનું ભલું કરવા સારૂંજ સરજાયલો લાગેછ!" પેલો જવન બારી આગળ બડ-

પટયો. એણે "આદમ જાતનું શું થોડું ભલું કીધું છ ? તમારા ગજવામાંનો ભાર ઓછો કીધો ને કરેછ, એજ એની ભલાઇ શું ઓછી છે ? અરે તમારૂં સત્યાપાત થાય તમારૂં ! આએ બારીને જો સળીયા નહીં હતે તો જાણે એકદમ અંદર કુદકો મારી એ બેઉ ધરડાં ઘુવડોની ગળચીજ મરડી નાખું !" એમ બબડી તે ચીચવાયલો જવાન પાછો સાંભળવા પડયો.

## પ્રકરણ ૫ મું.

## "આદમ જાતનું ભલું કરવું એ બંદાનું કામ છે!"

**[ મનહર. ]**

કળિયુગ કહે છે કે અન્ય જુગે બહુ કાળ,
જપ તપ ધ્યાન દીન કીધે મોક્ષ થાય છે;
પણ કળિયુગમાં તો ગાય તણા શિંગડાએ,
રાઇકણ રહે તેટલાં મહીં તરાય છે;
અર્થ આનો ઉંધા લોક સુધો સમજતા નથી,
બગ–ભક્ત વડે ઉલટા તે છેતરાય છે;
કળિયુગ મહિમાનો અર્થ એટલોજ છે કે,
કળિમાં તો ભક્ત ભલા જેવલ્લા જણાય છે.

[ કવી નગીનદાસ સંઘવી ]

**[ દોહરા ]**

મુનિરૂષિનાં પણ મત નથી, મળતાં આડે અંગ;
અજ્ઞાનીનો કયાં થકી, અનુમતિ તણો પ્રસંગ ?

* * *

હે સાગર ! તુજમાં ભર્યું, અથાગ જળ અભિરામ
તૃષા સમે નહિ કામનો, શું પછી તારૂં કામ ?

* * *

દુર્જનનું દુર્જનપણું, પ્રગટ પાધરૂં થાય;
લસણ તણી દુર્વાસના, ઢાંકી નવ ઢંકાય.

* * *

[ કવી છોટાલાલ સેવકરામ ]

"ત્યારે હવે એનો રસ્તો શું હઝરત સાહેબ ! " તે અધોર અબળાએ પુછયું. "મને કંઇ માર્ગ બતાવો !"

"કેવે રસ્તે કામ લેવું તે તો હું તમોને કયારનો કહી ચુકયો છું. બાનુ હવે બીજો માર્ગ કેવો હોય ? મેં કહી તે નીરંગનો ઉપયોગ કરવો હોય તો ત્રણુસેં રૂપીયાનો ખર્ચ થશે–મને મારી મહેનતનું કશું જોઇતું નથી–તમે મારાં હમેશનાં ચાલુ ગ્રાહક છો એટલે હું મારી મહેનતનું

તમારી પાસેથી કશું દામ લેવા ચાહતો નથી, પણ એ એઝમતી નીરંગ તૈયાર કરતાં એટલો ખરચ કરવો પડશે. છે તમારી હીંમત તેમ કરવાની?"

અહીં પેલાં મેહેરમાસીએ તે જવાન બાઈ તરફ જોયું.

"કેમ આલાં, શું વિચાર? હઝરત સાહેબ કહે છે કે ત્રણસેનો ખરચ છે."

"જેમ તમોને સારૂં લાગે તેમ કરો, માસી, એમાં મને શાનું પુછોછ?"

"પણ તુંને નહીં પુછું તો કોણને પુછું? દીકરી, તું આજે એમ શું કર્યા કરેછ? મરેરે! મને તો કંઈ સુજબી નહીં પડતું."

"ત્રણસો રૂપીયાની રકમ તો ઘણી છે, માસી, કંઈ પાંચ પચાસમાં નહીં થાય?"

"પચાસમાં શું કામ—પાંચમાબી થાય!" હઝરત સાહેબ જેવણ આટલો વખત ગુજરાતી નહીં સમજવાનું અંજાણપણું બતાવતા હતા તેવણે વગર પુછવે વચ્ચે જવાબ આપ્યો; "પાંચ રૂપીયામાંબી થાય, પણ એ તો જેવું દામ તેવું કામ! બાનુઓની બાંગડી કાચનીબી બને છે અને હીરા મોતીની પણ બની શકે છે, પણ કાચનું કામ કાંચ કરે, સોનાનું કામ કામ સોનું કરે અને હીરા—મોતીની ઝમક હીરા—મોતી બતાવે! નાની રકમના નુસ્ખાઓ મારી કને નથી એમ નથી, પણ તે કારગાહ નહીં લાગે તો તેનો જુમ્મેદાર હું રહીશ નહીં." હઝરત સાહેએ રોકડું પરખાવ્યું.

"ઓ નહીં! તેમ હોય તો અમે પૈસાની કસર કરવાનાં નથી." પેલી અઘોર અબળા બોલી પડી.

"મારી સલાહ પણ એજ છે, બાઈ કે કરવો તો રામબાણ ઉપાય કરવો કે પાછળથી પસ્તાવું નહીં પડે." હઝરત સાહેબ બોલ્યા. "થોડા પૈસાની કસર કરી આપણું કામ બગાડવું એ ડાહ્યા માણસોને શોભે નહીં."

"લાખ રૂપીયાની વાત છે!" બારીની બાહેર ઉભેલો પેલો પારસી જવાન મન સાથ પટપટયો. "એવાં સઘર બીલ્લુઓને એ સેહેલાઇથી શું કામ જતાં મુકે? જ્યાં વહેમી વસતાં હોય ત્યાં ધુતારા ભુખે નહીં મરે!"

"ઠીક છે ત્યારે, હું એ રકમ આવતી કાલે તમોને આપી જવસ." મેહેર માસી બોલ્યાં. "વારૂં, તમે એ ખાક મને કયારે આપશો?"

"તેને તૈયાર થતાં ત્રણ મહીના થશે. બાનુ, તમે કાલે અવેજ લાવી આપશો તો પરમ દીવસથી હું મારાં કામપર મંડીશ. એ કામ ઘણીજ પવીત્રાઇથી અને પાકીઝગીથી બજાવવાનું છે. અને માટે મને દરરોજ મધરાતે બાર વાગાથી બામદાદ સુધી જાગવું પડશે. એ નીરંગને

જાતજાતની દુવાઓનાં ભણુતરથી પાક કરવી પડશે. વળી એ નીરંગ લખવા માટે ચોક્કસ જાતનાં ઝાડની જડીબુટી મેળવી તેનું તેલ કાઢવું પડશે."

"ત્રણ મહીના ! એ તો ઘણી લાંબી મુદ્દત કહેવાય, હઝરત !"

"ત્રણ મહીનેબી તૈયાર થાય તો તમારાં નસીબ !" હઝરત સાએ આમું ચમકાવવા કહ્યું. "આ કાંઇ ખાવાનું કામ નથી, બાઇજી, મારાં લોહીનું પાણી થશે ત્યારે એ અઝમત તૈયાર થશે, સમજ્યાં?"

"ઠીક છે, ત્યારે ! આએ કામ અમે આજથી તમોને સોંપેલું સમજશો. હું કાલે એ રકમ તમોને લાવી આપસ."

"બાઈ સાહેબ, એક પચીસ રૂપીઆ વધુ લેતાં આવજો." અહીં પેલો જવાન મુસલમીન વચ્ચે પુરાયો. "એની પાછળ બીજો ઉપલગ ખરચ કરવો પડશે–તેમાંથી જે ખરચાશે તે ખરચી બાકીનું તમોને પાછું આપીશું, તેની ચીંતા કરશો નહીં."

"રૂમરી નંબર હું !" પેલો પારસી જવાન બારી આગળ બબડયો.

"ઠીક છે, કરીમખાન, પચીસ રૂપીયા હું વધારે લાવસ."

"ચાલો હવે તમારા બાકીના પાંચ સવાલો જલદી જલદી કહી જાઓ, બામદાદ થશે પણ આજે આપણો છુટકો થાય એમ લાગતું નથી." હઝરત બોલ્યા અને બીજો સવાલ સાંભળવાની તલબ કીધી.

"હવે બાકીના સવાલોમાં કંઇ ઝાઝો દમ નથી, હઝરત, તે તમે બબ્બે મીનીટમાં કહી શકો એવા છે." અને અહીં મેહેરમાસાએ તે સવાલો એક પછી એક રજુ કરી તેના જવાબો મેળવ્યા. આપણી વાર્તામાં આપણને રકમ રકમનાં ચીત્રો જોવાનાં હોવાથી અત્રે આ દેખાવને લંબાવવાની જરૂર નથી. પાછળા પાંચ સવાલો માંહેલો એક સવાલ કેવો હતો તે વાંચનારની જાણ માટે અત્રે રજુ કરવાની જરૂર છે. તે સવાલ એવો હતો કે "પેલો જે નામ ધરાવનાર શખ્સ જે પારકી ઓરતનાં પ્યારમાં ફસેલો છે તે ઓરતને કોઈ છુપા એલમથી હેરાન કરવાનું બની શકશે કે?" એનો જવાબ તેણે હકારમાં આપી પોતે તે ઇલમમાં ઉસ્તાદ છે એમ જણાવ્યું !

આ જવાબ સાંભળી બારીની બાહેરથી ચીમાઇને અંદરનો મામલો તપાસતા પેલા પારસી જવાનને બહુ ઝનુન છુટયું.

"ઓ ખુદા ! હવે તો હદ થઇ !" તે મન સાથ પટપટયો. "વરપર વહેમ પડયો એ તો સાધારણ વાત હતી, પણ વર જે ઓરતના પ્યારમાં પડયોછ, તે ઓરતને હેરાન કરવાની હદ સુધી ઇચ્છા ધરાવવી એ તો અવધી થયલી કહેવાય ! એ નખ્ખોદ ગીયાંઓ વખતે કાંઇ કોહટાં–કાવત્રાં કરી કોઇ નીર્દોષ અબળાને ઠાર મારી નાંખવાને બી ચુકે નહીં એમ લાગેછ. ઓ પરવરદેગાર ! એ શું કહેવાય ? આએ હઝરત તો કો[illegible]

જબ્બરો ઠગારો જણાય છે. ખુદા જાણે એવી રીતે કોણ કોણ ભોળાં ને ભાનભુલાં આદમીઓને એ રોજ ભોળવી-ભમાવી ધુતતો હશે? અફસોસ! અફસોસ!"

"ચાલો ત્યારે હવે અમે રજા લઇશું, હઝરત સાહેબ!" પેલી અધોર બાઇ બોલતી સંભળાઇ. "માફ કરજો, તમારી નાદરૂસ્ત તબીયત છતાં અમારે સારૂ તમે આજે એટલી બધી તકલીફ ઉઠાવી અમોને ઘણાં આભારી કીધાંછ."

"શું ખુશામતખાર બઇરી છે! ખોબે ખોબે રૂપીયા લીધા પછીજ એ ઠગારાએ આટલી બધી 'તકલીફ' (!) ઉઠાવીછ તેનું તો જાણે અને ભાનજ નથી. ઓ વહેમ! વહેમ! વગર શકે તું ગમે એવા અકલમંદ માણસને આંધળું બનાવેછ, આએ ડોસી કોઈ બડી વેહમીલી લાગેછ; એવાં વહેમનાં બારદાનો હોય નહીં તો એવા ધુતારાઓ ભુખે મરે નહીં!" પેલો પારસી જવાન અફસોસ કરવા લાગ્યો.

"કાંઈ નહીં, બાઈ સાહેબ, એમાં આભાર શાનો માનવાનો? મે તો મારી ફરજ બજાવીછ." હઝરત સાહેબે જવાબ આપ્યો. "આદમજાતનુ ભલું કરવું એ બંદાનું કામ છે. એમાં મેં વધુ કશું કીધું નથી."

"બીલકુલ નહીં!" પેલો પારસી જવાન બારી આગળ બબાડ્યો, "એવણે કીધામાં કીધું બસ એટલુંજ કીધું કે નોટનું બંડલ પેટીમાં મુકયું! એ કંઈ વધુ કીધેલું કહેવાય! કેવો પરમાર્થી આદમી! ગરીબ બીચારો! પોતે આદમજાતનું ભલું કરવાજ જનમેલો એટલે એને લોભ-લાલચ કે પૈસા-ટકાનો અભખરો હોયજ કયાંથી? એ બીચારો પૈસાને અડકેછબી કયાં જે? ઓ દુનિયાં! દુનિયાં! તું ફંદ-ફરેબથી કેવી ભરપુર છે? તારા પેટમાં રાતને દહાડો કેવા કેવા પ્રપંચો ચાલે છે? સાધુના વેશમાં સંતાયલા એવા સાચા સહેતાનો ભોળાઓને કેવાં ભમાવે છે? અફસોસ!—અફસોસ! કાંઇ ફીકર નહીં, બચ્ચાજી, હમણાં તારો મલકાવાનો વખત છે તો અચ્છી રીતે મલકાઈ લે, પણ હુંબી ખરો કે કાલે તારો ને કોમને હીણું લગાડનારી આએ દલદ્દર દદાઓનો બરાબર ઘાટ ઘડુંછ."

"ત્યારે હવે અમોને રજા છે, હઝરત સાહેબ?"

"હાજી, હવે આપણું કામ પુરૂં થયુંછ."

અહીં હઝરત મોહીનુદીન સાહેબ પોતાની મસનદપરથી ઉઠી ઉભા થયા અને ઉઠતી વેળાની બંદગી કરતા હોય તેમ ચારે તરફ મોહડું કરી મનમાં ને મનમાં કાંઈ છુપા કલામ ભણ્યા પછી પેલા બાજટને વાંકા વળી ત્રણવાર હાથ લગાડયો. બાદ પેલી "એઝમતી" રૂપાંની લાકડી લઈ, બાનુઓને નમન કરતા, જેવી ગંભીર અદાથી આવ્યા હતા, તેવાજ ગંભીર રોબથી તે ઓરડો છોડી ગયા.

## પ્રકરણુ ૬ ઠું
## "બચ્ચા, ૨૪ કલાક થોભ !"
### [ બીહાગ—પદ. ]

જો મંદિર નહિં નાથ બસે સો—મંદિર ક્યા હે કામકે;
જોગી કોઇ જુઠ નામકે—બસ્રો પહેનત ચામકે.
અપને ઘટકો નાથહિ છોડત—સોધત ઓરહિ ઠામકે;
પેટ કાજ તો વેઠ ઉઠાવત—આવત દામ હરામકે.
જેસે મુનિજન આસન માંડત—સેવક આઠો જામકે;
ફીરોજ જન સબ ઘટ હરિ રાખો—રહો નહીં બસ દામકે.

[ કવી ફીરોજ બાટલીવાળા. ]

તેવણુને જતા જોઇ પેલી બંને અબળાઓ તેમનાં માનને માટે ઉઠી ઉભી થઈ. તે જોઈ પેલા પારસી જવાનનું પુરૂં પાકી ગયું. એવા એક ઠગારાને આ ભોળી અબળાઓ આટલું અસાધારણુ માન આપે એ તેનાથી જોઈ શકાયું નહીં, પણુ તુરત વેળા તે વધુ કાંઈ કરી શકયો નહીં.

"બચ્ચા, ૨૪ કલાક થોભ—હું તુંને લશ્કરી માન અપાઉં છ!" તે મન સાથ ચીચવાયો અને પાછો અંદર જોવા લાગ્યો.

હઝરત સાહેબ વીદાય થયા પછી પેલા જવાન મુસલમીને નજુમ જોવાનો બાજટ પાછો તેની અસલ પેટીમાં ઉંચો કીધો. પેલી મસનદનો ઝોળ વીંટો કરી ભીંત સાથ અથડાવી મુકી અને એક સીવાય બીજી બધી બત્તી બુજાવી નાંખી. આટલું કામ બજાવી તે પેલી બંને બાઇઓને રવાના કરવા સારૂ આગલી તરફ લઇ ગયો. કરીમખાન આગળ અને તે બેઉ બાનુઓ પાછળ પાછળ ચાલતી હતી.

"ચાલો, નાટક ખલાસ ! હવે અહીં મારૂં કામ નથી. કમબખતોને લીધે બારીએ ટીંગાતાં ટીંગાતાં મારા હાથ અને ટાંટીયા બેઉ રહી આયા!" એમ બોલી તે પારસી જવાન ઝટ બારીપરથી જમીનપર કુદયો અને પેલી બાનુઓ આગલા દરવાજા તરફ જઈ પુગે તેની આગમચ તે તરફ દોડી પહોંચી ત્યાંની બેઉ સાંકડી શેરીઓ વટાવી સોમસુંદરમ સ્કુલના નાકાં આગળ આવી અંધારામાં છુપાઇને ઉભો રહયો.

વચ્ચે એકાદ બે મીનીટ પસાર નહીં થઈ તેટલાં પેલી બાનુઓ તે તરફ આવી પુગી. કરીમખાન નાકા સુધી તેમને મુકવા આવ્યો હતો.

"રાત અંધારી છે માટે જોઈ તપાસીને સીધારજો. બાઈ !" તેણે પેલી અઘોર ડોસીને કહ્યું.

"અંહ ! તેની ફીકર તમારે કરવી નહીં, કરીમખાન, અમાસ હોય, કે અમાસના બાપની રાત હોય તેની મને દરકાર નથી. અમે ડરતાં હતે

તો એવી અંધારી રાતે આવતેજ નહીં, પણ ડર જેવું મારા દીલમાં છેજ નહીં." પેલી અઘોર ડોસીએ જવાબ આપ્યો.

" જરા ધીરી પડ, રાંન વાંદરી ! તારી હીંમતની કીંમત આજે નહીં, પણ કાલે થશે." પેલો પારસી જવાન ગલીના નાકાંપર અંધારાંમાં ઉભો ઉભો મન સાથ બબડયો.

" તે બધું ખરૂં, પણ તપાસેલું સારૂં, બાઇ ! રાતનો વખત બાઇ માણસે સંભાળ લીધેલી સારી કેમ બોલ્યાં નહીં આલીબાઇ ?"

" તમારૂં કહેવું ખરૂં છે, કરીમખાન, ચાલો, તમે સીધારો." પેલી જવાન બાનુ બોલતી સંભળાઇ. " હવે અમે અહીંથી ખુશાલ ચાલી જઇશું."

" ચાલી જશો ? "

" હાજી."

" કેમ, આજે ગાડીબાડી લાવ્યાં નથી શું ? બાઇજી, તમે તો ચદરઘાટ જવાનાં હશો ? "

" ગાડી હતી, પણ ટટ્ટુ નહીં ચાલવાથી અરધે રસ્તેથી મેં મોકલી દીધી. હું આજે રાતની રાત માસીને ત્યાંજ રહેવસ ને સહવારે ચદરઘાટ જવસ."

" ચાલો, એબી ઠીક છે ! " પેલો પારસી જવાન એકલો પટપટયો.

" કેટલા વાગ્યા હશે, કરીમખાન ?" અહીં મેહેરમાસીએ સવાલ કીધો.

" ત્રણેકનો અમલ લાગેછ, બાઈ."

" ત્રણ વાગા ? મરેરે ! જાણે વખત તો પાણીના રેલાની માફક ધસડાઈ ગીયો ! " મેહેરમાસી અજબ થઈ બોલ્યાં. " ખરેખર, આએ શું, પાસે કોઇના ઘેરમાં મરધા વાસી રહયાછ ! ચાલો, કરીમખાન, હવે તો અમે જઇશું. હું કાલે આજનીજ માફક આવસ માફ કરજો હં, તમોને ને હઝરત સાહેબને બહુ તસ્દી પડીછ. વારૂં, નીશાનીનો બોલ ? "

" શયતાનકી દાદી ! "

" ઠીક છે. સાહેબજી ! "

" સાહેબજી ! "

અને અહીં તે કાળી રાતની કાહાણી સમાપ્ત થઇ પેલી બાનુઓ એકમેકની પાંખડી આગળ વધી અને કરીમખાન ધીમે સાદે એક ગઝલ લલકારતો તથા આજની ફતેહપર મગરૂરીથી મુંછ મરોડતો પોતાના ઘર તરફ ગયો.

" અફસોસ ! અફસોસ ! ઓ ચંડાળો ! તમે કેવાં ઉંડાં પાણીમાં રમોછ ! " તેમનાં જવા પછી પેલો પારસી જવાન બાહેર આવી મન સાથ એકલો બબડતો બબડતો ચાલવા લાગ્યો. " ઝાંઝ તો એવી બળે છે કે એકદમ દોડી જઈ એ બેઉ દદાઓનો તોતો રસ્તામાંજ પીસી અહીંને

અહીં પોંહતી કરી ગુપચુપ ઘેર તરફ સટકીવ જાઉં—પણ તેમ કરવવા જતાં પેલા ઠમારાઓ છટકી જવા કરેછ. શીખવું તો બધાંને શીખવું, કંઈ ફીકર નહીં. હવે થોડા કલાક વચ્ચે બાકી છે તેટલામાં કંઇ ખોટું—મોળું થયું નથી. ઉતાવળ કરતાં તાગડો ફસકી જશે. હમણા તો એ ભાનભુલાંઓને ગુપચુપ ઘેરે જવા દેવામાંજ લાભ —પછી કાલની વાત કાલે થઇ રહેશે. કલ હય ઓર અલ્લાહ હય !"

એમ બબડતો તે નેક ખસલત પારસી જવાત ઝડપું કદમે પોતાનાં મકાન તરફ નીકળી ગયો.

---

## પ્રકરણ ૭ મું.

## "ડરબી સ્વીપ" ની મોહકાંણુ–પાંચ લાખની પંચાતી !

### [ ફકીરી કાવ્ય. ]

આદમી બડા નહીં, જો કોઇ બડા હય પયસા !
ઉસ આદમી કે દિલપર, બહોતહી ધરા હય પયસા !
પયસાહિ દે દિલા દે, પયસાહિ ખા ખિલા દે;
પયસાહિ હાથ ઉઠા દે, સબસે બડા હય પયસા !
પયસેસે બહીન—ભાઇ, પયસેસે બાપ—માઈ;
પયસેસે સગે સાઇ, સબસે બડા હય પયસા !
પયસેસે મહેલ—માડી, પયસેસે ખેત—બાડી;
પયસેસે ઘોડે—ગાડી, સબસે બડા હય પયસા !
પયસેસે તેરી ઇજ્જત, પયસેસે તેરી હુરમત;
પયસેકી સબ હકુમત, સબસે બડા હય પયસા !
પયસા ધરમ કરાવે, પયસા કરમ બડાવે;
પયસાહિ પાપ ઉડાવે, સબસે બડા હય પયસા !
પયસેસે જરકા જોડા, પયસેસે કંગન—તોડા;
પયસે બિન હોગા ખોડા, સબસે બડા હય પયસા !
પયસેસે અયશ આલા, પયસે બિન મુંહ કાલા !
પયસેકી બોલ બાલા, સબસે બડા હય પયસા !
પયસેસે પલમે ફુંકે, પયસેસે સબ કોઇ ઝુકે !
પયસે બિન મુંહપે થુંકે, સબસે બડા હય પયસા !
પયસાહિ જગમે જીરત, પયસાહિ દેવે કીરત,
પયસાહિ પ્યારી સુરત, સબસે બડા હય પયસા !
પયસેસે ગધા ઘોડા, પયસે બિન આદમ ખોડા;
પયસા હય યાર અજોડા, સબસે બડા હય પયસા !

"અરે તમારૂં ભલું થાયરે જેહાંગીર ! આજે કેટલું બધું મોડું કીધું ? અમે ત્યારનાં અહીં ડોળા તાણ્યા કરીએછ તેનું તમુંને કઇ ભાન

છે ? આખો મોહલ્લો ખાઈ પીને કયારનો સુઈ ગીયો ને તમે તો હજુર બાહાર ભટકયા કરોછ ? બીચારાં મારાં હીરા જેવાં બચ્ચાંઓ ત્યારનાં ભુખ્યાં ડાંસ જેવાં થઈ ગીયાંછ તેનોબી તમુને વિચાર છે કે છેજ નહીં ?"

"હા, વ્હાલી, આજે જરા મને મોડું થયું ખરૂં, પણ કારણ વગર થયું નથી."

"અરે હારે ! મોટા લાખે બેસનારા ને કરોડે ઉઠનારા પરયા કેની, તે એવણુને મોડું થાય ? મુવા કોઇ પરવારતા દોસ્તદારો સાથ કોણ જાણે કાંહ કાંહ ભટકીને આયા હોસે. હું તમુને કાંહ નથી ઓરખતી જે ?"

"તું મને નાહક ગેરઇનસાફ કરેછ, અરનવાજ ! તું ભુલી જાએછ કે આજે 'ડરબી સ્વીપ' નાં નંબરોનો 'ડ્રોઇંગ ડે' છે."

"અરે હા, ખરી વાત ! મરેરે ! ત્યારે હું નકામી તમુને ગળે પડુંછ. બોલો, વ્હાલા જેહાંગીર, જલદી વેકો ! આપુને એકુ ઘોડો લાગોછ કે ?"

"નહીં, વ્હાલી, હમણાજ એકુ પ્રેસવાળાપર કલકતેથી તારનો સંદેસો આયોછ, તેમાં જણાવેછ કે પુનામાં એકબી ઇનામ લાગ્યું નથી."

"પણ ત્યારે પેહેલો ઘોડો કોણુને લાગ્યો ?"

"એક લખપતી યાહુદીને !"

"એ ઇનામ કેટલાનું છે ?"

"પાંચ લાખનું."

"પાંચ લાખ ! ઓ માય ! હવે કાંહ જઇને મરૂં ? હેં, મરેરે ! સાચ્ચું કહેવોની, પાંચ લાખ !"

"હા, પાંચ લાખ ! હું ખોટું શું કામ બોલું, વ્હાલી ?"

"અરે મરેરે ! મરેરે ! શું ગરીબનાં નસીબ સદાજ ગરીબ કે ?"

"એમ ના બોલ, અરનવાજ, તે ગેબી માલેકના ગેબી ભેદ-ભરમ આપણે અદના ઇનસાનો સમજવાને તમામ અશકત છઇએ."

"વારૂ બીજાં ઇનામો કેટલા-કેટલાનાં છે ?

"બીજું ઇનામ સાહડા ત્રણ લાખનું ને ત્રીજું સવાલાખનું છે. સાહડા ત્રણ લાખ બોલારામની લશકરી કંપનાં કોઇ સારજંટને મળ્યાછ ને સવાલાખ મુંબઇની કોઇ હિંદુ વીધવાને નસીબે ગીયાછ."

"ત્યારે આપણી ઉમેદ તો બર નહીંજ આવી કે ? એકુ થોડાક હજારનું ઇનામબી નહીં કે ?"

"નહીં-તેવું કશું નથી. તેમ હતે તો હું મારતી ગાડીએ તુંને ખુશ ખબર કહેવા નહીં આવતે ?"

"અરેરે ! મુવાં આપરાં નસીબ કેમ ફુટેલાં છે? આજે આઠ આઠ દસ દસ વરસ થયાં જીવને કેવું દુઃખ દેખાડી દર વરસે દસ દસ રૂપીયાની ધાડ ધધડાવીયેછ, પણ એ મુઇ ડરબીની સૅારતીનું એકુ ઇનામ તો કોઇ દહાડે આપણાં નસીબે આવે? ખોદાયજીને તાંહબી કેવો ઉંધો ઇનસાફ છે કે પાંચ લાખનું પહેલ્લું ઇનામ પેલા મુવા કોઇ યાહુદી લખપતીનેજ લાગું ?"

"તોબાહ! તોબાહ! એમ ના બોલ, અરનવાજ, એમ ના બોલ! એવું બોલ્યાથી આપણે તે મહાન માલેકને સામો ગેરઇનસાફ કરીયેછ, ને તેનાં ગુનેહગાર ઠરીયેછ. આપણાં આગલા જનમનાં કાંઇ પાપ આએ જનમમાં આપણે ભોગવતાં હોઇશું. એ બધા નસીબના ખેલ છે, વ્હાલી એનો ઠપકો દાદારને ઘટતો નથી."

"પણ ત્યારે શું મુવું ભરતીમાંજ ભરાય કે? એ મુવા કોઇ નસીબના લીલાને ઘેર શું કમતી હતી કે ખુદાયજીએ તેને બીજા પાંચ લાખ બક્ષેશ કીધા? આપણે વરસોથી તરસી તરસીને મરીયેછ તેની તો પરવરદેગારને ત્યાં દાદ ફ્રીયાદ સાંભળેજ નહીં કે?"

"તે માલેક 'સઉનો સાંભળનાર' છે, વ્હાલી, પણ આપણાં કીસ્મત ટુંકાં ત્યાં પરવરદેગાર શું કરે? આગલા ભવમાં આપણે કંઇ એવું—"

"બસ—બસ! જાહાનમમાં નાખો તમારી એ ચવાઇને કુચો થઇ ગયલી ઉમદા ફીલસુફીને! હું કંઇ તે માનવાની નથી. સુખ જોય તે સદાજ જોયા કરે ને દુઃખ દેખે તે સદા દુઃખમાંજ અટવાયાં જાય એમાં તેં મુવો કઇ ઇનસાફ બળયોછ? લોકો કહેછ કે ખુદાને તાંહ તો સાચો ઇનસાફ છે. જો સાચોજ ઇનસાફ છે તો હવે તો મને દેખાડોની કે એ તે કંઇ ઇનસાફ કહેવાય કે?"

"એાે અરનવાજ—અરનવાજ! ખુદા ખાતર એવું બેવકુફીભર્યું ના બોલ! તું અધીરી ના પડ! તે માલક સઉનો રજ્જાક છે—સઉનો નિગેહબાન છે—સઉના દસ્તગીર છે. ગરીબ કે મોટાં તેને સઉ સરખાં છે. તે ગેબી ગફ્ફારના ભેદી ભરમો મોટા મોટા પીર—પેગંબરોબી પામ્યા નથી, તો ત્યાં આપરા શા આશરા? તે માલેકપર નાસબર ના થા, વ્હાલી દુનીયાં આપણુને તજેછ, પણ દાદાર તજતો નથી. 'કીડીને કણ, ને હાથીને મણ'નો આપનાર—અપાવનાર તેજ છે. તે સાહેબ કેટલો રહેમદીલ છે તેનો એક નિર્જીવ ખ્યાલ પણ આપણે કરી શકતાં નથી. તે માલેકની જ્યારે મેહેર ઉતરેછ, ત્યારે ચોતરફથી ઉતરેછ."

"તમારી એ બધી ફીલસુફી હું વરસોથી સાંભળતી આવીછ, પણ તેમાનું કાંઇ મળે નહીં! આજે દહાડો ફરસે—કાલે ફરસે—આએ વરસે ફરસે—આવતે વરસ ફરસે—એમ કરતાં કરતાં એક આખો દાહેકો પસાર થયો, પણ દહાડા તો જેના તેજ છે. ઊલટી દહાડે દહાડે બતંગી આવતી

જાએછ તો હવે હું કેવી રીતે ને કાંહ સુધી ધીરજ ધરૂં ? તમે જ્યારે ને ત્યારે મને કહોછ કે તું **અધીરી** છે, પણ અધીરી નહીં બનું તો શું કરૂં ? એ દુઃખ મારેથી કેમ વેઠાય ? તમે તો મહીને દહાડે ફકત પચાસ રૂપરડી માન—માન પેદા કરોછ ને તે તો મહીનો પુરો નહીં થાય તેટલાં ચટણી થઇ જાએછ ત્યારે હવે આપણો દહાડો તે કેમ સુધરે ?"

"તે સુધારવાનું તારા કે મારા હાથમાં નથી, વહાલી, તેનો સુધારનાર તે ઉપર બેઠેલો ગેબી બાપ છે. તે જ્યારે મનપર લેશે ત્યારે એક ઘડીનો વાર લાગવાનો નથી."

"તમારૂં તો બધા દહાડાનું બસ એજ રહી ગીયું. આવી જઇને 'ખોદાયજી સારૂં કરસે—ખોદાયજી સારૂં કરસે' પણ ખોદાયજી હજુર પછી ક્યારે સારૂં કરસે ? આપણે પેટે તન બચ્ચાં થયાં—હવે આપરે સંસારી બન્યાં—ખરચ વધ્યો ને દર દહાડે વધ્યો જાએછ તેનો કંઈ વીચાર કીધો ?"

"તું કહેછ તે ખરૂં છે, વ્હાલી, પણ કીસમતેબી જોર કરવું જોઇયેની ? શું આપણી ગરીબાઇ ટળવા માટે સોરતીજ મળવી જોઇયે ? શું કુદરત પાસે બીજા રસ્તા નથી ? વળી એવી સોરતીપરજ આપણે ઉમેદ રાખીયે તો આપરા જેવાં બીજાં ગરીબોનેબી તેવી ઉમેદ રાખવાનો હક નથી ? દર વરસે કંઇકિ ગરીબો એ સોરતીમાં દશ દશ રૂપીયા બગાડતાં હશે તેઓને શું કંઈ લાગતું નહીં હશે ? તેઓ તો તારી માફક ફરીયાદ નથી કરતાં, તો તું એમ કેમ કરેછ ? એ તો એક 'ચાન્સ' લેવાનો છે. ખુદા જેની ઉપર મેહેરબાન થાય તેનો બેહડો પાર થાય. શું એ સોરતી મેળવવાનો ગરીબોનેજ હક છે ને પૈસાવાળાઓને નથી ? એમ બોલવું એ એક જાતની એકલપેટાઇ કહેવાય. પેલા યાહુદીને ખુદાએ જેટલું આપવું જોઇયે તેટલું આપેલું નહીં હશે અને તેથી આએ બાહાને એ પાંચ લાખ તેને વધુ મળવા પામ્યા કાંય નહીં હોય ? તું દર વરસે એમ કરેછ તે મને બીલકુલ ગમતું નથી, અરનવાજ ! આપણે ગરીબ છઇયે, પણ ઇઝતદાર છઇયે. ખુદા જે હાલતમાં રાખે તેમાં સંતોષથી રહેવું જોઇયે. શું દુનિયાંમાં આપણેજ ગરીબ છઇયે ? આપરા કરતાં બદતર સ્થીતી ધરાવનારાં કંઇક કમનસીબો ખુદાની ખલકતમાં પડેલાં છે. તે બીચારાંઓ કેમ રહેતાં હશે ?"

"હવે તમારી વાયજી બંધ કરો, જાંહાંગીર ! હું તમારી એ ફીલસુફી સાંભળવા માગતીજ નથી. તમારે જેવા ધન ધન ધોરી ધણી બધીજ ધણીયાણીના હોય તો દુનીયાં ઉજડ વળી જાય, સમજ્યા ? હવે મને વધારે છેડતા ના નહીં તો કંઇ સાંભરશો."

"ઓત્તારી ! થઇ ચુકયું ! ડરબીની સોરતી એને નહીં લાગી તેનો ખાર એ મારીપર કારેછ ! કોઇ એને પુછે ! ચાલો—ચાલો—બાઇસાહેબ !

ખુદાએ જે હાલત બક્ષી હોય તે પર હઝાર હઝાર શુકર કરો ને મુગાં મુગાં જઇને ભાણું કાહરો! મને કકરીને ભુખ લાગીછ!"

ઉપલી વાતચીત એક ધણી ધણીઆણી વચ્ચે થતી હતી. તે જરથોસ્તી જોડું પુના શહેરમાં "સખારામ સ્ટ્રીટ" નામે હીંદુઓની ગીચ વસ્તીવાળા એક એકાંત મોહલામાં આવેલાં એક નહાનાં મકાનમાં વસ્તું હતું.

પેલા જવાન પારસીનું નામ જેહાંગીર હતું. તે એક ગરીબ ગ્રંથકાર હતો. તેની ઉમર ૪૫ વર્ષની હતી. તેની ધણીઆણી તેના કરતાં ત્રણ વરસ નાની હતી. આ તેજ બાનુ છે, જેણી આપણી વાર્તાની મુખ્ય "હીરોઇન"–**અધીરી અરનવાજ**–છે. તેમને પરણ્યાને એક દાહેકો પસાર થઇ ગયો હતો, જે દરમ્યાન તેમને ત્યાં ત્રણ ફરજંદોની વૃધ્ધિ થઇ હતી.

ડરબીની સોરતી પોતાને ન લાગવાથી તે મુર્ખ બાયડી બહુ નિરાશ અને નાસબર બની ગઇ. જાણે આ બનાવમાં તેના ધણીનો હાથ હોય, જાણે ડરબીનું ઇનામ આવતું તેણે અટકાવ્યું હોય તેમ તેણી ફફડી ચટકીને ઘરમાં ચાલી ગઈ. તેનાં ત્રણ બાળકો માહેલું નાનું બાળક તો ક્યારનું પોઢી ગયું હતું, પણ બે બાળકો હજી જાગતાં હતાં. તેઓ માહેલાં એકે "મમ્માજી, ચાલોની–ભુખ લાગીછ–ભાણું કા'રે કરી આપશો?" એમ કહેતાંવાર તે બુબખ માતાએ બધો ખાર તે નિર્દોષ બચ્ચાંપર કાઢી તેના બરડાપર એક એવો "ધમોસો" અફાળયો કે તે બાળક કળવાઇને રડી પડયું.

ગરીબ બીચારો જેહાંગીર!

તે સમજી ગયો કે સોરતી નહીં આવવાની નિરાશીમાં મારી સાથ અથડયા પછી આ મુર્ખ બાયડી તેનો ખંગ બચ્ચાંપર કાઢે છે. તેને ગુસ્સો તો ઘણો આવ્યો, પણ તરતવેળા ચુપકીદી અખત્યાર કરી તેણે તે વ્હાલાં ભુલકાંને ગોદમાં દાબી પટાવી લીધું.

"પપ્પાજી, જોયું? તમે આજે જલદી નહીં આયા તેનો ગુસ્સો મમ્માજીએ મારી સાથ કાડયો!" અરનવાજ રાંધણીમાં ભાણું કાઢવા ગઇ તે તક સાંધી પેલાં નિર્દોષ બાળકે ઉભરો કાઢયો.

"નહીં દીકરા નહીં, તું ધારેછ તે કારણથી નહીં. ખરૂં કારણ તો જુદુંજ છે અને તે સમજવા માટે તું વહાલો ગુલાબ હજી ઘણો ન્હાનો છે." જેહાંગીરે તે પ્યારાં બાળકને પટાવી લેતાં તેનાં ગાલપર વ્હાલની એક ચુમી લઈ કહ્યું.

"મમ્માજીએ હમણાં–હમણાં સ્વભાવ ઘણો બગાડી નાખ્યોછ" તે ભુલકણા બુચાએ બાપ કને ફરીયાદ કીધી. "આજે બપોરેબી અમોને અમથાં માર્યાં?"

" કાંય ? સાંને સારૂં માર્યા ?

" પાસેનાં મંજુલાબાઇએ કાલે મીઠાઇ મોકલીતી તે મેં માગી તેથી."

" ને બુચીને કાંય મારી ?"

" બુચી મને છોરવવા આવી તેથી."

" અફસોસ ! આએ બઇરીનું શું થશે ?" જેહાંગીર મન સાથ ઘણો રંજીદા થઇ બબડયો. " કેવાં હીરા જેવાં તાબેદાર બચ્ચાં છે તેને આએ રીતે આ કમસમજ બઇરી હેરાન કરેછ. આજે બપોરથી હું ઘરમાં નહીં હતો તેથી એણે બચ્ચાંઓપર હાકમી કરી લીધેલી લાગેછ. જરા મને બહાર જવાનોબી જપ નથી ! કાંઇ અજબ વેહેમી બઇરી છે ! જરા જરામાં મારી ઉપર તરેહવાર વેહેમ પકડવા નથી ચુકતી તો બચ્ચાં-ઓને હાડમાર કરવા શું ચુકે ?"

જેહાંગીર આ અફસોસ કરે છે તેટલાં અરનવાજ ખાણું લઇ આવી. તેઓ એક ન્હાની ટેબલપર સાથે જમવા બેઠાં. બાઇસાહેબની સ્ટીમ આજે તાતેલી હોવાથી ગરીબ બીચારો જેહાંગીર ગુપચુપ જમવા લાગયો. તેનાં એ બચ્ચાંઓ તેની જોડે ટેબલપર હતાં, જયારે ન્હાનું ભુલકું કયારનું પોઢી ગયું હતું. તે ત્રણ ફરજંદોમાં વડી સનોબર નામે એક પરીચેહેર દીકરી હતી, જે હાલ ૯ વરસની ઉંમરની એક ચંચળ બાળા હતી. બાકીનાં એ દીકરાઓમાં એકનું નામ રતનશાહ અને બીજાનું નામ કેકી હતું. રતનશાહ પાંચ વરસનો અને કેકી માત્ર ૩ વરસની વયનો એક બાળક–બુચો હતો.

રોજના કરતાં આજનો મામલો જુદો હતો. દરરોજ ખાણાંપર તે ધણી ધણીઆણી વચ્ચે કાંઇ ને વાત ચાલતી હતી, પણ આજે ડરબીની મોહકાણમાં અરનવાજ પોતાના ધણી જોડે રીસે ભરાયલી હોવાથી ટેબ-લપર બધાં જણાં ગુપચુપ જમ્યા કરતાં હતાં.

## પ્રકરણ ૮ મું.

## અધીરી અરનવાજ–એક ભલા ભરથારની ભુંડી ભાર્યા.

[ દોહરો. ]

થાય એકઠો જયાં થકી, ત્યાંજ જઇ ઠલવાય;
મેધ તથા લક્ષ્મી તણી. ગતી વિચિત્ર ગણાય.

[ છોટાલાલ સહસ્ત્રી. ]

[ દોહરો ]

તુલસી રેખા કર્મકી, લલાટપે લિખ દીન;
પુર્વ જન્મ પુન-પાપ તેં, અખિલ જગત આધીન.

[ મહાકવી તુલસીદાસ. ]

[ દોહરો. ]

કાજલ તજે ન શ્યામતા, મોતી તજે ન શ્વેત;
દુરિજન તજે ન કુટિલતા, સજજન તજે ન હેત.

[ કવી ગંગ. ]

[ દોહરો. ]

ભાગ્યહીનકો ના મિલે, ભલી બસ્તુકો ભોગ;
દ્રાક્ષ પિકેકે સમયમે, હોત કાકકો રોગ.

[ કવી બીહારીદાસ. ]

"કેમ દીકરા રતન, તું જમતો કેમ નથી?" જેહાંગીરને ગુપચુપ જમતાં કળ નહીં પડવાથી પોતાના વડા દીકરા રતન સાથ વાત કરવા માંડી. "તળેલાં કેળાં તુંને નહીં ગમતાં હોય તો જરા આએ ખીમો લે."

"નહીં પપાજી, હું જમી રહયો."

"શું જમી રહયો? એ આજે તું એમ શું કરેછ?"

"મને ભુખ નથી, પપા."

"હા, બરાબર છે—ભુખ કયાંથી હોય? મંજુલાને ત્યાંની મીઠાઇ ચોરીને ખાય તેને ભુખ કેમ લાગે?" અરનવાજ જે આટલો વખત ચુપ હતી તે વચ્ચે પુરાઈ.

"મમ્માજી, મંજુલાને ત્યાંની મીઠાઇ મેં નથી ચોરી." તે નિર્દોષ બાળકે ગગળતે સાદે જવાબ આપ્યો.

"બસ એકદમ ચુપ થા! મોહરાં સાંખે જવાબ ના આપ, નહીં તો હમણાં તડ દઇને એક તમાચો ચોહડી કાહરસ!"

તે ગરીબ બચ્ચું તુરત ચુપ થઈ ગયું.

"મમ્મા—મમ્મા, ભાઈ રતનપર તમુને ખોટટો વહેમ છે!" ખુચી સનોબર ભાઇનાં બચાવમાં બાહાર પડી.

"બસ ચુપ થા, દુકતી! અમારી એની વાતમાં તુંને કોઇ બોલાવતું નથી. રાન ચતુરી ભાઇની હીંમતમાં બાહાર પડીછ તે તો કોઇ જુઓ!" અરનવાજ હવે સનોબરપર ઉખડી "અરે હારે હા, હું એ દુકતાને સારી રીતે ઓળખુંછ. બાવાજી કાંહ છપ્પનને પાને નથી ઉડાવતા કે વળી દીકરાજી તેવાં લખ્ખણ નહીં દેખાડે." છેલ્લા વાકયમાં અરનવાજે જાણી જોઇને પોતાના ભરથારને મામીંક તાણો માર્યો.

"કેમ અરનવાજ, આજે વારા ફરતી બધાં સાથ ધરણ લેવા ગમેછ કે શું?" જેહાંગીરે પોતાના હંમેશનાં ગંભીર ને ઠરેલ સ્વભાવે ધીમા સાદે પુછયું.

"તમે મુંગાજ રહેજો હં જેહાંગીર! આજે મારો મીજાજ ગીયેલો છે, નહીં તો—"

"નહીં તો શું કરવાની ?" તેણે હવે ચીરડાઇને પુછ્યું.

"હવે મુંગા મુંગા જમો, નહીં તો વાત વધી જસે !"

"વધે તો વધવા દે. પણ મારા આએ નિર્દોષ બચ્ચાંઓપર મારી નજરની સામે તું એવી રીતે સખતાઇ વાપરે તે હું કદી જોઇ શકવાનો નથી. જો ! આએ બચ્ચું બીચારૂં કગળીને કહેછ કે મેં મીઠાઇ નથી ચોરી તે છતાં તું તેની ઉપર એટલી બધી સખત થાએછ ? તેં એને મીઠાઇ ચોરતાં તારી નજરે જોયોછ ?"

"અરે નજરે જોતે તો તો હું એને પુરેપુરો સવાદ ચખાડતે !" તે મુખ માતા ઝનુનથી બખાળા કાઢવા લાગી. "એ દુકતાંઓને તમેજ લાડે લાડે છકાવી મુકયાંછ. સમજ્યા ? પણ આગળ જતાં ભારી તમોનેજ પડશે. મંજુલાને ત્યાંની બરફી રતનેજ ચોરીછ, ને ફર ચોરીછ ! એ વગર બીજું કોઇ નહીં ! ત્યાંથી પાંચ કટકા આવેલા હતા, તેમાંના ત્રણ પીંજરાંમાં સાબુત છે ને બે કટકાજ કેમ ગેબ થઇ ગીયા ?"

"તે ગેબ થઇ ગીયા તેથી શું એણેજ લીધા ?"

"તો બીજું કોણ લે ?"

"કેવો ઉંધો ઇનસાફ ! અરનવાજ—અરનવાજ ! પેટનાં બચ્ચાંનેબી એવી રીતે—"

"બસ તમે વચ્ચે ના બોલો ! એ દુકતો આજકાલ ઘણો બેખડ થઇ ગીયોછ."

"મમ્માજી—મમ્માજી, હું ફરીથી કેહુંછ કે મેં ચોરી નથી કીધી." તે નિર્દોષ બાળકે અહીં આંખમાં પાણી લાવી કગળીને કહ્યું. "હું શું કામ ચોરી કરૂં ? આપરે ત્યાં આવેલી ચીજ કોઈ બીજાં થોડાંજ ખાવા આવવાના ઉતાં કે ચોરી કરૂં ?"

"જુઓ ! એને તમારી કુમક મળવાથી એ દુકતો ચોરીપર સરજોરી કરેછ તે જુઓ !"

"નહીં માયજી, હું સરજોરી નથી કરતો ! મંજુલાએ બરફી કયારે મોકલી તેબી હું તો જાણતો તો નહીં."

"ત્યારે તુને ખબર નહીં ઉતી તો તું માગવા કેમ આયો'તો ?"

"આપરે તાં બરફી આવીછ એમ સનોબરે મને કહેવાથી મેં માગી ! માયજી, ખોટું હોય તો પુછો સનોબરને !"

"હા માયજી, ખરી વાત છે. એ ખબર રતનને મેં કહી'તી."

"વળી પાછી તેં વચ્ચે ટાપસી પુરી, દુકતી ? ખબરદાર ! એક બોલબી વચ્ચે બોલીછ તો !" અરનવાજે ડોળા કકડાવી બુચી સનોબરને ધમકાવી નાંખી. ગરીબ બીચારી સનોબર ! માતાએ વગર સબબે ધમકાવવાથી તેની આંખમાં પણ "બેહેરામશાહ" આવી ગયા !

"ચાલ દીકરા રતન ! રડ ના ! જમી રહયો હોય તો ઉઠી જા, ને હાથ મોહડું ધોઇ ભણી ગણીને પોહોડવા જા !" તે દયાળુ બાપે બચ્ચાંની કદર ખાઇ હુકમ ફરમાવ્યો. ભુચો રતનશાહ તે હુકમને તુરત તાબે થયો.

ભુચી સનોબર પણ જમતી જમતી અટકી ગઈ. તેને પણ જેહાંગીરે જવા ફરમાવ્યું. તે પોતે પણ અધુરી ભુખે ઉઠી ગયો.

"દુનીયાનું સુખ હોય, પણ જે ધણીને ઘરનું સુખ નહીં હોય તેનો સંસાર સદા શીહા જાણવો" જેહાંગીર ઉઠતાં ઉઠતાં બબડયો.

"તો તમારીપર શું દુઃખના પહાડ આવી પડયાછ કે એવું એવું બોલોછ ?" અરનવાજ છછણી પડી. આજે જેહાંગીર સાથ તે છીટાં શોધવાજ બેઠેલી હતી. "ઘરપચમાં ને ઘરપચમાં જમતા જમતા ઉઠી ગીયા તો અહીં કોણપર ઉપકાર કરોછ ?"

"મારાં ગુલાબ જેવાં બચ્ચાંઓ ભુખાં ઉઠે ને હું બેસીને જોભરૂં ?" જેહાંગીરે મોરી તરફ હાથ ધોવા જતાં જવાબ આપ્યો. "તું બરાબર બેસીને ધીરજથી જોભર—તુંને કોણ આડા હાથ કરેછ ?"

"એ હવે જોભર્યા ને બખલ્યાં. મુવું કરમમાં સુખ જોવાતુંજ હોતે તો આએ મુઇ ડરબીની સોરતી પેલા મુવા કોઇ નસીબના લીલા યાહુદીનાં ભાએગમાં શું કામ જતે ?" અરનવાજને ભારી પડી જવાથી પોતે પણ જમવાનું અધુરૂં નાખી પાછી અસલ વાતપર આવતાં નાહક બખાળા કાઢવા લાગી. "આએ પારસીને કોઇ પુછે ? આજે નંબર નીકળવાના છે એમ જુઠઠાઇએ મને આગમચથી જણાવવું તો હતું ?"

"કાંય, જુઠઠું કાય બોલેછ ? ૧ લી જુને નંબરો નીકળવાનાં છે એ વાત તો ગીયા માર્ચ માસથી તું જાણતી હતી."

"અરે ! રે હા ! પણ મુવો સુધલો નહીં રહયોની, કે આજે પેલ્લી જુન છે."

"તુંને સુધલો નહીં રહયો તેમાં કોઈ શું કરે ? તું જાણીનેબી શું કરવાની ઉતી ?" જહાંગીરે ચીચવાઇને પુછયું.

"વળી શું કરતે ? આતશ—પાદશાહની એક ન્યાસ કરતે !"

"અને તેથી તુંને સોરતી લાગી જતે, નહીં ?" જેહાંગીરે ટકોર કીધી.

"હાસ્તો ! તેમાં શક શું ?"

"જા, જા, ઘેલી એવી ન્યાસ ને યશ્ત તો હજારો જરથોસ્તીઓએ આજેજ નહીં પણ મહીનાઓથી કીધી હોશે, તેથી શું તેમને લાગી ગેઇ કે ? બેશક, તે બારેહકતાલાની બંદગી કરી તે ગેબી ખાવીંદ પાસ મનની મુરાદ માંગવી એ સારી ચીજ છે—હું તે ના નથી પાડતો ; પણ ન્યાસ કરો કે યશ્ત કરો—તે મહાન માલેકની રહેમદીલી ઉતર્યા વગર કંઇ બનતું નથી. પેલા યાહુદીને પાંચ લાખ મલ્યા, તે કયાં 'ન્યાસ' કરવા ગયો હશે ! એ તો કીસમતની કરામત છે."

"કબુલ કીધું કે કીસમતની કરામત છે, પણ તમારાં કીસમત એવાં ફુટેલાં ત્યારેજ અમે આજે હાડમાર થઇયેછ કેની? તમારૂં કીસમતજ જોર કરતું હોય તો આપણે આએ ગરીબાઇની ગીરદેશીમાં શું કામ દહાડા કહાડતે?"

"અરનવાજ, તું કેટલી અધીરી છે? ઓ બેવકુફ ઓરત! તે મહાન માલેકે બક્ષેલી હાલતપર નાસબર ના થા! આપરા કરતાં કંઇક ગરીબો આએ ધરતીપર પડેલાં છે. તેનો દાખલો લઈ આપરે આપરી સ્થીતીપર સંતોષ માનવાનો છે. ગરીબાઈ એ પાપ નથી. જરદારો કંઇ બધાજ નેક હોતા નથી. ગમે એવી ગરીબાઇ વચ્ચે આપરે આપરી ઈજ્જત સાચવીને રહીએ એજ આપરી દોલત સમજવાની છે. મારી ગરીબ હાલતને લીધે તું હમેશાં મને તાણા મારેછ પણ તારે જાણવું જોઇએ કે સુખ દુઃખ કોઇના વહેચેલાં નથી. આપણી આગલા જનમની કોઈ કરણીનાં ફળ આ ભવમાં આપણે ભોગવતાં હોઇશું. મારૂં નસીબ જો સારૂંજ હતે તો મારા મુરબ્બીઓની બાદશાહી જાહોજલાલી શું કામ જતી રહેતે?"

આ વાત ચાલે છે તેટલાં "જાંહાગીરજી શેઠ!—જાંહાંગીરજી શેઠ! છો કે?" કરતો પડોસમાં વસ્તો નરોતમ નામનો એક હીંદુ આગળાં બારણાંમાં દાખલ થઈ અંદર આવ્યો.

"કેમ, નરોતમભાઈ, આવો—શી ખબર છે?" જેહાંગીરે તેને લાયકીથી આવકાર આપતાં કહ્યું.

નરોતમભાઈ ચોખ્ખા પોતીયાં ભેર હતા. તેમનાં આંગપર એક પોતીયાં સીવાય બીજું કાંઈ ન હતું; માથું પણ ઉઘાડું અને બોડકું હતું. તેમનાં હાથમાં કાગળમાં વીંટાળેલું એક પડીકું હતું.

"બેસો, નરોતમ ભાઇ બેસો, કેમ, હજી સુતા નથી કે?"

"ના ભાઇ શાબ, અમને સુતાં તો બાર પર એક થશે."

"જમ્યા કે નરોતમ?" જેહાંગીરે પુછયું. "કાંઈ ફરમાશ?"

"હું હમણાજ જમ્યો, જેહાંગીર શેઠ અને ફરમાશ જેવું તો કાંઇ નથી, પણ આપની અને અરનવાજબાઇની માફી માગવાને અહીં આવ્યો છું—મને મારી ધરવાળીએ મોકલ્યો છે."

"માફી? માફી શાંની?" જેહાંગીર અને અરનવાજ બન્ને અજબ થઈ પુછવા પડયા.

"હાજી, માફી!" નરોતમભાઇએ ખુરસીપર ટાંટીયા પોહળા કરતાં વાણીયા સાઇ ઠંડાપણાથી હળવે રહી જવાબ આપ્યો.

"એ વળી શું છે? જલદી બોલો, નરોતમ!" જેહાંગીરે શું વાત છે તે જાણવા માટે ઈન્તેજારી બતાવી.

"ધભરાવાનું કાંઈ કારણ નથી—નિર્જીવ વાત છે, સાહેબ, પણ મારી ધરવાળીનો સ્વભાવ તો આપ ધણી—ધણીઆણી જાણોજ છોની કે એક નાની ભુલ થઈ હોય, તોય એને ખુલાસો કર્યા વિના કળ પડે નહીં."

"વારૂં પણ પછી શું ?—આગળ ચાલોની ?"

"વાત એમ બની છે શેઠ," નરોતમ ભાઇએ ખુલાસો કર્યો કે "આજે બપોરે મારો નાનો છોડો ગીરધરીયો તમારે ત્યાં આવ્યો હતો."

"હા-હા-આવ્યો તો વારૂં તેનું શું !—તેનાં હાથમાંના વાળાબાળા પડી ગયાછ કે શું ? હેં ! બોલોની નરોતમ ?" અધીરી અરનવાજ અકળાઇને પુછવા પડી. "ના બા, અહીં તો કંઈ તેવું પડયું-ખડયું હોય તે અમે નહીં રાખીયે જો ? અમે ગરીબ તો ખરાં, પણ—"

"અરે અરનવાજબાઈ, આ શું બોલો છો ? મને જરા બોલવા તો દો ? હું ક્યાં કહું છું કે મારા ગીરધરીયાનાં સોનાના વાળા પડી ગયા છે ? અને પડયા હોય તો શું થયું ? તમારે ત્યાંથી ક્યાં જવાના હતા ? પણ ના, તેવું કાંઇ નથી. આ તો જુદીજ વાત છે. મારા ગીરધરીયાએ નાદાન સમજે તમારે ત્યાં આજે ચોરી કરી છે !"

"ચોરી કરી ? શાંની ?" જેહાંગીર ચમકીને પુછવા પડયો.

"બરફીની !

"બરફીની ?" જેહાંગીર અરનવાજનું અને અરનવાજ જેહાંગીરનું મોનું જોઇ અજાયબીમાં ગરક થતાં પુછવા પડયાં.

"હા બરફીની ! આ લ્યો, આ રહ્યા તે બરફીના કડકા !" એમ બોલી નરોતમભાઇએ પોતાના હાથમાં પકડેલું પડીકું જેહાંગીરનાં હાથમાં મેલ્યું.

"મારા પાક પરવરદેગાર ! તારો ઇનસાફ કેવો રાસ્ત ને અદલ છે ? આ દસ્તગીર દાવર ! તારો હું કીયા શબ્દોમાં આભાર માનું ?" જેહાંગીર પેલું પડીકું બોલી તેમાં બરફીનાં બે કટકા જોઇ હેરત થઇ પુકારી ઉઠયો. "અરનવાજ—અરનવાજ ! લે, ખુદાની લાકડીને અવાજ નથી તે એનું નામ ! મારાં નિર્દોષને નેક ખસલત ગુલાબ બચ્ચાને તેં કેવો ગંભીર ગેરઇનસાફ કીધો તે હવે તારી આંખ ચોરીને જો !" અને એમ બોલી જેહાંગીરે તે પડીકું પોતાની મોહોરદારનાં હાથમાં મેલ્યું.

અરનવાજ ફીકકી મારી ગઇ !

તે બન્ને ધણીઆણીની નજર સામેથી એક અંધારો પરદો ખસી ગયો હોય તેવો મામલો ત્યાં થઇ પડયો. નરોતમભાઇ પ્રથમ તો સમજી નહીં શક્યા, પણ જેહાંગીરે ખુલાસો કર્યો ત્યારે ભુચા રતનપર આવેલા ખોટા આરોપ માટે તેમને બહુ દયા ઉપજી.

"અરે અરે! અરનવાજબાઇ, આ તમે શું કર્યું? તે નિર્દોષ પશુ બાળકને આપે ખોટી રીતે રંજાડયો!"

"તે બીચારાં ગરીબ બચ્ચાંએ નાહક માર ખાધો અને કંઝેડાયું તે જુદું!" જેહાંગીરે દયા ખાધી. "વારૂં નરોતમભાઇ, એ બરફીના કટકા જે મંજુલાબાઇએ પોતેજ મોકલેલા હતા, તે તમારો ગીરધર અહીંથી કેવી રીતે લઇ ગયો?"

"તે એમ બન્યું, જાંહાંગીરજી શેઠ, કે બપોરે આપ ઘરમાં ન્હોતા. બાઇ પણ સુતેલાં હતાં. આ વખતે તમારાં બાળકો જોડે મારો ગીરધરીયો રમવાને આવ્યો. રમતાં રમતાં એ અંદરનાં ઓરડામાં જઇ ચઢયો અને ત્યાં પાંજરાંમાં મેલેલી બરફી માહેલા બે કડકા એણે ચોર્યા?"

"વારૂં પછી? તે તમને કેમ જણાયું?"

"એ અહીંથી રમીને ઘરે આવ્યો ત્યારે એની કને કાગળમાં વીંટાળેલું આ પડીકું હતું તે એની માએ દીઠું. પુછપરછ કરતાં પ્રથમ તો એણે કબુલ ન કર્યું, પણ પાછળથી માને હાથનો માર ખાધો ત્યારે આપમેળે કબુલ્યો. મારી ઘરવાળી કહે છે કે મેં અરનવાજબાઇ સીવાય બીજે કહીં મીઠાઇ મોકલી નથી માટે એ અહીંથીજ લાવેલો લાગે છે માટે એણે આ બન્ને કકડા પાછા મોકલી આપી બન્નેની માફી ચાહવા મને મોકલ્યો છે. મારો ગીરધરીયો હજી નાનો છે માટે એ બાળક બેટાએ કરેલો આટલો ગુનોહ ક્ષમા કરશો એવી અરજ કરવાને હું અહી આવ્યો છું."

"કાંઇ ફીકર નહીં—કાંઇ ફીકર નહીં, નરોતમભાઇ, એમા માફ કરવા જેવું છે શું બચ્ચાંની જાત છે. ભુલ થઇ હશે માટે તમે ચીંતા કરશો નહીં અને મંજુલા બેહેનને પણ કહેશો કે અમારા દીલમાં કાંઇ નથી."

નરોતમ આ માયાળુ શબ્દો સાંભળી ખુશી થતો ઘરે ગયો.

"અરનવાજ, હવે તારી ખાત્રી થઇ? આપણાં નિર્દોષ બચ્ચાંપર વગર જોવે ને વગર વિચારવે તેં ચોરીનો ચાર્જ મુકયો. પણ પરવરદેગાર તે નિર્દોષનો વાલી કેવી રીતે થયો તે જો!" જેહાંગીરને ગુસ્સો તો ઘણો આવ્યો, પણ નરમી પકડી ગંભીર ચેહેરે એવો સાબુત ફટકો તેણે તે મુર્ખ માતાને લગાવ્યો કે તેણીથી નીચેથી ઉપર જોવાયું નહીં. કુદરતી રીતે તેણીને પોતાની મુર્ખાઇપર પસ્તાવો ઉપજ્યા વિના રહયો નહીં.

ગરીબ બીચારો બુચો! તે નિર્દોષ બાળક તો કયારનો ઉંઘી ગયો હતો. તે બાપડાને સ્વપનેબી ખ્યાલ નહીં હતો કે કુદરતે તેને ઝટ ને પટ તેજ દીને ઇનસાફ આપ્યો હતો? બીછાને જવા આગમચ પોતાના તે નિર્દોષ ફરજંદના મુલાયમ ગાલપર જેહાંગીર વ્હાલની એક મીઠી ચુંમી લઇ ઘણું દદમંદ દીલે સુવા ગયો.

# પ્રકરણ ૯ મું.

## જેહાંગીર જીજીશેઠ–ગરીબાઇની ગીરદેશીમાં ફસેલો એક ગરીબ ગ્રંથકાર.

[ પદ. ]

કાંઇ નથી રે–કાંઇ નથી, જગ જોઇ વળયો હું, કંઇ નથી !–(ટેક.)
જાહોજલાલી જોઇ ન ફુલશો, રજ સાર સંસાર માંહી નથી !–રે–કાંઇ (૧)
આજ અમીરી તો કાલ ફકીરી, સંપત જગમાં સ્થાઈ નથી !–રે–કાંઇ (૨)
રતન કહે જગ જીતશો આખી, અંત સમે એક રાઇ નથી !–રે–કાંઇ (૩)

[કવી રતનશંકર.]

[ સીંધ ભયરવી–ગજલ. ]

દુનીયામાં બરકરારી કોઇની રહી નહીં;
સદા ત્યાં બખતયારી કોઇની રહી નહીં. (૧)
જમશેદ ને જુહાકબી આધીન થઇ ગયા;
સદા એ બાગ બહારી કોઇની રહી. (૨)
બુનએખથી નેપોલ્યની ગયું નામ નીશાન;
ત્યાં તાજે–તખ્તદારી કોઇની રહી નહીં. (૩)
એ ગુનાહો તહોમતી જાલોમાં તરફડે;
ફરેબ ને બદકારી કોઈની રહી નહીં; (૪)
ફના થઇ અમીર કોઇ ભુખે મરે છે;
ગીદશી–લાચારી કોઇની રહી નહીં. (૫)
કીસ્મતી ઘંટી સહુને પીસે છે **ફીરોજ;**
ખુદા સીવાય યારી કોઇની રહી નહીં. (૬)

[ કવી ફીરોજ. ]

[ ખમાચ–ધ્રુપદ. ]

આજ અઉર કાલ અઉર–રાત ઘડીઆલ અઉર;
લાજ કાજ માલ અઉર–રંગ ઢંગ સાર હઇ. (૧)
આઠ જામ બાત અઉર–સુખ દુ:ખ ગાત અઉર;
ગ્રહ દ્રષ્ટિ ઘાત અઉર–સોમ ભોમ ભાર હઇ. (૨)
રંક અઉર ભુપ અઉર–સુધ બુધ રૂપ અઉર;
શીત અઉર ધુપ અઉર–દાસ ખાસ દ્વાર હઇ. (૩)
લક્ષ અઉર કામ અઉર–રોમ રોમ ચામ અઉર;
મન **ફીરોજ** ઠામ અઉર–માત તાત પયાર હઇ. (૪)

[ કવી ફીરોજ. ]

જેહાંગીર એક નામીચાં ખાનદાનનો નબીરો હતો. તેના વડવાઓ પુનાના પેશવાઇ રાજઅમલમાં મોટી જાહોજલાલી ભોગવી ગયા હતા.

એ જાહોજલાલી બે પહેડી સુધી એકસરખી ટકવા પછી જાંહાંગીરના પીતા જમશેદજી જીજીશેઠની જીંદગી દરમ્યાન કમનસીએ પડી ભાંગી હતી. જમશેદજી જીજીશેઠ એક દયાળુ લાગણીના પરગજુ પુરૂષ હતા. બાજીરાવ પેશ્વાની દરબારમાં તેમનો મોટો વગવસીલો હતો, પણ તેમનો સ્વભાવ અતિ ઘણો ભોળો હોવાથી તે ભોળાઇના તેમને ભોગ થવું પડયું હતું. તેમના વડવાઓએ પેશ્વાઇ દરબાર તરફથી સંપાદન કીધેલી જાગીરો અને જમીનો એટલી બધી હતી કે આજે જો તે રહેવા પામી હોત તો ઉપલાં જવાન જોડાંની જીંદગી કંઈ જુદાજ રંગ દેખાડત. પણ તેવી ચલતી જોવાનું તેમનાં નસીબમાં નહીં હોવાથી જાંહાંગીરના પીતા શેઠ જમશેદજી જીજીશેઠની જીંદગીમાંજ તે બધી જાહોજલાલી તેવણપર ઉભા કરવામાં આવેલા એક તરકટી રાજદ્વારી પ્રપંચથી તમામ નાશ પામી હતી. બાજીરાવની દરબારમાં તેવણને ઘણા માનીતા થયલા જોઈ કેટલાક રાજ-કારસ્થાની પુરૂશોએ પુનાના પેશ્વાને તેવણ વિરૂદ્ધ ઉંધું ચતું સમજાવ્યાથી તેમને એ રાજ તરફથી મળેલી જાગીરો જપત કરવામાં આવી. એમ થવાથી તેઓ બહુ તંગદસ્ત હાલતમાં આવી પડયા—તેમની સઘળી જાહોજ-લાલી પડી ભાંગી અને તેનો ગમ પકડયાથી એકાદ—બે વરસમાં તેવણની જીંદગી ખતમ થઇ ગઇ!

જાણે એ સીતમ હજી ઓછો હોય તેમ શેઠ જમશેદજી જીજીશેઠનાં મરણને હજી તો પુરા બે માસ પસાર નહીં થયા તેટલાં પુના શહેરમાં કૉલેરા ફાટી નીકળયો. એ દુષ્ટ રોગના સેંકડો ભોગોમાં જીજીશેઠનાં ધણી-યાણી અને તેમના પાંચ બેટાઓ એક અઠવાડયાંની અંદર કમોતે માર્યા ગયા. છઠ્ઠો બેટો જેહાંગીર, જે સર્વેથી નહાનો હતો તે અને તેનાં એક ઘરડાં માસી માત્ર બચવા પામ્યાં. જેહાંગીરને પોતાને પણ કૉલેરા લાગુ પડયો હતો, પણ ખુદાની કરમબક્ષેશથી તે બચવા પામયો. એ રીતે તે ૧૨ વર્ષની નહાની વયથીજ માસીને આધારે ઉધરયો હતો. એ ભલાં માસી પણ જેહાંગીર અરનવાજ સાથે પરણયો તેની ત્રણ વરસ આગમચ મરણ પામેલાં હોવાથી આજે તે માયાળુ છત્ર પણ તેણે ખોહી દીધું હતું.

જાંહાંગીરજી જીજીશેઠને તેના મરહુમ પીતા તરફથી બાપીકા વારસા તરીકે જે કાંઇ મળયું તે ઘણુંજ જુજ અને આગલી જાહોજલાલી સાથ સરખાવતાં કેવળ નીર્જીવ હતું. સખારામ સ્ટ્રીટમાં આવેલાં જે નાના ઘરમાં તે હાલ રહેતો હતો તે ઘર અને પુનાની પડોશનાં એક ગામમાં થોડીક જમીન સીવાય જેહાંગીર બાપીકા વારસામાં બીજું કાંઇજ મેળવવા પામ્યો નહીં. હાલનું ઘર તો અસલની ચલતીનાં વખતમાં ખુરદો ભરવાના કામમાં વપરાતું હતું, જેના કણુગા ને કણુગા ખીચોખીચ ભરેલા નજરોનજર જોનારા સાક્ષીઓ હજી હૈયાત હતા! વળી જે થોડીક જમીન તેને મળી હતી તેની વર્ષ દહાડે માત્ર ૫૦૦) રૂપીઆની પેદાશ હતી. એ સીવાય બાપીકા વારસામાં તેને કશું મળ્યું ન હતું.

માસીનાં મરણ પછી જાંહાંગીર, જે પ્રથમ ભાડેનાં એક ઘરમાં રહેતો હતો ત્યાંથી હાલનાં ઘરમાં રહેવા આવ્યો, કારણ કે સારા લત્તા તરફનાં મોટાં ભાડાં ભરી શકવાની સ્થીતીમાં તે નહીં હતો. માસીની હૈયાતી દરમ્યાન તેને થોડો ઘણો માસીનાબી ટેકો હતો, પણ તેવણ ગુજરવા પછી તેવણનું જે કાંઇ હતું તે તેણે તેવણના બે પરદેશવાસી દીકરાઓપર પ્રમાણીકપણે મોકલી આપેલું હોવાથી હવે તેનો તે આશરો પણ જતો રહ્યો હતો.

અરનવાજ સાથ પરણ્યા પછી ગરીબ સંસારે ઘરબાર માંડી તે પોતાની કલમના બળથી મહીને દહાડે પચાસ—સાઠ રૂપયા જેમ તેમ પેદા કરતો હતો. તે એક અચ્છો લેખક હતો. તેનાં લખાણો અને વાર્તાઓ જાહેર પ્રજામાં જાણીતાં હતાં. જુદાં જુદાં વર્તમાનપત્રોમાં તેના લેખ પ્રસીધી પામતાં હતા. કોઇમાં લીડીંગ આરટીકલો લખતો, કોઇમાં ખબરપત્રીનું કામ કરતો તો કોઇ પત્રમાં ચાલુ વાર્તાના લેખક તરીકે તે મોટી લોકપ્રીયતા વચ્ચે સેવા બજાવતો હતો. આ કામ પાછળ તેનો આખો વખત પસાર થતો હતો.

એટલું છતાં—એટલો બધો ધસડબોરો કરવા છતાં—તે કમનસીબ જવાન નસીબનો એવો લીલો હતો કે તે બાપડાની મહેનતની બહુજ થોડી કદર બુજાતી હતી. અધીપતીઓ તરફની લખાણની તારીફ માત્ર પોતાની મતલબ પુરતીજ હતી—ખીસામાં હાથ નાંખી ઉદાર દીલથી તેની કદર બુજનારા કોઇ નહીં હતા.

પોતાની કદર બુજાય કે નહીં બુજાય તેની દરકાર કીધા વગર જેહાંગીર જીજીશેઠ, જેણે પોતાની આખી જીંદગી ગુજરાતી સાહિત્યનેજ અર્પણ કીધી હતી તે ખુદાપર વિશ્વાસ રાખી મુંગે મોહડે પોતાનું કામ કરયો જતો હતો. એક લેખક તરીકે તેની કીર્તી શહેર શહેર પસરેલી હતી—એક કુદરતી કવી તરીકે તેનું નામ તમામ જાત પરજાતમાં મશહુર હતું. ખરૂં પુછો તો તે એક ગજવે ગરીબ પણ મગજે માતબર જવાન હતો. તેની કને દામ નહીં હતું પણ એક કવી અને ગ્રંથકાર તરીકે તે એક નામાંકિત નામ ધરાવતો હતો; ગરીબાઇની ગીરદેશીમાં તે અને તેનું કુટુંબ દર દહાડે દબાયું જતું હતું, તે છતાં, તેની આબરૂ ઘણી મોટી હતી. જેહાંગીર જીજીશેઠની કલમથી લખાયલી એક વાર્તા કે રચાયલી એક કવિતા જાહેર પ્રજામાં ઘણી હોંશથી વંચાતાં હતાં. ૨૧ વરસની ઉમરે મેત્રીક થયા પછીથી તેણે લખાણબાજીની જાહેર જીંદગીમાં ઝીપલાવ્યું હતું અને આજે જ્યારે તે ૪૫ વર્ષની ઉમરે પહોંચ્યો હતો ત્યારે ગુજરાતી સાહિત્ય પાછળ ગાળેલી પા સદી દરમ્યાન તેણે નાનાં મોટાં ૨૫ પુસ્તકો રચી બાહેર પાડયાં હતાં.

આટલું છતાં તે ગરીબ હતો ! તેની વર્ષોની જીવતોડ મહેનતે જો તેને કાંઇ મેળવી આપ્યું હોય તો તે એક જાહેર નામ હતું, બાકી દામની

બાબદમાં આ કમનસીબ લેખક તમામ લાકલામ હતો ! તેની પ્રતયેક ચોપડીના ઢગના ઢગ તેનાં ઘરમાં પડ્યા હતા.

આજે ગુજરાતી સાહિત્યમાં સારા લેખકોની કેવી અને કેટલી કદર બુજાય છે તે કોણુને અંજાણું છે ? તેમની વખાણુ કરનાર તો ઢગલે ઢગલે જડે છે પણુ તે વખાણુ કેવા પ્રકારની હોય છે ? માત્ર મોહડેનીજ ! આજે કેટલા શ્રીમંતો તમે બતાવી શકશો કે જેઓએ સારા લેખકોને પોતાના જરનાં જોરે ઉત્તેજન આપી આગળ પાડયા છે ? અફસોસ ! ભીડેભાડે એ પાંચ નકલોની ખરીદી કરનારને "લેખકોના આશ્રયદાતા" ગણુવાની ભુલ કરશો નહીં. આબરૂદાર અને રાત-દહાડો સાહિત્યનીજ સેવા બજાવનાર કયા લેખકોને આપણા શ્રીમંતોએ આગળ પાડ્યા છે ? કોણે તેમની કદર બુજી છે ? કોણે તેમને મદદ કીધી છે ? ગુજરાતી સાહિત્યમાં તો તેવો એક પણ દાખલો આજ સુધી જાહેરની જાણુમાં આવેલો જણાયલો નથી !

હવે યુરોપ તરફ જરા નજર કરો ! ત્યાં નામીચા લેખકો અને કવીઓપર તયાંની પ્રજા મરી ફીટે છે. તેમનાં પ્રતયેક પુસ્તકોની હજારો નહીં પણ લાખો પ્રતો તડાકામાં ઉડી જાય છે. જીવતાં જીવત તો તેવા લેખકો અને કવીઓ વખણાય છેજ, પણ મુવા પછી પણ તેમની ઉપર ફુલ ફુટે છે. ત્યાં એક સારા લેખક કે નામીચા કવીનાં મરણુ પાછળ આખો દેશ શોક કરે છે. એનું નામ તે કદર અને કદરસનાસી ! આ ભારતભુમીને તે પંકતીએ પહોંચતાં વગર શકે હજી જમાનાઓ જોઇશે. થોડાંજ વર્ષની વાત પર એક અમેરીકન બાનુનો એક યાદગાર દાખલો જાહેરની જાણુમાં આવ્યો હતો કે તેણી સંસારી વાર્તાઓની જબરી શોકીન હતી અને નામાંકીત તથા કસાયલા લેખકોને ઘણું ઉત્તેજન આપતી હતી. ન્યુયોર્કના એક જાણીતા જવાન લેખકની કલમપર તો તેણી એટલી બધી ફીદા હતી કે મરતી વેળા પોતાની બાદશાહી દોલતનો વારસો તેણી તેને આપી ગઈ હતી !

## પ્રકરણુ ૧૦ મું.

### "એવાં એવાં ખુબસુરત બૈરાંઓ મારા ધણીને મળવા આવે એ મારેથી કેમ સાંખી શકાય ?"

ગઝલ "દાગ."

તકદીરસે કીસમતકી બુરાઈ નહીં જાતી,
બીગડી હુઇ તકદીર બનાઈ નહીં જાતી. (૧)

દીલ લેકે વો અબ જાન તલબ કરતેં હય હમસે,
એ અયસી ઘડી હય કે ઉઠાઇ નહીં જાતી. (૨)
મય પી તો સહી તોબાહભી હો જાયગી ઝાહેદ,
કમબખત કીયામત અભી આઈ નહીં જાતી. (૩)
આંસુ ન પીએ જાયેંગે અય નાસેહા નાદાન,
હીરેકી કની જાનકે ખાઈ નહીં જાતી. (૪)
લે દેકે હીયાં દીલમે રહી એક તમન્ના,
વો તાબે ઝબાં ઓફસે લાઈ નહીં જાતી. (૫)
લીલ્લાહ મેરે ઝબેહપે તકબીર તો પઢ લો;
ઇતનીભી ઝબાં તુમસે હીલાઇ નહીં જાતી ? (૬)
અય 'દાગ' કહા હાલે દીલ ઉસ દુશમને જાંસે;
નાદાન તેરે દીલકી સફાઇ નહીં જાતી. (૭)

[શાયર "દાગ" દેહલવી.]

બીજે દીને જેહાંગીર જીજીશેઠને ટપાલ મારફતે મુંબઇનો એક કાગજ મળ્યો. આ કાગળપર લખેલા હરફો તેને જાણીતા નહીં હોવાથી પ્રથમ તો તે અચરત થયો. પરબીડાંના પાછળના ભાગપર નજર ફેરવતાં "ખાનબહાદુર આદરજી રૂસ્તમજી એદલખાન" એવું સીલ વાંચી તેને વધુ અજાયબી ઉપજી. ખાનબહાદુર આદરજી એદલખાન મુંબઇના શહેરી હતા. જાહાંગીર જીજીશેઠ તેમને માત્ર નામથી ઓળખતો હતો. તેવણે થોડાજ વખતની વાતપર સરકારી નોકરીમાંથી 'પેનશન'પર રીટાયર થયા હતા અને બાહેરગામથી મુંબઈ આવી વસ્યા હતા. એવા એક આબરૂદાર અને બુઝર્ગ ગ્રહસ્થ તરફનો પોતા જોગો આ કાગળ શા કારણસર આવવા પામ્યો છે, તેની અસાધારણ ઇનતેજારી વચ્ચે તેણે તે ઉખેડયો અને નીચે મુજબ વાંચ્યોઃ—

પેડર રોડ, મુંબઇ તા૦ ૧ લી જુન.

**ભાઇજી સાહેબ જેહાંગીર જીજીશેઠ,**

હું તમારાં લખાણો અને કવીતાઓનો વરસોનો વાંચનાર ને વખાણનાર છેઉં. એક ચોક્કસ બાબતનો ગ્રંથ રચાવવા સારૂ ઘણા દીવસથી હું તમોને મળવાની ઇનતેજારી ધરાઉંચ. ખબર કહાડતાં હાલ એક ઠેકાણેથી જણાવ્યું કે તમે મુંબઇમાં નહીં પણ પુનામાં વસોછ. મહેરબાની કરી આએ કાગજ મળ્યા બરાબર અત્રે સુધી તસદી લઈ મને મળી જશો તો હું ઘણો ખુશી થવસ. હું આખો વખત ઘેરમાંજ રેહુંછ તે જાનજોજી.

સેવક,

**આદરજી રૂસ્તમજી એદલખાન.**

જાંહાંગીર આ કાગળ વાંચી જેટલો અજાયબ તેટલોજ ખુશી થયો. ખાસ કરીને 'એક ચોકસ બાબતનો ગ્રંથ રચાવવા સારૂ' આ ગ્રહસ્થ તેની મુલાકાત લેવા ઇચ્છે છે એમ જાણી તેણે ખુદાનો આભાર માનયો અને પોતાની ધણીઆણીને 'એક જરૂરી કામસર મુંબઇ જાઉંછ—સાંજે આવીશ' એમ જણાવી ઝટ તૈયાર થઇ તે ઉપડી ગયો.

જો કોઈ બીજી વખતે હતે તો અરનવાજ તેના મુંબઇ જવાનો સબબ ચીપીચીપીને જેહાંગીરને પુછ્યા વગર રહેતે નહીં, પણ આજનો મામલો જુદોજ હતો. ગઇ રાતની ડરબી સ્વીપવાળી પેલી તીખ્ખી તકરારની અસરનો ભાર બાઇસાહેબનાં ભેજાંપરથી હજી પુરેપુરો ઉતરવા પામ્યો નહીં હતો. પેલા યાહુદી લખપતીને પાંચ લાખનું પહેલ્લું ઇનામ લાગ્યું અને પોતાને કાંઇ મળ્યું નહીં તે બાબે તે મુર્ખ બાયડીને પોતાના ધણીપર હજી જબરો ગુસ્સો હતો. આ ગુસ્સાને લીધેજ સહવારથી તેણી તેની જોડે ઉંચે મોહડે રહી હતી અને જેહાંગીરે મુંબઇ જતી વેળા કહેવા ગયો તેનો પણ તેણે 'બહુ સારૂં, સધાવો!' એવો ટણકામાંજ જબાબ આપ્યો હતો.

અરનવાજે આપેલો એવો અણગમતો આવકાર ગરીબ બીચારા જાંહાંગીર જીજીશેહને અંજાણો નહીં હતો. તેને મનથી એવી ચીજ હવે સાધારણ થઈ પડી હતી. ખમતાં ખમતાં તેને ખમીર થઇ ગયું હતું. પોતાને એક ભુંડી ભાર્યા મળવા પામી છે એમ તે ભલો ભરથાર સારી પેઠે સમજતો હોવાથી અને તેણીના દાધાબળયા તથા અધીરા, ઓછા અને વહેમી સ્વભાવથી તે વાકેફ હોવાથી આજે મળેલા અણમાનયા ઉત્તરની તેણે આગમચથીજ વક્કી રાખી હતી.

જાંહાંગીરને જતી વેળા અરનવાજે ભેજાંમાં ભરાયલા ભુતના પ્રતાપે કોડું આપ્યું નહીં, પણ તેના જવા પછી તેણીને ભારે ચટપટ થઇ કે આજે એકાએક મુંબઇ જવાનું કારણ શું હતું? ટપાલમાં આવેલો કાગળ વાંચતાં તેણીએ તેને દુરથી દીઠો હતો હતો અને તે કાગળ વાંચીનેજ તેણે મુંબઇ જવાનો ઇરાદો જાહેર કરવાથી એ કાગળ કોણનું હશે? ક્યાંથી આવયું હશે?—શાનું હશે?—એવણ શું કામ ગયા હશે?—ક્યાં ગયા હશે?—વગેરે તરેહવાર કલ્પનાઓ તેણી કરવા લાગી. 'રખે એવણ કાંઇ ઉંડા પાણીમાં રમતા હોય? આજના માટીડાઓના વીશ્વાસ શું?' તે એવકુફ બાયડી મન સાથ બબડવા પડી. 'મને તો લાગેછ કે જાંહાંગીર જાંહ છે તાંહ કોઇ પારકી બઇરીના ખ્યાલમાં છે! હમણાં હમણાં એવણ આખો આખો દહાડો અવારનવાર પુણામાંબી રખડેછ ને ઘડી ઘડી મુંબઇના ફેરા આંટીબી કરેછ. એવણનું દીલ સાફ હતું તો એ કાગળ મને કાંઇ નહીં વંચાવ્યું? મારેથી શું કામ છુપું રાખ્યું? હું એવણની પરણેલી મોહરદાર છેઉં કે કોઇ પારકી—બારકી છેઉં? પણ પરણી મુવેલાં હોય ત્યારે બઇરી થતીને કેમ કહેવાય? વારૂ, કંઇ ફીકર નહીં, એ સાંજે આવે તો ખરો—પછી એની વાત!'

અફસોસ ! ગમે એવી ગરીબાઇ હોજો, પણ બૈરી વહેમી ના હોતી ! અરનવાજ બધી રીતે ઠીક હતી પણ અધીરી અને વહેમી હોવાથી જાંહાંગીર જીજીશેઠનો પરણ્યો સંસાર સુખી થવા પામ્યો ન હતો. તે બેવકુફ સ્ત્રી જરાજરામાં પોતાના ભરથારપર વહેમ પકડતી. કોઈ બાનુ જોડે વાત કરતાં જોય, જરા હસતાં બોલતાં કે ખેરઆફિયત પુછતાં નજર પડે તો બસ થઇ ચુકયું ! તે દહાડે જાંહાંગીર જીજીશેઠનો ઝાડીયો નીકળી જતો. ગરીબ બીચારો જાંહાંગીર ખાનદાની ખમીર ધરાવતો હોવાથી આ કલાંટ બાયડીના વાહિયાત વહેમો અને ખ્યાલી ધખારાઓપર મનમાં ને મનમાં અફસોસ કરી ચુપ રહેતો. તે કોઇજવાર સામે થતો પણ ઘણોખરો પોતાની ઇઝતને ડરીને તથા પાડ-પડોશમાં માટી-બઇયર વચ્ચેની મારામારી કે મતફેરીથી ખરાબ નહીં લાગે તેટલાં માટે ચુપકીદી અખત્યાર કરતો હતો. આ તેની કુદરતી નરમાસ તે કલાંટ બાયડીને વધુ ને વધુ 'ફ્રાસ્ટ' જવામાં સામું ઉત્તેજન આપતી હતી.

અરનવાજને ઉપજેલો આ વહેમ પહેલોજ નહીં હતો. તેણીના એવા ધખારા તો દરરોજના હતા. તેણી એક ખુબસુરત બાયડી હતી, પણ ખુબસુરતી જોડે એક સ્ત્રીમાં હોવા જોઇતા સદગુણોથી તેણી ખાલી હતી. તેણીમાં બીજી ખામી કાંઈ ન હતી, પણ અધીરાઇ અને વહેમની બુરામાં બુરી કમાલ એબને તેણી હદ બહાર વશ થયલી હોવાથી તેણીના બીજા સારા ગુણો તેમાં ઢંકાઈ જતા હતા. જાંહાંગીર જીજીશેઠ એક ખુબસુરત અને દેખાવલો જવાન હતો. અરનવાજ તેને સાચા પ્યારથી ચાહતી હતી, પણ તેણીનો જાતી સ્વભાવ અધીરો અને વ્હેમી હોવાથી તે સાચા પ્યારની જેવી થવી જોઇએ તેવી ઉત્તમ અસરો થવા પામતી ન હતી. જો અરનવાજમાં વ્હેમો અને અધીરાઇ નહીં હોય તો તેણી એક નમુનેદાર નારી ગણાઈ શકે એવા બીજા સારા ગુણો તેણી ધરાવતી હતી, પણ ઉપલી કમાલ એબને લીધે તેણી પોતે દુઃખી થઇ પોતાના ભલા ભરથારને પણ દુઃખી કરતી હતી.

જાંહાંગીર જીજીશેઠ પોતાની પ્રીયાને સાચા પ્યારથી ચાહનારો એક ગરીબ પણ અમીરી ખવાસનો ખાવીંદ હતો, પણ કમનસીબે અરનવાજ તરફથી તેને તેનાં દીલજીત વ્હાલનો તેવોજ દીલસોજ જવાબ મળતો નહીં હતો. આપણી અધીરી અરનવાજ કાંઇ વીચીત્ર સ્વભાવ ધરાવતી હતી. તેનાં પાડ-પડોશીઓ તેણીના સ્વભાવપર અજબ થતાં હતાં. તેણી કઈ ઘડીએ હસશે અને કઇ ઘડીએ છેડાઈ પડશે તે કહેવું મુશકેલ હતું. ઘડીમાં તેણી જેહાંગીરપર ફીદા ફીદા થઈ જતી અને ઘડીની વચ્ચે માથાંમાં 'વહારૂં' આવતાં તેથી ઉલટોજ મામલો થઈ પડતો. કોઇવાર એક નજીવી ચીજથી તેણી ખુશખુશ થઈ જતી અને કોઇવાર ગમે એવી કીમતી ચીજ તેને નીર્જીવ જણાતી ! અકસર કરીને જેહાંગીરની ગરીબ સ્થીતી અરનવાજને ઘણી ખટકયા કરતી હતી. પોતાનો ધણી કયારે પૈસાદાર થાય અને તે પૈસાના પ્રતાપે પોતે કયારે મોટાઓની

માફક અમનચમન મારે એ તેણીની મોટામાં મોટી ઉમેદ હતી. વાંચનારને જણાવવાની જરૂર નથી કે ગઇ રાતે ડરબી સ્વીપનાં ઇનામ ઉપથી જાગેલી ખટપટનાં તળીઆમાં પણ મુળ હેતુ પૈસાનો હતો !

જેહાંગીર શા માટે મુંબઈ ગયો તે જાણુવાની અસાધારણુ ચટપટમાં તેણી હતી તેટલાં સાંજે ચાર વાગે એક બીજો બનાવ બનયો, જે બનાવે તેણીનાં વહેમમાં પુરો વધારો કરી આપ્યો.

"બાઇ, શેઠને કોઇ મળવા આવ્યુંછ." ઘરમાં રાખેલા કાસમ નામના પોર્યાએ અરનવાજ જેણી રાંધણીમાં હતી તેને ખબર આપી.

"મળવા આવ્યુંછ? કોણુ છે?"

"કોઈ બાઈ આદમી છે."

"બાઈ આદમી?" અરનવાજ ચમકીને પુછવા પડી. "મુવા મેટ! બાઇ આદમીને શેઠનું કામ શું હોય? એ તો કોઈ મને પુછતું હશે."

"નહીં, બાઈ, મેં બરાબર સાંભળયુંછ."

"તારૂં તોડકું! જા મુવા, ફરીથી પુછી આવ!" અરનવાજ તવાપર રોટલી ફેરવતાં ચીરડાઈ. "પેલા સખારામની માય તો નહીં હોય, કાસમ?"

"અરે નહીંરે બાઈ, એ તો કોઈ તમારી જાતવાળી છે!"

"અમારી જાતવાળી?" અરનવાજ વધુ ચમકી "હેં? એ શું બકેછ?"

"હા બાઇ હા, તમારી જાતવાળી કોઈ પારસણુ છે પારસણુ!"

"અમારી જાતવાળી ને વળી પારસણુ!" અરનવાજ હેરત થઇ મન સાથ બબડી. "કોઇ દહાડે નહીં ને આજે વળી એ કોણુ છે? ને તેબી મને નહીં ને મારા જાહાંગીરનેજ પુછેછ? એમાં કંઈ ભેદ તો નહીં હોય?" એમ વીચારી કાસમને ફરીથી પુછયું.

"તે બઇરી કોણુ છે? તું તેને ઓળખેછ કે, કાસમ?"

"નહીં બાઈ, હું તેને ઓળખતો નથી. કોઈ જવાન ને એસકી બાઇ છે."

"જવાન ને એસકી બાઈ! ને તેબી મને નહીં ને મારા વરને પુછેછ?" અધીરી અરનવાજ વધુ વહેમમાં પડી. "જાંહાંગીર! જાહાંગીર! જાંહ છે તાંહ તું કંઇબી ઉંડાં પાણીમાં ફરેછ! હવે રહી રહીને બઇરાંઓ તુંને ઘેરબેઠાંબી મળવા આવવા લાગાં ખરાં!" અને અહીં તેણીએ રોટલી કરવાનું કામ પડતું મેલી ઝટ હાથ ધોઈ રાંધણીની બહાર નીકળતાં પુછયું, "હેં, કાસમ, તે બઇરી કેવી છે? ખુબસુરત છે કે?"

"હાજી, ઘણી ખુબસુરત છે!"

"ઓ મારા ખુદા! હવે કાંહ જઇને મરૂં?" અરનવાજ પુરી અધીરી બની. "એવાં એવાં ખુબસુરત બૈરાંઓ મારા ધણીને મળવા આવે એ મારેથી કેમ સાંખી શકાય? વારૂં, કાસમ, તેણે પોશાક કેવો પહેર્યોછ?"

"જી, કાળી સાડીપર કાળા ચળકતા દાણાની કોર છે. આંખપર સોનાનો ચશમો છે ને હાથમાં એક સુંદર છત્રી પકડેલી છે."

"હું હું? એટલું બધું?" અરનવાજે શકનું ડોકું હીલવયું "કાળી સાડી ને દાણાની કોર છે ત્યારે એ કોઈ જવાન વિધવા તો નહીં હોય? જરા જોઉં તો ખરી."

એમ વીચારી અરનવાજ ઝડપ્‌ પગલે આગલી તરફ ગઈ.

## પ્રકરણ ૧૧ મું.

## મેહેરબાનુ મુંગા મોદી—અબળા જાતીનાં છુટાપણાં વિષે એક તીખી તકરાર.

### [ દોહરા. ]

વડી વાતપર વીશ્વમાં, ટકે સકળ સંસાર;
વહાલી વનીતા હોય તો, વહાલું ઘર ને બાર.

* * *

કદી લીમમાં નાખશો, સો મણ સાકર રોજ;
મળે ન મીઠાં લીમડાં, કડવો તે કડવોજ.

* * *

ધન મોટું ધીરજ તણું, ધીરજ ધનનું મુળ;
ધીરજથી ધન સાંપડે, ધીરજ વીણ સહુ ધુળ.

* * *

સરખી બુદ્ધી સર્વમાં, પ્રભુએ દીધી હોત;
પંડીત ને મુરખ તણાં, ચીત્ર જગત નહીં જોત!

* * *

મોંઘું મોતી જ્યમ મળે, જોતાં છીપ અનેક;
દાદી દારા જગતમાં, જડે લાખમાં એક.

* * *

રામા રતન સમાન છે, શોભે સઉ સંસાર;
સુલક્ષણી સ્ત્રી હોય તો, હરકત ટળે હજાર.

* * *

સ્વર્ગ તણી કદી સુંદરી, સજી આવે અહીં સાજ;
લેખ લખી આ રાખજે, "મહીલા મતલબ બાજ!"

* * *

સો સુખ છે જર–જોરના, હીતનાં સુખો હજાર;
લલનાનાં સુખ લક્ષ છે, હોય સુલક્ષણી નાર.
[દાદી સતસાઈ.]

આગળાં બારણાં આગળ તેણીએ હંસ જેવી લાંબી ડોકવાળી એક જવાન ખુબસુરત બાનુને ઉભી રહી પોતાની છત્રી ગોળ ફેરવી તેની જોડે રમત રમતી જોઈ.

"આવોજી, કોણુને પુછોછજી?" અરનવાજે આગળ જઈ પેલી બાનુને પુછ્યું.

"જી, જાંહાંગીર જીજીશેઠ અહીં રહેછજી?"

'હા' કે 'ના' નો કશો જવાબ વાળયા વિના અરનવાજે પુછ્યું "કેમ જી, તેવણ સાથ કંઇ કામ છે?"

"હાજી, મારે તેવણુને મળવું છ. તેવણ આએજ ઘેરમાં રેહેછ, નહીં?"

"હાજી" અરનવાજને હવે સીધો જવાબ આપ્યા વીના ચાલ્યું નહીં "અહીં ઘેરમાં નથી–તેવણ તો બાહાર સધાવ્યાછ."

"બાહાર સધાવયાછ?" પેલી બાનુ લગાર દલગીર થઇ પુછવા પડી. "બાહાર એટલે કયાં? અહીં પુનામાંજ કેની?"

"નહીંજી નહીં–પુનામાં નહીં. એવણ તો બહારગામ સીધારેલા છેજી." અધીરી અરનવાજે ભરમમાં જવાબ આપ્યો. એવી એક દેખાવળી સ્ત્રી પોતાના ભરથારને મળવા માંગે તે તેણી કેમ સાંખી શકે?

"પણ બાહારગામનું કંઈ નામ?"

"ખબર નથી"

"નહીંજી."

પેલી બાનુને લાગ્યું કે આ બાઈ તેણીને ઉડાવે છે. પોતે મનમાંજ સમજી જઈ કાંઇ વીચાર કરીને તેણીએ ફરીથી પુછ્યું: "વારૂ, એવણ કયારે સધાવ્યાછ?"

"આજે સહવારે."

"કયારે આવશે તે કાંઇ કહી ગીયાછ?"

"નહીંજી."

"તમે એવણનાં કોણુ થાઓ, બેહેન?"

"જી હું કે? જી–જી, મને પુછોછ કે? મકુંજે હું કે?" અરનવાજ અહીં શું જવાબ આપવો તે સમજી નહીં શકવાથી વીચાર કરવા સારૂ વખત લેવા લાગી.

"હાજી હાજી, તમુને નહીં તો બીજું અહીં કોણ છે કે તેને હું પુછું ?" પેલી બાનુએ રોકડું ચુકવી આપ્યું.

"તે જી, હું એવણની ધણીઆણી થાઉંછ."

"અંહં, તયારે **અરનવાજ** તે તમેજ નહીં, કેમ જી?"

"હાજી." અરનવાજ પોતાનાં નાગથી તેણીને વાકેફ જોઈ મનમાં હેરત થતી વમાસવા પડી, 'અરે મરેરે! એ તો કોઈ રાન જાણુ ભેદુ દેખું! જેને હું ઓરખું નહીં પારખું નહીં તે બઈરી મારાં નામ નીશાનથી વાકેફ થાય એ શું કહેવાય ? એ બધાં જાહાંગીરનાજ કારસ્તાન! નહીં તો બીજી રીતે એ કયાંથી વાકેફ થાય ?'

"ત્યારે તમે કહેવોછ કે એવણ આજે સહવારે સધાવ્યા–કયારે આવશે તે તમે જાણતાં નથી ને કયાં સીધાર્યાછ તે તમુને ખબર નથી, એમજ કેની ?"

અરનવાજે કશો જવાબ ન આપતાં માત્ર 'હા' કહેતી હોય તેમ ડોકું ધુણાવયું.

"એવણ આજે સાંજ સુધીમાં ઘેરે ફરી શકે એટલે લાંબે ગયાછ કે તેથી વધુ?"

"તે હું શું જાણું? મને કંઇ એવણ કહી ગયા નથી."

"તમે ધણીયાણી જેવાં ધણીઆણીને એવણ કયાં ગયાછ તે કહી નહીં જાય એમ હોય? મને તો ઘણું અજબ લાગેછ, બા!"

"જી તમોને અજબ લાગે તેમાં નવાઈ શું છે? આજકાલનો જમાનોજ અજાયબીથી ભરપુર છે!" અરનવાજે ભરમમાં તાણો મારતાં કહ્યું. "મનેબી ઓછું અજબ નથી લાગતું, મેં તમુંને કોઇ દહાડે જોયાં નથી તે છતાં તમે મારાં નામનીશાન સાથે મારે વીશે પરપુછ કીધી એ શું થોડી અજાયબી છે?"

"એમાં અજાયબી જેવું શું છે બેહેન?" પેલી બાનુએ હસીને ઠંડો જવાબ આપ્યો. "જાંહાંગીર સાથ વાત થતાં તેવણથી હું તમારે વીશે વાકેફ થઈ હતી."

"બરાબર છેજી, ઘેરેઘેર બઇરીને હલકી પાડવાના હુનરમાં એવણ ઘણા કાબેલ છેજી." અરનવાજે નાંકનું ટીચકું ચઢાવી પોતાનો અણગમો જાહેર કીધો.

"તોબાહ–તોબાહ! એક મોહોરદાર તરીકે એમ બોલવું તમોને શોભે નહીં, બેહેન!" પેલી બાનુએ તેણીને ઠપકો આપતાં કહ્યું. "તમારો ખાવીંદ ઈનસાનના આકારમાં વગર શક એક ફરેસ્તો છે."

"હાજી, હોવો જોઇયે–કારણ કે ઘણીક જવાન બાનુઓને હું તેવણની તારીફ કરતાં સમજુંછ!"

"અને તે તારીફ શું ખોટી છે?" પેલી બાનુએ ઝટ સવાલ કીધો.

"ખોટી છે કે ખરી તેની મને શું દરકાર છે?" અરનવાજની સ્ટીમ અહીં તાતી જવાથી તેણીએ ગરમ થઇને જવાબ આપ્યો.

"ઠીક છે ત્યારે—તમારા ધણીની મુલાકાત થઈ શકતી નથી તો હું જાઉં છ. સાહેબજી!" તેણીના વીચીત્ર સ્વભાવપર મનમાં અચરત થઈ પેલી બાનુએ ત્યાંથી રૂખસદ ચાહતાં કહ્યું. તેણીને જતી જોઈ અરનવાજ મનમાં ખુશી થઈ કે 'ચાલો પીડા પતી,' પણ બીજીજ પળે તેણીને વીચાર આવ્યો કે 'મેં મોટી ભુલ કીધી, આએ બાનુ કોણ છે અને મારા જાંહાંગીરને શા સારૂ મળવા આવી છે તે મારે સીફ્તથી જાણી લેવું હતું.' આ વીચાર ઉત્પન્ન થતાંજ તેણીએ પેલી બાનુ જેણી પીઠ ફેરવી પસાર થતી હતી તેણીને મોટેથી હાંક પાડી બોલાવી.

"બેહેન—બેહેન, જરા અહીં આવો! મહેરબાની કરી પાછાં ફરો!"

પેલી બાનુએ પોતાની છત્રીમાંથી ડોકું કાઢી પીઠ પાછળ જોતાં પુછ્યું. "કોણને મને કહેવોછ?"

"હાજી, તમુને—તમુને!"

"મારૂં શું કામ છે?"

"કંઇ નહીંજી, મેહેરબાની કરી જરા તસ્દી લેવોજી."

પેલી બાનુ, જેણી અરનવાજની પેહેલી મુલાકાતમાંજ તેણી માટે સારો વિચાર બાંધી શકી નહીં હતી તેણી લગાર કચવાઇને પાછી ફરી.

"કેમ જી, કંઇ કેહવુંછ?" તેણી ઓટલાની સીડી આગળ આવતાં પુછવા પડી.

"જરા અંદર આવો બેહેન! ઘડી ભરી બેસો તો ખરાં! મરે, મેં ખ્યાલમાં ને ખ્યાલમાં તમોને એમજ જવા દીધાં. જરા અંદર લઇ જઇને બેસાડયાં નહીં. મારો સુધલો બળે! મને ભાનબી નહીં રહ્યું. જી ભરૂં મારા જાંહાંગીર પુછશે તો હું શું જવાબ દેવસ; આવો, બેહેન, આવો, જરા અંદર તો આવો! બે ઘડી બેસીને પછી સીધારો."

પેલી બાનુ અરનવાજના આ વીચીત્ર ખવાસપર મનમાં ભારે અજબ થતી પોતાની નારાજી છતાં અંદર આવી, અરનવાજે તેણીને આગલા ઓરડામાં એક ખુરસી આપી બેસાડી અને પોતે એક બીજી ખુરસીપર જગા લેતાં કહ્યું:

"જી, તમે કોણ?"

"હું જાંહાંગીરની ફ્રેંડ થાઉંછજી!" પોતે કોણ છે તેની ઓળખ ઉડાવતાં-પેલી બાનુએ અધર જવાબ આપ્યો, પણ તેમ કરતાં તે ભોળી અબળાએ

ગરીબ બીચારા જાંહાંગીરનો કેવો ધાણ કાઢી નાખ્યો તેનું તેણીને કશું ભાન રહ્યું નહીં. 'જાંહાંગીરની ફ્રેંડ' આ શબ્દ સાંભળતાંજ અરનવાજનો ચેહેરો ફીકકો મારી ગયો !

તેણી એક મીનીટ ચુપ બેઠી અને ઠાવકો ચેહેરો રાખી પુછ્યું.

"જી તમે કાંહથી આયાં ને તમારૂં નામ શું તે પુછતાં તો હું ભુલીજ ગઇ. જી ભરૂં મારા વર પુછશે ત્યારે હું શું કહેવસ તેથી મેં તમુને તસદી આપીછ."

"કંઇ ફીકર નહીં, અરનવાજ, એમાં તસ્દી જેવું શું છે ? મારૂં નામ મેહેરબાનુ મુંગામોદી છેજી ને હું તમારા ધણીને મળવા સારૂ મુંબઇથી અહીં આવીછજી."

"જી, કંઇ જરૂરનું કામ હશેજી."

"હાજી."

"કંઇ હરકત નહીં હોય તો મને જણાવો; એનાવો આવેથી હું એવણુને કેહેવસજી."

"નહીંજી, એ એક ખાનગી બીના છેજી અને હું દલગીર છેઉં કે તે તમોને કહી શકતી નથીજી."

આ જવાબ સાંભળતાંજ અરનવાજનું મોહડું ઉતરી ગયું. 'એક ખાનગી બીના છે ?' તેણી મન સાથ પટપટી. 'એવી તે ખાનગી બીના શું હોય કે હું ધણીની હકદાર ધણીઆણીથાબી છુપી રાખવાની હોય?' એમ વીચારી તેણીએ પેલી બાનુને પુછ્યું:

"મારા જાંહાંગીર મારેથી કોઇ ચીજ છુપી રાખતા નથીજી. તે છતાં તમારી મરજી નથી તો હું દબાણ કરવા ઇચ્છતી નથીજી."

"તમારા ખાવીંદ ભલા છે એટલે અલબત્તાં તમારી સાથ જુદાઇ રાખતા નહીં હશે, પણ આએ બીના તેવણ સાથ વિશ્વાસપર ખાનગી હોવાથી હું દલગીર છેઉં કે તમોને જણાવી શકતી નથીજી." પેલી બાનુએ નરમાસથી જવાબ આપયો. તેણીએ બારીકાઇથી જોઇ લીધું કે તેણીના આ સખુનોથી અરનવાજનો ચેહેરો ફીકકો મારી ગયો હતો.

"તમે પરણેલાં છેવો કે, બેહેન ?" જરા થોભીને અરનવાજે સવાલ કીધો.

"નહીંજી, હું એક કમનસીબ વીધવા છેઉંજી. મારો પોશાક પોતેજ તમારો સવાલનો જવાબ આપેછ."

"હાજી, પણ આગલી વીધવાઓ અને હાલની વીધવાઓમાં આસમાન જમીનનો ફરક પડી ગયોછ." અરનવાજે પેલી બાનુને તેણી એક વીધવા છતાં એટલી એસકી હતી તે બાબે ભરમમાં તાણો મારીને કહ્યું; "આજના પારસીઓ શું નહીં કરશે તેજ એક સવાલ થઇ પડયોછ."

“હાજી, એમ છે ખરૂં. જે જમાનામાં વસ્યે તે જમાનાને અનુસરીને ચાલવામાં એબ કંઇ નથી. આપણી નીતી-રીતી ને ઇઝત-આબરૂ સચવાઇ એટલે બધું સચવાયલું સમજવું. જુના સાંકડા ને કીટાયલા વીચારોનો જમાનો હવે વહી ગયોછ, અરનવાજ બેહેન!” પેલી બાનુએ નરમાસથી પણ ઠાવકો જવાબ આપ્યો.

“મારા જાંહાંગીર સાથ તમુને કયારથી ઓળખ પડી?” અરનવાજે વાત ફેરવી દઈ બીજો સવાલ મુકયો.

“જાંહાંગીર સાથ ઓળખ? તેને તો આજે વરસો વહી ગયાં. કેમ અરનવાજ, એમ પુછવાનું કંઇ કારણ?”

“અરે નહીંરે જી, હું તો અમસથી પુછુંચ; સુવું કારણ તે શું હોય?” અરનવાજ ખસીયાણી પડી જવાથી જેમ તેમ બચાવ કરવા લાગી. “એવણ તમારે ત્યાં અવારનવાર આવતા જતા હશે—કંઇ નહીં, આવતા જતા હોય તેમાં શું છે? વળી ઓળખ પીછાન હોય ત્યાં આવે જાએછ તો!”

મેહરબાનુ મુગામોદી ઝટ સમજી ગઇ કે આએ બાઇરી જ્યાં છે ત્યાં વહેમી છે તેટલું છતાં ‘ખરૂં બોલવામાં અડચણ શી છે?’ એમ વીચારી જવાબ આપ્યો. “હાજી, કોઇ કોઇ વખત કામે કાજે આવેછ જાએછજી. બેહેન અરનવાજ તમેબી કોઇવાર આપણે ત્યાં એવણ સાથ આવજોનીજી? હું ભાઇ જાંહાંગીરને કેહવસ કે તમુને અમારે ત્યાં લાવે!”

“અરે નહીંરેજી, મને ઘેરસંસારમાંથી વખતજ કાંહ મળેછ કે વળી હું લોકોને ત્યાં આવવા જવાના હોંફરા કરૂં. નહીંજી, માફ કરો, ઓળખ નહીં, પીછાણ નહીં ત્યાં હું કોઇ દહાડે જતી નથીજી.”

“ઓળખ પીછાણ પાડયા વગર પડતી નથી, અરનવાજ.”

“ખરૂં છે, બેહેન મેહેરબાનુ, પણ મને એમ ચાલીચલાવીને લોકોમે ત્યાં વગર ઓલખે જવા આવવાનો માહવેરો નથી. એવો લાહરો મને પસંદ નથી. આજની કેટલીક જવાન છોકરીઓ વગર ઓળખે લોકોને ત્યાં તેમના કુટુંબ કબીલાને ઓળખ્યા વગર પારકા માડીડાઓની ચાહેમ મુલાકાતે આવે તેવું સુવું મને નહીં ગમે. હા બા, આપણે તો જે કંઇ હોય તે મોહડાંપર ખુલ્લે ખુલ્લું બોલ્યે!”

પેલી મુલાકાતે આવેલી બાનુને અરનવાજના આ છેલ્લા શબ્દો સાંભળી ઘણું ‘ઇનસલ્ટ’ લાગ્યું. તેણી પામી ગઇ કે તેનું અહીં આવેલું અરનવાજની પસંદગી પામ્યું નથી.

“જેમ તમારી મરજી, બેહેન, એ તો સઉ સઉના વીચારની વાત છેજી. ચાલોજી, હવે હું રજા લેઉંછ.”

"પણ એટલી ઉતાવળ? જરા થોભો તો ખરાં!" અરનવાજ તેણીને ઉઠતી જોઇ અધીરી પડી, કારણ કે જે નેમથી તેણીને તેડી હતી, તે નેમમાં તેણી સેહેજબી ફત્તેહમંદ થઇ ન હતી.

"નહીંજી, માફ કરો; હું મારી ત્રેન ચુકી જવસ."

"પણ ત્યારે એનાવો આવે તો હું શું કેહુ?" હવે અરનવાજનું જ્યારે કાંઇજ વલ્યું નહીં ત્યારે લગાર તીખી બની પુછવા પડી.

"કહેજો કે મેહેરબાનુ મુંગામોદી તમોને મળવા આયાંતાં પણ તમે નહીં હોવાથી ઘણાં દલગીર થઇને ગયાંછ. આવતી કાલે મેહેરબાની કરી મુંબઈ આવી મને જરૂર મલી જજો, એટલું કેહજોજી."

"ઓ લેરે! અહીં કોણુને ગરજ પડીછ? તમારા એવા પેગામો પુગાડવાની! પોતે શું કામ આયાંછ તે તો બોલે નહીં ને તમે એમ કહેજો ને તેમ કહેજો! નહીં માય, મારેથી એવું એવું કંઇ બનશે નહીં." અરનવાજ જોતાં જોતાંમાં છેડાઈ પડી. "સમજ્યાંજી? એવા પેગામ પુગાડનારી હું ગુલામડી નથી! તમે જે ધણીને મળવા માંગોછ તેની હું હકદાર ધણીઆણી છેઉં, તે છતાં તમુને મારો વીશ્વાસ નથી તો બીજા કોણુનો હોય? જમ જાણે મારી! મારેથી એવું કાસદીયાપણું નહીં થાય!"

"એટલાં બધાં તીખ્ખાં શું કામ થાઓછ, અરનવાજ!" મેહેરબાનુ મુંગા મોદીએ નરમાસથી જવાબ આપ્યો. "હું અહીંથી ગુપચુપ ચાલી જતી હતી ત્યારે મને પાછી તો તમેજ બોલાવી? મને લાગેછ કે એક અંજાણુ આદમી સાથ કેવા વીવેકથી વરતવું તે તમે હજુર શીખેલાં નથી. તમારામાં ને તમારા જાંહાંગીરનાં સ્વભાવમાં હું આસમાન જમીનનો ફેર જોઉંછ. ચાલોજી, હુંજ બહારોબહારથી મારો પેગામ તમારા ધણીને પુગાડી લઇશ અથવા તેવણ અહીં હોય ત્યારે આવીને મળી જઇશ."

"નહીં, નહીં, ખબરદાર મારા ઘેરમાં આજ ફરીથી મારા ધણીને મળવા બળવા આવે નહીં કોઇ!" અરનવાજે તરારો કીધો. "તમે જવાન બઇરાં એક પારકા માટીડાને તેનાં ઘેર એહાં મળવા આવો એ શું કહેવાય? મુવો આ જમાનોજ ફેરવાઇ ગયોછ!"

"એ શું બોલોછ, અરનવાજ? મને લાગેછ કે તમે કોઇ જબરાં અધીરાંને વેહમી બઇરાં છેવો! આજના છુટાપણુંના જમાનામાં તમારાં જેવાં જવાન બાનુના એવા સાંકડા ને વેહમી વીચારો જોઇ હું અફસોસ કરૂંછ. અફસોસ! તમે સુધરેલી સોસાયટીમાં ફરેલાં હરેલાં જણાતાં નથી અને તેથીજ આવું આવું બોલોછ એમ લાગેછ. મી૦ જાંહાંગીર મારા ફ્રેન્ડ છે અને તેવણુને ઇજ્જત આબરૂથી મળવા ભેટવામાં હરકત શી હોય તે હું સમજી શકતી નથી."

"એ હવે તમારી મુંબઇની લતરાજી મુંબઇ ચલાવજો–તે અહીં ચાલશે નહીં. સુધારો કરીને કીધું શું ?–આજના સુધારાએ તો પારસી-ઓનું નખ્ખોદ વાળ્યુંછ"

"ત્યારે શું ઓરત જાતનાં છુટાંપણાનાં તમે હીમાયતી નથી?" પેલી બાનુએ પુછ્યું.

"જાહાંનમમાં નાખો તમારા એ છુટાપણાંને! એ છુટાપણાંએ તો કોમનો ઘાણ વાલ્યોછ."

"ત્યારે તમે એમ કહેવા માંગોછ કે આગલા વખતમાં આપણી કોમની બાનુઓ જે હાલતમાં સબડતી હતી તે સારી હતી?"

"એક મુકીને એક લાખ વખત સારી હતી." અરનવાજ જુસ્સાથી બોલી. આ વખતે તેણી કાંઈ અજબ ઉશકેરાયલી હતી અને મહેરબાનુ મુંગા મોદી તેણીનો લાલ થઈ આવેલો ઝનુની ચહેરો જોઇ મનમાં ને મનમાં રમુજ પામી તેણીની એવી ઉંધી અકલપર છુપો અફસોસ કરતી હતી. "સારી નહીં હતી તો શું ખરાબ હતી? આગલા વખતમાં ઓરત જાતનો મલાહજો કેવો સચવાતો હતો? આજે તેવું કંઈ છે કે?"

"આગલા વખતમાં મલાહજો સચવાતો હતો તે હું ના પાડતી નથી, પણ અરનવાજ, આજના વખતમાં શું તે ઓછો સચવાય છે?"

"ઓછો પુછોછ? અરે આજનાં બઇરાંઓમાં મલાહજા જેવું છેજ કયાં કે વળી ઓછો કે વધતો મલાહજો તેને કહી શકાય? આજે તો તમારા કહેવાતા સુધારાએ બઇરાંને ને માટીડાઓને એક કરી નાખ્યાંછ."

"પણ તેમ બઇરાંઓની આગલી અભણ ને હાલની ભણેલી સ્થીતીનોબી કંઇ ખ્યાલ કરશો કે નહીં? આગલા વખતમાં ઓરતજાતની હાલત કેવી હતી તેનો તો કંઈ ખ્યાલ કરો! તે વખતે કેળવણી નહીં હોવાથી આપણે જંગલી ઢોર જેવાં હતાં. આપણા બાપદાદાઓ અસલી વીચારના હોવાથી ઓરત જાતને છુટાપણું કયાં હતું? આજે ખુદાની મેહેરથી વખત બદલાયો છે અને છેલ્લાં ૫૦ વરસમાં આપણી હાલત સુધરીછ. આપણે અંધારામાંથી ઉજરડામાં આયાંછ! મરદના સંસારી સાથી તરીકે આપણને આપણા હકદાર હકો મલ્યાછ! આગલી અભણ હાલત પસાર થઇને આજે આપણે કેળવણીનાં મીઠાં ફળો ચાખ્યેછ ને તેની રૂહે અબળા જાતીનું ખરૂં સ્વતંત્રપણું આપણે અખત્યાર કીધુંછ. એ બધું તમે ભુલી જાઓછ, બેહેન અરનવાજ."

"નહીં, નહીં, એ તમારી બધી વાયજીઓ બાજુએ મેલો. આજની કેળવણીએ ઓરતોને સુધારી નથી પણ બગાડીને છકાવી મુકીછ! પારકા માટીડાઓ સાથે ફરવું બોલવું ને મળવું ભેટવું એ આગલા વખતમાં હતું કે? આપણી માય-મમાઇઓ એમજ ફરતાં હતાં કે?

તમે કેળવાયાં હોવ તો ભલે કેળવાયાં, પણ પારકા માતીડાઓ સાથ બાહાર છુટ લઇ આજનાં બાઇરિઓનું વાજું દહાડે દહાડે બેહે ચાલ્યુંછ તેવું તે વખતે હતું કે ?"

"અહીંજ તમારી ભુલ છે, અરનવાજ, ખરો સુધારો શું ચીજ તેનો તમોને ઝાંખો ખ્યાલ વટીક હોય એમ લાગતું નથી. માફ ક બેહેન, તમારા એવા અસલી ને વેહેમી વીચારો જોઇ મને ખુલ્લા મોઢે બોલવું પડેછ કે કેળવણીની કીંમત અને કદર તમે સમજતાં હોવ બીલકુલ લાગતું નથી; ઓરત જાતનું છુટાપણુંજ કેળવણીમાં સમાયલું ગમે એવી હીંમતવાન હોવા છતાં એક અભણ ઓરત કેળવણી દુનિયાંમાં કદી દીપી નિકળતી નથી. કેળવણીજ ઓરત જાતની સ્વ ત્રતાની કુંચી છે. એક અભણ ઓરત ઘણીબી બાહોશ હોય, પણ કેળ વગર તેનો સંસાર શોભતો નથી. કેળવણીથી અસલી વીચારો અને વે આપણાં ભેજાંમાંથી સદાના દુર નાહસે છે. કેળવણી દુનીયાદારીનું બક્ષે છે. કેળવણીથી એક સ્ત્રીમાં શાણપત, સદગુણ ને સંસારી સુખ દુ સહન કરવાની સબુરી ખીલી નીકળે છે. કેળવણીથીજ સ્ત્રી જાત સ્વતં પામી વીવેક, મર્યાદા અને નીતીરીતીથી પોતાનું રક્ષણ કરી શકે છે.

" મરેરે ! જાણે તમે તો જાણે મારી પાસ વાયજી કરવા ઉભાં

" એને તમે વાયજી સમજો કે ગમે તે સમજો પણ અરનવાજ નહીં ધારતી હતી કે જાહાંગીર જીજીશેઠની મોહરદાર એટલા બધા અ વીચારની હોય. ત્યારે તો તમે કેળવણીની કદર કે કીંમત અને અબલાજા છુટાપણું વગેરે કંઇજ સમજતાં નથી."

"હા, માય, અમે નથી સમજતાં તો અમારે ઘેરે રહ્યાં. સમજનું પુછડું છેવો તો હવે મુંગા મુંગા સીધારો ! જે કેળવણી પા માતીડાઓ સાથ છડેચોક મળવા ભેટવાની છુટ આપતી હોય તેને કેળવણી કહેવાનાં નથી ! તે અમે જોઇ સકવાનાં નથી ! તે અમે હર સાંખવાનાં નથી."

" તમારી સાથે માથું દુઃખવવું ને ભીંત સાથ માથું ફોડવું બરા છે. ચાલોજી, હું જાઉંછ." અને એમ કહી પેલી બાનુ ઘણા રંજ દીલે ' અહીં કયાંની કયાં આવી ?' એમ બબડતી પોતાની બેઠકપ ઉઠી ચાલવા લાગી.

" જાવોછ તો ભલે—અહીં કોણને તમારા ભાર પડયાછ ? " અરનવા હવે હદબહાર છેડાઇ પડી. તેણી પ્રથમથીજ તેનો ઝાડીયો કાઢવાને રહેલી હતી. " જાવો ! સુખેથી સીધારો ને મેહેરબાની કરી ફરીથી મ સીહડીએ પગ મુકે નહીં."

અરનવાજ છેહલો શબદ ઘણા જોશથી બોલી જેનો પેલો બા કશો જવાબ ન વાળતાં બારણામાં ઉભેલી ગાડીમાં એકદમ બેસીને સ્ટેશન તરફ હંકારી ગઇ.

વાંચનાર ! અરનવાજ કેવી ખરાબ સ્વભાવની ઓરત હતી તે ઉપલાં ચીત્ર ઉપરથી તમોએ ખુલ્લે ખુલ્લું જોયું છે. પેલી લાયકીવાળી જવાન બાનુએ પોતાના સ્વભાવપર કાબુ રાખી તેણીનું હદ બાહાર અપમાન વગર લેવેદેવે આજે સહન કીધું હતું. તેણીનાં દરેક વાકયમાં વીવેક અને રીતભાત સમાયલાં હતાં, જ્યારે અરનવાજના બોલેબોલમાં વકુફ વગરના વીચારો આમેજ થયલા હતા.

અરનવાજને તેણીનું આવવું પહેલે પ્રથમથીજ ગમ્યું ન હતું અને તેમાં તેણી પોતાના ખાવીંદને ખાસ ખાનગી મુલાકાતે આવી છે એમ જાણ્યા પછી પુરો વધારો થયો હતો. વળી જાંહાંગીર મારા ફ્રેન્ડ થાય છે એવું મેહેરાંનું ભોળાઇમાં સ્વભાવીક બોલવું તેણીને ઝેર સમાન કડવું થઈ પડયું હતું, જેથી આ મુલાકાતનો અંત એવા નાપસંદ અંજામમાં આવવા પામ્યો. મેહેરબાનુ મુંગા મોઢીની ગાડી નજર પડતી બંધ પડી ત્યારેજ અરનવાજ જરા શાંત થઈ તેણીને ગાળો દેતી બંધ થઇને ઘરમાં ગઈ.

## પ્રકરણ ૧૨ મું.

## એક હીંદી "ફીરદોસી."

**[ મનહર. ]**

દાઝે તારાં દીલથી તો દાજજે તું દીન કાજ,
એકદમ આપતો ન ક્રોધથી ઉત્તર તું;
તારૂં કીધું તારી સાથે એટલું તું યાદ રાખ,
રાખજે ગરીબપર કરૂણા નજર તું;
પોતાની બડાઈ માત્ર ફુંકે છે બડાઇખોર,
રજે તેને રોટલો, દે લક્ષ એ ઉપર તું;
વાજબી દીશે તે વાત દાદી દુનીયાંમાં કરી,
લાયકોની લાયકીની બુજજે કદર તું,

[ દીલજાન. ]

**[ બયત. ]**

આફરીન બર રવાંને ફીરદુસી!
આં હુમાયુન નેહાદો ફરખનદેહ,
ઉ ને ઉસ્તાદ બુદો મા શાગેર્દ,
ઉ ખુદાવંદ બુદો મા બંદેહ !

**અર્થ:**—ફીરદુસીનાં રવાન ઉપર આફરીન હોજો કે તે મુબારક જાતનો અને મુબારક હતો; તે ઉસ્તાદ હતો અને અમે શાગેર્દ હતા એમ નહીં જાણવું, પણ તે સાહેબ હતો અને અમે (તેના) ગોલામ હતા!

[શાયર "અનવરી."]

"ફીરદુસીનાં રૂહ ઉપર હજારો હજાર દરૂદ હોજો! તેના જેવો મીઠી માતાએ (ફારસી જબાને) બેટો જોયો નથી અને જોશે પણ નહીં. એક હજાર વરસ થયાં તે ભુલાયો નથી, બીજાં હજારો વરસો સુધી તે ભુલાવાનો નથી. તુસ શહેરનો પુલ કે મુસાફરખાનું તો ભાંગી જશે, પણ તેની ખરેખરી બેમુલી યાદગારી જે શાહનામુ તેનો પાયો કદીપણ લચકાવાનો નથી. ફીરદુસીની યાદ દરેક પારસીએ રાખવી સજાવાર છે. પોતાનાં પવીત્ર ભણતરમાં નામીચાં નરનારીઓનાં નામો જોડે તેનું નામ દાખલ કરવાની ફરજ પારસી દસ્તુરદાવરો અને શેઠીયાઓની છે. પારસીઓ જે હતા અને છે તે ફીરદુસી અને તેનાં શાહનામાથી છે. અસલી નામદારોનાં નામ ગુમ થતાં ફીરદુસીએ બચાવ્યાં છે. તે જો ગુમ થતે તો આજનું પારસી નામ અસલી ઝળકાટ તમામ ખોહી બેસતે. ફીરદુસી, શાહનામુ, ઇરાન અને પારસીઓ એ સર્વ વચ્ચે નહીં છુટે, નહીં તુટે એવો મજબુત ગાંઠ છે. તે ગાંઠને ખોદાને બારની પવિત્રાઈથી પાક કરવો હોય તો તેનાં ફરોહરને પારસી ભણતરમાં યાદ કરવું જોઇએ."

[મરહુમ શેઠ બરજોરજી પાહલનજી દેશાઈ.]

પેડર રોડપર આવેલા એક નાના પણ શોભાયમાન બંગલાના ડ્રૉઇંગ રૂમમાં બે ગ્રહસ્થો સામસામી ખુરસીપર બેસી વાત કરે છે. વખત સાંજે ૪ વાગ્યાનો છે. જે દીવસે મેહેરબાનુ મુગામોદી જાંહાંગીર જીજીશેઠને મળવા માટે પુના ખાતેનાં તેના મકાનમાં પરપુછ કરતી ગઈ તેજ દીવસ અને તેજ વખતે મુંબઇમાં ઉપલા બે ગ્રહસ્થો વચ્ચે આ મુલાકાત ચાલી રહી છે. તે બન્ને ગ્રહસ્થોમાં એક ઉમરે પુગેલા બુઝર્ગ જરથોસ્તી હતા અને બીજો એક ખુબસુરત પારસી જવાન હતો. વાંચનારને જણાવવાની જરૂર નથી કે જાંહાંગીર જીજીશેઠને તેજ સહવારે પુણા ખાતે મુંબઇથી એક કાગળ મળયું હતું અને આ બે ગ્રહસ્થો તે કોઇજ નહીં પણ ખાનબહાદુર આદરજી રૂસ્તમજી એદલખાન અને આપણી અધીરી અરનવાજનો ભલો ભરથાર જાંહાંગીર જમશેદજી જીજીશેઠ હતા.

"મારૂં કહેવું તમારાં ધયાનમાં ઉતરયું કે મી૦ જાંહાંગીર?" પેલા ખાનબહાદુર એદલખાન બોલતા સંભળાયા. "નામાંકીત શાયર ફીરદોસી તુસી કૃત 'શાહનામાં' નો ગુજરાતી તરજુમો આજસુધી આપણી ભાષામાં સંપુર્ણ રીતે થયલો નથી. એ તરજુમો હું તમો પાસ ગુજરાતી બેતબાજીમાં કરાવવા માગુંછ."

"તમે શું કહેવા માગોછ તે હું બરાબર સમજ્યો, ખાનબાહદુર સાહેબ," જાંહાંગીર જીજીશેઠે લાયકીથી જવાબ આપ્યો. "પણ એ યાદગાર ગ્રંથનું મહાભારતપણું હું નહીં ધારતો કે તમો સાહેબે પુરેપુરૂં ધ્યાનમાં લીધું હોય."

"નહીં, મી૦ જાંહાંગીર, તેનું મહાભારતપણું હું બરાબર સમજુંછ." ખાનબહાદુર બોલ્યા. "ફીરદોસીનાં શાહનામામાં ૬૦,૦૦૦ બેતો છે અને તે કામ કયારે પુરૂં થશે એવી તમે ફીકર રાખતા જણાઓછ, ખરૂં કે?"

"હા સાહેબ, તેબી ખરૂં અને મારી એક બીજી મોટી ચીંતા જુદીજ છે."

"તે શું ?"

"તે એ કે એવા એક મહાભારત તરજુમાને છપાવવાનો ખરચ કંઇ નહાનો થવાનો નથી."

"ખરચની ચીંતા તમારે કરવી નહીં, મી૦ જીજીશેઠ, તે હું મારા ખરચે છપાવીશ, પણ એકવાર એ ગ્રંથ મને તમે રચીને કંપલીટ તઇયાર કરી આપો. મારી ઘણાં વરસોની એ ઉમેદ છે અને હવે હું તે મારી રીટાયર લાઇફ દરમ્યાન પાર ઉતારવા ઇચ્છુંછ. હું દુવા માગુંછ કે એક હીંદી 'ફીરદોસી' તરીકે ગણાવાનો ખુશનસીબો તમારે ફાળે આવે !"

"તેવું મોટું ભાયેગ હું કયાંથી લાઉં સાહેબ ! પણ તમો મેહેરબાનનો આએ વીચાર ઘણોજ નેક છે. એ કામ પાર ઉતારવાથી તમે આપણી જરથોસ્તી કોમપર એક જાતનું નહીં ફીટે એવું જાવેદાનનું હેશાન કરશો, પણ તમારા ખરચેલાં નાણાં પાછાં ઉભાં થશે કે ? પારસીઓ આ મહાભારત ગ્રંથની કદર બુજશે કે ? એની હઝારો નકલ ખપશે કે ? મને એ બાબે મોટો શક છે."

એક પળ ખાનબહાદુર એદલખાન ચુપ રહ્યા અને વીચાર કરી બોલ્યા: "તમે કેવા ભલા ને પ્રમાણીક છો, મી૦ જાંહાંગીર ? તમારા આ છેહ્લા શબદો પોતેજ તમારા અંતઃકરણની સફાઇ પુરેપુરી પુરવાર કરેછ. તમારી જગે કોઇ બીજો લુચ્ચો લેખક હતે તો પોતાને એક મોટું કામ મળવાની ઉમેદમાં હરગેજ મને આ રીતે તે આગાહ કરતે નહીં."

"મને ખોટાં કામનો જનમથીજ તીરસ્કાર છે, સાહેબ !" મી૦ જાંહાંગીર જીજીશેઠે નરમાસથી જવાબ વાળયો. "હું ગમે એવો ગરીબ હોઇશ પણ પરવરદેગાર મારી પાસ કોઇને ખોટી સલાહ નહીં અપાવે કે ખોટું કામ નહીં કરાવે એ મારી રાત દીવસ તે મહાન માલેક પાસ માંગણી છે, મારા મેહેરબાન !"

"તમે ગમે એવા ગરીબ હોવ તેથી શું થયું, પણ તમારી રગોમાં એક ખાનદાની ખમીર સમાયલું છેની ? તેજ ખમીર આએ રીતે તમોને નેકીના રસ્તાપર દોરવેછ."

"તમારી લાયકી છે, સાહેબ, પણ હું તો તમારો એક કમતરીન તાબેદાર છેઉં."

"હું તમારી નમનતાઇને અસીલાઈ જોઇને ઘણો ખુશી છું. ઉંચી તોખમ અને ખાનદાની લોહી વગર એવા ઉમદા સદગુણો એક ઇનસાનમાં કદી નજર પડતા નથી. તમારા વડવાઓની જાહોજલાલીની તમે મને જે મુખ્તેસર હકીકત આજે કહીછ તે મને અંજાણી નથી. તમારા મરહુમ પીતા શેઠ જમશેદજી જીજીશેઠને જયારે હું પુનામાં નાજર હતો ત્યારે મેં નજરેનજર જોયા હતા. તેમની અને તેમના વડવાઓની કીર્તી મેં ઘણી સાંભળેલી છે. તમારા બપાવાના બાપ મરહુમ જીજીશેઠ, કે જેવણ ઉપરથી તમારી હાલની અટક પડેલી છે તેવણ એક અસાધારણ બાહોશ પુરૂષ હતા અને પેશવાની દરબારમાં તેવણનો તથા તેવણના મરણ પછી તેમના બેટા શેઠ મંચેરશાહ તે તમારા બપાવાનો મોટો વગવસીલો હતો એમ મેં સાભળેલું છે. એવાં એક ખાનદાની કુટુંબથી ઉતરેલા તમો કુળવાન નબીરા છો. જમાનાની ગીરદેશીએ આજે ગરીબીમાં આવી પડયાછ તો તેથી ડરશો નહીં. ચઢતી પડતી દુનીયામાં ચાલતીજ આવેલી છે. ખુદા ઉપરનું એકીન અને સાચવટ એ બે ચીજને તમારી બનાવશો તો તે માલેક ચંદરોજમાં તમારો દહાડો ફેરવશે."

"તમો સાહેબના સખુનો કરોડ રૂપીયાની કીંમતના છે, સાહેબ, અને મુજ કમતરીનને એવી ઉમદા નસીહત આપવા માટે હું આપ મહેરબાનનો અંતઃકરણથી અભારી છુ!" જાંહાંગીર જીજીશેઠે તે બુગર્ઝ ગ્રહસ્થનો ઉપકાર માનતાં કહ્યું અને પછી પાછો પોતાની અસલ વાતપર આવતાં બોલ્યોઃ "પારસી કોમને શાહનામાનો ગુજરાતી તરજુમો એક કીમતી ખજાના સમાન થઈ પડશે પણ તે તૈયાર કરાવવા અને છપાવવા પાછળ એક નાની દોલત રોકવી પડશે !"

"તમારૂં કહેવું ખરૂં છે, મી૦ જીજીશેઠ !"

"અને તે ખરચેલી દોલત પાછી ઉભી થાય કે નહીં થાય તે બાબે તેનાં પરીણામનાં છેવટ સુધી શકમંદ અને સબ્રી દીલ રહેવું પડશે !" જાંહાંગીરે સહેજ હસીને ફરીથી યાદ આપી.

"ખચીત તેમાં શક શું ? આજે પારસી કોમ પોતાના મહજબને લગતાં, તવારીખી કે બીજાં કોમ ઉપયોગી પુસ્તકોને કેટલો આશરો આપેછે, તે મને અજાણું નથી. તેમાં કવીતારૂપી ગ્રંથોની તો જરાએ કદર બુઝાતી નથી."

"અને આપણું પુસ્તક તો કવીતાઇ છે !" જાંહાંગીરે ટકોર કીધી-

"હા, તે અસલ કાવ્યમાં છે એટલે તેનો તરજુમો પણ કાવ્યરૂપીજ અને તે પણ કાયદાસરની બેતબાજીમાંજ થવો જોઇએ. હું બેતબાજીનો શોખીન છું અને મને લાગે છે કે એ ગ્રંથ બેતબાજીમાં રચાયાથી ઘણો રસીલો અને ખેંચાણકારક થઇ પડશે."

"તે બધું ખરૂં, પણ સાહેબ, એના જોખમનું શું ? એ બધો જોખમ તમો સાહેબ માથે લેવાને રાજી છો ?"

ખાનબહાદુર આદરજી એદલખાને એક પળ પોતાની બન્ને આંખયો બંધ કરી કાંઇ વીચાર કીધો અને પછી જવાબ આપયોઃ "હા, બ્યારા

જાહાંગીર, એ જોખમ આપણા કદીમ નયાગાનો તરફનાં મારાં અનંત વહાલને ખાતર ઉઠાવવાને હું તઇયાર છું. ઘણાં વરસથી મારાં દીલની એ ઉમેદ છે, જે હું તમારી મારફતે પાર પાડવા ઇચ્છું છું."

"સાંભળીને હું ઘણો ખુશી છું, ખાનબહાદુર સાહેબ," જાંહાંગીરે ખુશાલી બતાવી. "પણ એ ગ્રંથ કાંઇ બે ચાર કે છ માસમાં કંપલીટ થાય એવો નથી. તેને તૈયાર કરવાનું આપણે માથે લઇએ તો વગર શકે તેને વરસો લાગવાં જોઇએ."

"હા, તમારૂં કહેવું ખરૂં છે પણ એ વીષે મેં એક યોજના આગમચથી વીચાર કરીને તૈયાર કરી મુકીછ." ખાનબહાદુર એદલખાન મી૦ જાંહાંગીર જીજીશેઠને પોતાની યોજના સમજાવતાં બોલ્યા. "એ યોજના ઘણીજ ટુંકી ને સાદી છે. સાંભળો, હું તે તમોને સમજાઉં છું. ફીરદોસીના શાહનામામાં એકંદર ૬૦૦૦૦ બેતો છે. એ શાહનામાનો લખાવનાર પ્રખ્યાત મહમદ ગીઝની હતો તે તમો જાણો છો. મહમદશાહ એક બાદશાહ હતો અને તેની પાસે અખુટ દોલત હતી જેથી ફીરદોસીને તે એકેક બેતની અકેકી સોનામોહોર આપી શકયો હતો. હું કાંઇ મહમદશાહ ગીઝની નથી તેમ મારી પાસે બાદશાહી ખજાનો નથી. હું માત્ર ૧૫ રૂપીયાના સાધારણ કલાર્કપરથી વધતાં વધતાં ૬૦૦) રૂપીઆના માસીક પગારનો ઓધેદાર બનયો હતો. હાલ મને રૂ. ૩૦૦)નું પેનશન મળેછ. મારા બાવા તરફથી મને એક પઇ વારસામાં મળી નથી. તેવણ બીચારા ગરીબાઇની ગીરદેશી ખમી ખમીને મારગ લાગયા હતા અને પોતા પાછળ થેડુંક કરજ મુકી ગયા હતા, જે મેં પાછળથી ભરયું હતું. હું તેવણનો એકપુરો લાડકો દીકરો હતો, જેને ૧૯ વરસની કાચી ઉંમરે આ દુનીઆમાં એકલો પડતો મેલી તેવણ ગુજરી ગયા હતા. મારા પીતાનાં મરણ પછી મારાં એક માસીએ મને પોતાના આશરામાં લીધો હતો. તેવણનેબી એકજ છોકરો હતો જેની મારી ઉપર સારી ચાહયા માયા હતી. મારાં માસી પાસે ત્રણ લાખની દોલત હતી તે તેવણના એક પુરા બેટાના હકની હતી, પણ કમનસીબે રેલવેના એક અકસ્માતમાં મારો તે મસીઆઇ ભાઇ કચડાઇને મરણ પામવાથી મારાં માસીજીએ મને પોતાનો દીકરો કરી લીધો હતો. આજથી ૧૫ વરસની વાતપર એ બનાવ બનયો હતો. દીકરાના ગમમાં મારાં માસી બે ત્રણ વરસ ઝુરીને મરણ પામવાથી તેવણની તમામ દોલત મને મળી હતી. એ રીતે ખુદાએ મારી હાલત માતબર કીધેલી છે, પણ મારે પેટે પુઠે કોઇ ખાનાર નહીં હોવાથી હું દોલતનો સમાગે ઉપયોગ કરવા ઇચ્છુંછ. મને પરણેલી જીંદગી પસંદ નહીં હોવાથી મોટી ઉંમર સુધી હું પરણયો નહીં હતો, પણ મારા દોસ્તઆશનાઓનાં દબાણથી ૫૦ વરસની ઉંમરે મેં એક બાઇ જોડે લગન કીધાં હતાં. કમનસીબે એ લગન સુખી નીવડયાં નહીં. મારો ને તેણીનો સ્વભાવ એકમેકને માફક નહીં આવવાથી અમે ફકત એકજ વરસ સંસાર

સુખ જોઈ ૫ વરસ સુધી જુદાં રહ્યાં. એ પછી તેણી મરણ પામી અને પાછો આગલી સ્થીતીમાં આવ્યો. મને ફરીથી પરણવાનું ઘણું દબાણ થયું પણ મેં મારો એકવારનો સંસાર સુખી થયલો નહીં હોવાથી તે દબાણને કશી મચક આપી નહીં. મારાં ફુરનાં સગાંવ્હાલાંઓ સુરત ખાતે વસતાં હશે, પણ હું તેમને કોઇને ઓળખતો નથી. એ રીતની મારી એકલવાઇ જીંદગી છે. હું સરકારી નોકરીમાં હતો ત્યાંસુધી મારી રોકાણોને લીધે મારેથી કશું બની શક્યું નહીં પણ હવે હું સાહીત્ય તરફના અને અકસર કરીને જરથોસ્તી તવારીખ તરફના મારા અનહદ શોખને લીધે પ્રથમ શાહનામાનો ગુજરાતી તરજુમો કરાવવા ઇચ્છુંછ. એ તરજુમાનું કામ કોણને સોંપું તે વીશે લાંબા વખતથી હું વીચારમાં હતો તેટલાં મને તમારાં લખાણો અને કવીતાઓ પસંદ પડવાથી એ કામ હું તમુંને સોંપવા ધારૂંચ. શાહનામું એક મહાભારત પુસ્તક છે એ ખરી વાત, પણ મેં એવી યોજના ઉભી કીધીછ કે દર માસે તેની ૧૦૦૦ બેતો તૈયાર કરવામાં આવે તો ૬૦ મહીને ૬૦૦૦૦ બેતોથી આખું પુસ્તક કંપલીટ થતાં વાર લાગશે નહીં. બારે પંચાં સાઠ એટલે એકંદર પાંચ વરસમાં આએ પુસ્તક તૈયાર થશે. મારો વીચાર એમ છે કે જો તમે ખરી ઉલટથી મનપર લેવો તો હું તમોને દર માસે રૂ. ૧૦૦ નું લવાજમ આપ્યો જાઉં, પણ શરત એ કે દર મહીનાની ૧ લી તારીખે ૧૦૦૦ બેતો ટંકોરાબંધ લખેલી તૈયાર મારા હાથમાં આવે. એમ કરવાનું કારણ એ કે, એક તરફ તમે લખતા જાઓ અને બીજી તરફ છપાતું જાય તો પાંચ વરસમાં એ પુસ્તક આપણે બાહાર પાડી શકશું. કેમ મીં૦ જાંહાંગીર, હવે તમે એ બાબે શું કહો છો ? પાંચ વરસમાં ૬૦૦૦ રૂપીઆની એક નાની જેવી દોલત કમાવવાની આએ કીમતી તક છે. મને ઉમેદ છે કે તમે તે જતી નહીં મુકશો.''

જાંહાંગીર જીજીશેઠે તે ખુદાવંદે કરીમનું મનમાં ને મનમાં ખરાં જીગરથી હેશાન માન્યું. પોતાને એવો એક ઉદાર આશ્રયદાતા મળી જવાના સુભાગ્યવંત સંજોગ તેણે હરખથી વધાવી લીધો. તે એક પ્રમાણીક જવાન હતો. ખુદાએ તેની કલમમાં અને મગજમાં પુરતું કઉવત બક્ષેલું હતું. ગુજરાતી, મરાઠી, ઇંગ્રેજી અને ફારસી એ ચાર ભાષાઓથી તે વાકેફ હતો. શાહનામાનો ગુજરાતી બેતબાજીમાં તરજુમો કરવાનું કામ તેનાં મનથી એક રમત સમાન હતું. તે ઘણી સહેલાઇથી તેને પહોંચી શકે એમ હતું. પણ વખત ક્યાં હતો ?—તે મહીને દહાડે પચાસ રૂપરડી જે માન-માન પેદા કરી શકતો હતો તે પેદા કરવા માટે તેનો આખો વખત એજ દલદેસરીમાં પસાર થઇ જતો હતો. ત્યારે દર માસે ૧૦૦૦ બેત બાજીની ૨૦૦૦ લીટીઓ લખી આપવાનો અવકાશ તે કયાંથી મેળવી શકે ?

તેણે ખાનબહાદુર આદરજી એદલખાન પાસે વીચાર કરવાને થોડો વખત માંગી લીધો અને તે ડ્રૉઇંગ રૂમના એક એકાંત ખુણા તરફ જઇ બગીચા તરફની એક બારી આગળ ઉભો રહી વીચાર કરવા લાગ્યો.

' જાંહાંગીર-જાંહાંગીર ! લક્ષ્મી ચાંદલો કરવા આવીછ તો મોહડું ધોવાની વાટ જોવામાં સાર નથી ! ' તે પોતાના મન સાથ એકાંતમાં

પટપટયો. ' નહીં ધારેલો અને વકકી નહીં રાખેલો આએ 'ચાન્સ' પાક પરવરદેગારની મદદથી તુંને મળેછ તેનો હરકોઇ સુરતે લાભ લેવો ઘટે છે. એવો માયાકુળ મોકો ફરીથી આવવાનો નથી. દર મહીને સો રૂપીયાની રકમ ઘરમાં ચાલી ચલાવીને આવવા માંગેછ, તો થોડી વધુ મેહનત કરવાને ડરવું જોઇએ નહીં. જોકે એ એક મુશકેલ કામ છે, પણ એકવાર ગાડુ ગબડયું કે પછી સરસરાટ ચાલ્યું જશે અને બોલ બોલ-બોલતા પાંચ વરસ નીકળી જશે. પૈસાના પૈસા ને કીર્તીની કીર્તી ! જાંહાંગીર-જાંહાંગીર ! એ કીમતી તક ચુક ના ! તને આખો દીવસ બીજો ઘસડબોરો કરવો પડે છે તો આએ કામ પાછલી રાતે દરરોજ ત્રણ વાગે ઉઠીને સહવાર સુધી રોકેલો વખત મહીને દહાડે સો રૂપીઆની હાથી જેવી રકમ ઘેરમાં લાવી આપશે. ગરીબ ઘેરમાં એ કેટલો મોટો ટેકો થઇ પડશે. હા, બસ એજ ઠરાવપર મારે આવવું. અરનવાજને પુછવા-પરછવાની જરૂર શું છે ? એમાં એ બીચારી મને શું સલાહ આપવાની હતી ? એોરબી મારી આવક વધેલી જાણી એ ખુશી થશે અને મારી સાથ ચીથડાં ફાડતી અટકશે. જો ખાનબહાદુરને હું એ કામ માથે લેવાની ના પાડશ, તો એવણનું કામ કંઇ અટકી રહેવાનું નથી. મારા કાકા એવણને બીજા ઘણા મળશે. વળી એવા એક મેહેરબાન શેઠને નારાજ કરવામાં ફાયદો નથી. એવા માતબર ને વગવાળા મીત્ર જોડેની પીછાન કોઈ દહાડે કામનીજ છે. ' એમ વીચાર કરી જાંહાંગીર જીજીશેઠ ખાનબાહદુર એદલખાન બેઠા હતા ત્યાં આવ્યો અને પોતાની અસલ ખુરસીપર જગ્યા લેતાં બોલ્યોઃ " સાહેબ, મેં આએ બાબતપર પુરતો વીચાર કીધોછ અને જણાવવાને ખુશી છું કે તમો સાહેબની 'ઑફર' હું ઘણા આભાર સાથ કબુલ રાખુંછ."

" તમોને રાજી થયલા જોઇ હું ઘણો ખુશી છું મી૦ જાંહાંગીર, એ બાબે હવે આપણી વચ્ચે આંઠ આનાના સ્ટેંપ પેપરપર એક 'એગ્રીમેન્ટ' અરસપરસ થવું જોઇશે. હું અત્રેથી તે દસ્તાવેજો તૈયાર કરી આવતી કાલે તમોપર મોકલી આપીશ. તે ઉપર તમારી સહી કરી મોકલજો. હુંબી મારી સહીનો દસ્તાવેજ તમોને તેની સાથેજ મોકલી આપસ. તમો જેવા આબરૂદાર લેખક સાથ એવો દસ્તાવેજ કરવાની કંઇ જરૂર નથી. પણ આપણે કાયદાસર કામ કીધેલું સારૂં, કે પાછળથી કોઇ રીતે વરવાંધો ઉઠે નહીં. મારી મુખ્ય શરત એકજ છે અને તે એ કે દર માસની ૧ લી તારીખે તમો તરફથી ૧૦૦૦ બેતબાજીનું પેકેટ ટકોરાબંધ અચુક મને મળવુંજ જોઇએ. તેમાં જરાએ ફરક પડવો નહીં જોઇએ. તે પેકેટ એકબી દીવસ મોડું મળવું નહીં જોઇએ. એ શરત તમોને કબુલ છે ?"

" હા સાહેબ, તે હું મારી ગમે એવી મુશકેલી વચે પણ પાર પાડીશ." જાંહાંગીરે નરમાશથી જવાબ આપયો.

## પ્રકરણ ૧૩ મું.

## એક દીલસોજ દોસ્ત—એક અમીરી અંતઃકરણની ઉદારતા.

[બયત.]

ઇનસાનનાં ભીતરનો પાયો છે દાજ,
દાજ વગર કોણ કરી શકેછ કંઇ કાજ?
દાજ છે તે અંતરને આપેછ ધીરજ,
દાજ છે તે માનવીને શીખવેછ ફરજ.
ઇનસાન તો તે, જેણે દાજને ધરી,
શું જવુંછ જીંદગીમાં લઇને મરી?
દુશમનબી દેખાડેછ વખતસર દાજ,
તો વાહલાંની દાજનો તે કેવો અવાજ!

[મી૦ સોરાબ પાલમકોટ]

[ઇંદ્રવીજય છંદ.]

ગુપ્ત રહે ગુણવાન કદી નવ, ગુપ્ત રહે નવ પ્યાર પ્રીતમનો;
ગુપ્ત રહે નહીં પાપ નિરંતર, ગુપ્ત રહે નહીં છાપ સીતમનો;
ગુપ્ત રહે નહીં શક્તિ અલૌકિક, ગુપ્ત રહે નહીં કાસદ જમનો;
ગુપ્ત રહે 'દિલ—જાન' સખી—નહિ—ગુપ્ત રહે કદિ હાથ ધરમનો.

["દીલજાન"]

[મનોહર.]

બંકો ગઢ લંકા તણો અથાગ સાગર ખાઇ,
દાનવતી ચોકી ડોકી હતી ચતુરાઇથી;
શીશ હતાં દશ બધા દેવ હતા વશ વળી,
શોભતો સંસારે શાણા સુત ને જમાઇથી;
ભુજ હતા વીશ તેથી જીતી દશેદીશ ધણી,
અમૃત કુપી હૃદયે હતી અધીકાઇથી;
એવો પણ રાવણ રોળાણો રણે ક્ષણ માટે,
માનવી તું મુક માન, શું વળે વડાઇથી?

[કવી નગીનદાસ સંઘવી.]

"આ કામને માટે તમે વખત ફાજલ પાડી શકશો? તમે તો બીજા વર્તમાનપત્રો જોડે ચાલુ લખાણોનાં સંબંધમાં છો તેનો તમે કંઈ વીચાર કીધો?" ખાનબહાદુરે પુછ્યું. "શું તે કામ તમે છોડી દેશો?"

"નહીંજી, હું તેબી બજાવીશ અને આએબી બજાવીશ." જાહાંગીરે પ્રમાણીક એકરાર કીધો. "દીવસનો આખો ભાગ હું મારાં હમેશનાં

કામપર રોકીશ અને શાહનામાનો તરજુમો કરવાનું કામ દરરોજ પાછળી
રાતે ત્રણ વાગેથી પાંચ વાગ્યા સુધી બજાવીશ. એથી માત્ર એટલું થશે કે
મને મારો થોડોક આરામ દરરોજ ખોહવો પડશે પણ એવો એક યાદગાર
ગ્રંથ તૈયાર કરવાની કાયમની કીર્તી મેળવવા માટે હું તેની દરકાર કરીશ નહીં."

"શાબાશ ? જેહાંગીર, વગર શકે તમે એક અથાગ લેખક છો એમ
હું અનુમાન કરૂં છું. હું તમોને એક બીજી વાત કહેવા માગું છું.
તમોએ એક સખુને મારી માગણી કબુલ રાખેલી હોવાથી એટલો ખુશ
થયો છ કે તમારી ગરીબાઇની મારે કાંઇબી કદર બુજવી જોઇએ. તમોને
તમારાં લવાજમ પેટે આગમચથી કાંઈ જોઇતું હોય તો રૂ. ૧૦૦૦) એક
હજાર સુધીની રકમ તમે સુખેથી લેતા જજો."

"નહીં સાહેબ, તે માફ કરશો. હું તમો સાહેબ તરફથી એક હજાર
રૂપીઆ તો શું પણ એક આનોબી આંગપર લેવાનો નથી. તમારી માયાળુ
ઉદારતા માટે હું આભારી છું, પણ એવી કોઈ રકમ હું આંગપર લેવા
ઇચ્છતો નથી."

જેહાંગીર જીજીશેઠના આ જવાબથી ખાનબાહદુર એદલખાનપર તેનાં
અમીરી અંતઃકરણ વીશે ઉંડી અસર ઉપજ્યા વીના રહી નહીં.

"આવતી ૧ લી તારીખથી હું ખુદાનું નામ લઈ શાહનામાનો ગુજ-
રાતી બેતબાજીમાં તરજુમો કરવાનું કામ હાથ ધરીશ અને દર મહીને
૧ લી તારીખે તમો સાહેબની ખાહેશ મુજબ અચુક પેકેટ પુગાડયો જઇશ.
તે પેકેટ પુગેથી મારી ઉપર તેની મહેનતના રૂ ૧૦૦ નો મની ઓરડર
આપ સાહેબ કરતા રહેજો એટલે બસ સાહેબ. હું મારૂં તન–મન મુકીને
એ સેવા બજાવીશ તે બાબે કશી ચીંતા કરશો નહીં." જાહાંગીરે ઘણીજ
નરમાસથી કબુલાત આપી.

ખાનબહાદુર એદલખાન જાહાંગીર સાથની મુલાકાતની આગમચ એવી
વકી રાખતા હતા કે તે એક જુવાન લેખક હોવાથી કેવોએક મીજાજી
અને તકોબરી વાળો હશે પણ મુલાકાત પછી તે ધારેલી ધારણાથી ઉલ-
ટુંજ ચીત્ર રજુ થયલું જોઈ તેમની ખુશાલીનો પાર રહ્યો નહીં.

'શાબાશ છે એવા પ્રમાણીકપણાંને ને એના ઉદાર ખવાસને !'
તેવણ પોતાના મન સાથ વીચાર કરવા લાગ્યા. 'કેવો ભલો, સાફ
દીલનો ને નીરલોભી જવાન છે ? મેં કહેલાં લવાજમમાં એક સખુને
કબુલ કીધું. તેમાં વધારો કરવાનીબી બીચારાએ માંગણી કીધી નહીં. વળી
હજાર રૂપીઆ આંગપર આપવા જણાવ્યા તેબી ના પાડયા અને પોતે
પ્રમાણીક મહેનત કીધા પછીજ દર માસનું સો સો રૂપીઆનું ઠરેલું
લવાજમ તેના વખતેજ લેવા જણાવયું. હું ઇચ્છું છ કે મારી કોમના
બધા જવાન્યો જાહાંગીર જીજીશેઠ જેવા નીવડે. ખચીત, મને ખાત્રી છે
કે મેં સોંપેલું આ કામ આ જવાન પુર ઉમંગથી પાર ઉતારી
આપશે, ને મારી લાંબા વખતની ઉમેદ આજ ગરીબ અંધકારથી બર
આવશે.' એમ વીચારી જાહાંગીરને પુછયું:-

"મી૦ જહાંગીર, તમે પરણેલા છો કે ?"

"હાજી."

"તમોને કંઇ ફરજંદ છે કે ?"

"હાજી, મને ત્રણ ફરજંદ છેજી. એક છોકરી ને બે છોકરા."

"ખુદા સલામત રાખે ! નાનાં-નાનાં-ભુલકાંઓ હસે, નહીં ?" ખાનબહાદુરે હસીને પુછ્યું.

"હાજી. હજી નીર્દોષ બચ્ચાંઓ છેજી."

"તમારાં માતાજી છે કે ?"

"નહીંજી, તે વાહલાં માવતરનો મીઠ્ઠો છાયો તો મેં ઘણાં વરસથી ખોહી દીધેલો છેજી."

"ખરેખર તમે ઘણા કમનસીબ છો, મી૦ જીજીશેઠ ?" ખાનબહાદુર એદલખાન તે ભલા જવાનની દયા ખાઇને બોલ્યા. "મા કે બાપમાંથી એકબી છત્તર તમારે માથે રહેવા પામ્યું નથી."

"મરજી ખુદાની, સાહેબ, મારાં નસીબમાં એવીજ દલદેસરી સરજેલી હશે તેને તમે કે હું શું કરી શકવાના હતા ?" જેહાંગીરે દલગીર દીલે નરમાસથી જવાબ આપ્યો.

"ત્યારે તમે, તમારાં ધણીઆણી અને ત્રણ બચ્ચાં, એજ તમારૂં કુટુંબ કે ?"

"હા સાહેબ, બીજું કોણ હોય ? પપાનાં મરણ પછી બે માસમાજ મારાં માતાજી અને પાંચ ભાઇઓ કોલેરાનો ભાગ થઈ પડી એક માસીના આશરા પર મને નીરાધાર છોડી ગયાં હતાં." તે આગલી દુ:ખી યાદ ગગળતે સાદે કરતાં જેહાંગીર આંખમાં આંસુ આવી ગયાં.

"અફસોસ ! તે માસી છે કે ?"

"નહીંજી, તેવણબી મારા પરણવાની બે ત્રણ વરસ આગમચ ગુજરી ગયાં હતાં."

"ત્યારે તમારાં સગાંવાહલાં કોઇજ નહીં કે ?"

"મરહુમ માસીજીના બે છોકરા બાહારગામ છે, પણ તેઓ સાથ મને કશો પત્રવહેવાર નથી. આજે ગરીબને કોણ પુછે સાહેબ ? ગરીબાઇ બધી સગાઇને ભુલાવી નાખેછ."

"તમારો પરણેલો સંસાર સુખી છે, જેહાંગીર ?"

આ કેવો સવાલ ! જેહાંગીર તે સાંભળતાં વાર ફુગલાઇ ફીકકો પડી ગયો.

"જી, શું પુછોછ સાહેબ, મારો સંસાર ? મારો પ-પ-પ-પ-પરણયો સંસાર ? મારો પ-પ-પરણયો સંસાર ? હાજી-હાજી-તે-તે-તે-તે સુખી છે !" અને અહીં તે કાંકવાળા જવાને શરમાઇને પોતાનું માથું નીચે નમાવી દીધું.

તે ચગરા બુઝોર્ગ અહસ્થ ચેતી ગયા કે અહીં કાંઈ ભેદ છે. પણ તે જવાનનું દીલ ન દુખાય એટલાં માટે વાત ઝટ ફેરવી નાખી.

"હું આવતી કાલે 'શાહનામા' ની અસલ ફારસી કેતાબ, તેનો ફ્રેન્ચ તથા ઇંગ્રેજી તરજુમો વગેરે ચોપડીઓ અત્રેથી તમોપર પેલાં 'એગ્રીમેન્ટ' નાં કાગળો જોડે 'પારસલ' મારફતે પુણા ખાતે રવના કરશ. ચાલો હું તમોને હવે વધુ વાર વાર રોકવા માગતો નથી, પણ જરા સબુર કરો—હું ઓવ આયો !" એમ બોલી ખાનબહાદુર એદલખાન તે ડ્રૉઇંગ રૂમ છોડી અંદર ગયા.

'કેવા ભલા ને માયાળુ અહસ્થ છે !' જેહાંગીર તેમના અંદર જવા પછી મન સાથ પટપટયો. 'મારી કેવી કાળજીથી ખબર અંતર પુછી ! આજે એટલી કદર કોણ કરે ? કોણને દરકાર પડીછ ? મારો સંસાર સુખી છે કે દુ:ખી તે જાણવાનો એમનો મુળ હેતજ કહી આપેછ કે એઓ મારા ખરા કદરદાન છે. ખુદા એમને સુખી રાખે. મારી આંખમાં પાણી આવેલાં જોઇ ઝટ એવણે વાત કેવી ફેરવી નાખી ? મને લાગેછ મારો સંસાર સુખી નથી એમ એવણ મને ફગલાઇને ફીકકો મારી ગયલો જોઈ ચેતી ગયાછ.'

"મી૰ જીજીશેઠ, તમારાં મનમાં કાંઈ ઓછું નહીં લાવો તો મારે તમોને એક સવાલ પુછવોછ." ખાનબહાદુરે ડ્રૉઇંગ રૂમમાં પાછા દાખલ થતાં પુછયું.

"સુખેથી પુછો સાહેબ, તમે મારા મેહેરબાન મુરબ્બી છો."

"તમારી માસીક આવક શું છે ?"

"મારી માસીક આવક ? અરે સાહેબ ! મારી માસીક આવકનો ખરો જાણનાર પાક પરવરદેગાર સીવાય બીજો કેઈ નથી. ખાનબહાદુર સાહેબ, મારી માસીક આવકનો આંકડો જાણી તમો મેહેરબાન અજબ થસો."

"કંઈ ફીકર નહીં, તમે ઓસકાઓ નાં, મારા જવાન દોસ્ત, પણ મને ખરેખરો આંકડો કહો ! હું કંઈ તમારો ભેદ જાણવાના ખ્યલથી પુછતો નથી, મારી નેમ એ જાણવા માટે એટલીજ છે કે આપણા સારા ગુજરાતી લેખકો મહીને દહાડે શું કમાઇ શકે છે અને જાહેર પ્રજા તથા છાપા મંડળ તેમની કેવી ને કેટલી કદર બુજે છે."

"સાહેબ, હું મહીને દહાડે માન માન પચાસથી સાઠ રૂપરડી પેદા કરૂં છું અને તે ઉપર મારાં ગરીબ કુટુંબનું ગુજરાણ કરૂં છું. એટલું પેદા કરવા માટે મને ત્રણ જાહેર છાપાઓ સાથ સંબંધ રાખવો પડે છે અને તેમના ધસડબોરામાં મારો આખો વખત પસાર થાય છે."

જેહાંગીર જીજીશેઠનો આ પ્રમાણીક એકરાર સાંભળી ખાનબહાદુર એદલખાન અચરતીથી તેનું કોહું ટીકવા પડયા.

"ત્રણ છાપાઓ સાથ વસડઓરો કરીને મહીને દહાડે પચાસથી સાઠ રૂપરડી ? ઓ ખુદા ! એ હું શું સાંભળું છ ? ગુજરાતી લેખકોની સ્થીતી શું એટલી બધી હદ સુધી કંગાળ છે ?"

"હું બીજાઓ માટે કહી શકતો નથી, પણ મારી પોતાની હાલત આજે જે છે તે મેં તમો મેહેરબાન સનમુખ ખરેખરી રજુ કીધીછ." જેહાંગીરે ધીમેથી જવાબ આપ્યો.

"કબુલ કીધું, પણ એવીજ હાલત બીજાઓની હોવી જોઇયે. તમે એક સારા ને નામાંકીત લેખક છતાં તમારી કદર એ રીતે બુજાય તો બીજા બીચારાઓની સ્થીતી શું હોવી જોઇએ તે એ ઉપરથીજ સમજવાનું છે. અફસોસ ! આજે ગુજરાતી લેખકોની કદરદાની જેવું કાંઇજ નથી. એ કદર બુજવાનું કામ જેમ આપણા શ્રીમંતોનું છે, તેમ આપણા મચી ગયલા માલેતાજાર છાપાઓના માલેકોનું પણ છે. શ્રીમંતો કરતાં જાહેર છાપાના માલેકોની હું એમાં ખાસ લાયકી સમજું છ. બોહોળી ગ્રાહકી ઉપરાંત જંગી જાહેર ખબરોની તેમને એટલી ગંજાવર પેદાસ છે કે સારા લેખકોની કદર બુજવા ચાહે તો ઘણી સારી રીતે બુજી શકે. પણ બધી મલાહી પોતેજ જમી જવાની નાપસંદ ને એકલ-પેટી પૉલીસી તેઓ અખત્યાર કરી બેઠાછ, ત્યાં બીજો ઉપાય શું હોય?"

"ખરૂં છે સાહેબ, એ છાપાના માલેકો પોતેજ જો થોડું ઉદાર દીલ બતાવે તો આજના લેખકો એટલી બધી કંગાળ સ્થીતીમાં સબડે નહીં."

"આજે સારા લેખકો સાહિત્યનાં મેદાનમાંથી હટી જાએછ તેનું કારણ એજ હોવું જોઇયે. અફસોસ !" ખાનબહાદુરે બળાપો કરતાં કહ્યું. "આપણામાં પારસી લેખક મંડળ જેવું મંડળ હસ્તી ધરાવવા છતાં આ વીષયનો ફડચો હજી સુધી નથી થયો એ અજાયબી ભરેલું છે. એ મંડળે જરથોસ્તી લેખકોને લાભ કર્તા થઈ પડે એવા સવાલો હાથ ધરી તે ઉપર જાહેર રીતે ચર્ચા ચલાવવાની ઘણી જરૂર છે."

"સાહેબ, એ મંડળ પોતાથી બની શકતું કામ બજાવે છે પણ આપણાં સાહીત્યમાં એવો સુખી દહાડો આવતાં હજી એક જમાનો જોઇશે એવું મારૂં મત છે." જેહાંગીર જીજીશેઠે જવાબ આપ્યો.

"વારૂં, હવે એક બીજી વાત." ખાનબહાદુર એદલખાન પોતાની ખુરસી પરથી ઉઠી ઉભા થઈ બોલ્યા. તેમને ઉઠેલા જોઈ જેહાંગીર પોતે પણ વીવેક બતાવી ઉભો થયો. "મી૰ જીજીશેઠ; આએ એનવેલોપમાં એક નીરજીવ ભેટ છે. એમાંથી તમારાં બચ્ચાંઓને જોઇતાં કરતાં કપડાં વગેરે અપાવી પેહેરાવજો." અને એમ બોલી તેવણે તે પડીકું જેહાંગીરના હાથમાં આપવા ચાહ્યું.

જેહાંગીર હરખ અને અજાયબીથી દંગ થઈ ગયો. "ઓ નહીં ! ખાનબહાદુર શેઠ, મને માફ કરો !" તેણે તે એનવેલોપને સેહેજ હાથ

લગાડી પાછું આપતાં નરમાસથી ગગળાઈ જતા સાદે કહ્યું. "તમો સાહેબ કેવો ભલા અને માયાળુ છો, પણ સાહેબ તમારી એ ઑફર હું ઘણુંજ માન સાથ પાછી વાળુંછ"

"નહીં, જેહાંગીર, તમે ઓસકાઓ ના. મારો એટલો સખુન કબુલ કરો !" ખાનબહાદુરે તે એનવેલોપ પાછું જેહાંગીર તરફ લંબાવી કહ્યું.

"સાહેબ, મેં તમારી કશી સેવા બજાવી નથી અને આપણી વચ્ચે હજી તો આજેજ પેહેલ્લી મુલાકાત થાય છે તેટલાં એટલી બધી ઉદારતાને હું પાત્ર નથી." જેહાંગીરે તે એનવેલોપ ન સ્વીકારતાં શરમાઇને જવાબ આપ્યો.

"મી૦ જીજીશેઠ, તમારી લાયકી છે, પણ તમે મને નાહક દલગીર કરોછ. એ નીરજીવ રકમ મેં મારી રાજીખુશીથી તમારાં બચ્ચાંઓ માટે કહાડીછ. એની સાથ તમોને કશું લાગતું વળગતું નથી."

"એકબારગી તેમબી કબુલ કરૂં, પણ સાહેબ, બચ્ચાંઓ તો મારાંજ કેની અને રકમ હુંજ લઈ જવાનો કેની ? નહીં સાહેબ ! મને માફ કરો ! મેં એવી તે તમો સાહેબની શી સેવા બજાવી કે તમે એટલી બધી—"

"નહીં, તમે ભુલ કરોછ. મી૦ જીજીશેઠ, હું સારી પેઠે સમજુંછ કે તમે એવા ગરીબ છતાં ખાનદાની હોવાથી તમારાં જાતી ખમીરથી અમીરી ઉદારતા દેખાડી મારી આએ નીર્જીવ માગણી સ્વીકારવાને શરમાવોછ, પણ તમારા એક મીત્ર તરીકે તમારાં બચ્ચાંઓને ચાહવાનો શું મને હક નથી ? શું તે હક તમે ના પાડશો ?"

અહીં જાહાંગીર જીજીશેઠ મહાત થયો !

તે જવાન કુદરતી રીતે ત્યાં લાજવાબ થઇ ગયો. તેનાથી કશો ઉત્તર આપ્યો નહીં.

"મેં કાંઇ તમોને વરતાવ્યા નથી, મી૦ જેહાંગીર, કે તમે તેનો અસ્વીકાર કરી શકો ? મેં તો તમારાં નિર્દોષ ભુલકાંઓ માટે આએ નજીવી રકમ આપવા ચાહીછ. તે તમે શું નહીં લઇ જશો ? તમારેથી તમારાં બચ્ચાંને મળેલી બક્ષેશ તેમની રજા વગર ના પાડી શકાય નહીં. ખરૂં પુછો તો એમાં કાયદો સમાયલો છે !" ખાનબહાદુર એદલખાને હસીને રમુજ કરતાં કહ્યું.

"નહીં સાહેબ, કાયદો મને એમાં કોઇ રીતે પુછી શકતો નથી !" જેહાંગીરે રમુજમાં વળતો જવાબ આપ્યો. "મારાં બચ્ચાંઓ જયાં સુધી ઉમરમાં આવ્યાં નથી ત્યાં સુધી તેમના તરફથી દરેક ચીજ મારી મરજી મુજબ કરવાનો એક બાપ તરીકે મને હક છેજી."

"તમારી દલીલ વાજબી છે, પણ મને એક મીત્ર તરીકે તમારાં બચ્ચાંઓને ચાહવાનો હક છે એ વાત તમે ના પાડી શકશો નહીં." આદરજી એદલખાન ફરીથી પોતાની આગલી પોઇન્ટપર આવ્યા, કે જે પોઇન્ટથી જેહાંગીર તેમનાં કાબુમાં આવી શકતો હતો.

"તે મારેથી કેમ ના પાડી શકાય, સાહેબ, પણ હજી જે બચ્ચાંઓને તમો મેહેરબાને જોયાં નથી તેઓ ઉપર મારી પેહેલીજ મુલાકાતમાં—"

"નહીં ચપો, જાહાંગીર, તે મારી મરજીનો સવાલ છે. એમાં તમોથી બોલાય નહીં. બસ મને કહો તમે આએ નજીવી રકમ તમારાં બચ્ચાંઓ માટે સ્વીકારોછ કે નહીં? મને દલગીર કરવોછ કે ખુશી કરવોછ?"

"સાહેબ, હું તમોને દલગીર કરવા ઇચ્છતો નથી પણ—"

"પણ બણ કાંઈ નહીં! બસ આએ એનવેલોપ તમારાં ખીસામાં મને મુકવા દેવો! એમાં શરમાવાનું શાનું? તમે મારી પાસથી માંગીને થોડાજ લીધાછ કે તમે એમ આંસકાવાનું હોય? ચાલો, હવે વધુ જીદ કરતા ના અને ડાહયા થઈ મારી તરફની આએ નજીવી ભેટ કબુલ કરો!" અને એમ કહી ખાનબહાદુર એદલખાને જોરજુલમથી જાહાંગીરનાં ડગલાનાં ગજવામાં તે એનવેલોપ દાબી દીધું.

તે કાંકવાળા જવાનને અહીં તાબે થવાની ફરજ પડી. જોકે તે એક ગરીબ જવાન હતો—તેને પૈસા પૈસાના હાલ કાઢવા પડતા હતા તે છતાં તે એક પ્રમાણીક અને ખાનદાની ગ્રહસ્થ હોવાથી ખાનબહાદુરની આ બક્ષેશ તેણે તેવણની અસાધારણ જીદને શરણ થઇનેજ કબુલ કીધી હતી. એવા એક માયાળુ અને મેહેરબાન મુરબ્બીને નારાજ કે નાઉમેદ કરવા તેણે ચાહ્યું નહીં.

"મીન્ જીજીશેઠ, આવતી ૧ લી તારીખથી ત્યારે આપણી વચ્ચેનું સાટું આજથી નકકી થયલું હું સમજુંછ, હો?"

"હા સાહેબ, ખુદાનાં ઘેર સુધી."

"ઠીક છે ત્યારે હવે સુખેથી સીધારો. હું આવતી કાલે અત્રેથી એગ્રીમેન્ટ અને ચોપડીઓનું પારસલ પુને રવાના કરસ. હવે પછી કોઈવાર તમારૂં મુંબઈ આવવું થાય ત્યારે તમારી સગવડે તમારાં બચ્ચાંઓને મારે ત્યાં લાવજો! હું તેમને જોઇને ઘણો ખુશી થઇશ. સાથે મીસીસ જાહાંગીર આવી શકે તો તેવણનેબી લાવજો."

"વારૂં સાહેબ, ઘણી ખુશી સાથ લાવીશ." જાહાંગીરે જેમ તેમ જવાબ આપ્યો, પણ ચબરા ખાનબહાદુરે જોઈ લીધું કે તેમ બોલતી વેળા જાહાંગીરનો ચેહરો જરા ફીકકો મારી ગયો હતો.

"મુંબઇ વારંવાર આવવું થાએછ કે જાહાંગીર ? "

"હાજી. મહીનામાં બે ચાર ફેરા આવવું પડેછ."

"ત્યારે તો હવે પછી જ્યારે અહીં આવો ત્યારે મને મળતા રહેજો અને બની શકે તો આપણે ત્યાંજ ઉતરજો."

"તમો ઘણા મેહેરબાન ને માયાળુ છો મુરબ્બી ! ચાલોજી, હું હવે રજા લઇશ. સાહેબજી !"

"સાહેબજી ! સાહેબજી !"

અને અહીં તે મુલાકાત પુરી થઈ. જાહાંગીરે ના પાડવા છત આગલા દરવાજા સુધી ખાનબહાદુર એદલખાન તેને ઇઝત સાથ વળાવવા ગયા.

બંગલાના પોર્ટીકોમાં તેની વીકટોરીયા ઉભેલીજ હતી જેમાં ઝટપટ બેસી જઈ તેણે ગાડીવાળાને વીકટોરીયા ટરમીનસપર જલદી લઈ જવા જણાવ્યું.

"ઓહ્લો ! છ ને પાંચ ! વાતચીતમાં બે કલાક કયાં નીકળી ગયા તે ખબરબી નહીં પડયા ! હવે તો સાહડા છની ત્રેન હાથ લાગશે !"

## પ્રકરણ ૧૪ મું.

## ત્રેન ચુકેલો ઉતારૂ.

### [ દોહરો. ]

દાદી દુનીયાં દુષ્ટ છે, 'થવા કાળ તે થાય',
લલાટના જે લેખ તે, જગમાં વ્યર્થ ન જાય.

[ દીલજાન. ]

જાહાંગીર પુને જવા સારૂ બોરીબંદર ગયો ખરો, પણ જે વીકટોરીયામાં તે બેઠેલો હતો તેનો ઘોડો થાકેલો હોવાથી રસ્તામાં બે ત્રણ ઠેકાણે અડીને ઉભો, જેમાં વખત પસાર થઈ જવાથી તે બીચારો સાહડા છની ત્રેન ચુકી ગયો !

અધવચ્ચે વીકટોરીયા બદલવાની તેણે ઘણી તજવીજ કરી પણ તે દીવસે કોઈ હીંદુ તહેવાર હોવાથી તેને એકબી ગાડી મળી શકી નહીં અને એમ હોવાથી તે થાકેલા ઘોડાપાળાં ખડખડીયાં ઉપરજ તેને મન મનાવવું પડયું.

આમ થવાથી ગરીબ બીચારા જાહાંગીરને લાચારીથી પુનાની બીજી ત્રેન ઉપડે ત્યાંસુધી વીકટોરીયા ટરમીનસપર ખોટી થવું પડ્યું. ગાડી ઉપડવાને હજી ઘણો વખત હોવાથી થર્ડ કલાસની ટીકીટ લઈ તે ગંજાવર સ્ટેશનના પલેટફોર્મ ઉપર આમથી તેમ ફેરા ફરી તેણે વખત પસાર કરવા માંડયો. તે વીચાર કરવા લાગ્યો કે 'એક તો ગઈ કાલથી અરનવાજનો કાંદો ખાલેલો હતો, તેમાં આજે પુરો ખીલવાનો ! કમબખત વીકટોરીયાવાલાએ દગો દીધો નહીં હતે તો કયારનો હું અરધો રસ્તો પસાર કરી ગયો હતે. ગરીબ બીચારાં મારા નીર્દોષ ભુલકાંઓ ! તેઓ મારી કેવી યાદ કરતાં હશે ? મારી ગેરહાજરીનો લાભ લઈ રખેને અરવાજ મારો ખાર તેઓ ઉપર કાઢે ? અધુરામાં પુરી ત્રેન ચુકવાથી એ અધીરી બઇરી આજે પુરી અધીરી થવાની. આજે સહવારે હું ઘેરથી નીકલ્યો ત્યારે બાઇસાહેબની સ્ટીમ ચઢેલી હોવાથી હું કયાં જાઉંછ તે મેં એને કહ્યું નહીં હતું તેથીબી એ ફફડેલી હશે.'

એવા એવા તરેહવાર ખ્યાલો કરતો જાહાંગીર જીજીશેઠ બોરીબંદરનાં સ્ટેશન ઉપર આમથી તેમ ફેરા ફરતો હતો, તેટલાં "છેટ, છેટ," એમ કહી પાછલથી તેને કોઇએ હાંક મારી. જાહાંગીરે ઝટ પીઠ પાછલ જોતાં પેલા બોલાવનારને ઓલખી કાઢયો. તે એક અધેર ઉંમરનો લાલ્યો હતો ને પોતાના શેઠનું નાગપોર તરફથી આવનારૂં પારસલ હજી આવવા પામેલું ન હોવાથી ત્યાં તપાસ કરવા આવ્યો હતો.

"એ કોણ જીવણો કે ?"

"હઉવે ! જીવણોજ તો ! કેમ જાહાંગીરજી છેત, તમે મને ની ઓરખતા કે ? છેલ્લા આપરે પંદરેક દાહડાની વાતપર મલેલા તેટલાં તો તમે મને ભુલી ગયલા દેછું !" પેલાએ હસીને કહ્યું.

"નહીં નહીં જીવણ તું ધારેછ તેટલો હું ભૂલકણો નથી. તું આજે અહીં કયાંથી ?"

"અરે છાબ, એ અહીંની ને તહીંની વાતજ બોલતા રખે. આજે ત્રણ ત્રણ દીવસથી હલપેટા ખાતાં મારા પગની હંદી પેંટ નીસરી ગીયેલી. નાગપોરથી મારા શેઠનું એક પારછલ આવાનું છે પણ તે ધણીમુતું કેણીફા ઉતરી પડેલું તેની કછી ઘનનછલ સે નથી. ત્રણ દીવસથી ઇછતેછનપર રોજ ફેરા ખાઇ ખાલી હાથી ઘેરે જાતો છેવું. છઅરીનું આજેઓ ની આવેલું !"

"કંઇ નજર ચુકથી ગેરવલે ગયું હશે, જીવણા, તું નકામો ફેરા શું કામ ખાયછ, તે આવ્યું કે રેલવેવાળાઓ આપમેલે ઘરબેઠાં પહોંચાડશે. પણ વારૂં જીવણા તારાં શેઠ ને બાઇ કેમ છે. સારી પેઠે તો છેની ?"

"એમ શું કરતા છે છેત, બાઇ તો આજે તમોને મલવા પુણે આવેલાં. તીઓણ મયલાં કેની ?"

"બાઇ પુને ગયાં છ ! અરરર ! ગરીબ બીચારી! મારે લીધે એને નાહક ફેરો પડયો હશે. રખને મારી અગનવાજ એની સાથે અથડી પડે!" જાંહાંગીર મન સાથ પટપટયો.

"તેવારે તમે કેવારેકના અહીં આવેલા, છેત?"

"હું તો સહવારનો મુંબાઇ આવેલો છું જીવણા."

"તારે બરાબર છે. મહેરબાનુ બાઇનો ફેરો ફોકટ ગીએલો ખરો! જાંહાંગીરજી છેત, એમબી ને એમબી રાત અહીં મુંબાઇમાંજ રહી જાવો તો ની ચાલે? પછી સવારે પહેલી 'તરણ'માં–"

"ઓ નહીં રે ! મારાં બચ્ચાંઓ બીચારાં ફીકર કરે. રાત રહેવાનું તો કદી નહીં બને. હું તો હમણા પુને જાઉં છ પણ તારાં બાઇને ને શેઠને કહેજે કે જો કાંઇ ઘણું જ જરૂરી કામ હોય તો મને તાર કરજો. તું ઘેરથી નીકલ્યો તેટલાં મહેરબાનુ પુનેથી પાછા ફરયાં હતાં કે નહીં? જીવણાં!"

"હું ઘેરથી નીહરેલો તેવાર સુધી તો ની આવેલાં છેત."

"ત્યારે હમણાં પા કલાકમાં જે ગાડી આવશે તેમાં કદાચ એવણ આવી લાગશે. વાસ્તે તું એમબી ને એમબી અહીં થોભી એવણને સાથેજ ઘેર લઇ જજે. ચાલ હવે હું જાઉં છ. મારી ટ્રેન પાંચ મીનીટમાં ઉપડશે" અને એમ કહી જાંહાંગીર જીજીશેઠ જીવણાથી છુટો પડયો.

તેણે પોતાની ટીકીટ આગમજથી લીધેલી હોવાથી તે પુને જનારી ગાડીના એક થર્ડ કલાસમાં જઇ બેઠો અને વચે બે ત્રણ મીનીટ પસાર નહીં થઇ તેટલાં તેની ટ્રેન સ્ટેશન છોડી ગઈ.

## પ્રકરણ ૧૫ મું.

## એક કમનસીબ ભરથારની મુશ્કેલીઓ.

### [ કુંડલીયા. ]

નાર નરકકી ખાન હય, દુરગંધ અંગ અપાર;
અઇસી ઉનકી દેહ હય, જયસી કુંડ ચમાર!
જયસી કુંડ ચમાર, જાન કર કઇસે જાવે,
ઉત્તમ મનુખા દેહ, ભુલ કર નરક ડુબાવે;
કહે ગીરીધર કબીરાય, હોત ઉનસે હયરાંની,
દુરગંધ અંગ અપાર, નાર નરકકી ખાંની.

[ કવી ગીરીધર ]

ચાલતી ત્રેને જાંહાંગીરને ખાનબહાદુર આદરજી એદલખાને મુંબાઇમાં છુટા પડતી વેળા આપેલું એનવેલોપ યાદ આવ્યું, કે જેમાં ખાનબહાદુરના બોલોમાં જાંહાંગીરનાં નિર્દોષ ભુલકાંઓ માટે 'એક નીજીવ' રકમ મુકેલી હતી. તેણે પોતાના ખીસામાંથી તે એનવેલોપ બાહેર ખેંચી કાઢયું અને તેમાં શું જોયું ? તેમાં સો સોની નોટના ત્રણ કકડા હતા. જાંહાંગીર ઇજીશેઠ રૂ. ૩૦૦ની તે નાદર રકમ જોઈ ખાનબહાદુરની ઉદારતા ઉપર અજબ થયો. તેને વકી હતી કે તેનાં બચ્ચાંઓ માટે આદરજી એદલખાને આપેલી રકમ ઓછામાં ઓછી રૂપીઆ પચીસ અને વધુમાં વધુ રૂપીઆ પચાસની હશે. પણ તેને બદલે ત્રણસો રૂપીયાની એક ધરખમ રકમ તે એનવેલોપમાં મુકવામાં આવેલી જોઇ એક તરફ અજાયબી અને બીજી તરફ ખુશાલીની ભેગી લાગણીઓથી તેનું અંતઃકરણ ઉછળી રહ્યું.

'આ ખુદા એ બુઝર્ગ શેઠ કેવા ભલા છે. મારી સાથની એમની માત્ર બે કલાકની પહેલીજ પીછાણમાં એઓ તરફથી આજે મને કેવા મોટા લાભો થયા. એક તો દર માસે રૂપીઆ સોની રકમ પાંચ વર્ષ સુધી આવતી લાગત શુરૂ થઇ અને તે જાણે ઓછું હોય તેમ મારાં ગરીબ બચ્ચાંઓને મસે એ સખી દીલ શેઠે રૂપીઆ ત્રણસોનો આ અવેજ મને બક્ષેસ કીધો ! ઓ ખુદા! વગર શકે આજનો દહાડો સબકતો અને સગનવંતો હોવો જોઇએ. આજે સહવારે એમનું કાગળ વાંચી હું મુંબાઇ ગયો ત્યારે મને સ્વપ્નેબી વકકી નહીં હતી કે એવાં ખુશાલ હઇડાંથી હું પુને પાછો ફરીશ. દાદાર હોરમઝદના હજારો હજાર શુકર કરૂં છ કે એવો એક દીલસોઝ દોસ્ત તે મહાન માલેકે મને મેળવી આપ્યો છે. ફીરદોશીનાં શાહાનામાનું બેતબાજીમાં તરજુમો કરવાનું કામ જોકે બીકટ છે, તોપણ હું તે ઉલટથી બજાવીશ. ખાસ કરીને એ તરજુમો બાહેર પડેલો જોવાની તેઓ જે મોટી ઇંતેજારી ધરાવે છે, તે ઇંતેજારી પુરેપુરી સફળ કરવા સારૂં હું એ કામ ઉપર મન મુકીને મહેનત કરીશ. ગમે એવું બીકટ કામ એક માણસ ખરાં તનમનથી ઉલટ લઇને બજાવવા ચહે તો તે ઘણી સહેલાઇથી બજાવી શકે છે. ઉલટ અને મનની મરજી વગરનું એક કામ ગમે એવું સહેલું હોવા છતાં કંટાળાભરેલું અને ભારી લાગે છે. પણ પુર પસંદગી અને ખરી ઉલટથી મનપર લીધેલું એક કામ ગમે એવું બીકટ હોવા છતાં સહેલું થઈ પડે છે. કુદરતના આ અચળ કાયદા ઉપરજ હું ચાલશ, તો મારી ખાતરી છે કે પાંચ વરસમાં એ કામ સંપુર્ણ પાર ઉતારવાને ફત્તેહમંદ નીવડીશ. વળી એવો યાદગાર ગ્રંથ રચી અપવાથી સાહીત્યમાં મારૂં નામ સદા યાદગાર રહી જશે મને તો લાગે છે કે, ખાનબહાદુર આદરજી એદલખાનમાં કુદરતે મારે માટે મારો એક રાહબર ફરેસ્તો મોકલી આપ્યો છે. એમની સાથના આ ના સંબંધથી ભવીષ્યમાં મારૂં કાંઇ ભલુંજ થશે એવી ગોયા મને કાંઈ આગમજથી બશારત થાય છે. હું ધારૂં છું કે મારી મુશકેલીના દહાડાઓ હવે પસાર થવા આયાછ. ખુદા મારી એ ધારણા ખરી પાડે.'

આ અને એવાજ વીચારો કરતો જાંહાંગીર જીજીશેઠ મોડી રાત્રે પુને પહાંચ્યો. વાંચનારને યાદ હશે કે આગલે દીવસે રાત્રે પણ જાંહગીરને ઘર તરફ વળતાં મોડું થયું હતું. કારણકે ડરબી સ્વીપનો તે ડ્રૉઇંગ ડે હોવાથી તેનું પરીણામ જાણવા માટે તેને ખોટી થવું પડયું હતું. આજના કરતાં ગઇ કાલે તો તે જલદી ઘર તરફ ફરેલો હતો તેટલું છતાં વાંચનારને યાદ હશે કે તેની કમસમજ બાઇડીનો કાંદો ખીલી ગયો હતો ગઇ કાલ કરતાં આજે (મુંબઇથી પુને આવતાં) તેને વધુ લેટ થયલું હોવાથી બાઇસાહેબનો મીજાજ આજે બેવડો બરખીલાફ થઇ જવાની જાંહાંગીરે વક્કી રાખી હતી અને તે વક્કી ખોટી નહીં હતી.

જાંહાંગીર પુણે પહોંચ્યો ત્યારે સાડાઅગીયાર થઇ ગયા હતા. અરનવાજ દસ વાગ્યા સુધી તેની રાહા જોઇ ફકડી ચટકીને સુવા ગઇ હતી આજે સદ્દવારથીજ તેણી ખભાંપર સેતાન લઇને ઉઠી હતી હતી. જાંહાંગીર મુંબઇ શું કામ જાય છે તે જણાવ્યા વગર ચાલી જવાથી તેણીને તરેહવાર શંકા ઉપજી હતી, તેમાં સાંજે ચાર વાગે જાંહાંગીરની ગેરહાજરી દરમ્યાન જાંહાંગીરની મુલાકાતે મેહેરબાનુ મુગામોદી જેવી એક ખુબસુરત જવાન પારસી વીધવા ઘરબેઠાં આવવાથી તેણીના વહેમમાં પુરો વધારો થઇ ગયો. મેહેરબાનુ મુંગામોદી જોડે તેણીને થયલી ત્રણપાંચ આગલાં પ્રકરણોમાં આપણે વાંચી આવ્યા છઇએ. આપણી અરનવાજના પોતાના બોલીમાં બોલ્યે તો "એવાં એવાં ખુબસુરત બઇરાંઓ મારા ધણીને મલવા આવે એ મારેથી કેમ સાંખી સકાય ?" આ વાકય પોતેજ તે કમસમજ ઓરતની કમઅક્કલનો પાકો પુરાવો આપમેળે આપે છે. ગરીબ બીચારો જાંહંગીર જીજીશેઠ પોતાના પરણ્યા સંસારમાં ખરૂં પુછો તો એક જીવતું દોજખ ભોગવતો હતો. તેની ગમે એવી ગરીબાઇ છતાં તેની પરણેતર સમજદાર હતે તો ગરીબાઇના કરડા દાંત જાંહાંગીર જીજીશેઠને એટલા બધા કરડતે નહીં. જોકે જાંહાંગીરની મહોરદાર બીજા કેટલાક સદગુણોથી ખાલી ન હતી; નારીજાતની નીતિરીતી માટે તેણીને ગમે એવી અભણ હોવા છતાં પુરતું માન હતું, પણ એક સ્ત્રીની તમામ ભલાઇને એક તડાકે જાંખ લગાડનારો જે એક દુર્ગુણ સંસાર સાગરમાં કંઇક પરણેલી પ્રીયાઓને તેમનાં સુખનું સત્યાનાસ વાલનારો નીવડે છે, તેવા દુર્ગુણની આપણી અરવાજ પોતે પણ એક ભોગ થઇ પડી હતી. એક સ્ત્રી મુર્ખ હોય તે પાળવે, અભણ હોય તે લઇ ચલાવાય, પણ એક અધીરી અને વહેમી સ્ત્રી પોતામાં હોતા બીજા સેંકડો સદગુણો છતાં સંસારસાગરમાં કેવી દુ:ખરૂપ થઇ પડે છે તેનો ખરો ખ્યાલ આપણી અરનવાજ જેવી બેવકુફ બાયડીઓના ભાગ્યહીન ભરથારોનેજ આવી શકે.

જાંહાંગીર જેવો ઘેર પહોંચ્યો કે, તુરતજ દરવાજો ઉંઘાડવા માટે પોતાના નોકર કાસમને હાંક મારી. લગભગ દસ મીનીટ સુધી બારણું ખખડાવવા છતાં તેની દાદ લાગી નહીં. અંતે ચીરડાઇને તેણે દરવાજા

ઉપર જોરમાં એક લાત મારી, જેનો અવાજ થતાં અરનવાજે આવી બારણું ઉઘાડયું. અહીંથીજ ગરીબ બીચારા જાંહાંગીરની પનોતી શરૂ થઇ. વાંચનાર જાણે છે કે તે હજી ભુખ્યો હતો.*તેણે રાતનું ખાણું લીધેલું નહીં હોવાથી તેને કકડીને ભુખ લાગી હતી. ખરી વાત તો એ હતી કે ઘરમાં રાખેલો કાસમ નામનો છોકરો અને જાંહાંગીરનાં બચાંઓ ક્યારનાં ઉંઘી ગયાં હતાં, પણ અરનવાજ બીછાનામાં જાગતી પડેલી હતી. જાંહાંગીર પુણેથી અવારનવાર મુંબઇ જતો હતો, પણ કોઇબી દહાડો તે આટલો મોડો આવ્યો ન હતો. આજે તેને અસાધારણ અસુરૂં થવાથી તે અધીરી બાયડી પુરી વેહેમી બની હતી. અરનવાજને ઉપજેલો આ વહેમ એક લેખે કુદરતી હતો. તેજ સાંજે પેલી મેહેરબાનુ મુગામોદી જાંહાંગીરની મુલાકાતે પુણે આવેલી હોવાથી રખેને તેણી જતી વખતે પુણાના કે મુંબઇના સ્ટેશનપર જાંહાંગીરને મળવા પામી હોય અને તેની જોડે જાંહાંગીર તેણીને ત્યાં ચાલી ગયો હોય, આ વીચારે તે અધીરી બઇરીને પુરી અધીરી બનાવી. જાંહાંગીરે દરવાજા ઠોકયો તેની એકજ મીનીટ આગમજ બીછાનામાં પડેલી અરનવાજના ભેજામાંથી આ વાહીયાત વીચારો પસાર થયા હતા. મેહેરબાનુ મુગામોદીનું આજે જાંહાંગીરની મુલાકાતે આવવું પેહેલ પ્રથમથીજ અરવાજને પસંદ પડયું નહતું. તેમાં આટલું અસુરૂં થવાથી તે વેહેમી બાયડીને એવી એવી તરકો ઉપજે એ કુદરતી હતી પણ તેટલાં જાંહાંગીરે બારણું ઠોકવાથી તેણીના તે હવાઇ ખ્યાલો આપમેલે જમીનદોસ્ત થઇ ગયા. જાંહાંગીરને બુમ પડાવવા સારૂ તેણી ઉંઘી ગઇ હોય તેમ થોડો વાર બીછાનાપર ગુપચુપ પડી રહી, પણ જયારે જાંહાંગીરે ચીરડાઇને દરવાજાપર લાત લગાવી ત્યારે તેણીને ઉઠયા વીના ચાલ્યું નહીં.

## પ્રકરણ ૧૬ મું.

### ધડાકો !

[ દોહરો. ]

ભઉંરા યહ દીન કઠીન હય, સુખ દુઃખ સહે શરીર;
જબલગ ફુલે કેતકી, તબલગ બીલમ કરીર.

[ કવી ગીરીધર. ]

"શું થયું જાંહાંગીર ? કંઇ દારૂબારૂ પીધોચ કે શું ?" તેણીએ બારણું ઉંઘાડયા બરાબર તકાજો કીધો. "અરધી રાતે ડોરા તાણાવી તાણાવીને આવ્યા તો આવ્યા પણ સાથે આખો મહોલો જાગે તેમ અફારજીક સાની કરોછ ? શું ધીરજથી બારણું નહીં ઠોકાય ? તમારે લીધે અહીં સારી રાત જાગતું કોણ બેસી રહે ? તમે અત્યાર સુધી કાં હતા ?"

“ હું જરા અગતનાં કામસર રોકાઇ ગયો હતો, ડીયર ! ” અરનવાજ ગમે એટલી તીખી થવા છતાં જાંહાંગીરે નરમાસથી જવાબ આપ્યો.

“ અરે હાર હા, મોટા લાખે ઉઠનારા ને કરોડ બેસનારા ધણુધણ ઘોરી ધણી પડયા કેની, તે એવણ અગતનાં કામસર રોકાઇ ગયા ? ” અરનવાજે ટણુકો કીધો. “ તમોને કોઇ પુછે ? સારી સવારના અહીંથી ગયલા મધરાત થઇ તોબી ઘેરે આવવાનું ઠેકાણું નહીં એ તે શું કહેવાય ? ”

“ તું નાહક કાંએ ચીરડાયચ, વહાલી ? મારી આજની રોકણો વગર શકે ધણીજ અગતની હતી અને જયારે તું જાણુસે કે આજનો દાહડો આપરા બાબમાં કેવો નસીબદાર નીવડયોછ, ત્યારે તું જરૂર ખુશી થસે. મને કકડીને ભુખ-લાગીચ વાસ્તે પહેલાં તું ખાવાનું લાવ ! હું જમતાં જમતાં બધી વાતથી તુંને વાકેફ કરશ. ”

“ શું બોલ્યા ? હજુર જમવાના છેઆ ? અરધી રાતે બહાર ભટકી ભટકીને ઘેરમાં આયા અને હજુર તો કેહેચ કે હું જમવાનો છેઉં ! એ લેરે ! આ માટીડાને તે કોઇ પુછે ? જાણે બઇરી તો ઘેરમાં રાખેલી ગોલા-મડીજ, તે અરધી રાતેબી જાણે ગોલામગીરી કરાવેચ ! ઓ જાંહાંગીર તમે હવે એવાં પાન સમારવાનાં ને જુઠાં બહાનાં કારવાનાં છોડી દેવો. તમારૂં અગતનું કામ શું હતું તે હું બધું જાણુંચ ! તમે જુઠું બોલોચ કે હું જમયો નથી પણ એવી લતરાજી મારી પાસે ચાલવાની નથી. ખરૂં બોલો ! સું તમે પેલી ખુબસુરત દદાને ત્યાં જમી નથી આયા ? ”

“ એ સું બકેચ અરનવાજ ! કઇ દદા ? ”

“ વળી કઈ દદા ? પેલી તમારી માનીતી મેહેરબાનુ મુગામોદી ! એ રાંડ કોઈ ચસ્કેલ ચાકલેટને શું તમે નથી મલ્યા ? ”

“ નહીં અરનવાજ હું કસમપર કહુંચ કે હું તેને મલ્યો નથી. પણ તે ભલી બાનુ વીશે એવું બેઅંદાજ બકવું તુને શોભતું નથી. ખબરદાર, ફરીથી એવું બોલતી ના ! તે જવાન બાનુ એક ઇજતદાર બાઇ છે અને તેણી અને માહરી વચ્ચે એક ભાઈ અને બેહેનની માનભરેલી મહોબત શીવાય બીજો કશો સંબંધ નથી. મને આજે સાંજેજ ખબર મળી કે તે બાઈ મારી મુલાકાતે આવી હતી. શું એ વાત ખરી છે ? ”

“ હાજી, એ વાતબી ખરી અને તેવન બાઇસાહેબે તમોને એકલાને એકાંતમાં મલવા માગ્યું તે વાતબી ખરી ! ” અરનવાજ ટણુકો કરીને બોલી.

“ અરનવાજ ! અરનવાજ ! એમ ટકોરથી કાંય બોલેછ ? આપણું કાંઈ અગત્યનું કામ હોય, ત્યારે અંતનાણાં અને પારકાંઓથી શું આપણે

છુપાવતાં નથી ? એ બાનુ તુને ઓળખે નહીં, તમે કોઈ દહાડે મળેલાં બેટેલાં નહીં, ત્યારે પોતાની ખાનગી વાત તે તારી પાસે કેમ કરે? તારી સાથની પીછાનની ગેરહાજરીમાં તેણે મને ખાનગી મળવા માગ્યું હોય એ કુદરતી છે."

"જાઓ—જાઓ, હવે સપાદી લેવાની વાત ના કરો !" તે બુબખ બાયડી છછણી પડી. "તે પોતે અહીં બોલી ગઇછ કે હું એવણની ફ્રેન્ડ થાઉં છ ને તમે એમ સાધુપણું શાનું દેખાડોછ ?"

"એ શું બકેછ અરનવાજ ? તું ઘેલી તો નથી થઈ ? એમાં સાધુપણું શું ને સાલેકપણું શાનું બન્યુંછ ? હું કાંહ કેહુંછ કે હું તેણીને ઓળખતો નથી ? આરબી હું તો કેહવા માંગુછ કે એ ઇઝતદાર બાનુને હું વરશોથી પીછાનુંછ."

"ઓળખુંછ ને પીછાણુંછ એમ શાના કર્યા કરોછ? એમ કેહેવોની કે તમુને તેની સાથ વરસોની દોસ્તી છે !"

"હા, લેની, ખોટું શું કામ બોલું ? મેહેરબાનુ મુગામોદી મારી એક લેડી ફ્રેન્ડ છે અને વરસોથી હું તેણી સાથ બોલચાલનો વહેવાર ધરાઉંછ."

"એમ કહેવો કે દોસ્તી ધરાઉંછ—બોલચાલનો વહેવાર શું બરયોછ?"

"ચાલ દોસ્તી તો દોસ્તી—પણ તે દોસ્તી કેવી માનભરેલી છે તેનો જાણનાર મારો પાક પરવરદેગાર શાહેદ છે. તું તો વહેમમાં ચરી ચસી રહીછ તેથી તરેહવાર આડાતીડા સવાલથી મને સતાવવા માગેછ, પણ હું તેની દરકાર કરૂં એવો નથી."

"હવે જોયું ? ઉલટો ચોર કોટવાલને દંડે તે એનું નામ ! એ રાન દદા સાથની દોસ્તીમાં પોતે પકડાઇ ગયા ત્યારે હવે સુકંકો દમસમ કરી મારૂં મન મનાવી લેવા માગેછ, પણ એમ તે કંઈ હું સહેલમા સમજી જવાની હતી ? શું હું ઢોરબોર છેઉં કે તમે આજકાલ કેવાં ઉંડાં પાણીમાં ફરોછ તે હું સમજું નહીં ? વળી પરવરદેગારની પુરવારી ને સાહેદી શાના આપવા નીકળ્યાછ ? એમ તે કંઈ હું એટલી ગમાર છેઉં કે તમે એવા મોટા મોટા બોલો બોલી મને સમજાવી લેવાની કોશેશ કરોછ ? એ રાન કોઈ મેહેરબાનુ કેહેરબાનુ જરા ખુબસુરત ચામડીવાળી મુઇછ એટલે તમે ધરાં પરાં બતાવતા હશો તેમાં શક શું ? આજના માતીડાઓની ચાલ હું કાંઈ નથી જાણતી જે તેની વાત ? તે ખુલ્લેખુલ્લું બોલી ગઈ કે એવણ મારા ફ્રેન્ડ થાયછ. તેનો એ બોલ પોતેજ શું બતાવેછ ? અરે ! તમે પરણેલા ખાવીંદ થઈ પારકી જુવાન ઓરતો સાથે જીવતી જીંદગીમાં દોસ્તી બાંધો એ હું કેમ દેખી શકું ને કેમ સહન થાય? આજ સુધી તો હું તમોને હદમાં રહેલા સહમજતી હતી પણ તમે તો કેટો હદની બહાર ફાસ્ટ ગએલાં દેખું ? એ મુઈ મેહેરબાનુ મુગામોદી જેને માથે વાસે કોઈ ધણી ધોરી નથી તે તમારી ફ્રેન્ડ થાય ? ઓ મરા ખોદાય હવે કાંહ જઇને મરૂં. ઓ જાંહાંગીર જાંહાંગીર ! એટલો વખત

તો હું કંઈજ જાણતી નહીં હતી પણ આજે તમારૂં ભોપાળું મેં સાબુત પકડી પાડયું છે. હવે તો આસ્તે આસ્તે પારકાં બઇરાંઓ ઘરબેઠાં મુંબઈ વેરથી તમોને મળવા આવવા લાગાં. એ તો સારૂં થયું કે આજે હું ઘરમાં હતી. ધારો કે તમારે બદલે હું બહાર ગયલી હતે તો તમે એ કોઈ ખત્તરનાં હાલ્લાં સાથે ખુશાલ એખલા મારા ઘેરમાં મલતે ભેટતે કે ? બસ થઈ ચુકું હવે હદ આવી રહી ! તમારી શોખાઈ દહાડે દહાડે કેટલી વધી ગઈછે કે પારકાં બઇરાંઓ મુંબઈ વેરથી તમારી પરપુછ કરતાં આવેછ ? ખરૂં બોલો જાહાંગીર કે એ વહાલાંમુઈ સાથ તમે કયારથી દોસ્તી માંડીછ ?"

અરનવાજને આ રીતે ઉશકેરાયલી જોઈ જાંહાંગીર અચરતીથી દંગ થઈ ગયો. તેણે પ્રથમથીજ વક્કી રાખેલી હતી કે આજે મેહેરબાનુ મુગામોદીનું તેની ગેરહાજરીમાં નહીં ધારેલું મુંબઇથી પુને આવવું તે અધીરી અને વહેમી અબળાને પુરી વહેમમાં નાંખવાને કારણભુત થઈ પડયું છે. તે ગરીબ ગ્રંથકાર પોતાની આ કમસમજ બ્રીયાની બેહુદી બકબકથી એવો નીરાશ અને નાસીપાસ થઈ ગયો કે તેણીને કશો જવાબ આપ્યા વીના મન સાથ છુપી હાય મારતો પોતાના ઓરડામાં ડગલો ફેંટો ઉતારવા ચાલી ગયો.

## પ્રકરણ ૧૭ મું.

## "ઓ વહેમી ઓરત ! ગામની ગટરો સુધરી પણ તુ સુધરી નથી !"

### [ ઠુંમરી. ]

દીલદારી હો તો અયસી, દીલદાર હો તો અયસા;
અંતર કપટ ન લાયે, અંદર હો બહાર જયસા– દીલદારી૦
સચી યારી હય વહી, હો જો જીકે સંગ,
દીપકકે કારન જલે, જયસે કોઈ પતંગ,
નાહી નાહી જલાવો, દુખાવો જીયરવા– દીલદારી૦

[મુનશી વીનાયક પ્રસાદ "તાલીબ."]

"કેમ, હવે બોલતા કેમ નથી ?" જાહાંગીર જીજીશેઠ તે બેવકુફ બાયડીને કાંઇબી જવાબ આપ્યા વીના ડગલો ફેંટો ઉતારવા ગયો તે જોઇ તેણી બોલી. "તમારી માય મમાઇનું મોઢું મુંગું કેમ થઈ ગયું ? પણ કાંઈ જવાબ જેવું હોય તો આપે કે ? પોતાનાં પાણીજ મુવેલાં તે જવાબ કેમ આપી શકાય ?"

"અરનવાજ ! તું આજે ઘણી ફાસ્ટ જાયછ." જાંહાંગીર ઓરડામાંથી શર્ટ બદલી બાહેર નીકળતાં લગાર ચીચવાઇને બોલ્યો. "ઓ વ્હેમી ઓરત ! ગામની ગટરો સુધરી, પણ તું સુધરી નથી ! તારૂં લેકચર સાંભળતાં—સાંભળતાં હવે તો મોહડે ફીક આવીછ. ખુદા ખાતર જરા વકુફ વાપરીને વાત કર. પોતાના ખાવીંદ સાથ એક ધણીઆણીએ કેવી રીતે વરતવું જોઇએ, તેની કેળવણી તારાં મા બાપ તરફથી તુંને મળેલી લાગતીજ નથી."

"અરે હારે હા, હું બી એમજ કેહતી હતી. પેલી રાન કોઈ દેખાવલી દદા સાથ તમે મન ભાવે ત્યાં ભટકો અને જેમ ગમે તેમ વરતો તેમ કરવાની કેળવણી તમોને તમારાં મા બાપે આપેલી હોવી જોઇએ કેમ ? ના કહોની કે નહીં ? અમે તો જંગલી ને અભણ છઇએ પણ તમે શીખેલા ભણેલા થઈ કેવી રીતે વરતોછ ને પરણેલી બઇરી પર ધોરે દીસે કેવી જફા પાડોછ તેનો કંઈ વીચાર કીધો ? આજે તો હું જીવતી છેઉં તેટલાં તમે એમ કરોછ, ત્યારે કાલ ઉઠીને હું મરી ગેઇ તો તમે શું નહીં કરસો ? પારકાં બઇરાંઓ સાથ છડેચોક દોસ્તી રાખતાં તમુને શરમ નહીં આવી, જાંહાંગીર ?"

"ચાલ એકદમ મુંગી મર ! હું બોલતો નથી ત્યાં સુધી તું છેકજ ફાસ્ટ જાયછ." જાહાંગીર જીજીશેઠનો મીજાજ અહીં ફરી ગયાથી તેણે તે બેવકુફ બઇરીને ખખડાવી કહાડી. "મને લાગેછ કે તારૂં ભેજું દહાડે દહાડે ચસકતું ચાલ્યુંછ. તું નાહક મારી તરફ વેહેમની નજરથી જોએછ. એ બીચારી મેહેરબાનુ મુગામોદી જેવી ઇજતદાર બઇરી બીજી કોણ છે તે તો બતાવ ? અરનવાજ ! કુવામાં વસતો કાચબો કુવાનેજ આખી દુનીયા સમજેછ, પણ કુવાની બાહેર ખુદાની ખલક પડેલી છે તેની તેને થોડીજ ખબર છે. તે હાલ તારો છે. દુનીયાં તેં જોઇ નથી, દુનીયાંનો અનુભવ તેં મેળવયો નથી. દુનીયાંમાં બદીની હસ્તી છે અને નેકીની નથી એમ માનનારાંઓ મોટાંમાં મોટાં મુર્ખાં ગણાવાં જોઇએ. દુનીયાં કોઈ ચીજથી ખાલી નથી. રકમ રકમનાં રંગોથી તે ભરપુર છે. અભણ માણસોજ પોતાનાં અભણપણાંને લીધે દુનીયામાં દુઃખી થાએછ. આજના સુધરેલા જમાનામાં સ્ત્રી કેળવણીની બરકતથી હાલની બાનુઓ છુટાપણાંનો જે હક ભોગવેછ તે હકનો તુંને ઝાંખો ખ્યાલબી હોય એમ લાગતું નથી. જો તે હોય તો તું એવી રીતે મને મળવા આવેલી તે નેકજાદ બાનુ વીશે એ અંદાજ બોલે નહીં. તું તેણીને ઓળખતી નથી એ વાત ખરી છે, પણ ઓળખતી નથી તેથીજ તેણી માટે વાહીયાત વીચારો બાંધી લેવાનો તને હક નથી. એ મેહેરબાનુ કેવી ભલી છે તે જો તું ધીરજથી સાંભળે તો તેં તેણી માટે આપેલા આકળાં ઉતાવળાં મત માટે જરૂર તને પસ્તાવો થાય. તારી ઇચ્છા હશે તો એ વીગતથી હું તને વાકેફ કરસ, પણ હાલ તો મને કકડીને ભુખ લાગીછ તેથી પેહલાં મારૂં ભાણું લાવ !" અને એમ કહી જાંહાંગીર જીજીશેઠે પોતાના નોકર કાસમને હાંક મારી ટેબલ માંડવા કહ્યું.

પણ કાસમ હતો કયાં કે જવાબ આપે ? તે બાપડો તો આખા દીવસની થાકથી થાકી શાંત નીંદરા લેતો બબરચીખાનાની પડેશના ખાંચામાં એક દેવદારી બોખાંપર કરારને જીવે પોઢેલો હતો. જાંહાંગીરે હાંક મારવા છતાં તે નહીં ઉઠવાથી અરનવાજને ફરજ્યાત ઉઠવું પડયું. એક તો તેણી ફફડેલી હતી, અને તેમાં કાસમે જવાબ નહીં આપ્યાથી બાઇસાહેબનો કાંદો વધુ ખીલી ગયો. તેણીએ ગુસ્સામાં ને ગુસ્સામાં રાંધણી તરફ જઈ તેના બરડા ઉપર એવો એક ધમોલો અફાળ્યો કે બાપડો પોતાની મીઠી નીંદમાંથી એકદમ ચમકીને ભડકી ઉઠયો.

“ મુવા ઢોર ! કેવી રીતે ઉંઘાયછ ? સારો દહાડો કામ કરીને તુટી પડેછ તેથી કે ?” અરનવાજે તે બાપડાને વાહી નાંખ્યો. “ચાલ ઉઠ, મને બતી બતાવ, તારા ધનધન ધેરી શેઠ વેપારે સધાવેલા ઉના, તાં રોકાઈ જવાથી મોડી રાત્રે જમવા આયાછ. રાંધણીમાં બતી વધારી પહેલાં જઇ ટેબલ નુંછી આવ, ને પછી રકાબીમાં રોટલી કાઢ.”

ગરીબ બીચારો કાસમ ! તે તાબેદાર નોકર આંખો ચોળતો બાઇ-સાહેબનો હોકમ બજાવવા રાંધણીમાં ગયો. તેની પાછલ અરનવાજ ત્યાં દાખલ થઈ અને જાંહાંગીરનું ભોણું લાવી ફકડી ચટકીને ટેબલપર પટકયું.

તે ગરીબ ભરથાર કાંઇ બોલ્યો નહીં. “એ આજે ફફડી રહીછ તેથી મારો ખાર નાહક મારાં ખાણાપર કાઢેછ. અફસોસ ! બધાંની દવા હોય છે, પણ સ્વભાવનું ઓસડ હોતું નથી.” એમ મન સાથ બબડી જાંહાંગીર ખાણાંપર બેઠો.

તેણે બે ત્રણ વાર પોતાને ‘કકડીને ભુખ લાગવા’ ની ફરયાદ કરી હતી પણ ખાણાંપર બેઠા પછી તેને ખાવા ગમ્યું નહીં. એક તો અસા-ધારણ અસુર થઇ ગયું હતું અને તે સાથ તેની મહોરદારે આપેલા ‘મીઠા આવકાર’ થી તે બાપડાને પોતાનું ખાણું મીઠું મધ જેવું થઇ લાગ્યું હતું. બે પાંચ બુક મુશકેલીથી ખાઇ જાંહાંગીર ખાણાંપરથી ઉઠી ગયો અને તેને ઉઠેલો જોઇ કાસમ ટેબલપરથી રકાબીઓ ઉંચકી જઇ રાંધણીમાં મુકી સુઈ ગયો.

જાંહાંગીર એમ સમજતો હતો કે ખાણાં પછી અરનવાજની વાયજીઓ બંધ પડશે, પણ તેમ ધારવામાં તે ભોળો ભરથાર ઠગાયો. અરનવાજે તો ખાઇ પીને આજે તેની પુઠજ પકડેલી હતી અને તેથી જાંહાંગીર મોરીપર હાથ ધોઇ જેવો આગલા ઓરડામાં હાથ નુંછવા આવ્યો તેવુંજ તેણીએ પોતાનું પીંજન ફરીથી શરૂ કીધું.

“તમે કહેશો કે મને તાણા ટપલાથી મારી બઇરી વીંધી નાંખેછ, પણ મુવું મને બોલ્યા વગરબી ચાલતું નથી. આજકાલ હું તમારામાં ઘણો ફેરફાર થયલો જોઉંછ. હું સારી રીતે સમજુંછ કે દર દહાડે તમે

મારી સાથે જુદાઇ રાખતા જણાવોછ. હું ગાય જેવી ગરીબ ને અશરાફ બઇરી તમોને મલીછ, તેથી તમે જેમ ગમે તેમ મને દાબોછ."

"શું બોલી—શું બોલી, અરનવાજ! તું 'ગાય જેવી ગરીબ' છે? હા હા હા હા હા હા!" જાંહાંગીર રૂમાલથી હાથ નુછતાં નુછતાં હસીને બોલ્યો. "ગાય જેવી ગરીબ તુંનેજ કહેશે કે? જો તું ગાય જેવી ગરીબ હોય તો મને દુ:ખજ શાનું હોય? વળી પોતેજ પોતાને મોઢે 'અશરાફ'માં ખપેછ! અરે વાહરે તારી ચતુરાઇ! અરનવાજ, કોઇ કોઇવાર તું એવાં સુંદર વાકયો બોલેછ કે તે તારી અકલના નાદર નમુના તરીકે મારી નોંધપોથીમાં મને નોંધી લેવા ગમેછ! જો તું 'ગાય જેવી' ખરેખર ગરીબ હતે તો મારો ગરીબ સંસાર એક માતબરના મહેલ કરતાં વગર શકે સુખી થઇ શકે. હું કબુલ કરૂંછ કે તારામાં કેટલાક સારા ગુણો કુદરતે મુકેલા છે, પણ તારા અવગુણોની ટીપ એટલી મોટી છે કે તેની તળે તે બધું ઢંકાઇ જાયછ. તારા સ્વભાવપર કાબુ રાખીને, જે સ્થીતીમાં પરવરદેગારે આપણને સરજયાં છે તે ઉપર સંતોષ પકડવાની સહનશીળતા તું બતાવી શકતી હોય, તો હું ધારૂં છું કે મારા જેવો સુખી કોઇ કહેવાય નહીં."

"ઓ લેરે! મેં તમુને શું દુ:ખી કીધા? વળી બોલતી નહીં તાંહસુધી તમે તો છેકજ ફ્રાસ્ટ જાઓછ." અરનવાજ છછણી પડી. "અરે મરેરે આય માતીડાને કોઇ પુછે? જાણે પોતે મને પરણી લાવીને શું એક ધનના ઢગપર બેસાડી ને સુખી કીધી હોય, તેમ મન સાથ ફુકરાયા કરેછ ને કહેછ કે તારાંમાં સંતોષ ને સહનશીળપણું નથી. મુવો સંતોષ તે એક માણુસ કાંહ સુધી રાખે? આજે દહાડો સુધરસે, કાલે દહાડો સુધરસે કરતાં કરતાં જુગના જુગ અટવાઇ ગયા, તોબી દહાડો મુવો તો જેનો તેજ છે. તો માણુસ ધીરજ તે કેમ ધરે? અરે જાવોની, ખોદાયના હજાર હજાર સુકરાના કરો કે હુંજ કોઇ અસીલ માયની અશરાફ દીકરી તમોને મળીછ કે ગમે એટલી બોલુંછ બબકુંછ તોબી તમારાં ઘેરના ઘસડબોરા કરૂંછ, નહીં તો કોણુ જાણે કહાં પીછડાં વેરાઇ જતે, સમજ્યા?"

તે બેવકુફ બાયડીનું એવું ફુકરાજીખોર બોલવું સાંભળી જાહાંગીરને એક તરફ દુ:ખ ઉપજવા સાથ બીજી તરફ હસ્વું પેદા થયા વીના રહ્યું નહીં.

"ઉપકાર માનુંછ, બાઇસાહેબ? સારૂં થયું કે ખોદાયજીએ તમારા જેવાં સમજદાર બાનુ સાથ મારો સંસાર જોડી આપ્યો, નહીં તો, તમે કહોછ તેમ, વગર શકે મારાં પીછડાં કાંહનાં કાંહ વેરાઇ જતે!" જાહાંગીર અરનવાજની ટેકાર કરતાં બોલ્યો.

"હવે તમે અણકા કરવાનું મુકી દેવો, જાહાંગીર, નહીં તો મારા જેવી ભુંડી વળી કોઇ નથી." અરનવાજને જાહાંગીરના ટીકા

નહીં રૂચવાથી તુરત તરીયા પાવપર આવી જઇને બોલી "અરે તમારાં દુ:ખ તો હુંજ વેઠુંછ, સમજ્યા! બીજી કોઇ માથેની મલી હતે તોજ તે સુરણના સ્વાદબી ચખાડતે! તમે જરા જરામાં મારો વાંક કહાડોછ પણ તમે તે વળી કયાં પાધરા છો."

"હેં શું બોલી? હું કીયો પાધરો છું? અરનવાજ એ શું બોલેછ!" જાહાંગીરે પ્રોટેસ્ટ ઉઠાવ્યો. "મેં તારી સાથ એવી તે શી આડી ચાલ ચલાવી?"

"લે વરી! હજુર તો પુછેછ કે મેં શું આડી ચાલ ચલાવી. આજનોજ દાખલો લેવોની? આજે સહવાર પછીથી બબે બાબદમાં તમે મારા વાંકમાં સપડાયાછ."

"તે શું! મેં તારા બે વાંક શું કીધા? મને સમજ પડતી નથી તેથી ખુલ્લા બોલોમાં બોલ!"

"હજુર તો પુછેછ કે ખુલ્લા બોલોમાં બોલ! ખુલ્લા બોલોમાંજ બોલાવવુંછ તો લેવો સાંભલો! આજે ટપાલમાં આવેલું પેલું કાગલ તમે મારેથી છુપાવ્યું હતું તે ભુલી ગયા કે? પેલી રાન ખુબસુરત દદા સાથ તમે કાગલપત્તરનો છુપો વહેવાર રાખોછ તે વાત ખરી?" અરનવાજ જાણે જાહાંગીરની કેવીએક ચોરી પકડી હોય તેમ ઉકમાઇ લઇને બોલી.

જાહાંગીર તે બેવકુફ બાયડીના ઉપલા સખુનો સાંભલી અચરતીથી ફાટી ગયો. પેલા મુંબઇવાળા ખાનબહાદુર આદરજી એદલખાનનાં આવેલાં કાગલને તેણીએ મહેરબાનુ મુગામોદીના કાગલ તરીકે ઠોકી બેસાડયું એમ જોઇ તેને ઘણો અફસોસ છુટયો.

"ઓ વહેમી ઓરત! તારા વહેમની હદ કયાં મલશે?" જાહાંગીર લગાર ચીચવાઇને બોલ્યો. "આજે સહવારે ટપાલ મારફતે મને મળેલું કાગલ શું તું પેલી મહેરબાનુ મુગામોદી તરફનું સહમજેછ?"

"હા–હા, એક નહીં ને એકસો વખત હા!" તે વહેમી બાયડી બજીદ થઇને બોલી. "હું ધારુંછ ત્યાંસુધી તેજ દલદર દદાનું એ કાગલ હોવું જોઇએ."

"ને જો તેમ નહીં હોય તો? અરનવાજ, તેમ નહીં હોય તો તું શું હારશે?"

"વળી હારે શું ને જીતે શું! હવે પેચમાં પકડાઇ ગયા ત્યારે ખોટાં ખોટાં બહાનાં ના બતાવો! હું તો ખાત્રીથી માનુંછ કે તે કાગલ પેલીજ રાન—"

"સબર એકદમ! તે બીચારી નિર્દોષ અબલાને ગંધીલાં વિશેષણો વાપરવા પહેલાં જરા વીચાર રાખ!"

"હું, જોવું કેની? તમારી એ ફ્રેંડ થતીનું તમુને કેવું લાગી ગીયું! એ રાન કોઇ પારકા બઇરીને લીધે તમે મને એટલા બધા ધમકાવોછ શાના? તેનું શાનનું તમુને એટલું બધું લાગેછ, તો એ રાન મહીરાં મુઇની સાથેજ કાંય નહીં પરણુયા?"

"અરે અરે? ઓ બુબખ બઇરી! એ તું શું બકેછ? ખચીત તારે એવું બોલતાં શરમાવું જોઇએ." જહાંગીર જીજીશેઠ છછણી પડયો.

"તમુને એટલું બધું તેનું લાગેછ એજ દેખાડી આપેછ કે તમારી બઇરી કરતાં તમે તેને વધુ ચહાવોછ!" જાહાંગીર છછણી પડયો તે છતાં તે મુર્ખ બાયડીએ પોતાની બેઅંદાજ બકબક ચાલુ રાખતાં કહ્યું.

"શરમ છે, અરનવાજ, તારી ઉપર શરમ છે! તારા જેવી કમઅક્કલ ઓરત દુનિયામાં બીજી કોઇ હોય એમ હું માનતો નથી. જેને કમળો થાય તેને પીળુંજ દેખાય: તુંને વહેમરૂપી કમળો થયલો હોવાથી તારી આંખે તેવાજ દેખાવો નજરે આવેછ. તું સુધરી નથી અને કદી સુધરવાની નથી. આજના વખતમાં સ્ત્રી-કેળવણીએ ઓરત જાતનું છુટાપણું કેટલું બધું આગલ વધ્યુંછ અને હાલની બાનુઓ મરદો મીસાલ પોતાના હક કેવા સમજવા લાગીછ તેનો તને ઝાંખો ખયાલ વટીક નથી."

"તો તે ખ્યાલ આપીને કોણ તુટી પડેલું જે?" અરનવાજ સામુ લઇ પડી. "મુવાં માય બાપે તો શીખવી કેળવી નહીં તો નહીં, પણ તમે ધનધન ધોરી ધણીએ કયાં ઉજરડાં કાધેલાં કે ડાહયે મોઢે શીખામણ આપવા નીકલ્યાછ? એ હવે શીખ્યાં ભણયાં ને દહાડા લાગયા. સીખશે ભણુશે તો પછી તમારાં ઘેરમાંનો ધસડબોગ કોણ કરશે? ને મરેરે એવું મુવું સુધરેલી જીંદગીએ જીવવાનું? મારાં નામ નખપરથી ઓવાર્યું રે તે! મુવાં બઇરાંઓની જાતને એવા લાહરા તે કંઇ સારા કે? પણ હવે એ વાતમાં ઉતરીને પેલાં કાગળની વાત શું કામ ઉડાવોછ? આજે સહવારે આવેલું કાગળ શું તમે એમ કહેવા માંગોછ કે પેલી દદાનું નહીં હતું?"

"ખચ્ચીત નહીં હતું."

"ત્યારે તમે મને ત્યારેજ દેખાડયું કાંય નહીં? મારેથી છુપાવવાની શું જરૂર હતી?"

"હું કવી રીતે દેખાડી શકું? આજે સહવારે તો બાઇસાહેબની સ્ટીમ ખુબ ચહેલી હતી."

"અરે હારે હા, એ તો હવે એમ નહીં બોલશે તો કેમ બોલશે? હુઠાની રાનને ઠમકો ભારી! જો તે કાગલ પેલી વડકણી વાઉનું નહીં હતું તો બીજા કોણનું હતું?"

"અમે તેનું હતું તેની સાથ તુંને શું કામ છે! હું તે તુંને બતાવવાને બંધાએલો નહીં હતો."

"બરાબર છે તમારી લેડી ફ્રેનડોનાં તમોપર છુપાં કાગલો આવે તે તમે કેમ બતાવી શકો?" અરનવાજે ભરમમાં તાણો માર્યો, તો જોકે ગરીબ બીચારા જાહાંગીરનાં બાબમાં તેવો કશોજ મામલો હસ્તી ધરાવતો ન હતો.

"મને લાગે અરનવાજ કે તારૂં ભેજું ઠેકાણે નથી અને તેથીજ તું એવી અક્કલથી ઉલટી બકબક કરી મારૂં દીલ નાહક દુઃખવેછ. મેં આજ સુધી કોઇબી બાનુ સાથ છુપો પત્રવહેવાર ચલાવ્યો નથી. આજે સહવારે ટપાલમાં આવેલું કાગલ તો મારા એક ખરા ખેરખાહનું હતું, કે જે હજી મારા ડગલાનાં ખીસામાં પડેલું છે."

"નહીં માનું—નહીં માનું, એ તો તમે મારૂં મન સમજાવવા નાહક પાટીયાં ગોઠવોછ. આજે સહવારે આવેલું કાગલ તો પેલી નાપાક દદદાનુંજ હોવું જોઇએ. તે કાગલ વાંચ્યા બરાબર તો તમે મને વગર કહેવે મુંબાઇ દોડી ગયા. પણ જયાં છે ત્યાં તમારી અને તેની મુલાકાત થવાની ગોઠવણમાં કાંઇ ભુલ થવાથી તમે મુંબાઇ ગયા અને તે રાન અહીં પુને આવી. એમજ—એમજ—બસ એમજ! ખરી હકીકત તો એજ હોવી જોઇએ. હું તો મારૂં મહોતબી ચેતસ. તમે છુપાવવા તો ઘણું ગયા પણ કુદરતજ તમારૂં ભોપાલું ફોડવાની હશે તે એવી ભુલભુલામણીના ભોગ બન્યા. ખોદાબી જોયછ કેની કે એક નિર્દોષ ને અશરાફ બઇરીને તેનો ખાવીંદ ધોળે દીસે ઠગેછ તે તે માલેકથી કેમ સાંખી શકાય? તમે હજાર ઠીંગડાં મારશો તેથી શું થયું, પણ આજે સહવારે આવેલું કાગલ પેલી રાન મહેરબાનુ મોદીનુંજ હતું એમ હું ખાત્રીથી માનુંછ. તેમ હોયા વગર તમે એમ દોડાદોડી કરીને જાવોજ નહીં. કોઇબી દહાડો તમે એવી દોડાદોડી કરીને ગયાજ નથી, તેમજ કોઇબી દહાડે તમે કહાં જાવોછ તે મને કહેવા વગર જતા નથી તો આજેજ એમ સબબ જણાવ્યા વગર મુંબઇ દોડી પહોંચવાનું કારણ શું?"

"ઓ અરનવાજ—અરનવાજ, હવે તો હદ થઇ! તારા જેવી વહેમી ને શંકાશીળ ઓરત હું નહીં ધારતો કે ખુદાની ખલકમાં બીજી કોઇ હોય." જાહાંગીર ચીચવાઇને ઝનુનથી બોલ્યો. "બચીત હવે તો તારા વહેમની હદ વલી ગઇ. તારાં કીટાયલાં ભેજાંપર ચઢેલો કાટ કેઇ ચીજથી સફા કરવો તેની મને સમજ પડતી નથી, પણ તું મારી ઉપર જે બહોતાન મુકેછ તેની પુરવારી મારે આપવીજ જોઇએ. આજે પોસ્ટનો સીપાઇ ટપાલ લાવ્યો ત્યારે મારાં કેટલાં કાગલો હતાં તે તારાં જોવામાં આવ્યાં હતાં?"

"હા, મેં સીપાઇને કાગલ આપતાં ચોક્કસ જોયો હતો. તેણે તમુને એકજ કાગલ આપ્યું હતું."

"શુકર છે ખુદાના કે તેણે મને એકજ કાગલ આપેલું તારા જોવામાં બરાબર રીતે આવવા પામ્યું હતું. હું બી એમજ કહેવા માંગું છું કે આજની ટપાલમાં મને એકજ કાગલ મલ્યું હતું. મારા સવાલના જવાબમાં જો તું એમ બોલતે કે આજની ટપાલમાં મારાં બે ત્રણ કાગળો આવ્યાં હતાં, તો આ ય બાબદમાં તારી ખાતરી કરતાં કુદરતી રીતે મને મુશ્કેલી પડતે, કારણ કે તુંજ બોલવા નીકળતે કે એકને બદલે બીજું કાગલ દેખાવી દઇ હું તુંને ઠગવા માગુંછ; પણ સારૂં છે કે આવેલું કાગળ એકજ હતું એવી તારી ખાતરી હોવાથી તેજ કાગળની પુરવારી આપવી કીંમતી થઇ પડશે. એ કાગળ હું સાથે મુંબઇ લઇ લઇ ગયો તો અને તે હજી મારા ડગલાનાં ગજવામાંજ પડેલું છે વાસ્તે જા આપણા સુવાના ઓરડામાંથી મારો ડગલો એમનો એમ લઇ આવ."

વાંચનાર જાણે છે કે અરનવાજ એક અધીરી અબળા હતી. અધીરાં માણસો હમેશાં ખણખોદખોરાં હોય છે, અને ખણખોદખોરાંઓને દરેક વાતમાં ઉંડાણમાં ઉતરવાની આદત હોવાથી જાંહાંગીર બતાવવા ચાહેલું પેલું કાગલ જોવાને અરનવાજ ઝટ ઉઠી ઉભી થઈ.

તેણી ઝડપુ પગલે ઓરડામાં જઇ જાંહાંગીરનો ડગલો લઇ આવી પણ લાવતાં લાવતાં તેણીને વળી એક વહેમ ઉપજયો.

"તમે આય કાગલ બતાવે છ ખરા પણ હું કેમ માનું કે તે આજેજ આવેલું કાગલ છે? અગાઉ આવેલું કોઈ ભલતુંજ કાગલ આજે આવેલાં કાગલ તરીકે બતાવી તમે મારાં મનની સમજુત તો નહીં કરતા હોવ?"

"ઓ દીવાની! હું તારાં મનની ખોટી સમજણ કરસ, પણ આય કાગલપર પડેલો પોસ્ટ ઓફીસનો છાપ તો ખોટું બોલવાનો નથી? એ કાગલ આજનું હશે તોજ આજની તારીખનો છાપ હશે એ વાત ખરી છેની?"

"હા ખરી વાત!" અરનવાજને હવે શુધ આવી. "પોસ્ટ ઓફી-સનો છાપ કાંઇ ખોટું બોલવાનો નથી. લાવો જોવું? તે કાગલ મને બતાવો!"

જાંહાંગીરે પોતાના ડગલાનાં ગજવામાંથી પોતાની નોંધબુકમાં મુકેલું પેલું કાગલ ખેંચી કાઢી ટેબલપર મુકેલા એક નાના લેંપની રોશની વધારી તેણીને બતાવ્યું.

"લે આય જો, આગલી તરફ ટીકીટપર પડેલો આય છાપ મુંબઇનો છે અને તે ઉપર ગઇ કાલની તારીખ છે. એ કાગલ કાલે સાંજે સાડાપાંચ વાગે પોસ્ટ કીધેલું અને કાગલની પાછલનો આય

છાપ પુનાની પોસ્ટનો આજની તારીખ સાથનો છે. હવે થઈ તારી ખાતરી ?"

અરણુવાજ ખસીઆણી પડી ગઈ; જોકે તેણીને ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન નહીં હતું તે છતાં પારસી કુટુંબની બાનુઓ સાધારણ રીતે ઇંગ્રેજીમાં કાગલના સરનામાં કરી જાણે છે તે મુજબ તેણી પણ કરી જાણતી હોવાથી પેલો પરબીડાં ઉપરનો છાપ જે સારે નસીબે ખુલ્લેખુલ્લો પડેલો હતો તે તેણી સહેલાઇથી ઉકલાવી શકી.

"કેમ હવે બોલતી કેમ નથી ? આજની ટપાલમાં આવેલું કાગજ એજ છે કે કોઇ બીજું હતું ?"

"એજ—એજ જાંહાંગીર, મારી ખાતરી થઇ કે તે એજ કાગલ હતું. વારૂં એ કોણનું કાગલ છે ? લાવો જરા મને વાંચવા દેવો."

"નહીં, એ કાગલ સાથ તારે કામ નથી. કાગલ ગમે તેનું હોય; હું તને બતાવવાને બંધાયલો નથી." પક્કા જાંહાંગીરે અરનવાજને અરધી ખસીઆણી પડેલી જોઇ પુરેપુરી ફજેત પાડવા તે કાગલ પોતાના કબજામાં લઇ, તેણી હવે પછી કેવા ઉદગાર કાઢે છે તે જોવા સારૂં માત્ર ઉપરનો અણગમો બતાવ્યો. જાંહાંગીરની નેમ તે કાગળ તેણીથી છુપાવવાની નહીં હતી, પણ ટપાલનો છાપ જોયા છતાં હજી તેણીનો વહેમ ભાંગે છે કે નહીં તેજ માત્ર તપાસવા માટે તેણે તે કાગળ તેણીથી છુપાવવા ચાહતો હોય એવું નકલી ડોળ દેખાડયું.

પણ આ તરફ તે અધીરી અબલાને ધીરજ રહે એમ ન હતું. તેણીનો સ્વભાવજ આકલો ઉતાવળો અને ખણખોદયો હોવાથી તે કાગળ કોણ તરફનું છે અને તેમાં શું લખ્યું છે તે જાણવાને તેણીને વધુને વધુ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ.

"નહીં જાંહાંગીર, એ કાગળ મને બતાવવુંજ પડશે. એ કાગજ હું વાંચવાની ને ફર વાંચવાની. તમેજ કહોછો કે હું નિર્દોષ છેવું ને એ કાગજ પેલી મહેરબાનુ મુંગામોદીનું નથી, તો પછી મને બતાવવાની શું હરકત છે ?"

"ત્યારે શું હજી તારી ખાતરી થતી નથી ? અરનવાજ, જો કોઈ બીજી સમજદાર બઇરી હતે તો પોતાના ભરથારના એકજ સાદા સખુન પર ખુદાનાં ઘર સુધી વિશ્વાશ રાખતે. પણ તારામાં તે સમજદારી ક્યાંથી હોય ?"

"તમોને જે ગમે તે બોલો, પણ જાંહાંગીર, જ્યારે તમે ખરી ખાત્રીથી એમજ કહેતાછો કે એ કાગજ પેલી રાન તમારી ફ્રેન્ડ થતીનું નથીજ, ત્યારે મને બતાવવામાં હરકત શું છે ? જેમ તમે પોસ્ટનો છાપ

બતાવી મારી ખાતરી કીધી તેમજ એ કાગલ કોણ તરફનું છે તે વીશેની ખાતરી કરાવતાં ડરોછ કાંય ?"

"હું ડરતો નથી અરનવાજ ! મારાં દીલમાં પાપ હતે તો આ કાગલની હસ્તીજ હું કબુલતે નહીં પણ તું આટલી બધી બજીદ થાયછ અને હજી મારા કહેવા ઉપર વિશ્વાશ આવતો નથી, તો લે, ઓ વહેમી ઓરત વાંચ આય કાગળ ને કર તારી ખાત્રી ! અફસોસ ! તારા જેવી વહેમી બયરી ખુદા કોઇને ના આપતો !" અને એમ બોલી તે ભલા ભરથારે પેલું કાગલ વગર ઢીલે તેણીના હાથમાં મેલ્યું.

જાણે પોતાના ભરથારનો છુપો ભેદ મેળવવામાં તેણી કેવીએક ફત્તેહ પામી હોય તેની પુર ઉલટથી તે પરબીડાંમાંથી અરનવાજે અંદર મુકેલો કાગલ ખેંચી કાઢી પહેલાં કાગલની નીચે કોણની સહી હતી તે ઉપર એક ઝડપ નજર ફેંકી. હજી સુધી તે વહેમી ઓરત પોતાનાં ભરથારનું કાંઈ ભોપાલું મેળવવાના ખ્યાલમાં હતી, પણ તે કાગળ પર 'મહેરબાનુ મુંગામોદી' ને બદલે 'આદરજી રૂસતમજી એદલખાંન' નામનાં કોઈ અંજાણ્યાં મરદની સહી જોઈ તેણી હદબહાર ખશીયાની પડી ગઈ !

તેણી ઝડપથી તે કાગળ વાંચી ગઈ અને તેમાં રાખેલી વકી કરતાં ભલતીજ બાબદ જોવાથી તથા તે ગ્રહસ્થે જાંહાંગીરને પહેલી તકે પોતાને આવી મળવાની અરજ કરેલી વાંચવાથી તે બેવકુફ બાયડીની નજર સામેનો વહેમરૂપી પડદો એક તડાકે ઉંચકાઈ ગયો અને પોતે પોતાના ખાવીંદ ઉપર મેળેલાં ખોટાં અને તરકટી તોહમતમાં તેણીએ કેવું ભયંકર ગોતું ખાધું હતું તે એક તડાકે નજરની સામે ખુલ્લું થવાથી તે મુર્ખ મહોરદારનો ચહેરો અસાધારણ હદ સુધી ફીકકો મારી ગયો !

જાંહાંગીર તેણીના ચહેરાપર ઉપજવા પામેલી ખેન્નલતની આ લાગણી એક ટગરે ટીકતો એક પણ શબ્દ બોલ્યા વીના પોતે જ્યાં બેઠો હતો ત્યાંજ ચુપચુપ બેસી રહ્યો !

ઓ તે ચીત્ર !

વગર શકે એક કાલેલ ચીતારાની પીછીને જેબ આપે એવું તે એક દયાજનક ચીત્ર હતું. જેમ એક તરફ જાંહાંગીરનો ચેહરો જોવાજોગ હતો તેમ બીજી તરફ તેની મુર્ખ મહોરદારનો ખેજાલત પામેલો દેખાવ તે કીસમની વહેમી બાનુઓને એક મોડો લેવાજોગ પાઠ પુરો પાડતો હતો !

# પ્રકરણ ૧૮ મું.

## હવે "બાઇસાહેબ"ની ખાત્રી થઇ!

### [મુખમ્મસ.]

દાના હોકર દીવાના બન જાના હો તો જોરૂ કર,
લૈલીકે બદ્દેસા ચક્કર ખાના હો તો જોરૂ કર.
ઘરઘર ધક્કે ખા ખા કર મર જાના હો તો જોરૂ કર,
બચ્ચે કચ્ચેસે ભેજા ખીલવાના હો તો જોરૂ કર,
સર પર હમ્માલીકા બોઝ ઉઠાના હો તો જોરૂ કર.

### [અબયાત.]

સચસે સુરજ તપતા હય, ઔર સચસે યેહ આકાશ ખરા હય,
સચસે વાયુ ચલતી હય, ઔર સચસે પરબત પેડ ગરા હય.
હીરા ફીર હીરાહી હોતા હય, હીરા કુચ્છ કાચ નહીં હય,
સચ્ચા ફીર સચ્ચાહી હોતા હય, સચ્ચેકો આંચ નહીં હય.

### [મુસદસ.]

દોલત ગઇ તો જાનેકી, પરવા નહીં હમેં,
રાહત ગઇ, ગમ ઇસકાભી અસલા નહીં હમેં.
દરકાર કોઈ દોલતે દુનિયાં નહીં હમેં,
આફતકા, દરદો રંજકા શીકવા નહીં હમેં.
નામર્દ જાન દેતે હય માલે હરામ પર,
જો મર્દ હય જનાબ! વ્હો મરતે હય નામ પર.

[ મુનશી વીનાયક પ્રસાદ "તાલીબ." ]

જે કાગલ મહેરબાનુ મુગામોદીનું છે એવો વહેમ અરનવાજના ભેજાંમાં ભરાયો હતો, તે કાગળ "એદલજી રૂસ્તમજી એદલખાન" નામના કોઇ અંજાણ્યા પારસી ગ્રહસ્થનું નીકળવાથી તેણીને બહુ ભારી પડી ગયું. આટલો વખત તે મુર્ખ મહોરદાર પોતાના પતીનું પાપ પકડવાની જબરી ઉલટમાં ઉશ્કેરાઇ રહેલી હતી. પણ તેમ કરવા જતાં ઉલટી તેણી પોતેજ ખશીઆણી પડી જવાથી અને તે નેક ભરથારની નેક ખસલત ખુલ્લંખુલ્લી પુરવાર થવાથી અરનવાજ ફીક્કી મારી ગઈ.

"વહાલા જાહાંગીર, મને માફ કરો! તે બેવકુફ બાયડી લઇજવાને બોલી. "આય કાગલનાં સંબંધમાં મેં તમો ઉપર નાહક વહેમ પકડયો. હવે મારી પુરેપુરી ખાતરી થઇજી કે આજે સહવારે તમે એકાએક ગુંમાઇ ગયા, તે પેલી સન ફદાને મળવા નહીં ગયા હતા."

"કેમ, બાઇ સાહેબની હવે ખાતરી હવે થઇ!" તાણો મારવાની જાહાંગીરની વારી આવી. "તું તો કહેતી હતીની કે હું આખો દહાડો તે ભલી બાનુ સાથ ભટકીને રાતનું ખાણું પણ તેણીનેજ ત્યાં લઇ આવ્યો હતો?"

"ચાલો, હવે તાણો ના મારો જાંહાંગીર, માણસજાત ભુલથી ભરેલું છે." અરનવાજને જવાબ આપવાની જગ્યા નહીં રહેવાથી લગાર નરમાસથી બોલી.

"હું તને તાણો મારતો નથી અરનવાજ, પણ તારા વહેમી વીચારો કેટલીક વાર ઘણી ગંભીર હદ સુધી પહોંચી વળે છે તે હું તારાં ધ્યાનપર ઠસાવવા માગું છું. એક ધણીઆણીએ પોતાના ખાવીંદ તરફ શકની નજરથી જોવું એ ખુદ ખુદા તરફ શક-મંદ થવા બરાબર છે. પરણેલા સંસારમાં ડગલે ડગલે અને પગલે પગલે અનેક મુશ્કેલીઓ આવતી હોવાથી જો તેવી વખતે એક ધણી કે ધણીઆણી સાદી સહમજથી નહીં વરતે અને ભેજું ઠેકાણે નહીં રાખે તો તેનું પરીણામ ઘણું ભયંકર આવવા પામે છે. મને ઉમેદ છે કે આજના દાખલા ઉપરથી તું ધડો લેશે, અને હવે પછી ભવી-શમાં મારે માટે એવા ખોટા ખ્યાલોને મગજમાં દાખલ થવા દેશે નહીં." જાંહાંગીર જીજીશેઠે પ્રસંગોપાત મોકો જોઇને પોતાની ધણી-આણીને નરમાશથી શીખામણ આપી.

"હવે તમારી વાયજી બંધ કરો જાંહાંગીર, મારી આજની ભુલ માટે હું એખલીજ જવાબદાર નથી. આજના સંજોગો એવા હતા કે કુદરતી રીતે મને વહેમ ઉપજે."

"હા અને અહીંજ તારી ભુલ છે. સંસાર સેંકડો સંજોગોથી ભરપુર હોય છે, અને ડગલે ડગલે તેવા સંજોગો આપણી સામે આવે છે, પણ તે સંજોગોને સાચી સમજદારીથી ટાળવી કાઢવાનું કામ કુદરતે આપણી પોતાની મુનસરી ઉપર મુકેલું છે. સંજોગ જેમ ખરા હોય તેમ ખોટાબી હોય છે. પરણેલી જીંદગીમાં એક પરણેલાં જોડાને એવા અનેક સંજોગોમાંથી પસાર થવું પડે છે, પણ તે વખતે મગ-જપર ઘટતો કાબુ રાખી સાદી સમજનો ઉપયોગ નહીં કર્યે તો કોઇ વાર નિર્જીવ સંજોગો આપણને મોટી નુકસાનીમાં ઉનારે છે. આદમ જાતને કુદરતે અક્કલનું ગોહર એટલાજ માટે આપેલું છે કે સારી કે નરસી ચીજ વચ્ચેનો તફાવત તે સમજી શકે; અકસર કરીને પરણેલા સંસારમાં એવી સમજદારીની ઝાઝી જરૂર પડે છે. એક ફીલસુફ કહી ગયો છે કે 'પરણેલી જીંદગી છરીની ધાર જેવી છે.' આ નાનો વાક્ય ઘણી મોટી સમજથી રચાયલો છે. પણ કમનસીબે તેની કદર બુજનારા ઘણાજ થોડા હોય છે. આજે સવારે ટપાલમાં

આવેલું કાગલ તું ધારતી હતી તેમ મહેરબાનુ મુગામોદી તરફનું નહી હતું એવી તારી પુરેપુરી ખાતરી થયલી હોવાથી એ બાબદપર હું વધુ બોલવા માંગતો નથી. પણ એટલો ઇશારો કીધા વીના મને ચાલતું નથી કે એ નજીવી બાબદને તારાં વહેમી ભેજાંએ આજનો આખો દીવસ જે ભયંકર રૂપ આપ્યું હતું તેનો ખુલાસો જો નહીં થતે તો તેનું પરિણામ, કેવું ખરાબ આવતે તે બાબે તું એકાંતમાં હવે પછી વીચાર કરજે. તું કહે છે 'મારી આજની ભુલ માટે હું એખલીજ જવાબદાર નથી' હું સમજી નથી શકતો કે શું ખ્યાલથી તું એમ બોલે છે."

"જો એ કાગજ તમે મને વંચાવ્યું હતે અને મુંબઇ શું કામ જાવોછ તે કહી ગયા હતે તો મને એવા વાહીયાત વીચારો પેદા થતે નહીં." અરનવાજે જવાબ આપ્યો.

"તારૂં કહેવું કેટલેક દરજજે ખરૂં છે—હું તે ના પાડતો નથી, પણ અરનવાજ, તું ભુલી જાયછ કે આજે સહવારે હું કેવા સંજોગો વચે મુંબઇ ગયો હતો. ગઇ કાલે રાતે પ્રેલી ડરબીની સોરતીનું પહેલું ઇનામ કોઇ માતબર યાહુદાને લાગવાથી તેં મીજાજ ફેરવી દઇ મારી સાથ જે નાલાયક તોફાન મચાવ્યું હતું, તેનો ગુસ્સો આજ સહવાર સુધી તારાં ભેજાંમાં ભરેલો હતો. એ ગુસ્સાને લીધેજ તું સહવારથી ઉઠી ત્યારથી મારી સાથ ઉંચે મહોડે થોબરો ચઢાવી રહી હતી. હું સારી પેઠે જાણતો હતો કે તારા એવા દાધાબલ્યા સ્વભાવને લીધે એ કાગજ હું તને વાંચવા આપતે તો તું મને કેવો આવકાર આપતે! તેથીજ 'હું એક જરૂરનાં કામસર મુંબઇ જાઉં છું' એમ મોઘમમાં જણાવી હું અહીંથી ચાલી ગયો. હવે વીચાર કર વ્હાલી, કે એમ કરવામાં હું વાજબી હતો કે નહીં? હું કયાં જાઉં છું અને શા માટે જાઉં છું તે તને નહીંબી જણાવ્યું હોય તેથી શું થયું.? એક ધણી-આણી તરીકે મારી ઉપર વિશ્વાસ રાખવાને તું બંધાયલી હતી. હું કાંઇ અરધી રાતે ઘર છોડીને ગયો નહીં હતો કે તને વહેમ લાવવાનું કાંઇ કારણ હોય. આય કાગલ ખુલ્લું પુરવાર કરેછ કે હું કયાં ગયો હતો. હું આપણાં ગરીબ સંસારે ઇજત આબરૂથી આપણું ગુજરાન કરવા સારૂં રાત દહાડો કેવી કેવી ઝહેમતો ખેંચું છ તે તું જાણેછ. મારા માન-વંત મરહુમ વડીલોની બાદશાહી દોલત હતી. પણ કમનસીબે આજે આપણે માટે તે રહેવા પામી નથી, તો તેની ચીંતા નથી. પરવરદેગાર જે હાલતમાં રાખે તે પર સંતોષથી રહેવું સજાવર છે. તું જરા જરામાં આપણી ગરીબાઇને લીધે અધીરી પડી જઈ મારી સાથ નાહક ચીથરાં ફાડેછ, પણ તેમ કરવામાં તું કેટલી ભુલ કરેછ તેનો કશો વીચાર તું કરતી નથી. વ્હાલી અરનવાજ, હું તને વારંવાર કહેતો આવ્યો છું અને આજે ફરીથી કહું છું કે, ભોંયે પડેલાં ભોંયેજ રહેતાં નથી. આસમાનનું

ફરતું ચક્કર દરેક ઇનસાનને પોતાના પેચમાં લે છે. પણ એ ચક્કર સદા ફરતું હોવાથી જ્યારે એક ઇનસાનની ગીરદેશીનો ઘેરો પુરો થાય છે ત્યારે આપમેલે તેના કાતેલ પંજામાથી તે છુટું પડે છે. હાલ આપણે એવી ગીરદેશીના ઘેરામાં છીયે તેથી આપણે એમ માની લેવાનું નથી કે, એવા દહાડા સદાજ રહેશે. જેમ ઘંટીમાં પડેલો દાણો ઘંટીના ચક્કરમાં પીસાઇને અંતે આટારૂપે બાહેર પડે છે, તેમ દરેક આદમીને પોતાની નબળી અહદશામાં અમુક મુદત સુધી રગડોળાવું પડે છે. પણ એવી હાલત કાંઇ બધા દહાડા રહેતી નથી તેનો એક તાજો દાખલો મારા બાબમાં આજે બન્યો છે. તું સારી રીતે જાણેછ અરનવાજ, કે બબે ત્રણ ત્રણ જાહેર છાપાઓ સાથ જીવતોડ જેહમત ખેંચવા છતાં હું દહાડે મહીને મુશકેલીથી ચાલીસથી પચાસ રૂપરડી પેદા કરી શકુંછ. વરસોથી એ મામલો આપણા બાબમાં ચાલતો આવેલો છે, પણ તે કરીમે કારસાજની કરમબક્ષેશથી આજે હું તારે માટે એવી ખુશ ખબર લાવવાને ભાગ્યશાળી થયોછ, કે જે જાણીને તું હરખાયા વીના રહેશે નહીં."

"એવી તે શું ખુશ ખબર છે, વ્હાલા?" જાહાંગીરની અસરકારક સમજાવટથી અરનવાજ ઉમેદવંત થઇ નરમ પડી જઇ, પુછવા પડી. "આપણો દહાડો સુધરે એવી કોઇ સારી ખબર હોય તો મને જલદીથી કહો."

"ધીરી પડ અરનવાજ, હું તેજ બીનાપર આઉં છું. આજની ખુશ ખબરથી તું અચીત હરખાઇ જશે. એ ખુશખબર આજે સહવારે મલેલાં આય કાગલનેજ આભારી છે, જે કાગલપરથી તું તારા પરણેલા પાલવપર તારા વહેમી વીચારોને વશ થઇ ઘણી ગંભીર હદ સુધી દોરવાઇ ગઇ હતી!"

"જા બા જાંગુ, તમે એ વીશે મને ઘડી ઘડી તોંક તોંક શાના કર્યા કરોછ? ઇનસાન છે. એક વખત ભુલથી થાય; એ વીશે મેં તમારી પાસે માફ માંગીછ તે છતાં તમોને હજુ બીજું શું જોઇએછ?" જાંહાંગીરના પ્રસંગોપાત તાણાથી અરનવાજ ઘણી ખશીયાણી પડી ગઇ; જો કોઇ બીજી વખતે હતે તો તેણી પોતાના સ્વભાવની અસર ઉપર ઝટ ઉતરી પડી છછડી પડતે પણ આજે જાંહાંગીર કાંઇ ખુશ વધાઇ લાવ્યો તે જાણવાની ઉલટમાં આવેલી હોવાથી તેણીએ તે તાણો હસવામાં પસાર કરી દીધો.

## પ્રકરણ ૧૯ મું.

## એક આપમતલબી ઓરતનું ચીત્ર.

[ બયત ]

એકીન છે ઓરતનું ખરૂં ગોહર,
દામન છે નારીનાં દોલત ને જર.

[ દીલજાન. ]

[ ચંદ્રાવળા. ]

માનુની કેરાં કામ અમંગળ, શાસ્ત્ર પુરે છે શાખ;
ઝેર હળાહળ રાખે ઝાઝું, નારી કાળો નાગ;
નારી કાળો નાગ નીહાળો, ઠાઠ બતાવે નરને ઠાળો;
નર સારાને કરે નઠારા, દાદી દુષ્ટ ગણી છે દારા.

[ કવી ભવાનીશંકર નરસીંહરામ. ]

[ ચંદ્રાવળા. ]

દાદી દુષ્ટ ગણી છે દારા, ઘડીમાં કરશે ઘાત;
છળ બળ કળમાં અબળ ન અબળા, સબળા ચપળા જાત;
સબળા ચપળા જાત કદમમાં, ભોળાવી ઝટ મારે ભરમમાં;
સઉ ચેતી ચાલો નર સારા, દાદી દુષ્ટ ગણી છે દારા.

[ કવી અરદેશર ફરામજી ખબરદાર. ]

ચગરો જાંહાગીર તે મામલો ઝટ ચેતી ગયો તે મનમાં ને મનમાં રમુજ પામ્યો કે ઓરતજાત કેવી આપમતલબી છે? પોતાની હાલત સુધરે એવી કાંઇ ખુશ ખબરનો હજી તો માત્ર તેણીએ ઇશારો સાંભલ્યો હતો, તેટલાંજ તેણીનું સુકાન એવી રીતે ફરી ગયલું જોઇ તે ભલા ભરથારને ઓરતજાતના વીચીત્ર ખવાસપર કુદરતી રીતે અજાયબી ઉપજી!

"હું તને તાણો મારતો નથી, વ્હાલી, પણ સહેજ રમુજ કરૂંછ કે જે કાગલને તેં ભલતીજ નજરે જોયું હતું તે કાગલ નહીં વકી રાખેલી રીતે આપણા બાબમાં ઘણું સગણવંતું નીકળવા પામ્યું છે."

"ખરેખર! ત્યારે તો જલદી કહો કે તે ખુશ ખબર શી છે?" અરનવાઝે અધીરી થઇ પુછ્યું.

"તે ખુશખબર એ છે કે મને એક એવો દીલસોજ દોસ્ત આજે મળવા પામ્યોછ કે તેણે સોંપેલું એક ચોકકસ કામ જો હું માથે ઉઠાઉં તો દર માસે રૂપીયા ૧૦૦ની રકમ ટકોરાબંધ આપણાં ઘરમાં ચાલી આવે." જાંહાંગીરે તે ખુશ વધાઇ કહી અને તેથી અરનવાજના ચહેરાપર કેવો ફેરફાર થવા પામે છે તે ધ્યાનથી જોવા લાગ્યો.

"તમે મારી મશ્કેરી તો નથી કરતા જાહાંગીર?" તે વહેમી અબળાએ પોતાના વહેમી ખવાસપર ઉતરી પડી ભરથારને સવાલ કીધો.

"એવી ગંભીર બાબદમાં મશ્કેરી હોય, અરનવાજ!" જાંહાંગીરે ગંભીર ચ્હેરે જવાબ દીધો, "આય કાગલમાં શું લખ્યું છ તે તેં વાંચ્યું કેની? આય ગ્રહસ્થ એ કામ મને સોંપવા માંગેછ. કામ ઘણું મોટું અને મહાભારત છે અને લાંબી મુદત વગર પુરૂં થાય એમ નથી. તે જો હું માથે લેઉં તો દર માસે રૂપીયા સોની રકમ મળે એમ છે."

અરનવાજ આ ખુશ ખબરથી હરખાઇ ગઇ. તેણી હરખાઈ ગઇ એટલુંજ નહીં પણ ઘણી અજબ થઇ ગઇ. પોતે એક કમનસીબ ભરથારની મહોરદાર છે અને તે ભરથારનું ભાગ્ય કદી સુધરવાનું નથી એવો તેણીના મગજમાં એક જાતનો ધખારો લાંબી મુદતથી બેસી ગયો હતો, તે ધખારો આજે આ ખુશ ખબર સાંભળતાંજ એકદમ નિકળી જવાથી અરનવાજના વીચારો અજબ જેવી હદ સુધી ફેરવાઇ ગયા.

"વારૂં જાંહાંગીર, આય સો રૂપીયા ઉપરાંત તમારી હાલની ચાલુ આવક ચાલુજ રહેશે કે બંધ થશે?" તે લોભી અબલાએ ઉપલો સવાલ કરી પોતાના લોભી ખવાસની વધુ પુરવારી આપતાં પુછ્યું.

"તું ફીકર ના કર વ્હાલી, આપણી તે આવકબી ચાલુજ રહેશે. ખુદાના શુકરાના કર કે તારો ધણી જે માંડમાંડ મહીને દહાડે પચાસ રૂપરડી પેદા કરે છે તે હવે પછી યાને આવતા માસથી દર માસે રૂપીયા દોઢસોનો પગાર પાળશે."

"ખરેખર! એ કેવી ખુશાલી? જાંહાંગીર! જાંહાંગીર ત્યારે તો તમારૂં નસીબ ખીલ્યું ખરૂં!" અરનવાજ એટલી ખુશ થઇ ગઇ કે હરખથી ગોયા નાચવા કુદવા લાગી "આ મારા બાવા જી આપું રે તમુંને! જીવતા રહેજો ને હજી ઘણો ચઢતો નસીબો જોજો!" તેણી જાંહાંગીરના ઓવરણાં લેતાં બોલી.

"આય ખુશ નસીબી માટે આપણે તે મહાન માલેકનો આભાર માનવાનો છે વ્હાલી," જાંહાંગીર જરાપણ હરખાયા વીના

ગંભીર સ્હેરે બોલ્યો, કે જ્યારે તેના મનમાં તેની પ્રીયાના ખવાસમાં અચાનક થવા પામેલો આ ફેરફાર તેને છુપી રમુજ આપતો હતો.

"બેશક તેનો આભાર માનવાનો છે." અરનવાજ બોલી અને જાંહાંગીરની ભારે અજાયબી વચ્ચે તે જે ખુરશી ઉપર બેઠો હતો ત્યાં જઇ તેણીએ તેનાં ગલાંપર પોતાનો હાથ વ્હાલથી વીંટાળ્યો.

અરનવાજમાં થયલો આ અસાધારણ અને અચણુચ ફેરફાર જોઈ જાંહાંગીરને પોતાની પરણેલી જીંદગીનું પહેલું વરસ યાદ આવ્યું કે જ્યારે તેની મહેરદાર એજ રીતે તેની સાથ વ્હાલથી વીંટલાતી હતી. "પણ વ્હાલા જાંહાંગીર હું એમ પુછુ છ, કે એ ગ્રહસ્થ કોણ છે?"

"તેવણ એક રીટાયર થયલા સરકારી પેનશનર છે."

"તેવણે તમોને શું કામ સોંપ્યું છે?"

"આજથી એક હજાર વરસની વાતપર ફીરદોસી તુસી નામે એક નામાંકીત શાયર પ્રખ્યાત સુલતાન મહમદ ગીઝનીનાં અમલમાં થઇ ગયો હતો. તેણે ઇરાનના આપણા પ્રાચીન પાદશાહોની તવારીખ 'શાહનામાં' નામના પુસ્તકમાં રચેલી છે. એ પુસ્તકમાં સાઠ હજાર બેત છે, જેનો ગુજરાતી બેતબાજીમાં તરજુમો કરવાનું કામ મને એ ગ્રહસ્થે આવતી પહેલી તારીખથી સોંપ્યું છ અને તેના બદલામાં દર માસે રૂપીયા એકસોનું લવાજમ આપવાનું કબુલ કીધું છ."

"એ કામ કેટલો વખત પુગશે?"

"બરાબર પાંચ વરસ!"

"પાંચ વરસ!" અરનવાજ અચરત થઇ "ત્યારે શું પાંચ વરસ સુધી દર માસે રૂપીયા સો સોની રકમ તમોને મળતી રહેશે?"

"હા."

"ત્યારે તો ખરેખર આજનો દીવસ આપરા બાબમાં ઘણો સગનવંતો ગણાવો જોઇએ." અરનવાજે ખુશાલી બતાવી.

"તેમાં શક શું છે? આજનો દીવસ વગર શકે બખ્તાવર છે. હું ખુદાના હજાર હજાર શુકર ગુજારૂં છું કે એવો મહેરબાન મુરબ્બી આપણુને મલવા પામ્યોછ." જાંહાંગીર પોતાની મહેરદારના હરખમાં ભાગ લેતાં બોલ્યો.

"એવણ એવો કવીતાઇ ગ્રંથ રચાવીને શું કરવા માંગેછ, જાહાંગીર?"

"તેવણ પોતાને ખરચે છપાવવા ઇચ્છેછ. એ ખાનબહાદુર આદરજી એદલખાન એક બુઝરેગ ગ્રહસ્થ છે, અને આપણા પ્રાચીન ઇરાની નયાગાનો તરફ તેવણની અત્યંત લાગણી હોવાથી ફીરદોસી

તુસીનો એ અમર ગ્રંથ, જેનો સંપુર્ણ તરજુમો આજ સુધી ગુજરાતીમાં થયો નથી, તે કરાવીને જાળવી રાખવા ઇચ્છેછ."

"શું એવણ પઇસાદાર છે, જાંહાંગીર ?"

"હા. એવણ એક લખપતી શેઠીઆ છે. અને વળી દર માસે રૂપીયા ત્રણસોનું સરકારી પેનશન મેળવેછ. અરનવાજ, એ શેઠની હું શું તારીફ કરૂં ? એવણ માતબર છતાં એવણનામાં બીજા માતબરોમાં હોય છે તેવી મગરૂરીનો એક અંશ માત્ર નથી. એવણ પંદર રૂપીયાના પગારપરથી વધતાં વધતાં છસો રૂપીયાનો માસીક પગાર પાળતા અમલદાર બન્યા હતા. પોતે ગરીબાઇની ગીરદેશી ખમેલી હોવાથી મુફલેશીની મુસીબતો કેવી હોય છે, તેની એવણને કદર છે. એવણ સાથ મને એ વીશે પુશકલ વાતો થઇ છે કે જે હું હવે પછી કોઇવાર ફુરસદે તુંને કહેવસ ! મારા માનવંત મરહુમ મુરબીઓ વીશે એ ગ્રહસ્થ પુરતા વાકેફગાર છે. અને તેથીજ આપણી ગરીબાઇ જાણીને એવણે મારી તરફ આજે અસાધારણ દીલસોજી દેખાડીછ. તું આપણી ગરીબાઇ વીશે હમેશાં ફરીયાદ કરતી હતી ત્યારે હું શું કહેતો હતો તે તને યાદ છે ?"

"હા, તમે ધીરજ ધર—ધીરજ ધર એમ બોલતા હતા."

"તેજ ધીરજનાં આ મીઠાં ફળ છે. અરનવાજ, તે માલેકે આપણી સબુરીનો બદલો ઘણી ઉદાર રીતે આજે વાળી આપ્યો છે. પણ એક બીજી ખુશ ખબર હજી તો મારે તુંને કહેવી છે. ખાનબહાદુર આદરજી એદલખાનમાં આપણને કુદરતે એવો દીલસોજ દોસ્ત મેળવી આપ્યો છે કે જે બુઝર્ગ ગ્રહસ્થે મને એવું કમાણીનું સાધણ કરી આપવા ઉપરાંત આપણાં ગરીબ બચ્ચાંઓને પણ યાદ કીધાં છે."

"એટલે—એટલે ? તે કેવી રીતે, જાંહાંગીર ?"

"સાંભળ અરનવાજ, મારી મુલાકાત દરમ્યાન એ ગ્રહસ્થે હું પરણેલો છું કે કેમ અને પરણેલો હોઉં તો કેટલાં ફરજંદો છે તે વગેરે માહીતી પુછી હતી. જેનો મેં જવાબ આપતાં તેવણે આપણાં વ્હાલાં ભુલકાંઓ સારૂં એક કીમતી ભેટ મોકલી છે. તું શું ધારે છે ? તે ભેટ કેટલા સુધીની હશે ?"

અરનવાજ જાંહાંગીરનું મોંહ ટીકવા પડી. તેણી સમજી નહીં શકી કે આ સવાલનો શું જવાબ દેવો.

"વળી બચ્ચાંઓ માટેની ભેટ તે કેવી હોય ?" તેણીએ અંતે જવાબ આપ્યો. "કંઇ રમવાનાં રમકડાં હશે. અને ઘણાં કીમતી હોય તો બે પાંચ રૂપીયાનાં હશે !"

“જા જા દીવાની, વગર વીચારે ને વગર સમજવે જે તે બકબક ના કર ! તે ઉદાર ગ્રહસ્થની ઉદારતા આગલ તેં કીધેલી અટકલ સો તોલા વજનના સોના સાથ એક તોલા રૂપાંના વજનનો મુકાબલો કરવા સમાન છે. આપણાં બચ્ચાંઓ માટે તેવણે કાંઇ રમકડાં આપ્યાં નથી, પણ એક ચોકસ રકમ આપીછ જેનો આંકડો સાંભલી તું અજબ થયા વગર રહેશે નહીં. શું ધારેછ ? તેવણે આપણાં વ્હાલાં ગુલગુલીયાંઓ સારૂં કેટલા રૂપીયા આપ્યા હશે ?”

“વીસ પચીસ ખરા કે જાંહાંગીર, લાવોની કાંહ છે તે રકમ મરે, તેમ હોય તો આપણુને કેવી કામ લાગશે ?”

અરનવાજની આ અટકલ સાંભળી જાંહાંગીર મોટેથી ખડખડ હસવા પડયો.

“અરે બઇરી ! તું કોઇ વાર કેટલી ભોલી ભટાક બનેછ, તારી અટકલનો અંદાજ તારીજ પાસે સાંતી રાખ. તે દયાળુ શેઠે આપણાં બચ્ચાંઓ માટે મોકલેલી બક્ષેશ વગર શકે એક બાદશાહી બક્ષેશ છે. આપણે જેવાં ગરીબો માટે તે નાની જેવી એક દોલત છે. લે આય નોટ, અને ગણી જો કે તે કેટલા રૂપીયાની છે.” અને એમ કહી જાંહાંગીરે પોતાના પાટલુનના ખીસામાંથી પર્સ ખેંચી કાઢી તેમાંથી પેલી સો સોની નોટના ત્રણ કકડા અરનવાજના હાથમાં મેલ્યા.

“આય તો ત્રણુસો રૂપીયાની નોટ છે !” અરનવાજ તે નોટના કકડા જોતાં વાર હરખથી ફાટી ગઇ. “ઓ જાંહાંગીર ! એટલી મોટી રકમ શું તેવણે આપણાં બચ્ચાંઓ માટે આપી ?”

“હાં, વ્હાલાં જીગર, એ આપણાં બચ્ચાંઓની મીરાસ છે અને તે ઉપર તારો કે મારો કશો હક નથી. લે આય નોટ. તારી પાસ ઠાવી સાચવી રાખજે ! એમાંથી તેવણે છોકરાંઓનાં કપડાં લત્તાં કરવા કહેલાં છે.”

“ત્રણુસો રૂપીયાનાં કપડાં ? જાંહાંગીર, એટલી મોટી રકમ શું બચ્ચાંઓનાંજ કપડાંમાં તમે રોકવા ઇચ્છોછ ? શું સારે એમાં મારો ભાગ નહીં કે ?” તે લોભી માતાએ પોતાનો ખરો ખવાસ બતાવી આપ્યો.

“ખરૂં પુછે તો એમાં તારો કે મારો ભાગ કહેવાય નહીં પણ આય રકમનું તું તારી મરજીમાં આવે તે કરજે. તું ને તારાં બચ્ચાં કાંઇ જુદાં નથી.”

અરનવાજ ખુશ ખુશ થઇ ગઇ ! રૂપીયા ત્રણુસોની આ નાદર રકમ પોતાના હાથમાં ઓચીંતી આવી પડેલી જોઇ તે લોભી બાયડીના હરખનો પાર રહ્યો નહીં.

"ઓ મરરે મરૂં! જીવતા રહેજો ને ઘણું સુખ જોજો! વરસો થયાં હું પૈસા પૈસાના હાલ કાઢતી હતી પણુ કોઇબી દહાડે તમારે હાથે દસ પંદર રૂપરડીની નાની રકમ શીવાય આજના જેવા ખોબો ભરીને રૂપીયા મેં મેળવ્યા નહીં હતા." અરનવાજ જાંહાંગીરના ઓવરણાં લઇ બોલી "હવે હું એમાંથી મારાં ને મારાં બચ્ચાંઓનાં કપડાં કરસ."

"ભલે કરજે. મને એમાંની એક પાઇ જોઇતી નથી. પણુ આટલી મોટી રકમ બધી એકદમ ખરચી ના નાખતી. મારી સલાહ એ છે કે એમાંના બસો રૂપીયા ઉંચા કરી સો રૂપીયામાંથી પસાસના તારાં અને પચાસનાં બચ્ચાંઓનાં કપડાં કરજે."

"ઓ નહીંરે! એમ નહીં! મુઇ પચાસ રૂપડીમાંથી મારાં કપડાં કેટલાં થાય. સાડીનાં ચીથરાં ફાટી ગયાછ ને હું હાલ હાલ કાઢુંછ. પાંચ સાત સાડી લેઉં તો મને પહેરવા કેવી કામ લાગે!"

"પાંચ સાત સાડી? અરનવાજ જયાં એકના સાંસા ત્યાં પાંચ સાત સાડી? વારૂં તે સાડી તું કેટલા કેટલાની લેવા ઇચ્છેછ?" જાંહાંગીરે મન સાથ અજબ થઇ પુછ્યું.

"વળી કેટલાની? પચીસ પચીસની હશે તો બસ છે. હું કાંઇ વધારે ખરચ કરવાની નથી."

"પચીસ પચીસની એકેકી સાડી?" જાંહાંગીર હેરત થઇ બોલ્યો. "એ તું શું બોલેછ? એ હીસાબે તો સાત સાડીમાંજ પોણી બસો રૂપીયાની મોટી રકમ ઘુસી જશે ને વલી બીજા કપડાં ચપડાં સારૂં રૂપીયા જોઇશે તે જુદા. નહીં—નહીં, અરનવાજ આપણાં ગરીબ સંસારે એવો ઉંધો ખરચ આપણને શોભે નહીં. મારી સલાહ જો માને તો એક સાડી વીસની અને બે દસ દસની મલી ત્રણ સાડી રૂપીયા ચાલીસની કીંમતની લેજે કે બાકીના રૂપીયા દસમાંથી સદરા ઇજારનું થઇ રહેશે. એ રકમ આપણાં બચ્ચાંની છે. ખરૂં પુછે તો એમાંથી એક અરધીબી આપણાંથી ખરચાય નહીં, પણુ તું હોંફરો કરેછ તેથી રૂપીયા પચાસ તારા ઉપયોગમાં લેજે! વીચાર કર કે આય રકમ આજે આવી નહીં હતે તો તું શું કરતે? એ રકમ નહીં હતી ત્યારે તો ચાલતું હતું કેની?"

"નહીં હતી તે તો એકજ નામ હતું પણુ છતે પૈસે હું હાલ શું કામ ભોગવું? જાંહાંગીર તમારૂં એવું કેવું બોલવાનું. એ પૈસા છે ને હું છેઉં. મહેરબાની કરી તમે વચે આવતા ના. દસ રૂપરડીની સાડી તો મુઇ માંછીની જાળ જેવી આવશે તે કંઇ જાણોછ? છતે પૈસે એવી સાડી મારેથી નહીં પહેરાય." તે મુર્ખ મહોરદાર હળવે પોતાના ખરા ખવાસપર આવતી ગઇ.

"ત્યારે મેંજ ભુલ કીધી કે આખી રકમ તારા હાથમાં આપી." જાંહાંગીર નારાજ દીલથી બોલ્યો.

"આ લેરે ! જાણે પોતેજ કમાઇ ધમાઇને બઇરીને ઠમણી લાવી આપી હોય તેમ આય માટીડો મારીપર તરારા કરેછ તે તો કોઇ જોવો?" અરનવાજ અહીં છેડાઇ પડી. "એવણુને કોઇ પુછે? મારા દીલપરની સાડી ચીથરે ચીથરાં થઇ ગઇછ તે પોતે નજરે નજર જોયછ–જાયછ, તે છતાં એવું બોલેછ ત્યારે મુવું દુઃખ તે કેમ નહીં ઉપજે?"

"અફસોસ–અફસોસ! સદ હજાર અફસોસ. હવે તારી સાથે તે કોણનું ભેજું લાવું, અરનવાજ?" જાહાંગીર ચીચવાઇને બોલ્યો. "આખરે તું પાછી તારી જાતપર ગઇ ખરી."

"વળી જાત ને બેજાત કરવા શાના નીકલ્યાછ? ખબરદાર! મને એવા કડવા સખુન ફરીથી બોલતા ના!" અરનવાજ જાહાંગીરના છેલ્લા ટીકાથી તીખી થઇ બોલી. "એ રૂપીઆ આપણાં બચ્ચાંને સારૂ મલ્યાછ, તો તેની ઉપર તમો બાપ કરતાં હું માએનો હક વધુ પુગેચ. એ રૂપીઆનું હું ગમે તે કરૂં તે વીસે તમે વચે બોલવું નહીં."

"અરે વાહરે! વાત તો ખાસી! હજામના હાથમાં માથું આપ્યું તે તેના બાપનુંજ થયું કે? અરનવાજ, ઘડીની વચે તું કેવી બદલાઇ જાયચ તેનો એના કરતાં બીજો સરસ પુરાવો કયો મલસે? હમણાજ મેં તુંને એ રૂપીઆ આપ્યા ત્યારે તો તું મારી પરથી ઓવરાઇ ગઇ હતી, અને પલકની વચે તું પાછી બદલાઇ કેમ ગઇ. ઓ આપસ્વાર્થી ઓરત! જરા વીચાર કર કે ખુદાની કરમબક્ષેશથી એવી મોટી રકમ અચણુચ અને નહીં ધારેલી આજ મળી ગઇચ, તો તેનો જરા અક્કલપસંદ ઉપયોગ કર. આપણે ખરચવા ચાહે તો ભંડારના ભંડાર ખરચી નાખ્યે, પણ તેમ કરવા આગમજ આપણે આપણી સ્થીતીનોબી વીચાર કરવો જોઇએ. હું ફરી ફરીથી કહુંચ કે ત્રણસેં રૂપીઆની આખી રકમને હરગેજ ચુંથી નાખવી નહીં. મેં કહ્યુંચ તેમ એમાંના બસેં રૂપીઆ ઉંચા કરી સો રૂપીઆ તારે ગમે તેમ ખરચજે! આપણા ગરીબ સંસારે એ સો રૂપીઆની રકમ કાંઇ નાની નથી."

"અરે બસ રે બસ. જાંહાંગીર! બસ એનું એજ પીજન કર્યા કરસો કે કંઇ બીજી વાત કરશો?" તે બેવકુફ બાયડી, જેને જાંહાંગીરનું બોલવું નહીં રૂચવાથી જરા ચીચવાઇને બોલી. "તમે શું મને કંઇ મુરખ બુરખ સમજોચ? મરેરે! આએ માતીડાને કોઇ પુછે? જાણે મને તો કંઇ દમણુથીજ આવેલી સમજોચ કે સું!"

"અરે બાપુ, જવા દેની, તુંને કોઇ નથી કહેતું કે તું દીવ–દમણથી આવીછ! તું કહેતી હોય તો એમ કહું કે મારી બઇરીને પેરીસની પરીસુરત પુતળીઓમાંથી હું પરણી લાવેલો છું તોબાહ! તોબાહ! આએબી કંઇ બઇરી છે!"

"જોજો હું જાંહાંગીર! તમે વળી છેકજ લાડે લાડે ફાસ જાવોછ. તમે તો કહેજે હું મારી બઇરીને કંઇજ બોલતો નથી તેથીજ એવા અણુકા–ટણુકા કરોચ કે?" અરનવાજ છેડાઈ પડી "હું સાંભલસ ત્યાંસુધી સાંભલસ, પણ મારા મગજમાં એકવાર રાઇ આવી કેની તો પછી હું સગા બાપનીબી થવાની નથી."

જાંહાંગીરે જોઇ લીધું કે મડમસાહેબનો મીજાજ હવે હદબહાર તપી ગયો છે અને વધુ ખેંચતાણ કરવા જતાં ઘરમાં ફીત્નો જાગી નાહક પાડ પડોશીઓનું ધ્યાન ખેંચાશે એમ વીચારી તે બાપડો ચુપ થઈ ગયો.

તેને ચુપ થયલો જોઇ તે મુર્ખ બાયડી પોતાની ફત્તેહ થયલી સમજી.

"કેમ તમે બોલતા કેમ નથી? કેહરે મહોડાં તને સું ભાવેચ તેમ બઇરી થતીને તરેહવાર બોલી સંભળાવ્યા પછી હવે કોઇ દુશમેન મુંગા-મંતર કેમ થઇ ગયા?"

"ચાલ હવે ઘણી લાહેરી ના કર." જાહાંગીરે ચીચવાઇને જવાબ દીધો. "તારી સાથ બોલવું ને ભીત સાથ માથું જીકવું એ બરાબર છે. કોઈ સમજદાર માણસ હતે તો એટલુંજ કહેવાથી તેની ઉપર તુરત અસર થતે. ચાલ હવે મને ઉંઘ આવેચ, વાસ્તે હું સુવા જાઉંછ, ટાહેલામાં ને ટાહેલામાં હું ધારૂંચ કે લગભગ એ વાગવા આયાચ." અને એમ કહી જાંહાંગીર પોતાના ખીસામાંથી ઘડીયાલ કહાડી બતીના ઉજાસમાં જોઇ બોલ્યો "આ લેવો! સવા બે ને પાંચ! ત્યારે હવે સુવા જવું જોઇએ."

"બેસો–બેસો, હજી બધી વાત પુરી કયાં થઈછે કે તમે સુવા ચાલ્યા?" જાંહાંગીર જવા ઉઠયો તેને અટકાવીને અરનવાજ બોલી "તમેબી કેવા પકકા અને પહાવરદા છેઓ કે જે અગતની વાત હજી તો હું પુછવાની છું તે લાગલા ઉડાવી દઇ સુવા જવા નીકલ્યાચ."

"હજી તારૂં પીંજણુ કંઈ બાકી છે કે?" જાંહાંગીર ખુરસીપરથી ઉઠી ઉભો થતાં બોલ્યો.

"અરે પીંજાણુ તે કેમ છે. પેલી રાંડ દેખાવલી દદા, જે તમોને મલવા આવી હતી તે અહીં શા સારૂં આવી હતી તેનો ખુલાસો હજી તમે ક્યાં કીધોછ ?"

"તેનો તું શું ખુલાસો કરાવેચ ? અરનવાજ તેણી એક ખાનગી કામસર મને મલવા આવી હતી અને તે તને કેહવાય એવું નથી. કોઇએ મને પોતાની વાત વીશ્વાસપર ખાનગી કહી હોય તો તે તેની રજા વગર મારેથી ખુલ્લી કેમ કરાય ?"

"શું બોલ્યા ? હું પરણેલી પરણેતરનેબી તમે તે ભેદ નહીં કેહેવો ! ઓ જાંહાંગીર ! તમે તો હવે હદ કરોછ !" તે વહેમી ઓરત વહેમી બની બજીદાઇથી પુછવા પડી. "તે રાંડ એવી તે કોણ એ માથાં ધરાવેચ કે હું બઇરી જેવી બઇરીથીબી તે વાત તમો છુપાવોછ ?"

"તું નાહક માથું ના ખા, અરનવાજ ! એ ભેદ હું કદી કહી શકવાનો નથી. ઉજાગરો થવાથી મારૂં માથું સખત તપી આયુંચ, તેથી હું હવે સુવા જાઉંછ મને સવારે જલદીથી ઉઠવાનું છે."

એમ કહી જાંહાંગીર જવા લાગ્યો પણ તે વહેમી બઇરી એટલી અધીરી બની હતી કે જાંહાંગીરની સામે ફરી વળી તેને તે ઓરડો છોડી જતો અટકાવ્યો.

"નહીં, જાંહાંગીર નહીં, જાંહાંગીર એમ બનસે નહીં ! એ વાત કીધા વગર હું તમોને જવા દેવાની નથી."

"પણ તું કહેવા શું માગેચ તેની મને સમજ તો પડે ?"

"હું એમ કહેવા માગુંછ કે એ રાંડ દદા કોણ છે અને અહીં એ સા માટે આવી હતી તેનો મને ખુલેખુલ્લો ખુલાસો કરો ! તે જાણ્યા વગર મને ઉંઘ આવવાની નથી."

ગરીબ બીચારો જાંહાંગીર ! તે હુજતખોર બાયડીની બજીદાઇ આગળ તે બાપડાનું કાંઈ ચાલ્યું નહીં. તેણે તેણીના પંજામાંથી છુટવાનાં ઘણાં ફાંફાં માર્યાં, પણ જેમ જેમ તે ના પાડતો ગયો તેમ તેમ અરનવાજે વધુ ને વધુ ઉસ્કેરાઇને મોટે સાદે ગરબડ કરી મેલવાથી પાડ પડોશીમાં ચરચા થવાનો ડર કરી તે ગરીબ ખવાસનો કમનસીબ ભરથાર અંતે આજેજ થઇ તેણીની માંગણીને આખરે દુઃખાયલાં દીલથી તાબે થયો.

## પ્રકરણ ૨૦ મું.

### "વહુડકણી વાઉ!"

[ દોહરો. ]

પ્રમદા કેરા પ્રેમનો, પમાય નવ રજ પાર;
ભાર્યાનું સુખ ભોગવે, ભાગ્યવંત ભરથાર.

* * *

ધન—જોબન—અધિકારનાં, સુખ છે તરણા તુલ્ય;
મોટું સુખ મહીલા તણું, આલમ માહા અમુલ્ય.

* * *

જાત એક પણ જગતમાં, ગણના ગુણે ગવાય;
કરવત કેરૂં કામ તે કાતરથી નહીં થાય.

* * *

"મહીલા" શબ્દ મહાન છે, જ્ઞાની ભુલે નીજ ભાન:
તાજ તજી તપમાં પડયા, શાહ તથા સુલતાન.

* * *

સરખી બુધી સર્વમાં પ્રભુએ દીધી હોત;
પંડીતને મુરખ તણાં, ચીત્ર જગત નવ જોત!

* * *

ત્રીયા અપાવે તેજ ને, ત્રીયા કરે તારાજ;
માધવની મહીલા થકી, ગયું કરણનું રાજ.

* * *

સો સુખ છે જર—જોરનાં, હીતનાં સુખો હજાર;
લલનાનાં સુખ લક્ષ છે, હોય સુલક્ષણી નાર.

[ દાદી. ]

ગરીબ બીચારો જાંહાંગીર જીજીશેઠ! તે મમતખોર મોહોરદારનાં તકાજાને તાબે થયા વીના તેને ચાલ્યું નહીં.

"અરનવાજ, તારા જેવી હુજતખોર બઇરી ખુદા કોઇ ખાવીંદને ના આપતો!" જાંહાંગીર પાછો ખુરસીપર જગયા લેતાં ચીચવાઇને બોલ્યો. "ચાલ બોલ, તું શું કહેવા માગેછ?"

" હું એમ કહેવા માગુંછ કે એ રાન મેહેરબાનુ મુગામોદી કોણુ છે અને એની સાથ તમુને કયારથી દોસ્તી પડીછ ? "

" મહેરબાનુ મુંગામોદી કોણુ છે ? એ કેવો સવાલ ! તેં તારી નજરે તેને જોઇછ કેની કે તેબી આપરા જેવું એક માણુસ છે ? "

" અરે હારે હા, હવે ઘણા ડાહ્યા ના થાઓ ! તમારી એ માનીતી મેહેરબાનુને હું માણુસને બદલે કંઇ ઢોરઢોર નથી સમજતી, પણુ એ કોણુ છે તેની મને ઓળખ આપો."

" ઓળખ આપું ? કાંય, વળી તેની ઓળખનું તને શું કામ પડયું ? "

" કેમ જાંહાંગીર, પાધરે પાધરા જવાબ આપવાછ કે ચાળાચસકા કરવાછ ? એવી વાહીયાત વાતોથી તમે સમજાવી લેવા ઇચ્છતા હશો તો હું સમજવાની નથી." અરનવાજ છેડાઇ પડી.

" પણુ જે બઇરીને તું ઓળખે નહીં તેની ઓળખ તે હું કેમ આપું ? "

" ઓળખ કેમ આપું ? તેનાં કોઇ સગાંવાહલાં મુવાં—જીવતાં છે કે નહીં ? "

" જરા મોહડું સંભાળીને બોલ, અરનવાજ, કોઇ ઇજતદાર માણુસને માટે એવા હલકા સખુનો બોલવા તને શોભતા નથી."

" શોભતા નથી ? "

" ખચીત શોભતા નથી."

" તો એવા બોલ બોલવાની તમે મને ફરજ શું કામ પાડોછ ? હું જે પુછુંછ તેનો ઝટ સીધો જવાબ તમે આપતા હોવ તો મને એવા બોલો બોલવાની જરૂરજ શી રહે ? "

" પણુ તેનાં સગાં—વાહલાંઓને તું ઓળખેછ કયાં કે હું ઓળખાઉં ? " જાંહાંગીર, જેને પોતાની બોહોરદારપર ઘણો ગુસ્સો ઉપજયો હતો, તેણે તેણીને ચીડવવા માંડી.

" તમે તો આજે જાણે મને 'લેકચર' આપવા બેઠાછ ? જોજો હું જાહાંગીર ! મને ચીડવતા ના, નહીં તો વાત વધી પડશે."

" હેં હેં ? અરે વાહરે તારો ઇસ્સો ! તું એવું એવું બોલેછ ત્યારે મને ધ્રુજરાં છુટેછ. જો અરનવાજ ! તું એમ ચીરડાએછ ત્યારે મને ઘણી—ઘણીજ વાહલી લાગેછ. મારા સમ ? "

" તમે સીધેસીધા જવાબ આપવાછ કે નથી આપવા, જાંહાંગીર ! એવા અણુકા—ટણુકા હવે છોડી દેવો—હું બધું સમજુંછ કે મારા સવાલના જવાબ આપતાં તમોને ભારી પડેછ ને તમારું બોપાળું ખુલ્લુ.

થાયછ તેથી તમે એમ ઉડાવવા ઇચ્છોછ, પણ હું ફાવવા દેવાની નથી. હું બી ખરી કે આજે આએ બધી બાબતનો ખુલાસો મેળવું તોજ તમોને અહીંથી ઉઠવા દેઉં !"

જાંહાંગીરે જોઈ લીધું કે તે મમતખોર બાયડી આખરે પોતાનો બોલ બજાવ્યા વીના રહેવાની નથી અને વધુ વખત માથું દુખવવામાં હવે સાર નથી. 'હું એની સામે થઈ જીદ પકડી બેસસ, તો મોટે મોટે તુફાન મચાવી મોહોહલ્લો જગાડશે.' તેણે મન સાથ વીચાર કીધો. 'તેથી બેહતર કે થોડી ઘણી ઉપલગ માહેતી આપીને પીડા પતાઉં.' એમ વીચારી જવાબ આપયો; "હું બધી બાબતનો ખુલાસો નહીં કરૂં ત્યાં સુધી તું મને અહીંથી ઉઠવા નહીં દેશે એ તો તારી લાયકી છે, કારણકે તું હમણાંજ બોલી હતી કે તું એક અસીલ માયની અશરાફ દીકરી છે. અરનવાજ ! તું ધાક–ધમકીથી કામ લેવા ચાહશે તો તારૂં કાંઇ વળવાનું નથી. તારે જે કંઈ પુછવું હોય તે મને નરમાસથી પુછ અને તેના આપી શકાય એવા ખુલાસા હું ખુશીથી આપીશ, પણ તુંદી કરવા જશે તો તારૂં કાંઈ વળવાનું નથી."

"પણ હું કયાં તુંદી કરૂંછ ? મરેરે ! આએ માતીડાને કોઈ પુછે ? પોતેજ મને દબરાવી–દબરાવીને કામ લેછ, ને બદનામી મુકેછ મારે માથે ! પણ ચાલો. અમે તો એવાં સદાનાંજ છઇયે,–તમે ભલા છેવો તો ભલી રીતે મારા સવાલના જવાબ આપોની, એટલે પીડા પતી !" જાણે પોતે કસામાંજ નહીં હોય, અને બધો વાંક પોતા ભરથારનોજ હોય તેમ તે બુબખ બાયડી થોબડો ચઢાવી બોલી. "એ રાન વાહલાં મુઈ આં-વતી ને જતી મરે ! એ આજે આવે નહીં તો મારાં સુખી ઘેરમાં એવો નકામો ફેસાદ જાગે નહીં."

"તોબાહ ! તોબાહ ! આએ બઈરીથી તો હાથ જોડયા !" જાંહાગીર લાઇલાજ થઈ ચીચવાયો. "તારી–મારી બોલાચાલી વચે તું નાહક તે બીચારીને શું કામ એવી હલકી ગાલગલોચથી ધોઇ નાખેછ, અરનવાજ ! બાપુ, તુંને જે કંઈ પુછવું હોય તે પુછ, પણ ખુદા ખાતર તે નિર્દોષ બાનુને માટે જે તે બક નાં !"

"ઓવારૂં રે મારી પરથી બકવાનું ! જે તે હું બકુંછ કે તમે ! જરા જીવને પુછો !" અરનવાજ છછણી પડી. "જુઓની, તેનું તમુને કેવું ચચરી આયું ? હું રાન બધરી જેવી બઇરીનું કંઇ લાગું ? તે તો 'બીચારી' ને 'નિર્દોષ બાનુ' ને હું તો તમારે મનથી વહડકણી વાઉ ! એમજ કેની ?"

"જે સખુન હું બોલ્યો નથી તે તું પોતાને લાગુ પાડતી હોય તો તેમાં મારો કસુર નથી." જાંહાંગીરે ઝટ જવાબ આપ્યો. "કોણ કહેછ કે તું વહડકણી વાઉ છે ? તું તારેજ મોહડે બોલીને સામો મને બદ-નામ કરેછ કે ?"

"અરે હારે હા, હું બધું સમજું છ. તમે મોહડેથી નથી બોલતા તેથી શું થયું, પણ મારે માટે એવું હલકું મત તમે બાંધવા વગર રહેવોજ નહીં તે હું કયાં નથી જાણુતી? કોણુને સમજાવોછ? મુઇ વરસ પ્રમાણે અક્કલબી હોય કે નહીં હોય?"

"હવે તો હદ થઈ!—અરનવાજ—હવે તો હદ થઇ!" તે કમનસીબ ભરથાર અત્યંત કંટાળીને બોલ્યો "હું એક સખુન બોલ્યો હોઉં, ને તે ઉપરથી તું મારી સાથ અથડતી હોય તો વાજબી છે, પણ જે શબ્દ મારે મોહડેથી નીકળયો નથી તેને માટે તું તરેહવાર તરક બાંધી લઇ મને નાહક દુ:ખી કરેછ એ તો અવધી થયલી કહેવાય!"

"ચાલો—ચાલો, હવે એટલા બધા તપી ના જાવો! માણસ છે—કોઈવાર બોલવા ચાલવામાં ભુલ થઇબી જાય તેનું મનમાં એટલું બધું ઓછું શાનું લાવવાનું." જાંહાંગીરે તેણુ ફેરવી જવાબ આપવાથી અરનવાજ દબી ગઈ અને હવે પાછી અસલ વાતપર આવતાં બોલી. "તમારી સત્તર પંદર વાતને બાજુએ મુકો અને કહો કે એ તમારી લેડી ફ્રેન્ડ કોણ છે?"

"એ ખુલાસો હું બે શરતે કરીશ, અરનવાજ." જાંહાંગીર બોલ્યો. "એક શરત એ કે એ બાનુને લગતી જેટલી માહીતી હું ધરાઉં છું તેમાંથી કહેવાઈ શકાય એટલી હું ખુશીથી કહીશ પણ મારી બીજી શરત એ છે કે આજે તેણી અહીં આવી હતી તેણીને તેં કેવા પ્રકારનો આવકાર આપ્યો હતો તે તું મને કેહેશે નહીં ત્યાં સુધી એકબી બોલ હું બોલવાનો નથી."

જાંહાંગીર ઉપલા સખુનો એવા જુસ્સાથી બોલ્યો કે તે મમતી મોહોરદાર વધુ નરમ પડી ગઈ. તેણી સમજી ગઇ કે તુંદી કરવા જતાં કાંઇ વળવાનું નથી માટે નરમાશથી જેટલું નીકળે એટલું કહાડી લેવામાં સાર છે.

"ચાલો તમારી એમ મરજી છે તો એમ—તમારી તે લેડી ફ્રેન્ડ કેવી લાયકી કરી ગઇછ તે તમારે પેહેલા જાણવું છ, નહીં?"

"હા."

"ત્યારે સાંભળો. આજે સાંજે ચાર વાગે તે અહીં તમોને પુછતી આવી હતી. તેણે તમોને મળવા માગ્યું. મેં પુછ્યું કે શું કામ છે? તેના જવાબમાં એ રાન ઇત્તરનાં હાંલ્લાંએ મને રોકડે રોકડું ચુકવી આપ્યું કે (ચાળા પાડીને) 'નહીજી એ એક ખાનગી બીના છેજી ને દલગીર છેઉં કે તમોને કહી શકતી નથીજી.' મને આએ * * * ગુસ્સો તો એવો આયો કે રાનને એક તમાચો ખેંચી કહાડું પણ—"

"અરનવાજ—અરનવાજ એ શું બકેછ? તે બીચારી તુને ઓળખે નહીં પાળખે નહીં ત્યારે એવો જવાબ નહીં આપે તો બીજું શું કહે?"

" વળી પાછી તમે તેજ દલદર દદાની તરફદારી કીધી જાહાંગીર ?" તે એવકુફ બાયડીએ અહીં વાંધો લીધો.

" એમાં તરફદારી છેજ નહીં અરનવાજ, પણ તારાજ કહેવા ઉપરથી ખુલ્લું જણાઇ આવેછ કે તેં તેણીને સારી રીતે 'રીસીવ' કરી ઘટતાં આદરમાનથી આવકાર આપ્યો હોય એમ લાગતું નથી."

" અરે મરેરે ! આએ તે મુવાં દુઃખ નાખલાં છે ? એ રાંન મારી કોણ સગી વાહલી થઈ મરેછ કે તેને હું ઘટતાં માન આદરમાન આપું ?"

" અહીં સગી વાહલીનો સવાલ નથી પણ આપણે ત્યાં કોઇ ચાલી ચલાવીને આવે, પછી તે આપણી ઓળખ-પીછાનનું હોય કે નહીંબી હોય તો શું તેને સારા આવ-આદરભાવથી આવકાર આપવાની આપણી ફરજ નથી ?

" બાબુ મેં તેને શું ખાધી-કરડી કે તમે વળી ડાહયા ડોરા થઇ મને શીખામણ આપવા નીકલ્યાછ ? તમે કેમ જાણ્યું કે મેં તેને માન આદરમાન નહીં આપ્યું ?"

"ખરી વાત છે કે મેં તારી બધી હકીકત સાંભળી નથી, પણ તારી વાતચીતની શરૂઆત પરથીજ હું અટકલ કરી શકુંછ કે તે બીચારી આજે અહીંથી અપમાન પામીનેજ ગઇ હશે. એજ બાનુને માટે તું મારી ઉપર વેહમાઇ હતી, તો ખુદ તે બાનુ સાથ તું કેવા સલુકથી વરતી હશે તે મારે સમજી લેવાનું છે !"

" હેં ? શું બોલ્યા ! હું તેની સાથ કેવાં સલુકથી વરતી તે સમજી લેવાનું છે ? અરે વાહ વાહ ! ત્યારે હું તે સલુક વગરની ને તે સલુકવાળી કે ? અરે મરેરે ! કોઇ એવણના મીઠા મધ જેવા બોલ તો સાંભળો ? તમારી લેડી ફ્રેન્ડ થાય તેથી તે સલુકવંતી થઇ ગઇ કે ? રાંન તે સલુકની દીકરી થતીનું કોઈ કોહું તો જુવો ? મોહડાં પરથી જોતાંવાર પેહેલ્લેજ તડાકે પરખાઇ આવેછ કે કોઇ છાલકીનું અધરણ જેવું છે, ને એવણ તેની તારીફ કરવા ને કદર ખાવા નીકલ્યાછ !"

" બાપુ, જવા દેની, હું નથી તેની કદર ખાતો, પણ ખુદા ખાતર તે બીચારી ભલી અબલાને નાહક લાયક નાલાયક સખુનો શું કામ બોલેછ ? તેણે તારૂં શું બગાડયું ?"

" લેવો ! કેહેજો કે એવણ તો તેની કંઇજ કદર કરતા નથી ! એક તરફ એમ બોલેછ ને બીજી તરફ તેને 'ભલી અબલા' ની ઉપમા આપેછ."

" ત્યારે શું ભલી નહીં તો ભુંડી અબલા છે એમ કેહુ ?"

" એક નહીં ને સાત વખત ભુંડી ! જે ઓરત પોતે ભર જવાન ઉંમરમાં રંડાયલી હોવા છતાં એક પરણેલા મા'તીકા સાથ છુટથી એકલી

મલવા-ભેટવામાં ઓસકાય નહીં ને તેને ઘેર બેઠાં મળવા આવે તે 'ભલી અબલા' માં ખપે કે ?" તે બુબખ બઇરીએ પોતાની ફીલસુફી રજુ કાધી.

"અરનવાજ—અરનવાજ, તારી અક્કલને સુપડે ટોપલે ઢાંકી રાખ ! તારા એવા સખુનો સાંભળી તારા ખાવીંદ તરીકે મને શરમ પેદા થાએછ. આજની ભણેલી અબળાઓ સ્ત્રી જાતીનું છુટાપણું કેવું સમજેછ તેનું તુંને ભાન હોય તો એવું અક્કલથી ઉલટું તું બોલે નહીં." જાંહાંગીર હવે છેડાયો. "મેહેરબાનુ મુગામોદી એક કમનસીબ વીધવા છે, તેથી તેણીએ છુટથી ફરવું હરવું નહીં જોઇએ એમ જો તું કહેતી હોય તો તારી અક્કલપર મને અફસોસ છુટેછ. ઓરત જાતની સવતંત્રતાનો આ જમાનો છે અને જેઓ પોતાની ઇઝત અને નીતી—રીતીને પ્યારી ગણે છે તેઓને કોઇ રીતે ડરવાનું નથી. સ્ત્રી—કેળવણીએ આજે પારસી કોમમાં કેવા ફેરફારો કરી નાખ્યાછ તે તું શું જાણેછ ?"

"જાણ્યા—જાણ્યા હવે મુંગા બેસો નહીં તો કંઈ સાંભળશો. રાંન તે વાહલાં મુઇબી આજે એવા એવાજ કુથલા મારી સાથ લઇ બેઠી હતી, પણ જ્યારે હાથ ધાલીને ઉધરો લીધો ત્યારે ચાંઈ પડીને ચુપ થઈ ગઇ."

"અફસોસ ! ત્યારે શું તેણી સાથ એ બાબદમાંબી તેં વેહેંચી લીધું ખરૂં કે ?—લેવો ! બાઈ સાહેબનો ઇનસાફ બાઇ સાહેબને પોતાનેજ મોહડેથી થાયછ એટલું ઠીક છે. અરે અરનવાજ, જો એ વાત ખરી હોય તો તેણીએ તારે માટે શું ધાર્યું હશે ?"

"શું ધારે ! તે મુઇ કોણ દેવનું ડોકું આવી જે હું તેની પરવાહ કરૂં ? એ તો કેની તે તમો માતીડાઓ કોઇ ખુબસુરત બઇરીઓને જોઇ બાયલા બની જાવોછ ને ખોટી ખોટી ખુશામતોથી ધરા-પરાં દેખાડોછ પણ એ રાન મુગામોદીની મેહેરીનાં અહીં કીયાં ખાસડાંને ભાર પડયાછ કે હું તેને તમારી માફક લેલે—પોપો કરૂં ? સુજમાં રહેશો સુજમાં ! તે કંઈ મારેથી બનવાનું નથી ! એ કોન રાન મોટી દાદીશેઠની દીકરી આવી કે હું તેની ખુશામત કરૂં ? આપણે તો એક ધાના લાગલા બે કટકા કરી નાખ્યા ને જે વાજબી લાગ્યું તે ફડ ને ફડ મોહડાંપર ને મોહડાંપર રોકડે રોકડું ચુકવી આપ્યું. રાન કંઇ ઇતરાય તો ઇતરાય કે જેના છેડા નહીં. જાણે આપણે તો તેને મનસે જંગલમાંના જનાવર જેવાં ! જુઓ તો ખરા ! એ રાન ઇત્તરના હાલ્લાંને તમે વતાવતા હશો—પણ અહીં તો મારૂં ખાસડુંબી એ દલદર દદાની દરકાર કરે નહીં !"

ગરીબ બીચારો જાંહાંગીર ! અરનવાજની આ બેઅંદાજ બકબક જોઇ તે ગરીબ ભરથાર લાઇલાજ થઇ ગયો. 'એની સાથ કોણ માથું દુખવે ?' તે મન સાથ અફસોસ કરતાં પટપટયો. 'જેને તકરાર કેમ કરવી તેનો તરીકોજ ખબર નથી, જેને મુદ્દાસર કેમ બોલવું તેનું ભાનજ

નથી, જેને શું બોલવું અને શું નહીં બોલવું તેની વકુફજ નથી, તેની સાથ માથું ઝીકેલું કામનું શું ! હવે એને પડતી મેળવામાંજ સાર છે.' એમ વીચારી જાહાંગીરે કાંઇ જવાબ આપ્યો નહીં. તે જે ખુરસીપર બેઠો હતો ત્યાંજ ચુપચુપ અદબ વાળીને બેસી રહ્યો.

"કેમ, હવે ચુપ કેમ થઈ ગયા ? તમારી માનીતી મેહેરબાનુ તરફથી બોલતા કેમ નથી ? તેનો જરા તો બચાવ કરો ?" જાંહાંગીરને ચુપ જોઇ અરનવાજ પુછવા પડી અને તેની ખુલ્લેખુલ્લી ટકોર કીધી.

પણ જાંહાંગીરે તેનો કશો જવાબ દીધો નહીં.

તેણે જવાબ નહીં આપ્યાથી અરનવાજ સમજી ગઇ કે મારા સખ્ત સખુનોએ તેને ગુસ્સે કીધો છે. હજી પોતાની વાત તો એમની એમ પડી હતી, જેથી હવે નરમાસથી કામ લેવાનો મન સાથ ઠરાવ કરી તેણીએ જાણે કાંઇજ બન્યું નહીં હોય તેમ પોતાનું વર્ણન આગળ ચલાવ્યું.

"તમે સાંભળોછ કે, જાંહાંગીર, નકામો બીજી તીજી વાતોમાં વખત વહી જાએછ, ને જે વાત કરવાની છે તે તો રહી જાયછ, તેથી હવે સાંભળતા હોય તો સાંભળો—ને નહીં તો ના કહો."

જાંહાંગીરે કશો જવાબ દીધો નહીં.

"જયારે તેને મેં એમ કહ્યું કે તમે ઘેરમાં નથી ત્યારે 'કયાં ગયાછ—ક્યારે ગયાછ—પુનામાંજ છે કે પુનાની બાહાર ગયાછ—સાંજે સાંજ પાછા અહીં ફરી શકે એટલે લાંબે ગયાછ કે વધુ દુર ગયાછ' એવું એવું ચીપી ચીપીને એ રાંન ખણખોડ ખોરી પુછવા પડી. મને તો એવી ચીડ બલી આવી કે રાન મારા માતીડાને માટે એટલી બધી ચાવાચીવી કરીને પુછનારી કોણ ? આપણે તો સાફ કાનપર હાથ મુકયા કે તેવણ કયાં સધાવ્યાછ તે મને કહી ગયા નથી ને કયારે આવશે તે હું જાણુતીજ નથી !"

"શાબાશ ! ત્યારે તો તું બોલે બોલ સાચું બોલી !" જાંહાંગીર, જે આટલો વખત ચુપ હતો, તેનાથી ટીકા કીધા વીના રહેવાયું નહીં.

"એ તો જેવાં સાથે તેવુંજ થવું જોઇએ, સમજ્યા ? તમુને તેનું લાગતું હોય તો—"

"ગઇ કે પાછી તારી અસલ આદતપર ?" જાંહાંગીરે તેને એકદમ બોલતી અટકાવી. "તારે બોલવું હોય તો સીધે સીધો ખુલાસો કર. વાત કરતાં કરતાં મારી સાથ નાહક છીટાં ના શોધ !"

"હવે કેવું લાગી આયું ? એમજ મનેબી લાગેછ ! એ રાંન પેટભરીને હું જે કંઇ બોલુંછ તેથી જો તમુને ચચરી જવું હોય તો તમે તેનો ખોટો બચાવ ના કરો, ને હું બોલુંછ તે બેસીને મુગા મુગા સાંભળ્યા કરો !"

" હાં, ગામમાં તારો કોરડો ફરે છે કેની તેથી મુંગા મુંગા સાંભલ્યા કરે ?" જાંહાંગીરે ચપકો આપયો. " વારૂં ચાલ, પછી શું થયું ?"

" વળી થાય શું ? તે રાન ચાંઇ પડી ગઇ. પણ ચપો, સારી યાદ આવી ! જાંહાંગીર, મારા એક સવાલનો જવાબ આપો ! તમે તમારી બઇરીને લોકોમાં હલકી પાડવાનું લઇ બેઠાછ એ વાત ખરી કે ?"

" તુંને મેં હલકી પાડી ? કયારે–કેવી રીતે–કોણની પાસે ?" જાંહાંગીર અજબ થઇને પુછવા પડયો.

" તે તમારા જીવને પુછો !"

" પણ જે ચીજની હસ્તીજ નથી તે વીશે હું મારા જીવને પુછીજ કેમ શકું ?"

" તમે ખોટું બોલોછ—તમે મને ઉડાવોછ. એ રાન ઇત્તરનાં હાલ્લાં પાસ તમે મને હલકી પાડીછ."

" પણ શું બોલીને હલકી પાડીછ તે તો કહે ? શું મેં મેહેરબાનુ પાસ તારી કંઇ નીંદા કીધીછ ?"

" એ નીંદા નહીં ને નીંદાનો બાપ !"

" પણ બોલતો ખરી કે તારી વીરૂધ તેણી પાસ હું શું બોલ્યો ! હું જાણુંતો ખરો કે કઇ બાબત વીશે તું પુછેછ ?"

" તે મારેથી કહેવાય નહીં. તમે હા કહોછ કે ના તે પહેલાં કહો."

" હું સાફ ના પાડુંછ કે મેં તારી નીંદા કોઇ પાસ કીધી નથી."

" વળી જુઠું બોલ્યા ? ત્યારે એ વાત પેલી રાંન મુગા મોદીની મેહેરીએ કેમ જાણી ?"

" પણ કેઇ વાત ?"

" ત્યારે હવે કેહું ? જે રાન મને ઓળખે નહીં, પાલખે નહીં, ને જે પેટબલીએ મને કોઇ દહાડો જોયલી નહી–જાણેલી નહીં, તેણે મારૂં નામ કેમ જાણ્યું ?"

" તારૂં નામ ? એટલે ? એ શું બકેછ ? તારૂં નામ જાણ્યું તેથી તારી નીંદા થઇ ગઇ કે ? એમ તો આપણે સેંકડો માણસો, જેમને કોઇ દહાડે નજરે જોવા પામતાં નથી તેમને નામથી ઓળખ્યેછ ?"

" પણ એ રાન મેહેરી શું જાણે કે મારૂં નામ અરનવાજ છે ? તમે કંઇબી એ રાન દલદર પાસે મારે વીશે ભરડયું હશે ત્યારેજ એ મારાં નામથી માહેતગાર થઇ કેની ?"

તે અભાગ્યા ભરથારે પોતાની અભણુ બાયડીની આ નાદર શીલ-સુરીપર મન સાથ ભારે કચવાઇને કપાળ કુટયું !

" ઓ અરનવાજ અરનવાજ ! તારૂં શું થશે ? તું મને કેમ જીવવા દેશે ? મને ભય લાગેછે કે નજદીકનાં ભવીષમાં તારૂં યા તો મારૂં—એમાંથી એકનું—બેજાું જરૂર ખસી જવાનું."

" ઓવાયુંરે મારી પરથી ! જે તે જે તે કંઈ બકતા ના, નહીં તો વળી કંઇ મારે મોહડેનું સાંભળશો. પોતે પેચમાં પકડાઇ જાયછે ત્યારે વાત કેવી ઉડાવેછે તે તો કોઇ જુઓ ! પણ અહીં હું કંઈ કાચી છેઉં કે ?"

" આફ્રીન છે તારી અક્કલપર ! અરનવાજ, ખુદા ખાતર એ ભેજાં-દુઃખણું બંધ કર ને ગુપચુપ જઇને સુઇ જા ! સાંભળતાં સાંભળતાં હવે તો મારૂં પાકીને પલેથર થઈ ગયુંછે ! તારી દાનાઇનાં ગોહર એમ નકામાં વેરી ના નાખ ! જરા સાચવી રાખ કે કોઇ દહાડે કામ આવશે ? "

" અરે હારે હા, હું બધું સમજુંછ. હવે એમ નહીં બોલશે તો કેમ બોલશે ?" તે બુબખ બઇરી પાછી બખાલવા લાગી. " એ રાંન પેટબલી પાસ મારી કોણુ જાણે શું શું વાત કીધેલી હશે તે શું હું સમજતી નથી કે ? જે રાનની કાલી સુરત મેં કોઇબી દહાડે જોયલી નહીં તેને મારૂં નામ ખબર પડેજ કેમ ? તે તમેજ કહેલું હોવું જોઇએ !"

" પણુ ના કોણુ કહેછ કે નહીં કહેલું ? હા, ખરી વાત છે, અગાઉ એકવાર એ બીચારીએ મને પુછ્યું હતું અને મેં તારી ને તારાં મા—બાપની એને ઓળખ આપી હતી."

" ત્યારે હવે કાંય કબુલ્યા ? હેં જાંહાંગીર, તમે તો કહેજે મેં એની પાસ તારી કઇજ નીંદા કીધી નથી, તો પછી આએ બધું કાંહથી નીકલ્યું ?"

" પણુ તેમાં નીંદા શાની થઇ ? તારી ને તારાં મા—બાપની ઓળખ આપી તેમાં મેં તારી નીંદા શું કીધી ?"

" તો નહીં ? એક મુકીને સાત વાર એ નીંદાજ કહેવાય ! એ રાંન કોણુ જાટલીમેનની બઇરી આવી કે મારાં નામ—નીશાનની પરપુછ કરે ને તમારી મક્દુર શું કે તમે મારી રાજી રજાવંદી વગર ડાહયે મોહડે તેને બધુ કહી આયા ? એ રીતે તો કોણુ જાણે તમે મારી શું શું નીંદા એની પાસે કરી ચુકા હશે. હેં, બોલોની વાત ખરી કેની ?"

જાંહાંગીર શું બોલે ? તે દુઃખી ભરથારને પોતાની મુર્ખ બાયડીપર એવો ક્રોધ ઉપજ્યો કે જાણે તેજ ઘડીયે બે ચાર 'સ્લેપ' ખેંચી કાઢી તેણીનું મોહડું ભાંજી નાખે, પણ બીજી તરફ તે કલાંટ સ્ત્રી ઘડીની વચ્ચે આખો મોહલ્લો જમાડી દઇ ફેસાદ મચાવી મુકે એ ખ્યાલથી જાંહાંગીરને બોલીનો ઘોટ ગળીને ચુપ બેસવું પડ્યું.

"ફોડ તારૂં માથું ! હવે અહીં બેસવામાં સાર નથી!" એમ બોલી જાહાંગીર ભારે ચીચવાઇને ચાલી જવા ઉઠ્યો, પણ ફરી એકવાર તે મમતખોર મહીલા તેની સામે ફરી વળી તેને જતો અટકાવ્યો !

"એ આજે તું શું ફેસતો ને ફજેતો લઇ બેઠીછ, આ બેસમજ ઓરત !" તે પોતાની મોહોરદારપર ચીરડાયો. "ચાલ, છોડી દે મારો હાથ, તારાથી થાય તે કરી લે ! હું તારી દરકાર કરવાનો નથી."

"જાહાંગીર જાહાંગીર, એટલા ગુસ્સે ના થાઓ; મારૂં જરા માનો, ને પાછા બેસો !"

"હું કયારે બેસું કે તું બેઅંદાજ બકબક કરતી અટકે તો ? જો એવી રીતે તું તારૂં પીજન ચલાવશે તો રાત પુરી થશે પણ વાત પુરી થવાની નથી."

"નહીં, હવે હું તમે કહોછ તેમ ટુંકમાંજ અટોપી દઇશ, પણ તમે બેસો ? મારો એટલો સખુન રાખો !"

ગરીબ બીચારો ! તે પાછો બેઠો.

## પ્રકરણ ૧૭ મું.

### "ખુદા કરે ન નાર કોઇને બુરી મળે."

[ દોહરા. ]

મળે કૃપણને ધન કદી, ભોગવશે નહીં ભોગ;
દ્રાક્ષ પાકના સમયમાં, રહે કાગ મુખ રોગ.
સુખદુ:ખનાં ભોકતા થશો, કરણી મતી અનુસાર;
જેવું વાવો ભુમીમાં, લણશો તેજ પ્રકાર.
પાપ કરી ફાવે કદી, કો કારણસર આજ;
પાછળથી દેવું પડે, ટકે ટકાનું વ્યાજ.

[ છોટાલાલ સહસ્ત્રાં ]

**શ્લોક.**

हे हेमकर परदु:ख वीचार मुढ ।
किर्मां महु: क्षिपासपार शतन बन्हौ ॥
सांक्षिप्यते मयो सुवर्ण गणाती रेक्वो ।
लाभ:परंतव मुखे बलु भस्मपात: ॥

અર્થ:-(સોનું કહે છે કે) હે સોની! તું પારકું દુઃખ જાણવામાં મુંઢ (અજ્ઞાની) છે, કારણકે તું મને વારંવાર પાણીમાં બોળીને ફરી ફરીથી અગનીમાં તપાવે છે, પણ એમાં તું પરસ્પરનાં હીતનો વીચાર કરતો નથી. એ પ્રમાણે તપવાથી હું તો વીશેષ મુલ્યવાન થાઉં છું, પણ ફુંકવાથી તારાં મોહડાં ઉપર સામી રાખોડી ઉડીને પડે છે. એ સીવાય બીજો કયો લાભ તને થાય છે?

(વચનામૃત.)

"ખુદા તારા હાથમાંથી મને હવે જલદી છોડવે તો સારૂં! કારણકે મારી જીંદગીથી હું હવે ધરાઇ ગયોછ." જેહાંગીર જીજીશેઠ ફફડીને પાછી બેઠક લેતાં ફરી એક વાર ચીચવાયો.

"અરે પણ એટલું બધું તે કોઇ દુશમેનનાં જીવપર આજેજ શું આવી પડયુંછ કે તમારી માય–મમાઇનાં જીવે એવી કદુવા માગોછ?" અરનવાજ હવે ડાહી થઈ પુછવા પડી. "હોય, માણસ છે, બધાજ દહાડા તે કંઈ સરખા જાએછ કે? એટલો વખત પારકી બઇરીઓ સાથ ફર્યા–હર્યા, મોજ–મજાહ કીધી, ખાધું–પીધું, હસ્યા બોલ્યા, ખાખા કીધું–ખીખી કીધું તારે પરણેલી બઇરી થતીની કદર નહીં આવી, ને આજે જરા બીકટ પરીક્ષામાંથી પસાર થવું પડેછ તેટલાં કોઇ દુશમેનને જીવ જીંદગી અકારી પડી ગઇ કે? હેં ઓવાય, એ શું કહેવાય?"

"તારી તરફનું સુખ ઘણું કેની તે એવી કદુવા નહીં માગું તો શું કરૂં?" જાંહાંગીર એટલોજ જવાબ દઇને ચુપ રહ્યો.

"લે ચાલો હવે વાત વાતની જગે રહીછ ને નકામો પીજન–પાટલો લંબાવ્યા ના કરો!" અરનવાજે જરા તાણથી કહ્યું. "એ રાન ઇત્તરનાં હાંડલાં સાથ તમુને ઘણાં ઘરાં–પરાં છે એ વાત ખરી કે ખોટી?"

"ઘરાં–પરાં જેવું કાંઇ નથી." જાંહાંગીરને જોકે આ વાત લંબાવવા ગમી તો નહીં પણ તેની મુર્ખ બાયડી મધરાતે નાહક મોહલ્લો જગાડી પાડ પડોશમાં તેને ખરાબ લગાડે એવો ડર હોવાથી નાખતી કરી જઇ બોલ્યો. "તું નાહક મને સતાવવા બેઠીછ."

"એમાં સતાવવાનું શું છે, જાંહાંગીર, જે ભેદથી આજ સુધી હું અંજાણી હતી તે ભેદ વીશે મને ખબર પડતાં તમારી તરફનો ખુલાસો પુછવાનો એક મોહોરદાર તરીકે શું મને હક નથી?"

"પણ તે ખુલાસો કરવાની મેં કયાં ના પાડીછ કે તું તારો હક રજુ કરેછ? મેં હમણાંજ કહ્યું કે મેહેરબાનુ મુગામોદી સાથ તું ધારેછ તેવું ઘરાં–પરાં જેવું મને કશું નથી."

"ત્યારે એ રાન મહીરાં–ચાસરાં મુઇ એમ કેમ બોલી કે તમે તેના એક 'બેસ્ટ ફ્રેન્ડ' છેવો?" અરનવાજે તુરતજ સવાલ કીધો.

"હું તેણીનો 'બેસ્ટ ફ્રેન્ડ' છેઉ એમ તેણી બોલી હોય તો તેમાં તેણીએ ખોટું શું કહ્યું? હા, અમારી વચે વરસોથી ઓળખાણ પીછાન છે તેની રૂહે તેણી એમ બોલી હોય એ બનવાજોગ છે. તેથી શું એમ ઠરેછ કે અમારી વચે કંઇ અણુઘટતી દોસ્તી છે?"

"તો નહી? એમાં હજુર ઠરવાનું શું બાકી રહ્યુંછ? તમે હજાર પાર્ટીયાં ગોઠવશો તેથી હું કંઇ એવી લતરાજપર થોડી અંજાઈ જવાની હતી? એ રાંન એક પારકી બઇરીને તમારી સાથે એટલી દોસ્તી રાખવાનું બીજું કારણજ શું હોય? તમે એક પારકા ને વળી પરણેલા માટીડા સાથ એ પેટબલીને એટલાં બધાં ધરાં પરાં કેવાં રાખવાનાં?"

"ઓ બેવકુફ! તારી બેવકુફાઇપર એક તરફ મને હસવું આવેછ ને બીજી તરફ ઝનુન છુટેછ." જાંહાંગીર ફરી એક વાર ચીચવાઇને બોલ્યો. "એક લેડી સાથ ઓળખાણ-પીછાણ હોય તેથી શું ધરાં પરાં થઈ ગયાં કે? તેણી સાથ ધરાં પરાં કરતાં તેં મને નજરે જોયોછ કે તું એવું બોલેછ?"

"અરે નહીં જોયા તેથી શું થયું, પણ પેલી રાંન ઇત્તરનાં હાંડલાંને તો નજરોનજર જોઈછ કેની? તેનીજ ઉપરથી હવે સમજવાનું કે એ રાંન કોઈ છેજ છબકતી છછુંદર જેવી તે શું હું જાણતી નથી કે?"

"શરમ છે તને! અરનવાજ! શરમ છે! એક ઇઝતદાર બાનુની પીઠ પાછળ તેનું એવું હરડતું 'લાઇબલ' કરતાં તારે શરમાવું જોઇયે."

"તો એ રાંન નાપાકે પારકા માટીડા સાથ એવી દોસ્તી રાખતાં શરમાવું નહીં જોઇયે કે? ઓ લેરે! આટલે-આટલે મન કેહુંછ તોબી એ રાંન મહીરાં મુઈનુંજ એવણને તો કેથું ચચરેછ! કોઈ જુઓરે!"

"કોણ જોય? અહીં બીજું છે કોણ કે તારા આએ ફેસ્તા જોય? બીચારો આપણો કાસમ તો કયારનો ઘોરેછ! આજકાલ મારાં ભાયગમાં આએ બધું જોવાનું છે તે હું જોઉંછ. તારી ફીલસુફીએ તો હવે હદ કીધી. ત્યારે તો હમે એમજ ઠરયું કે કોઇબી ઓરત જાત સાથ સેહેજસાજ બોલચાલનોબી વેહવાર રખાય નહીં. ખરૂં કે?"

"ખરૂં નહીં તો ખોટું? પારકી ઓરત સાથ પારકા માટીડાએ વાતચીતનોબી વેહવાર કેવો રાખવો? તમે તમારી બઇરી સાથ બીજા માટીડાઓને વાતચીત કરવા દેવોછ કે?"

"અરનવાજ! તેં ઘણો સારો સવાલ પુછ્યો. તારી સાથ પરણ્યા પછી આજની ઘડી સુધી મેં કોઇબી દહાડે કોઇબી મરદ સાથ વાત કરતી જોઇ કદી એક સખુનબી તુને કહયોછ?"

"પણ હું વાત કરૂં ને મુવા પારકા માટીડાઓ સાથ ભેળાઉં તો તમે કહો કે?"

"કાંય એમ કાંય બોલેછ-આજકાલ બચરવાલ સંસાર થયા પછી તું બાહાર ઝાઝી ફરતી હરતી નથી તેથી શું થયું, પણ આપણે પરણ્યા તે બારીમાં તું મારા મીત્રો સાથે છુટતી ફરતી હરતી ને ભેળાતી નહીં હતી? અરે! તું તો એટલી હદ સુધી છુટ લેતી હતી કે કોઇ બીજો ભરથાર હતે તો વગર શકે તારી પર આંકોશ મેલતે. બોલ, એ વાત ખરી કે ખોટી?"

"પણ ત્યારે તમેબી કાંય આંકોશ નહીં મુકયો?"

"મેં આંકોશ કાંય નહીં મુકયો તેનો અહીં સવાલ નથી પણ મેં આંકોશ મુકયો હતો કે તે સવાલ છે."

"તમુને આંકોશ મુકવાની હું જરૂર આપું ત્યારે કેની? હું એવી રીતે શું કામ ચાલું કે તમુને આંકોશ મુકવાની જરૂર પડે? અહીં કંઈ તમારી માફક સૌહેજસાજ પીછાન થઇ કે ધરાં-પરાંપર ઉતરી પડવા જેવી હું કાચી નહીં હતી."

"અરે હારે હા! તું કઇ કાચી હોય? તું તો પાકી ને પાહ-વરદી. જરા! અક્કલ રાખ અક્કલ, અરનવાજ! એમ બોલ કે હું તારા જેવો વહેમી ને અધીરો નથી તેથીજ મેં તારાપર આંકોશ મેળયો નહીં."

"ને બાકીજે આંકોશ મેલતે તો શું તમારેથી ડરી જવાની હતી કે?"

"એ તો તારી અસલની લામકાજ છે! સજાતનું ફરજંદ હોય તે પોતાના ખાવીંદને એવાજ જવાબ આપે!"

"આ લેરે! એવણ તો હવે ચાલ્યા ચાલ્યા છેકજ 'ફ્રાસ્ટ' જાયેછ! હું સજાતનું ફરજંદ નહીં તો કંઇ કજાત બજાતનું છેઉં કે?"

"પણ તુંને કહેછ કોણ કે તું કજાતનું ફરજંદ છે? હુંબી એજ કહેવા માગુંછ કે તું સજાતનું ફરજંદ છે અને તેથીજ ધણીને આવું સુખ દેખાડેછ."

"શું બોલ્યા? જાહાંગીર, તમે આએ શું બોલ્યા? 'સજાતનું ફરજંદ છે તેથીજ ધણીને આવું સુખ દેખાડેછ?' તો તમારી માય બમાઇપર મેં શું કાહાણી પાડી તે તો કેહેવો? મરેરે! આએ તે કોઇ માતીડો છે કે હું આટલી નરમીથી ચાલુંછ ને ગરી-બાઇની ગીરદેસી ખમતાં ખમતાં નાકમાં દમ આયોછ તોબી એક 'ચું' કરી બોલતી નથી, ને તે છતાં આએ પારસી મને તરેહવાર બોલીને ઉભો રહેછ?"

"અરે-અરે! ગરીબ બીચારી! ખચીત, ગામનું લોક ઘેલું હોવું જોઇએ કે તું એટલું એટલું ખમેછ તોબી કોઇ તારી કદર ખાવા

નીકળતું નથી ! એમજ-એમજ-અરનવાજ ! દુનીયાંજ એવી એકદર છે, તેને હવે તું શું કરશે ?" જાહાંગીરે તેનું પાકવવા માંડયું. "મને તારી કેવી દયા લાગેછ ! ખરેખર તું જેવી સજાતનું ફરજંદ છે તેવો તુંને ધણી નથી મળયો એ તારા અફસોસમાં તારી તરફથી કોઇજ ભાગ નથી લેતું ત્યારે લાચારીથી મને લેવો પડેછ."

"હવે એવા અચકા-ટચકા કરવાના છોડી દેવો, જાંહાંગીર, તમે બેઠા બેઠા મારી મજાક કરોછ તે હું બધું સમજુંછ, પણ એમ કરીને પેલી રાંન મહીરાં મુઇની અસલ વાત વીસરાવા માગોછ તે બનવાનું નથી ! હું તે ચાલવા દેવાની નથી; બીજી સત્તર પંચાત બાજુએ મુકી એકદમ મને કહી દેવો કે તમારી ને તેની વચ્ચે 'દોસ્તી' છે કે નહીં ?"

"ના કોણ કહેછ કે નથી ? પણ જરા થોભ, અરનવાજ, 'દોસ્તી' એ શબ્દને તું કેવી 'સેન્સ'માં લઇને એ સવાલ કરેછ ?"

"વળી કેવી ? 'દોસ્તી' એટલે 'મોહબત' !"

"મોહબત ? આએ સખુન વાપરતાં તને શરમ નથી આવતી ?" જાંહાંગીર 'મોહબત' શબદ સાંભળતાંજ લાલ ને પીળો થઈ જઈ ગુસ્સાથી ગરમ થઈ ગયો. "મોહબત ? દોસ્તી એટલે મોહબત ? આ મગજની ખસેલી ! એ તું શું બકેછ ?"

"હા-હા, તમે ઘણુંબી ના પાડશો તેથી શું થયું ? તમારી ને પેલી મુગા મોદીની મેહેરી વચ્ચે મોહબત છે એ વાત હવે મારેથી છુપી નથી."

"શરમ છે તારી સમજદારીપર ! વારૂં તે તું પુરવાર કરશે ?"

"હા—હા—આજેજ મને એ ભેદ પાયોછ તો હવે વખત જતાં આપ મેળે તમારાં બધાં ભોપાળાં હું શોધી કહાડશ."

"તારા આએ સુખનો પોતેજ કહી આપેછ કે ત્યારે આજે તારી પાસે મારાં તે કહેવાતાં પાપની પુરવારી કસી નથી અને તું તારી વહેમી અટકલો પરજ ઇમારત બાંધી મારી સાથ આએ ફોકટનો ફેસાદ જગાડી બેઠીછ, અફસોસ—સદ હજાર અફસોસ તારી અક્કલપર !"

"મારી અક્કલને શું છે જે તમે એટલા બધા અફસોસ નાખોછ ? અફસોસનાં સોસારા નાખવા હોય તો નાખોની તમારી રાંન પેલી માનીતી મેહેરબાનુ મુગામોદીપર ! તે વ્હાલાં મુઇનું નામ દીધું કે તમુંને કોઈ દુશ્મેનને ઝેર જેવું કેમ લાગી જાયેછ ? હેં એનો ભેદ તે કંઇ સમજાવશો ?"

"ભેદ સમજાવે તારૂં તોડડું ! અકકલનું બારદાન પડીબી તેવીજ ચાલાક ને સમજુ કેની તે એને ભેદ સમજાવે ! તારી સાથ માથું ઝીકવું

ને પથર સાથ માથું ફોડવું એ બેઉ સરખું છે. તેં મને સુખી કીધો નથી અને કદી કરવાની નથી એમ મેં મારા મન સાથ આજથી જનમનો ગાંઠ માર્યોછ. આપણે જાણ્યે કે હોય બઇરીની અક્કલ આખર કરે પણ માથાંબાનામાં ! ભુલે ભાલે બીન સમજથી કોઇ વાર સંસાર છે ત્યાં જરા બોલાયબી–ચલાયબી તેનું મનમાં શું રાખ્યે કરી હું નાખતી કરૂંછ, તયારે બાઈ સાહેબ તો આસ્તે આસ્તે કરતાં ફાટતાંજ જાએછ. તું પુછી પુછીને પુછેછ કે મારી ને તે બાનુની વચ્ચે દોસ્તી છે કે નહીં–મેં અનેકવાર કહ્યુંછ કે એ મરદ મીત્રોમાં જે કીસમની મીત્રાચારીનો પવીત્ર ગાંઠ બંધાય છે તેજ કીસમની ખાલેસ મીત્રતા મારી અને તેણી વચ્ચે છે. જેને 'કમળો થાય તેને પીળુંજ દેખાય' તેમ તું વહેમનીજ નજરથી જોયેછ ત્યાં હું શું કરૂં ? મારા મીત્રો સાથ તું હસેછ-બોલેછ-ફરેછ હરેછ તે જોઈ હું તો તારીપર કોઈ દહાડે વહેમાયો નથી. વળી જે માતીડાઓ સાથ મને ઝાઝી ઓળખ–પીછાન નથી તે માતીડાઓ સાથ તું શું દોસ્તી નથી રાખતી ? પેલો પેસુ પેપસીન શું તારો ફ્રેંડ નથી ? શું તેની સાથ તું ફરવા-હરવા જતી નથી ? શું તે તારો માનીતો ફ્રેંડ છે એમ તું મારી પાસ અનેકવાર બોલી નથી ? એટલું છતાં મેં કોઇબી દહાડે તારી ઉપર વેહેમ પકડયોછ ? તારા ફ્રેન્ડો કે માનીતાઓ સાથ તને ફરતી હરતી મેં કોઈ દહાડે અટકાવીછ ? કેમ હવે ચુપ કેમ થઈ ગઈ ? બોલતી કેમ નથી ?"

"અરે ચુપ શાની થાય ? કોઇની ચોરી-બોરી કીધીછ કે ચુપ થાય ? હા, લેવોની હું કેહુંછ કે મારા મરદ ફ્રેન્ડો છે, ના કોણ કહેછ ? પણ તમારી માફક હદબહાર ધરાંપરાં નથી રાખયાં, સમજ્યા ? સઉ રીતે ભાતે ને કાયદસરથી છે. મુઈ હમણાં તો હું તે બીચારાઓને છઠ્ઠે છમાસે મળતીબી નથી. તે લોક કંઈ તમારે જેવા પરવારતા નથી કે લોકોનાં બઇરાની પાછળ આખો વખત ભમ્યા કરે !"

"ત્યારે તુ એમ કહેવા માગેછ કે હું ભમ્યા કરૂંછ, નહીં ?"

"તમે ભમોછ કે નથી ભમતા તે હું શું જાણું ? જો તેમ નહીં હોય તો પારકાં બઇરાંઓ છેક ચાલી ચલાવીને તમોને ઘેર બેઠાં મળવા શું કામ આવે ?"

"ઓ ભેજાંની ખસેલી ! જરા અક્કલ પકડ ! તું મોહડાંમાં આવ્યું નહીં આવ્યું જે કંઈ ભરડેછ તે શું ભરડાએછ તેનો ખ્યાલ કર ! હવે છેક અવધી થઈ ગઈછ-હું બોલતો નથી ત્યાં સુધી તું એકદમ ફાસ્ટ જાયછ. પણ અરનવાજ, યાદ રાખજે કે એનું પરીણામ સારૂં આવવાનું નથી. તું અસલથીજ તારી જાત બુનીયાદથી એક વેહેમી બઇરી છે. તું દરેક ઓરત તરફ વેહેમનીજ નજરથી જોયછ. આપણે આપણી ગરીબાઇને લીધે પુણાનાં એક ખુણાંમા વસેલાં છઇયે તેથી આજની સુધરેલી પારસી આલમમાં અબલા જાતીએ કેવા પ્રકારની સ્વતંત્રતા

મેળવેલી છે તે તું જાણતી નથી. મેહેરબાનુ મુગ્ગામોદી સાથ મને આજ કાલની ઓળખ નથી. તારી સાથ હું પરણ્યો તેની આગમચથી અમારી વચ્ચે વાતચીતનો વેહેવાર છે અને વખત જતાં તે બોલચાલ ધાડી મીત્રતામાં ફેરવાઈ ગઇછ તે હું ના પાડતો નથી, પણ જો મારી એક હૈયાત સગી બેહેન હોય અને તેણીને હું જે પાક વહાલથી ચાહી શકું તેજ-અને તેવાંજ વહાલથી હું એ બાનુને ચાહુંછ એથી વધુ અમારી વચ્ચે કોઈ પ્રકારનો અપ્રમાણીક સંબંધ નથી.”

“તે હું કેમ માનું?”

“જો ‘ખુદા’ જેવું કાંઇ છે અને તે પાક નામની બરકત કેટલી મોટી છે તે તું જાણતી હોય, તથા તે મહાનામી સાહેબનાં નીર્મળ નામપર તારો અંતઃકરણથી એતેકાદ હોય તો અરનવાજ! તું ખાત્રીથી માનજે કે મારી અને તેણી વચ્ચે એક ભાઈ બેહેન વચ્ચે હસ્તી ધરાવતા ખાલેશ ચાહ સીવાય બીજો શરમ ભરેલો કે બદ ધ્યાનતી સબંધ છેજ નહીં.”

જાંહાંગીર ઉપલા સખુનો એવા જુસ્સાથી બોલ્યો કે અરનવાજપર તેની અસર થયા વીના રહી નહીં. માત્ર એકજ પળ તેણીને પોતાના ખાવીદની લાગણી દુખવવા માટે કુદરતી રીતે પસ્તાવો ઉપજ્યો, પણ બીજીજ પળે એક તડાકે તે પાછો હવામાં ઉડી ગયો.

“તમે જયારે એટલી બધી ખરી ખાત્રીથી કહેવા માગોછ;” તેણી વચ્ચે બોલી ઉઠી “તો મને ખરૂં કેહવો, જાંહાંગીર કે એ વાહલાંમુઇ આજે તમુને શું કામ મળવા આવી હતી?”

“તે હું શું જાણું? મને એ મળી હોય તો હું જાણું કેની? હશે, કાંઇ ખાનગી કામસર મળવા આવી હશે”

“ખાનગી કામ?” અરનવાજ અહીં ચમકી પડી. “એક પારકા માતીડા સાથ એક પારકી બઇરીને ખાનગી કામ શું હોય? શું તમારી દોસ્તી એટલી બધી આગળ વધેલી છે કે પોતાના ખાનગી કામમાં તમારી સલાહ લેવા જેટલો વીશ્વાસ તમે ઉપજાવી શકયાછ?”

“એ તારો કેવો બેહુંદો ને બેવકુફી ભરેલો સવાલ, અરનવાજ? આપણે આપણા કોઇ દોસ્તપર કામ પડેછ ત્યારે વીશ્વાસ મુકયેછ કે નથી મુકતાં?”

“પણ એ વાહલાંમુઇનાં બીજા કોઈ સગાં-વાહલાં મુવાં-જીવતાં છે કે નહીં કે પોતાના ખાનગી કામ સારૂ તમો જેવા એક પારકા માતીડાને મુંબઇને છેડેથી પુના સુધી શોધતી આવવાની એને ફરજ પડી?” અધીરી અરનવાજે ફરીથી વહેમી બનતાં પુછયું.

“સગાં વાહલાં હોય કે નહીં હોય તેનો અહીં સવાલ નથી અને હોય તો તેમને હું ઓળખતો નથી. સઉથી પેહેલ્લી વાત તો એ છે કે

સર્ગાં વાહલાં હોયબી, પણ જો તેઓ વીશ્વાસ મુકવાને લાયકનાં નહીં હોય તો પોતાના મીત્ર મંડળની મદદ કાં નહીં લેવી ? શું તેમ કરવામાં તેણીએ કંઇ અણુઘટતું પગલું ભરેલુ કહેવાય ?"

"અરે પણ ત્યારે એમજ કહેવોની કે એ વાહલાંમુઇના તમે જીવે જાનના માનીતા છેવો તેથીજ મુંબઇથી અહીં વેર તમારી સાથ ખાનગી વાત કરવા એ દોડી આવી."

"તું ગમે તે બોલ, અરનવાજ, મેં ખુદાનાં પાક નામને યાદ કરી કસમપર કહેવા છતાં જો તારો વહેમ જતો નથી તો તે બીજી કોઇ ચીજથી જવાનો નથી. પણ યાદ રાખજે કે તારી આએ ચાલને માટે તને પાછળથી મોટો પસ્તાવો ઉપજશે."

"ઉપજ્યો—ઉપજ્યો ! મેં એવી તે શું આડી ચાલ ચલાવી કે પસ્તાવો ઉપજે ! ઉલટા તમેજ પસ્તાસો તેનો કંઇ વકુફ વાપરી ખ્યાલ કરો !"

"હું શા માટે પસ્તાઉં ? તું તારા વર પર વેહેમ પકડેછ તેમ હું મારી બઇરી પર વેહેમી નથી બન્યો કે પાંચે દહાડે મને તેનો પસ્તાવો ઉપજે ?"

"વહેમી નથી બન્યા, પણ પરણેલી મોહોરદારને પડતી મેલી બીજી પારકી બઇરીઓની દોસ્તી શોધતા ફરોછ એ ગુનાહ શું ઓછો છે કે !"

"મેં તેવી દોસ્તી શોધી નથી તો મને ડર શાનો હોય ? એવા નાલાયક ને નીચ બકબકારાની હું દરકાર કરતો નથી."

"હવે એમ નહીં કહેશે તો કેમ કહેશે. અસલ સવાલ છોડી દઇ ભલતી ભલતી બાબદપર શું કામ ઉતરોછ ? હુંબી તો ખરી કે તમોને એ રાંન મુગા મોદીની મેહેરી સાથ મલતા—ભેટતા એકદમ અટકાઉં."

"સુજમાં રહેશે સુજમાં—નાહક તારી ને મારી વચ્ચે એક નવો કલેશ ઉભો કરવા માંગતી હોય તો એવો ફાંકો રાખજે, પણ નોંધી રાખજે કે તેનું પરીણામ તારી ને મારી જુદાઇમાં આવવા નહીં પામે !"

"ઓ લેરે ! ઉલટો ચોર હજી તો કોટવાલને દંડેછ ! પોતે પારકી બઇરીઓ સાથ ધરાં પરાં રાખતા ફરેછ ને વળી સામી ધમકી આપેછ કે તેનું પરીણામ તારી ને મારી જુદાઇમાં આવવા નહીં પામે ! ઓ જાંહાંગીર ! જાંહાંગીર ! તમે તો હવે જુલમ કરોછ !"

"જુલમ કોણ કરેછ તે જરા તારા જીવને પુછ. એક ધણીને નાહક દુઃખી કરનાર વહેમી ધણીઆણી પોતાના સંસાર સુખનું કેવું

નખોદ વાળેછ તેનો જો તને ખ્યાલ હોય તો તું એવું એવું નાલાયક ને શરમ ભરેલું કદી બોલે નહીં. જા તારેથી થાય તે કરી લે. મારૂ દીલ સાફ છે તો એવી હજાર ધમકીની હું દરકાર કરવાનો નથી. મારા નસીબમાં જે કંઇ લખેલું હશે તે કદી ચુકવાનું નથી."

એમ બોલી જાંહાંગીર ભારે ઝનુનથી ત્યાંથી ઉઠીને પોતાના ઓરડામાં ધસારા બંધ ચાલી ગયો. તેનો પાછો ફેરવવા માટે તે બેવકુફ બાયડીએ મોટે મોટે તકાજા કરી ઘણા પ્રયત્નો કીધા પણ તે દુ:ખી ભરથાર પોતાના મકકમ ઠરાવને મજબુત વળગી રહેવાથી તેણીનું કાંઈ વળ્યું નહીં. તેણી થોડેવાર તોફાન કરી ફફડી ચટકીને અંતે સુવા ગઈ.

## પ્રકરણ ૨૨ મું.

## એક "સાધુ" નો સમાગમ.

### [ ગજલે "આગા" ]

નમાઝ કયસી, કહાંકા રોઝા, અભી મય શગલે શરાબમેં હું;
ખુદાકી યાદ આય કીસ તરહસે, બુતોંકે કહેરો–અજાબમેં હું.
શરાબકા સોગલ હો રહા હય, બગલમે પાતા હું મય કીસીકુ;
મય જાગતા હું કે સો રહા હું, ખ્યાલમે યા ખાબમેં હું?
ન છેડો ઇસ વકત મુજકુ વાઅજ, નહીં હય મોકા યેહ ગુફતગુકા;
સવાર જાતા હય વો શરાબી, મય હાજર ઉસ્કી રકાબમેં હું.
કભી નમાઝી, કભી શરાબી, કભી હું રીંદ ઓર કભી મય જાહેદ;
ખુદાકા ડર હય, બુતોંકા ખટકા, અજબ તરેહકે અઝાબમેં હું.
કયામત આનેકા ખોફ કયસા? તરદુદકુ ફીક્ર કયા હય આગા;
હીસાબ કયા કોઇ મુજસે લેગા, બતાવો મય કયા હીસાબમેં હું?

[ શાયર "આગા." ]

સાંજનો વખત હતો.

લગભગ ૭ વાગવા આવ્યા હતા. આફતાબ કયારનો અસ્ત પામી ચુકયો હતો. સાંજનું ઝઝકળું ધીમે ધીમે દીવસની પ્રકાશીત રોશણીને નાબુદ કરતું આગળ વધતું હતું. એવે સમે સીકંદરાબાદનાં ઑક્ષફર્ડ સ્ટ્રીટમાં આવેલા "કલૉક ટાવર" ની સામેના એક નાના બંગલાના કંપાઉંડના બાહેરના દરવાજાપર બે પારસી બાનુઓ રસ્તેથી પસાર થતાં

રાહદારીઓની આવજા જોતી ઉભી હતી. તેઓ હસી હસીને પોત–પોતામાં વાતો કરતાં હતાં એટલામાં ત્યાં એક જવાન સાધુ આવી લાગ્યો.

“ઓ માય ! એ કોણ છે? મુવો તો ઉભો રહીને ટીકી ટીકીને આપણાં મોહડાં જોએછ !” પેલી બે બાનુઓ જેમાં એક જવાન હતી તેણીએ પોતાની અધોર ઉમરની સાથીને કહ્યું. “ચાલો આપણે અંદર જતાં રહ્યે.”

“અરે થોભરે થોભ !” પેલી અધોર અબલા બોલતી સંભળાઇ, “એટલી બધી ગભરાયછ શાની ? એ કોઇ બીચારો રસ્તે સરૂ જતો જતો આપણને અહીં ઉભેલાં જોઇ ઉભો રહ્યોછ એમાં બીહવાનું શું છે? એ કોઇ સાધુ જેવો લાગેછ. હું ધારૂંછ કે એ આપણી પાસેથી પઇસો બે પઇસા મેળવવાની આશામાં ઉભોછ.”

“પણ એ બોલતો કેમ નથી ?”

“કોઇ કાંકવાળો માણુસ જણાએછ.” પેલી અધોર અબળાએ જવાબ આપ્યો અને પેલા જવાન સાધુ તરફ ફરીને પુછ્યું, “કોણ છેરે તું ? અહીં કાંય ઉભોછ ?”

“હું એક ગરીબ સાધુ છું, બાઇ, અને ગુજરાત તરફથી પગ રસ્તે મુસાફરી કરતો કરતો કંઇક મુદતે દખણમાં આવી લાગોછ.” પેલા સાધુએ તે બેઉ બાનુઓની ભારે અજાયબી વચ્ચે ગુજરાતીમાં બોલવા માંડ્યું. “આ શેહેરમાં હું હમણાંજ આવી પુગોછ અને તદન અંજાણો હોવાથી પુછવા માગું છું કે ગરીબ સાધુઓ માટે ઉતારાનું કોઇ મકાન અહીં કેઇ તરફ આવ્યું છે તે તમો બાઇઓ જાણો છો ? જો જાણતાં હોવ તો મેહેરબાની કરી મને ઠેકાણે પાડશો.”

“ચાલ–ચાલ, અહીંથી ચાલ્યો જા. સાધુઓના ઉતારાનું ઠેકાણું અહીં કેઇ તરફ છે તે અમે બાઇ માણસો શું જાણ્યે ? ચાલો માસી-માય, અંદર આવો ! એ કોઇ ઠગારો જણાએછ. સાંજનો નવરો વખત જોઇ એ મુવો કોઇ આપણને દબડાવવા આવેલો લાગેછ.” પેલી જવાન બાનુ, જેણી પહેલાં પેલા સાધુને જોયા બરાબર ડરી ગઇ હતી તેણીએ હવે તેને ઝંઝેડી કાઢયો.

“નાહક વગર કારણે ગુસ્સે થઇ હું ગરીબ સાધુને હલકા શબ્દોથી શુ કામ ધોઇ નાખેછ, બાઇ ? મેં તારૂં કાંઇ બગાડ્યું નથી. મેં તારી પાસે કાંઇ માગ્યું નથી.” પેલા સાધુએ ઘણાજ નરમ સાદે અતીશય નરમાસથી દીનપણે જવાબ આપ્યો.

“ચાલ હવે વધારે લતરાજ ના કર ! તારા જેવા ઢોંગીઓ તો ઘણા આવેછ !” પેલી જવાન બાનુએ ફરીથી તે સાધુને ખખડાવી નાખ્યો.

"દીકરી, કોઇ ગરીબ મુસાફરને એવા કડવા સખુનો શું કામ બોલેછ ?" પેલી અઘોર અબલાએ તે જવાન બાનુને તેમ કરતી અટકાવતાં શીખામણ દીધી અને સાધુ તરફ ફરીને વધાર્યું. "માફ કરજે ભાઈ, એ જવાન બચ્ચાંના બોલવાનો ગુસ્સો કરતો ના. તું સાધુ લોકોનો ઉતારો પુછેછ પણ તે અમોને ખબર નથી. ખબર હતે તો ખુશીથી કહેતે. અમે બાઈ આદમીઓ શું જાણ્યે કે શહેરમાં સાધુઓનો ઉતારો કયાં આવયો છે ?"

"ઉપકાર થયો, બાઇ, હું તમારો આભારી છું. તમે બે બાઇઓના સ્વભાવમાં કેટલો આસ્માન જમીન જેટલો તફાવત છે ?" પેલા જવાન સાધુએ આગલીજ નરમાસથી ધીમેથી જવાબ આપ્યો. "આ જવાન બાઇ મારી ઉપર નાહક ખફા થઈ છે પણ ખુદા એનું ભલું કરો ! અમો સાધુઓ કદી કોઇને શ્રાપ દેતા નથી. માયાળુપણું કે ગુસ્સો અમો સાધુઓ સદા સહન કરતા આવ્યા છીયે. જય નારાયણ ! જય નારાયણ !"

અને એમ બોલી તે જવાન સાધુ ત્યાંથી ચાલી જતો હોય તેમ એકબે ડગલાં આગળ વધ્યો, તેટલાં પેલી અઘોર બાઇને દયા આવવાથી બોલી. "સબર કર-જરા સબર કર ! તું બીચારો ભુખ્યો હશે, નહીં ?"

પેલો સાધુ પોતાની અસલ જગાપર પાછો ફરી બોલ્યો. "હા માઇ ખરી વાત છે. પણ અમો ગરીબ સાધુઓ સદા ભુખ તરસ વેઠતા આવેલા છઇએ."

"ગરીબ બીચારો ! કેવો સંતોષી આદમી છે ?" પેલી અઘોર અબળાએ દયા ખાધી "એને એક સેર-બસેર આટો આપું કે બાપડો ધરાઇને જમે."

"શું બોલ્યાં, માસી માય ? શેર-બશેર આટો ? શાને સારૂં ? નહીં નહીં, એવા રસ્તે રસ્તે રખડતા ધુતારાઓ તો ઘણા આવે છે." પેલી જવાન બાનુએ વાંધો લીધો, "એવાઓને આપવાને બદલે કોઇ આંધલાં પાગલાં ભીખારીને આપો કે ખરૂં પુન લાગે !"

"ઓ બાઇ ! આ ભલી માઇને ધરમ કરતાં તું શા શારૂ અટકાવેછ ? તું પોતે તો ધરમ નહીં કરે, પણ બીજું કોઇ કરતું હોય તેનેબી અટકાવેછ ?" પેલા સાધુએ નરમાસથી પુછ્યું.

"ચાલ મુવા, તું કોણ અમો એની વચ્ચે બોલનાર ? ખુદાએ હાથ-પગ આપ્યાછ તો મહેનત-મજુરી કરીને પેટ કાંય નહીં ભરતો ? એમ બારણે—બારણે—"

"નારાયણ—નારાયણ ! શું કામ એવા કડવા શખુનો તું મને બોલે છે ? બે કલાક પછી તું કેવી મુસીબતમાં આવી પડનાર છે તેનો તો જરા ખ્યાલ રાખ !"

"હેં હેં ? શું શું ? તું શું બોલ્યો ? બે કલાક પછી આએ જવાન બાઇ મુસીબતમાં આવી પડવાની છે ?" પેલી જવાન બાનુએ તો સાધુના બોલવાની દરકાર કીધી નહીં, પણ પેલી અધોર અબલા સાધુના આ સખુનો સાંભળી એકદમ ચમકી જઇ પુછવા પડી.

"હા એમ કાંઇ છે ખરૂં, પણ કૃપા કરી એ વીશે મને વધુ કાંઇ પુછશો નહીં." તે સાધુએ અણુમણ્યા ચેહેરે ધીમા સાદે ઉત્તર આપ્યો. "ચાલો, બાઇ, હવે રજા લઇશ. જય નારાયણ ! જય નારાયણ !"

"અરે થોભ—જરા થોભ ! હે સાધુ ! જરા ઉભો રહે !" તેને ચાલી જતો જોઇ પેલી અધોર અબળાને બોલ્યા વીના ચાલ્યું નહીં. સાધુએ કહેલો અગમચેતીનો તે એકજ વાકય હજી સુધી તેણીનાં કાનમાં રમી રહ્યો હતો. તુરતજ તેણીને લાગ્યું કે આ કોઇ ગુણી માણસ છે—એને એમને એમ જવા દેવાને તેણીનું દીલ રાજી થયું નહીં. "જરા થોભી જા, બાપુ તારે સારૂ થોડો આટો મંગાવવા—"

"નહીં, બાઇ, મને માફ કરો ? આ યુવાન બાઇનાં એવા અણગમા વચ્ચે તમે મને આટો આપો તે મારેથી પહેલાં તો લેવાય નહીં અને લેવાય તો ખવાય નહીં."

"કાંય—કાંય—એમ કાંય ? પહેલાં તો લેવાય નહીં, ને લેવાય તો ખવાય નહીં એમ બોલવાનું કારણ શું ?" પેલી અધોર બાઇ પુછવા પડી.

"એનું કારણ ખુલ્લું છે, મારી માઇ ! જેઓ પેટભરૂ સાધુ હોય છે, તેઓ માંગી—તાંગીને પેટ ભરે છે. એવા વેશધારીઓ લોકોના તાણા ટપલાની દરકાર કરતા નથી. ગમે એવા મીઠા કે કડવા શબ્દો સહન કરી તેઓ માત્ર પોતાનું પેટ ભરવાનુંજ શોધે છે. હું તેવા પ્રકારનો સાધુ નથી. દીવસો સુધી ભુખ અને તરસ વેઠવાનો મને મહાવરો છે. સાધારણ માણુસથી ભુખ—તરસ વેઠાતી નથી. પણ ખરા સાધુઓ પોતાનું મન મારી શકતા હોવાથી તેઓ સહેલાઇથી ભુખ તરસ વેઠી શકે છે. હું છેલ્લા ચાર દીવસ થયાં ભુખ્યો છું પણ હજી આજનો દીવસ ભુખ્યોજ કહાડવા ઇચ્છું છું."

"કાંય—કાંય, પણ એમ કાંય ? હું આટો તથા તને જોઇતી કરતી બીજી ચીજ અપાઉં પછી ભુખે કહાડવાની કંઇ જરૂર છે ?" પેલી અધોર અબળાએ કદરથી પુછ્યું.

"નહીં માઇ, માફ કરો ! હું તમારી માયાળુ માગણીનો લાભ લઇ શકતો નથી. તે હું ખુશીથીજ નહીં પણ આભારપુર્વક લેતે, પણ સાધુઓની ખરી રીત શું છે તે જાણો છો ? તેઓ તે ચીજ લઇ શકે, કે જે રાજી ખુશીથી આપવામાં આવી હોય. હે ભલી બાઇ, નારાયણ

તારૂં ભલું કરે પણ આ છોડીએ વાપરેલાં કડવાં વેણો પછી તું મને આટો આપવા ઇચ્છે છે એ તારી ભલાઇ છે. પણ હવે મારે માટે તે હરામ છે. ક્ષમા કરો, માતુશ્રી, હું તમારી એ ઉદાર માગણીને સ્વીકારી શકતો નથી. જય નારાયણ ! જય નારાયણ !"

"ઓવાય, માસી માય તમે તો કોઇ દુશ્મેન આએ મુવા કોઇ વેશધારી ઠગારાની લતરાજી પર લોભાઇ જેવાં ગીયાં છેવો ?" પેલી જવાન બાનુએ અહીં તરારો કીધો. "ચાલો, અંધારૂં થવા આયુંછ, અહીં દરવાજા આગળ ઉભું રહેવું હવે સલામતી ભરેલું નથી. મરવા દેવો એ મુવાને ! જયાં ગમે ત્યાં પોતાનું ફોડી લેશે, તેનું આપણુને શું ?"

"સુખી રહે માઇ ! તારી કડવી ગાલોથી મારૂં દીલ જરાએ દુઃખાતું નથી !" પેલા સાધુએ આગલીજ ઢપે નરમાસથી જવાબ આપ્યો. "ઓ આલીબાઇ ! સુખી રહેજે મારી બાપડી !"

"આલીબાઇ ?—એ આએ સાધુ શું હદ કરી રહ્યોછ ? એણે મારી દીકરીનું નામ કેમ જાણ્યું ?" પેલી અધીર અબળા પોતાનાં મન સાથ ભારે અજબ થતી પટપટી. "જ્યાં છે ત્યાં એ કોઇ સાચો યોગી છે." અને અહીં તેવણ પોતાની ભાણેજ તરફ ફરીને બોલ્યાં. "અરે દુક્તી—દુક્તી, એકદમ ચુપ થા ! એ કોઇ ગુણી માણસ લાગેછ. એણે તારૂં શું બગાડયું કે તું એની સાથ એટલી સખ્ત થાયેછ ?"

"એ કોઇ ઠગારો લાગેછ. આટલી જવાન ઉમરે કંઇ સાધુ થવાય માસીજી ? તમારીબી અક્કલ આજે કેમ ઘાસ ચરવા ગઇછ ?" પેલી જવાન ભાણુજી માસીપર ચીરડાઇ ઉઠી.

"અરે બાઇ બાઇ, તું હજી ઘણી અજ્ઞાન જણાય છે. સાધુ બનવા માટે ઘરડા થવાનીજ જરૂર પડે છે એમ નથી." પેલા જવાન સાધુએ ઝટ જવાબ આપ્યો. ધ્યાનમાં રાખવું કે તે પોતાની ધીમી ને નરમાસવાળી એકજ ઢપથી બોલતો હતો. તેના બોલવા પરથી ખુલ્લું જણાઇ આવતું હતું કે પેલી જવાન બાઇના આટલા કડવા સખુનો છતાં તે જરાએ ઉશ્કેરાયલો જણાતો ન હતો. "આટલી જવાન ઉમરે સાધુ ન થવાય એમ તું કહે છે, તો તારા વીચાર તને મુબારક છે, પણ અમારા હીંદુ શાસ્ત્રમાં "ધ્રુવ" નામનો બાળ—રાજા બચપણમાં સાધુ બન્યો હતો તે તું કયાંથી જાણી શકે ? અજ્ઞાનીને જ્ઞાન આપવાનો પ્રયત્ન કરવો એ હીમાલય પહાડને તેની અસલ જગાપરથી ખસેડી બીજી બાજુએ મેલવાની મીથ્યા કોશેષ કરવા સમાન છે. તારી જોડે એ બાબે હું તકરારમાં ઉતરવા માગતો નથી. હું જવાન છું તેથી સાધુપણાંને લાયક નથી એમ જો તું માનતી હોય તો હું તેનો ગુસ્સો કરીશ નહીં. હું સાધુ છું એમ તારી કને હું મનાવા માંગતોજ નથી—મેં તારી કને

કોઇ પણ ચીજની યાચના કરીજ નથી, તો નાહક તું મારૂં દીલ દુખાવાની મીથ્યા કોશેષ શા માટે કરે છે, બાઇ ? મને જોવાથી તારૂં દીલ દુખાયું હોય તો સામી હું પોતે તારી ક્ષમા માગું છું. હવે બસ ? જય નારાયણ ! જય નારાયણ ! આલીબાઇ, પરમાત્માની રચનાનો પાર નથી. દુનીયામાં કેવી કેવી વસ્તુઓ પડેલી છે તેનું તને ભાન હોય એમ લાગતું નથી. મારાપર ગુસ્સે થઇશ નહીં, પણ બાપુડી, તેં દુનીયાં હજી દીઠી નથી. જેમ સૃષ્ટામાં બદમાશીનો પાર નથી, તેમ સાધુઓનાં સતકર્મો પણ ઓછાં નથી. ફરક માત્ર એટલોજ છે કે બદમાશો વસ્તીમાં વસે છે અને ધોળે દીવસે લુટે છે જ્યારે સાચા સંત સાલેકો મારી માફક વનવાસ વેઠી દુનીયાંની માયાથી દુરનાં દુર રહે છે. ઓ આલીબાઇ તું મને એક કુત્રાં મીસાલ તરછોડી કાઢે છે તો તેની ચીંતા નથી, પણ આજે તું અને તારી આ દયાળુ ખવાસની ભોળી પણ વેહેમી ! મેહેરાં માસી ઘણી મુશ્કેલીમાં છો. તમો બંનેને જોતાંજ તમારો ભેદ હું તમામ પામી ગયો છું."

"આલીબાઇ" ઉપરાંત "મેહેરાં માસી" નું ખુલ્લું અને ખરૂં નામ પેલા જવાન સાધુએ કહી બતાવવાથી પેલી અઘોર અબળાની અચરતી હદને દરજ્જે વધી ગઇ !

તેણીની અજાયબી પુરી થાય તે આગમચ પેલા સાધુએ ચાલવા માંડયું, જેને ફરીથી અટકાવી પેલી અઘોર અબળા બોલી.

"ઓ સંત ! જરા સબર કર ! અમોને એમ ઇનતેજારીમાં નાંખીને ચાલી જવું તારાં સાધુપણાંને શોભા આપશે નહીં. બોલ જલદી બોલ કે તેં અમારાં નામ કેમ જાણ્યાં ?"

"માસીજી, તમે દીવાના તો નથી થઇ ગીયાં ?" પેલો સાધુ કાંઇ જવાબ આપે તે પહેલાં તે માસીજીની ભાણજી વચ્ચે પુરાઇ. હજી તેણીને પેલા સાધુની હાજરી અણગમતી જણાતી હતી. "એવા ઠગારાઓ આગમચથી નામ-ઠામની પરપુછ કરી ભોળાં માણસોને ઠગેછ તે શું તમે નથી જાણતાં ? એણે આપણા બેઉનાં નામ પાડ પડોશમાં કોઇને પ્રથમથી પુછી પરછી તમોને છક કરવાની કોશેશ કાંય નહીં કીધી હોય ?"

"બરાબર છે, બાઇ, તમે અંધારી રાતે આ શહેરના એક મહાન નજુમી સાબને ત્યાં ભટકો છો તે વાત પણ તમારા પાડ પડોશીઓ જાણતા હશે ખરા કે મને બધું કહી દે."

"ઓ માય ! હવે કાંહ જઇને મરૂં ?" પેલાં મેહેરાં માસી પુરાં ફાટી રહ્યાં ! "ઓ દુકતી ! દુકતી ! તું આએ કોઇ ગ્નાની આદમી સાથ નકામી કાંય ચીથરાં ફાડેછ ? એનામાં ઇલમનું જોર નહીં હોય તો એ એવું એવું કયાંથી જાણે ?"

"હંબગ ! હંબગ ! માસી, તમે તો કોઇ જબરાં વેહમી છો." પેલી જવાન બાનુએ જવાબ આપ્યો "એવું એવું તમે ભલે માનો, પણ હું તો મરતાં માનવાની નથી."

"ખરી વાત છે. બાઇ. તમે તો પેલા હઝરત મોહીનુદીન સાબનાં માનીતાં ચેલી છો અને તેનાં પ્રયોગોપર વીશવાસ રાખવાવાળાં છો એટલે મારા જેવા ગરીબ સાધુપર તમોને એકીન ક્યાંથી આવે ?"

"હઝરત મોહીનુદીન !" પેલી અઘોર બાનુ પાછી ચમકી, "અરે ! આએ સાધુ તો રફતે રફતે વધુને વધુ ખીલતોજ જાએછ. એણે કેમ જાણ્યું કે અમે હઝરત મોહીનુદીનને ત્યાં જઇયેછ ?"

પેલી જવાન બાનુને પણ હઝરત મોહીનુદીનનું નામ સાંભળી એક છુપો ઝટકો લાગ્યા વીના રહ્યો નહીં. તેણી મન સાથ હવે પટપટયા વીના રહી નહીં કે પાડ—પડોશીથી કદાચ એને અમારાં નામ ખબર પડે, પણ હઝરતને ત્યાં અમે જઇએછ—આવીએછ ને તેની ઉપર વીશવાસ રાખીયેછ એટલું બધું એ કેમ જાણી શકે ? એમ વીચારી તેણીએ તે સાધુને નીચલો સવાલ કીધો.

"હઝરત મોહીનુદીન કોણ ? અમે તો એ નામવાળા કોઇ ધણીને ઓળખતાં નથી !"

"બરાબર છે, બાઇ, કદાચ તે તમારા સ્વપ્નામાં આવીને કહી ગયો હશે કે —'જીમ જલ્લાદકા ભાઇ, કાફ બડા કસાઇ; બે એકસેકો પાયા, ઝાલ ઝહેમત ઉઠાયા !' ખરૂં કે ?"

અંહીં તે બને બાનુઓ એક સરખી અચરતીમાં ગરકાવ થયા વીના રહી નહીં. શું બોલવું અને શો જવાબ દેવો તે થોડો વખત તેમને સુઝયું નહીં. તેઓ પરસ્પર કોઠાં ટીકવા પડયાં !

"વારૂં, ઘડીભર કબુલ કરયે કે અમે હઝરત મોહીનુદીનને ત્યાં ગયાં હતાં." પેલી જવાન બાનુએ હવે તે જવાન સાધુની શકતીપર મનમાં અજબ થઇ વધુ ખાત્રી માટે સવાલ કીધો. "પણ મહેરબાની કરી કહેશો કે કયારે ગયાં હતાં ?"

"ગઇ કાલે રાતે ?"

"ગઇ કાલે રાતે ?"

"હા—ખાત્રીથી કહું છું કે હા !"

"વારૂં, કેટલે વાગે ?"

"રાતે ૧૧ વાગે ! બાઇ, તું ભુલી કેમ જાએ છે ? પેલો 'ઝટકા' વાળો કદદુમીયાં ભાડાંના પઇસા માટે હજી સુધી ફફડી રહ્યો છે !"

"કદદુમીયાં ? વળી એ મુવો કદદુમીયાં કોણુ ?"

"એ તે કદદુમીયાં કે જેનાં 'ઝટકા' માં એક રેડીયાળ ટટ્ટુ જોડેલું હતું અને જેની ઉપર કાલે રાતે અગીઆર વાગે 'ચલાવ જલદી–દેર હોતી હય !' નાં એક બાઇ તકાજાપર તકાજા કરતી હતી !"

"ઓ મારા ખોદાયજી ! આએ સાધુ તો કોઇ જીવતી આફત છે !" પેલી જવાન બાનુ મન સાથ પટપટી. તેણીને સમજ નહીં પડી કે આ સાધુ સાથનો મેલાપ ખરેખરો હતો કે તેણી એક સ્વપ્નું જોતી હતી !

"વારૂં, હું તે ઝટકામાંથી કયારે અને કયાં ઉતરી ?" તેણીએ વધુ પરપુછ કરવી ચાલુ રાખી.

"ચદરઘાટથી નીકળી હુસેન સાગરનો લંબાણુ પુલ પસાર કરી તે ઝટકામાં તું જેમ તેમ સીકંદરાબાદ આવી, મારી બાપુડી અને પછી રેલવે બ્રીડજ પસાર કરી કદદુમીયાંનો 'ઝટકો' જેમ્સ બજાર તરફ આગળ વધવાને અશકત થઇ પડયો ત્યાં તું ચીરડાઇને ઉતરી પડી હતી. ખરી વાત કે ?"

આલાંમાયથી તે વાત ના કેમ પડાય ? વગર શકે વાત તો ખરીજ હતી !

"વારૂં પછી ?"

"પછી શું ? પગે ચાલતી રાતનાં અંધારાંમાં એકલી આગળ વધી."

"પણુ વધીને કયાં ગઇ ?"

"વળી કયાં ? પેલા નેકનામ હઝરત મોહીનુદીનને ત્યાં !"

"એમ નહીં. મને વીગતવાર જાણવુંછ હું ચીરડાઇને ઉતરયા પછી શું થયું ? હું ઉતરી ત્યાં કેટલી બતી હતી ?"

"ત્યાં તમાંમ અંધારૂં હતું ?"

"શું રસ્તાપર બતી હતીજ નહીં ?"

"નહીં હતી એમ કેમ કહેવાય ? પણુ તું જે ઠેકાણે ઝટકામાંથી ઉતરી પડી ત્યાંથી મ્યુનીસીપલ બતી થોડાંક કદમ દુર હતી, જેથી ત્યાંનો આસપાસનો દેખાવ ખુલ્લેખુલો જોવાઇ શકાય એમ ન હતું."

"મને ગાડીમાંથી ઉતરી પડવાનું ખાસ કારણુ શું હતું ?"

"કદદુમીયાનું રેડીયાલ ટટ્ટુ અંતે અડીને ઉભું રહી જવાથી તું છેડાઇ પડી અને થોડો વખત ટટ્ટુને દમ ખાવા દેવાની અરજ તુચ્છકારી કાઢી 'મુવા ચોર ! ઘોડા થક ગયા તો કીરાયા કાયકુ જખ મારનેકુ કીયા ?' એમ કહી ઝટકામાંથી ઉતરી પડી આગળ ચાલવા લાગી."

"કેવું બોલેબોલ સાચ્ચું ! ઓ મારા ખુદા ! હવે કહાં જાઉં ? આએ સાધુને મેં વગર સમજવે કેવું અપમાન આપ્યું ? ખરેખર એ કોઇ સાચો સાધુ છે." એમ મન સાથ વીચારી તે જવાન અબળાએ પેલી અઘોર બાઇનાં કાનપર પડતાં કહ્યું. "માસી—માસી—માસીજી, મેં ભોળાઇમાં કેવું કાચ્ચું કાપ્યું. તમે કહેવોછ તેમ એ તો વગર શકે કોઇ ગુણી આદમી છે. હું અજબ થાઉંછ કે એ આપણે લગતી એટલી બારીક વીગતોથી કેવી રીતે માહીતગાર થઇ શકે ?"

"એલમનો જોરે રે, એલમનો જોરે—મારી દીકરી—બીજું કંઇ નહીં. તુને મેં પહેલાંથી કહ્યું કે આએ માણસમાં કંઇ છે પણ તું મારૂં કીયે દહાડે માનેછ કે આજે માનવાની હતી ? હવે આખરે થઇ તારી ખાત્રી ?"

"થઇ, માસી થઇ. હું મારી ભુલ કબુલ કરૂંછ. મેહેરબાની કરી એને જવા દેતાં નાં. એને આપણે ઘેરમાં લઇ જઇ એક એકાન્ત ઓરડામાં એની પરીક્ષા લઇયે. તમે મારા મતને મળતાં થાવોછ કે ?"

"અરે હારે દીકરી, તું 'હા' કહેછ તે તો સારીજ વાત છે, પણ 'ના' કહેતે તોબી હું કંઇ એને એમ જવા દેવાની હતી કે ? ચાલ સારૂં થયું કે તુંબી મારાં મતને અંતે મલતી થઇ." અને અહીં આપણાં મેહેર માસી, જેવણ તે સાધુએ દેખાડેલા ચમત્કારથી ઓછાં ચકીત થયાં નહીં હતાં તેવણ તેની તરફ ફરીને બોલ્યાં.

"આએ મારી જવાન ભાણજીએ તારી સાથ પહેલાં ઘણી તકોબરીથી વાતો કીધીછ પણ અંતે એને એનાં કરડાપણાંનો પસ્તાવો પેદા થયોછ. હું એની તરફથી તારી માફી ઇચ્છુંછ, સાધુભાઈ, ખુદા ખાતર ગુસ્સો ના કરતો !" તેણી બેઉ હાથ જોડીને બોલી.

"નારાયણ—નારાયણ ! અમો સાધુઓને ગુસ્સો કેવો હોય, મેરી માઈ ?" તેણે નરમાસથી ઉત્તર આપ્યો "અને વળી મારી માફી ? તોબાહ ! તોબાહ મારી પરમાત્માની માંગ—મારી માવડી ! હું ગરીબ સાધુની માફી તે કેવી હોય ? એને ગમે તો મને હજાર પ્રકારની ગલીચ ગાળથી ધોઈ નાખે તોય મને કદી તેનો ગુસ્સો આવનાર નથી."

"નહીં નહીં, શાને સારૂં ગાળ દે ? તેં બીચારાએ એનું શું બગાડયું ? આજનાં ઉધરતાં જવાન લોહીનાં અજ્ઞાન બચ્ચાં પહેલાં વગર સમજે ટેં—ટું કરે પણ આખરે પોતાની મુર્ખાઇ જોયા વગર રહે નહીં. એના બાબમાંબી એમજ બન્યુંછ. એ હવે પસ્તાયછ ને તારી માફી ઇચ્છેછ."

"નારાયણ નારાયણ ! તેમ કરવાની જરૂરજ શી છે ?"

"જરૂર તો નથી. પણ એને એની મુર્ખાઇ હવે ડંખેછ. તારી સાથની વાતચીતથી એની ખાત્રી થઇછ કે તું કોઇ ખુદાને પહોંચેલો

સાલેક છે. હવે અમો બેઉની એટલીજ અરજ છે કે અહીં દરવાજાપર ઘણું અંધારૂં થવા આવ્યું છે, માટે મેહેરબાની કરી અંદર આવ ! અમે તારી સાથ થોડીક વાતચીત કરવા માગીયેછ."

"જય નારાયણ—જય નારાયણ ! બાઇ એમ બનવું મુશકેલ છે."

"કેમ વારૂં ?"

"હું એક સાધુ તપેસ્વી--વનવગડાનો રહેનારો--સંસારી માણસોનાં ગ્રહસ્થાશ્રમમાં આવી કેમ શકું ? મારૂં તમામ તપ ભંગ થઇ જાય !"

"ઘરમાં બીજું કોઇ નથી-માત્ર અમારી એક ઘરડી ચાકરડી છે, તે પણ પાછળાં ભાગમાં રહેશે."

"તે બધું ખરૂં, પણ મેં દેખાડીલી અડચણનો આ જવાબ નથી." પેલા સાધુએ કહ્યું.

"ત્યારે આપણે એમ કરીયે. બંગલાના ઓટલાપર એક અલાહેદી ઓલી છે, જે અમારા ઝાઝા વપરાસમાં નથી. ત્યાં ઓટલાપરથી બહારોબહાર આવીને એ ઘડી વાતચીત કરવામાં હરકત શી છે ?"

પેલા સાધુએ પહેલાં તો તે માગણીબી ના પાડી પણ જ્યારે તે બંને બાનુઓ ઘણી બજીદ થઇ ત્યારે તેમની ઇચ્છાને કબુલ રાખી તે તેમની પાછળ ગયો.

## પ્રકરણ ૨૩ મું.

### "ફકીરી ખુદાકો પયારી હય, અમીરી કૌન બીચારી હય."

[ ૧ ]

ફકીરી ખુદાકો પ્યારી હય,
અમીરી કૌન બીચારી હય !—( ટેક )
હય ચીથરે શીયાલસે આલા—ચલન હરતાલસે આલા;
ચનેબી દાલસે આલા—કફન ખુશ ખ્યાલસે આલા.
યેહ કાયમકી સરદારી હય,
ફકીરી ખુદાકી પ્યારી હય,
અમીરી કૌન બીચારી હય !—( ૧ )
હાથમેં ફુટાસા પ્યાલા—વો જામે જમશીદસેબી આલા:
પાઉમેં પડા જો હય છાલા, વો હય મોતીયોંસે આલા.

ગેહ દીલપે યું ગુલઝારી હય,
ફકીરી ખુદાકો પ્યારી હય,
અમીરી કૌન બીચારી હય !–( ૨ )

બદનપર ખાક હય સો અકસીર–ફકીરોંકી હય યેહી જાગીર,
હાથમેં પડી અગર જંજીર–મુજાખા કયા હો એતકસીર.

ન હરગીઝ બેકરારી હય.
ફકીરી ખુદાકો પ્યારી હય,
અમીરી કૌન બીચારી હય !–( ૩ )

[ ૨ ]

"ફે"સે ફક્ર ઔર "કાફ"સે કુદરત, "રેસે" રહમ ઔર "યે" સે યાદ;
ચારે હર્ફ હય ફકીરીકે, જો પઢે તો હો દીલ સાફ સાફ.
ફકીર હોના બહોત કઠીન હય, જીસમેં ફક્રકી હો નહીં બુ;
ઔર કુદરતભી હો ન ઉસ્મે, તો વયસી ફકીરીપે હય થુ !

[ શાયર "બનારસી." ]

તેઓ એક નાનો કમ્પાઉંડ વટાવી એક બેઠા બંગલાની સીડીપર ચઢયાં અને ઓટલાપર આવેલી ઉત્તર તરફની એક નાની ઓરડીમાં પેલા સાધુને લઇ જઇ બેસાડયો.

પેલી જવાન બાઇ, જેણી સાધુને આપેલાં અપમાનથી પોતાનાં મન સાથ અચકાયા કરતી હતી, તેણી તેની ભવીષ્ય ભાખવાની અદભુત શકતીથી એટલી અજબ થઇ હતી કે દરવાજા આગળ જે ટીકા અને ટકોરનાં બાણ તેણીએ બેઅંદાજ છોડયાં હતાં, તે અહીં એકદમ બંધ થઇ ગયાં.

પેલો સાધુ ઓરડીમાં દાખલ થઇ ઉભો રહી ગયો. તે બન્ને બાનુઓએ તેને એક ખુરશીપર બેસવાની અરજ કીધી, પણ તેણે એવું કહીને તે સ્વીકારી નહીં કે "નહીં બાઇ, અમે સાધુઓને એવાં ઉંચાં આસને બેસવું શોભે નહીં. એ આસનપર તમજ બીરાજો હું તો અહીં મારૂં મૃગ-ચર્મ બીછાવીનેજ બેસીશ." અને એમ કહી પોતાની બગલમાં મારેલું હરણનું એક નાનું ચામડું ઓરડાની અધ-વચ્ચે જમીનપર બીછાવી તે ઉપર ઝટ તે બેસી ગયો.

તેને એવી રીતે બેઠેલો જોઇ પેલી બન્ને બાનુઓએ તેની સામેની ખુરશીઓ ઉપર બેઠક લીધી.

" ચાલો હવે ફરમાવો, શો હુકમ છે ?" પેલા સાધુએ પુછયું.

"હે સાધુ ! તારી અદભુત શકતીએ અમોને હેરત કીધાં છે." પેલી જવાન બાનુએ જવાબ આપ્યો. "મને મોટું અજબ લાગેછ કે અહીંના રેલવે બ્રીડજ અને જેમ્સ બજારનાં પોલીસ સ્ટેશનની વચ્ચે કદુમીયાંનાં ઝટકામાંથી મોડી રાતનાં અંધારા વચ્ચે હું ઉતરી પડી તે તેં કેમ જાણ્યું ?"

"આહાહાહાહાહા !" પેલો સાધુ અહીં ખડખડ હસીને બોલ્યો. "આલીબાઇ ! તારો આ સવાલ મને બહુ રમુજ આપે છે. કુદરતની પીછાનીયત પામેલા સંતપુરૂષો આગળ એવા સવાલો તો ઘણાજ નજીવા છે; આ શહેરના કે આ દેશના બનાવો તો શું, પણ દુન્યાનાં કોઇ પણ ભાગમાં અમુક વખતે અમુક માણસો શું કરે છે, અને આ ઘડીએ તેમના મનમાં શું વીચારો ચાલે છે, તે પણ અમો સહેલાઇથી કલપી તથા કહી શકીએ છીએ."

"કેવું અજબ જેવું ! ત્યારે તો દુનીયામાં જે કંઇ બનાવો બને તે બધા જાણે તમો સંતમાલેકોની નજરની સામેજ બનતા હોય એમ કહેવાય, હેં ?" પેલી જવાન બાનુએ અચરતી બતાવી.

"તેમાં શક શું ? ઇશ્કે હકીકીને પહોંચેલાઓ કુદરતની કાંઇ જેવી તેવી માયા મેળવતા નથી, મારી માઇ ! અમારી કને દુનીયાંની દોલત હોય છે. મોટા મોટા શાહ-સુલતાનો જે ચીજના મોહતાજ હોય છે, તે ચીજ અમો એક પલકમાં પામી શકીયે છીયે."

"હદ થઇ ! મરેરે ! આપણે આજ સુધી કોઇબી દહાડે એવું નહીં સાંભળેલું કે સાધુ લોકો આએ રીતે બધું પારખી શકેછ." પેલાં અધેર ઉમરનાં બાઈ બોલ્યાં. "વારૂં, સાધુજી, હવે જરા મહેરબાની કરી કહેશો કે મારી આલાંમાંય પેલા કદુમીયાંના ઝટકામાંથી રાતનાં અંધારામાં રસ્તાપર ઉતરી પડયા પછી શું બન્યું ?"

"વળી શું બને ? આ જવાન બાઈ તે ગરીબ ગાડીવાનને તેનું ભાડું આપ્યા વીના ગાળો દેતી પગે ચાલતી આગળ વધી. ચીનાઈ વાળા સાહેબોએ બંધાવેલી અગીયારી આગળ આવી ત્યાંથી ઑક્ષફર્ડ સ્ત્રીટમાં વળી."

"આ વખતે તેની સાથે કોઈ હતું ?"

"નહીં."

"વારૂં, આગળ ચાલો ! પછી મારી આલીબાઈ કયાં ગઈ ?"

"જાય કયાં ? જ્યાં જવાની હતી ત્યાં !"

"ત્યાં એટલે કયાં ? તેણી કયાં જવાની હતી ?"

"તમારા પેલા હઝરત મોહીનુદ્દીન સાહેબને ત્યાં ! ઑક્ષફર્ડ સ્ત્રીટમાંથી પસાર થઈ મરહુમ રતનજી દસ્તુરવાળા બંગલાની ગલી

આગળ આવી પુગતા નાકાંપર તેણીને એક અધોર ઉમરનાં બાનુ મલ્યાં અને તે બાનુ કોઇજ નહીં પણ 'મેહેરાં માસી' તમેજ હતાં. ખરૂં કે ? કહોની કે નહીં ?"

"મારેથી ના કેમ પડાય ? આ માય ! તમે તો અમારી બારીક બારીક બીનાથી માહીતગાર છેવો." મેહેરાં માસી અજબ થઇ બોલ્યાં. "વારૂં પછી શું થયું ? અમે બે જણાં મલ્યાં ત્યાં અમો વચ્ચે કંઇ વાત થઈ હશેની ?"

"બે જણની મુલાકાત થાય અને વાત નહીં થાય એમ બને ?" સાધુએ ઝટ જવાબ દીધો. "તમે મલ્યા બરાબર આલીબાઇને ધમકાવવા પડયાં કે 'શું થયું આલાં ? કેટલું બધું મોડું કીધું ? હું ક્યાં ક્યારની ખોટી થાઉં છ—સારૂં થયું કે એક પોલીસનું ભોંસીયું એટલામાં આવી નહીં લાગું નહીં તો હું મુશ્કેલીમાં આવી પડતે.' વગેરે તમે તમારો ઉભરો ખાલી કીધો હતો. ખરી વાત છેની ?"

"હાજી."

"અને તેનો મેં શું જવાબ આપ્યો ?"

"તમારા પેલા કદદુમીયાં ખટારાવાળાનાં રેંડીયાલ ઘોડાએ દીધેલા દગાથી તમે મેહેરાં માસીને વાંકેફ કીધાં. ખરૂં કે ખોટું ?"

"બોલેબોલ ખરૂં. વારૂં પછીથી શું બન્યું ?"

"પછી તમે પેલા હઝરત સાબને ત્યાં બે ત્રણ ગળી વટાવીને ઓટલાપર ચઢયાં. ત્યાં તમારાં માસીએ ત્રણવાર બારણાંપર ટકોરા માર્યા."

"અને તે ટકોરા મારતાંજ બારણું ઉઘડયું ?" પેલી જવાન બાનુએ પુછ્યું.

"નહીં એમ કેમ ઉઘડે ? અંદરથી એક જવાન અને કુરબે મુસલમીને 'નીશાની' નો બોલ માગ્યો જેનાં જવાબમાં મેહેરાં માસીએ 'અનક—બીન—સનક' ને યાદ કીધો ત્યારેજ બારણું ઉઘાડવામાં આવ્યું અને તમો બેઉને અંદર લઇ પાછું માંહેથી બંધ કીધું."

તે જવાન સાધુના આ ઠોકાબંધ જવાબથી ભારે હેરત પામી આલીબાઇ મેહેરાં માસીનું અને મેહેરાં માસી આલીબાઇનું પરસપર કોઠું ટીકવા પડયાં. ગોયા તેઓ મુંગી ભાષામાં એકમેકને એવું કહેવા માગતાં હતાં કે આ ગોસાંઇ તો આજે અવધી કરી રહ્યા છે!

"અમે અંદર ગયા પછીના બનાવો કહી શકશો ?"

"નહીં કાંય ? તમે અંદર ગયા પછી સીધી ને સીધી ચાલમાંથી પસાર થઇ મકાનના પાછલા ભાગમાં ઉત્તર તરફ આવેલા એક

ઓરડામાં જઇ બેઠાં, જે ઓરડો ભભુકદાર રોશનીથી ઝકઝકી અને ઉમદા સુંગધીથી પમરી રહેલો હતો."

"વારૂં, અમે ત્યાં ગયાં ત્યારે તે ઓરડામાં કોણ હતું ?"

"કોઇજ નહીં."

"એમ કેમ બને ? જેને અમે મળવા ગયાં તે ધણી તે ઓરડામાં નહીં હોય એમ હોય ?"

"નહીંજી, તેવણ ત્યાં નહીં હતા. એટલા માટે નહીં હતા કે તમારી પાસે તેવણ વધુ પૈસા ઓકાવવા ઇચ્છતા હતા."

"એ તમે શું બોલોછ ? હઝરત મોહીનુદીન પૈસાના લોભીયા છેજ નહીં."

"અરે હારે હા, હું પણ એમજ કહતો હતો. હઝરત સાહેબ લોભીયા નહીં હતે તો તમોને આવેલાં જાણી એકાએક સીક થઇ જવાનું ડોળ બતાવી બંગલીની ઓરડીમાં ભરાઇ નહીં બેસતે. ખરૂં બોલ આલીબાઈ તમે હઝરત સાહેબનાં ભવીષ જોવાનાં ઓરડામાં દાખલ થયાં તે વખતે હઝરત ત્યાં હતા ?"

તે બેઉ બાનું એકમેકનું મોહ જોવા લાગી.

"કેમ, જવાબ કેમ દેતાં નથી ? તમે હરગેજ કેહી શકશો નહીં કે તમે તે ઓરડામાં દાખલ થયાં તે વખતે હઝરત ત્યાં હાજર હતા."

"ખરી વાત છે, ત્યાં તેવણ નહીં હતા પણ કહો કે ત્યાં તેવણ ક્યારે આવ્યા ?"

"મોંઢે માગ્યું ડબલ દામ કબુલાવ્યું ત્યારે."

"પણ તેવણ હતા ક્યાં કે હમારી પાસે કબુલ કરાવ્યું ?"

"તેવણ નહીં હતા તો શું થયું—તેવણનો હજુર્યો તો હતોની? પેલો ફરએ કુકર જેવો ચરબદાર જવાન મુસલમાન, જેણે બારણું ઉઘાડી તમો લોકને અંદર લીધાં હતાં, તેણે મહેરાં માસીને શું થોડા કાલાવાલા કરાવ્યા હતા ? આજે હઝરત સાહેબની તબીયત સારી નથી અને તેવણ હરગેજ મલી શકશે નહીં—એવાં બહાનાં હેઠળ તમો કને એવડી રકમ કબુલ કરાવી હતી તે શું તમો ભુલી ગયાં ? નોટનું એક બંડલ હઝરત સાહેબને બંગલીપર પહોંચાડી આવ્યા પછીજ હઝરત સાહેબની માંદગી અચબુચ દફે થઇ ગઇ હતી એ વાત શું ખરી નથી? વળી તે લુચ્ચો હજુર્યો તે નોટો હઝરત સાહેબને પહોંચાડવા જતાં અરધે રસ્તે રૂપીયા દશની એક નોટ લુચ્ચાઇથી ચાંઉ કરી જઈ રૂપીયા દસનો એક કટકો ઓછો છે એમ પાછલથી તમોને ગળે પડયો હતો એ વાત શું ખોટી છે ? હે જવાન બાઇ, તું ભુલી કેમ જાય

છે કે તારે હાથે નોટના કટકા બરાબર ગણી આપ્યા છતાં એક નોટ ઓછી થઇ ત્યારે તેં તારી માસી જોડે શું તકરાર લીધી નહીં હતી ? "

"હા ખરી વાત છે એ માસી—માસીજી આએ સાધુ તો કોઇ હદ કરેછ ! કેટલી બધી બારીક વીગતોમાં, એ સહેલાઇથી ઊતરી શકેછ ? અરે ! શું એવી અદભુત શકતીવાલાં માણસો આએ કલીયુગના જમાનામાંબી હસ્તી ધરાવતાં હશે ?"

"હાસ્તો દીકરી, તેમ નહીં હોય તો ગઈ ગુજરીના બનાવોને બરાબર કહી આપનારા આય સાધુ જેવા શખસો આપણી નજરે કયાંથી પડે ?"

"એમાં અચરત થવા જેવું કાંઇ નથી બાઇ, ખુદાની કુદરત કોઈ ચીજથી ખાલી નથી. પેલા લુચ્ચા જવાન મુસલમીને દસની નોટનો એક કટકો ચાંઉ કીધા પછી મહેરાં માસીએ ફરીથી રૂપીયા દસની એક બીજી નોટ તારી પાસે તેને અપાવી હતી એ વાત ખરી કે ?"

"ખરી--ખરી—વગર શકે ખરી, પણ સાધુજી, હઝરત સાહેબ આવ્યા પછી શું શું બન્યું તેના બે પાંચ દાખલાની પુરવારી આપો તો સારૂં ?"

"ઘણી ખુશીથી. તમારી એક સગીને તેણીનો ભરથાર બેવફા બની ઠગે છે કે નહીં તે વીશે તમે હઝરત સાહેબને એક સવાલ કીધો હતો એ વાત ખરી કે ખોટી ?"

પેલી જવાન બાનુ અહીં હસી પડી.

"હઝરત સાહેબના પેલા કાળા પાસા તમોને યાદ છે કે આલીબાઇ ?" પેલા જવાન સાધુએ સહેજ હસીને પોતાનું બોલવું ચાલુ રાખ્યું. "અને મોહીનુદીન સાહેબની પેલી 'કાલી બીલ્લી' જેની સાથ તરેહવાર ચેડાં કાઢી પેલા જવાન હજુર્યાનાં આંગપર ફેંકી હતી તે તું ભુલી ગઇ કે ?"

"નહીં હું નથી ભુલી મરેરે, મહેરાં માસી, તમે કેમ આજે મુગાં સાવજ જેવાં થઇ ગયાંછ ? બોલતાં કેમ નથી ?"

"હું શું બોલું દીકરી. હઝરતને ત્યાં હું, તું, હઝરત અને તેવણનો હજુર્યો કમરૂદીન એ ચાર સીવાય પાંચમું કોઇજ હતું નહીં તે છતાં આય સાધુ તો આપણી બોલેબોલની વીગતથી વાકેફ છે અને એવું ઠોકામાર બોલેછ કે વચ્ચે સવાલ કરવાની જરૂરજ રહેતી નથી. બસ હવે તો મારી પકી ખાતરી થઇ ચુકી આય આદમી

ખચીતજ ખુદાને પુગેલો છે. હવે બીજી વધુ પરપુછ કરવાની કસીજ જરૂર નથી. " મહેરાં માસીએ જવાબ આપ્યો.

"નહીં એમ નહીં બાઇ તમને જેબી પરપુછ કરવી હોય તે સુખેથી કરો. હું તેથી કંટાળવાનો નથી." પેલા સાધુએ કહ્યું. "આજની રાતે તમે ગઇ કાલે હઝરતને કબુલ કીધા મુજબ તેને રૂપીયા પહોંચાડવા જનાર છોની ? પણ તમો બન્ને બાનુઓને હું ચેતાઉં છું કે એ હઝરત મોહીનુદીન આ શહેરમાં એક મોટામાં મોટો ઠગારો છે તે પોતાનાં ગેબી એલમથી લોકોનો ભેદ ભરમ પારખી કાઢવાનો જે દાવો કરે છે તે તદન ઢોંગી છે. તમે ધારો છો તેવો તે ફુલ ફરેસ્તો નથી પણ બાતેનમાં તે એક બુરામાં બુરો બદમાશ છે. ત્રણસે રૂપીયાની એક મોટી રકમ આજે તમે જે તેને આપનાર છો તેમજ ગેઇ કાલે તમે જે રકમ તેને આપી છે તેની પૈએ પૈ તમે પાણીમાં નાંખીછ એમ સહમજજો."

"હેં ? એ તું શું બોલેછ સાધુ ? શું હઝરત મોહીનુદીન એક બુરામાં બુરો બદમાસ છે ?"

"હા બુરામાં બુરોજ નહીં પણ પુરામાં પુરો બદમાસ છે !" પેલા જવાન સાધુએ ઠંડે કલેજે જવાબ આપ્યો. "તમે આજે ત્યાં જનારછો પણ યાદ રાખજો કે ત્યાં જશો તો આજે તમો ઉપર એક મોટી આફત આવ્યા વીના રહેવાની નથી. હું મારી છુપી જ્ઞાન શકતીના બળથી જોઇ શકું છું કે તે બદમાસની બદમાશીના દહાડા હવે ભરાઇ ચુકયા છે, તેની ઠગારી કારકીરદીનો આજે છેલ્લોજ દહાડો છે, જેથી હું વીનંતી કરૂં છું કે એ લુચ્ચાના ખ્યાલથી તમો બેઉ બાઇઓ હાથ ઉઠાવશો અને હવે પછી ત્યાં કદી જશો નહીં. ચાલો હવે મારી સમાધી લેવાનો વખત થવા આવ્યો છે માટે હું તમારી રજા લઇશ."

એમ બોલી તે જવાન સાધુ જવા ઉઠયો. તેના છેલ્લા શબ્દનો શું જવાબ આપવો તે પેલી બન્ને બાઇઓ સમજી ન શકવાથી એકમેકનાં કોહાં ટીકવા પડી. આ મામલો જોઇ સાધુ ફરીથી બોલ્યો;

"મહેરાં માસી—આલીબાઇ, ખુબ સાવચેત રહેજો હું જે કંઇ કહું છું તે તમારા ફાયદાનું કહુંછું. જો આજે તમે ત્યાં જશો તો યાદ રાખજો કે તમારી ઇજત આબરૂની તમામ ધુળધાણી કરશો. અને આખાં શહેરમાં તમારી બદગોઇ થશે." એટલું કહી 'જય નારાયણ—જય નારાયણ' એમ બોલતો પેલો જવાન સાધુ ત્યાંથી જવા ઉઠયો, પણ આલીબાઇએ તેને અટકાવ્યો.

"સબર કર, ઓ સાધુ, જવા આગમજ મહેરબાની કરી કહેતો જા કે હઝરત મોહીનુદીનપર આજે કેવા પ્રકારની આફત આવવાની છે ?"

"તે આફત કેવા પ્રકારની છે તે હું જાણું છું પણ મારેથી તે ખુલ્લા બોલોમાં કહી શકાય નહીં. માત્ર એટલોજ ઇશારો પુરતો ધારું છું કે આજે તે બુરા બદમાશની બદમાશીને છેલ્લો દહાડો છે, આજે રાતે તેનું પાપ ફુટવાનું છે, માટે મારી આ ચેતવણી છતાં જો તમે ત્યાં જશો તો આફતમાં તમો પોતે પણ ફશી જશો, ચાલો, સાહેબજી! જય નારાયણ! જય નારાયણ!"

એમ બોલી તે જવાન સાધુ ત્યાંથી એકદમ ઝડપું પગલે બાહેર પડયો. તે કયાં ઉતરવાનો છે તેનું ઠેકાણું મેળવવા માટે મહેરાં માસી અને આલીબાઇએ ફરીફરીથી તેને ઉભો રાખવા તેની પાછળ દોડી ઘણા કાલાવાલા કીધા પણ તે સાધુ હવે ઉભો રહ્યો નહીં. જાણે એક માણસ ગભરાઇને નાશી જતું હોય તે ઢપે લગભગ દોડ મારીને કમપાઉંડની બાહેર નીકલી પડી રાતનાં અંધારાં વચ્ચે તે નાબુદ થઇ ગયો!

## પ્રકરણ ૨૪મું.

## ખરી પડેલી આગાહી.

[ દોહરા ]

સંત સદા સાચું વદે, કહે ન ખોટી વાત;
અગમ-નિગમ લઇ પારખી, ઘડીમાં વરતે ઘાત.

[ દીલજાન. ]

વચ્ચે અરધો કલાક પસાર થયા બાદ રાતનાં અંધારાંમાં બે પારસી અબળાઓ ભરાતી-સંતાતી એક સાંકડી શેરીમાંથી પસાર થતી જણાતી હતી. તેઓએ પોતાનાં શરીરપર કાળા ઓવર કોટ ઓઢેલા હતા. સોમસુંદરમ ઍંગ્લો-વરનાક્યુલર સ્કુલવાળી ગલી વટાવી તેઓ એક બીજી નાની ગલીમાં દાખલ થયાં અને તેને નાકે જઇ ત્યાંથી એક સાંકડી શેરીમાં આગળ વધવા લાગ્યાં.

તે શેરીને નાકેનું છેલ્લું ઘર વાંચનારને અંજાણું નથી. આ તેજ મકાન હતું કે જેમાં પેલા ભવીષ્ય પારખનાર હઝરત મોહીનુદીન સાહેબ રહેતો હતા. પેલી બે અબળાઓ તે કોઇજ નહીં પણ આગલી રાતે ત્યાં આવી ગયલી પેલી બે માસી-ભાણેજ હતી, જેમને આપણે મેહેરાં માસી અને આલીબાઇ એનડરસનને નામે ઓળખી ચુક્યા છઇયે.

"માસી, આપણે ડઝન બંધ વખત અહીં આવ્યા હોઇશું. પણ આપાનું આજનું આવવું મને કંઇ નહીં સમજ પડે તેવી ધાસ્તી પેદા કરનારૂં લાગેછે." પેલી જવાન બાનુ રસ્તે ચાલતા ચાલતાં ધીમેથી બોલતી સંભળાઇ.

"મરે, મનેબી એમજ થયા કરેછે. પેલો સાધુ આપણુને અહીં આવવાની સખત મનાઇ કરી ગયોછે તે છતાં આપણે અહીં આવેલાં હોવાથી મુવો દીલમાં કયારથી દગદગો લાગ્યા કરેછે, પણ કરીયે શું? ભલા આદમી તેબી જરા ખુલ્લો ખુલાસો કરી નહીં ગયો કે જો આપણે હઝરતને નહીં મળીયે તો આપણે હાથ ધરેલું કામ કેવી રીતે ને કોણુની મારફતે પાર ઉતાર્યે. હવે તો જે ખુદા કરે તે ખરૂં. મેહેર હશે તેના સરોશ થવાના નથી અને સરોશ હશે તેના મેહેર બનવાનાં નથી. કેમ આલાંમાય, ખરૂં કેની દીકરી?"

"તમે કહેવોછ તે ખરૂં છે, માસીજી, પણ પેલા જવાન સાધુએ આપરી હીલચાલની જે બારીક હકીકતોથી આપણુને અજબ કીધાં હતાં તે ઉપરથી મને તો બા આપણા હઝરત સાહેબ વીષે મનમાં થોડેક વેહેમ ઉપજયોછ જો! હા બા, આપણે તો જે કંઇ હોય તે ખરેખરૂં કહેવાનાં."

"ને અહીં કોણુને નથી ઉપજયો? પણ હવે કરીયે કેમ? ગઇ કાલે ખોબો ભરીને રૂપીયા ઝાંસીયાછ તે એકદમ કંઇ છોડી દેવાય? હવે તો મારી મરજી એમ છે કે એટલું કામ કાહડી લઇ હઝરત સાહેબને આપણે છેલ્લીસલામ કરીશું.કેમ તારો શું વીચાર, આલાં?"

"હા, માસીજી, તમારો આએ વીચાર મને ગમેછ. આપણે એમજ કરવું જોઇએ. જુઓની, હઝરતની પાસે પેલો હુઝુરીયો છે તેનું મુવાનું નામ શું જો–હં હં–હવે યાદ આયું–કરીમખાન–કરીમખાન–એ મુવો કરીમ ધરીમખાન ગઇ કાલે રાતે ૧૦ રૂપીયાની નોટ ગટાવી જઇ આપણુને કેવી ઉલથાપ આપી? મેં મારે હાથે નોટના કટકા ગણીને આપેલા તે છતાં મુવો તેમાંનો એક કટકો આડમેરો કરી દઇ સાફ નામુકર ગયો ત્યારેજ મને વેહેમ પડયો હતો, પણ તમે તેને 'દીકરી, તારીજ ગણવામાં કંઇ ભુલ હશે.' કહી ચઢાવી આપ્યાથી રૂપીયા દશનો બીજો કકડો નકામો આપવો પડયો. જોયું કેની? આજે પેલા જવાન સાધુએબી એ ભેદ પકડી પાડી આપણુને શું કહ્યું તે? જો હુઝુરીયો એવો લુચ્ચો હોય તો હઝરત કેમ નહીં તેવાજ હોય? મને તો બા હવે વેહેમ પડેછ."

"હવે વેહેમ પડો કે વામ પડો–અહીં સુધી આવ્યા પછી આપણુાથી અહીંથી હવે ફરાય નહીં."

"માસી, માસીજી, હુજત ના કરો–આબરૂમાં પાછાં ફરો! મને આજનો રંગ કંઇ સારો લાગતો નથી. મુઈ દીલમાં કંઇ નહીં સમજ

કે તેની બીહક લાગ્યા કરેછ. શું તમે પેલાં સાધુએ ફરી ફરીથી કહેલા શબ્દો ભુલી ગયાં કે આપણે જો હઝરતને ત્યાં જઇશું તો આજે કોઇ મોટી આફતમાં ફસી પડશું ?"

"તે બધું ખરૂં પણ એ સાધુ થતો ભસી ક્યાં ગયોછ કે હઝરતને બદલે તેનો બીજો કોઇ ઉપાય અમુક રીતે કરવો. તેમ તેણે જણાવ્યું હતે તો આપણે અહીં આવવાની દરકાર કરતે નહીં."

"ભોળો, માસી, એમાં સાધુનો વાંક નથી. તમે તેને તે વીશે પુછ્યું હતું કે તે કહે ? તે પુછવાનું કામ તમારૂં હતું અને નહીં કે તેનું !"

"પણ સુવો વખતજ ક્યાં મલ્યો કે જરા ધીરજથી પુછ–પરછ કરૂં ? એક તો તે જવાની ઉતાવળમાં પડયો તો તેમાં તેં વચ્ચે વચ્ચે કાંઇ ને કાંઇ વાત પુછ્યા કરીને વખત પુરો કરી દીધો ત્યારે હું શું કરૂં ? એમાં વાંક તારો કે મારો ?"

"તમારો ! તમે તમારી સાવચેતીમાં રહી પુછતે તો તમારૂં કોઇ મોહડું ધરવા આવવાનું નહીં હતું. તમારી ભુલ હવે તમે મારે માથે નાંખવા ઇચ્છોછ એ વાજબી નથી." પેલી જવાન અબળાએ લગાર તીખ્ખી થઇ રોકડું પરખાવી દીધું.

"અરે બાઇ જવા દેની ? નકામી તું કાંએ તીખ્ખી થઇ જાએછ ? વાંક બધો મારોજ હતો ! રાંન મેહેરાં માસી દાલ દોધીમાં બધાંમાં છુંદાતીજ આવેલી છે તે છુંદાએછ. જે વાત હાથથી ગઇ તે બાબે નાહક વીલાપ કરવામાં સાર નથી. હવે તો 'નવ્વાણું ત્યાં ભર્યા સો' એમ સમજી આજની મુલાકાતમાં હઝરત સાથનો છેડો છોડવી નાખીશું."

"નહીં માસીજી, મારે તેમ કરવુંજ નથી. જાહાંનમમાં વીયા તે ગઇ કાલના રૂપીયા–પૈસા ! મારૂં માનો તો મુગાં મુગાં આપણે પાછાં ફરીએ તેમાંજ લાભ છે."

"અરે પ્રીટ ! આએ દુકતીને કોઇ પુછે ? ઘડીકમાં કેમ ને ઘડીમાં કેમ ? આલાં, તું એવી કીયે દહાડે હતી ? આજે તું એમ શું કરેછ ! પેહેલાં જે સાધુને તેં અપમાન આપીને હસી કહાડયો હતો તેજ સાધુપર હવે તારો વીશ્વાસ બેસી ગયો કે ?"

"નહીં કાંય બેસે માસીજી ? તેણે અગમ–નીગમની ઇંચેઇંચ ને ગોલમોલ ખરી વાત ખુલ્લી કરી આપી ત્યારેજ મને લાગું કે એ કોઇ ખુદાઇ શકતીવાળો ગુણી આદમી છે. તમારી માફક હું કંઇ તેને જોતાં વારજ અંજાઇ ગઇ નહીં હતી. મેં તો મારી પકકી ખાત્રી થઇ ત્યારેજ—"

"અરે હારે હા, પણ આએ હઝરત સાહેબનું ઘેર આવી પુગું તેનો કંઇ વીચાર કીધો ? હું એમ કહેવા માગુંછ કે આપણે અંદર

જઇયે ને આજે આપવા કબુલેલી રૂ. ૩૦૦ ની રકમ એવી શરતે આપીયે કે આપણાં કામનો રસ્તો તે આજને આજ કરી આપે. એ બે ત્રણ મહીના મુલતવી રાખવા કહેછ તેમ આપણે કરવું નથી."

"નહીં, માસી, તેમબી નહીં. આજની રકમ એને આપવીજ નથી. ગમેતો ગઇ કાલે આપેલી રકમ તમે પાછી માગી લઇ છેડો છોડવી દેવો. તેમ હોય તોજ હું તમારી સાથ અંદર આઉં. મને તો બા પેલા સાધુએ કહ્યુંછ ત્યારથી ધા તીનાં ધ્રુજરાં છુટી રહ્યાંચ. મારા સમ, તમે હસોછ શું ?"

અંતે મેહેરાં માસી પોતાની ભાણેજના આગ્રહ આગળ આજેજ થઇ ગયાં. આલાંબાઇ જુદી સ્વભાવની હતી તેણીએ પોતાની જીદ પુરી કીધી ત્યારેજ ઠંડી પડી.

મેહેરાં માસી હઝરત મોહીનુદીનના ઓટલાપર ચડયાં. તેમની પાછળ પાછળ આલીબાઇ ચાલવા લાગી. આગલા દીવસની મુલાકાતનીજ માફક બારણાપર ટકોરા પડયા. અંદરથી નીશાની પુછવામાં આવી જેનાં જવાબમાં 'કાલી બીલ્લી' એવો શબ્દ સાંભળતાંજ પેલા હુજુરીયા કમરૂદીને બારણું ખોલી તેમને અંદર લીધાં.

"હઝરત કયાં છે ?" મેહેરાં માસીએ પુછયું.

"ફાલ જોવાના ઓરડામાં." કમરૂએ જવાબ આપ્યો.

"ગઇ કાલની માફક ઉપરની ઓરડીમાં તો જઇ સુતા નથી ?" આલીબાઇએ ભરમમાં તાણો માર્યો.

"નહીંજી, આજે તો હઝરત સાહેબ ખુશ તબીયતમાં છે." કમરૂદીને બારણું અંદરથી બંધ કરતાં જવાબ દીધો.

"બરાબર છે." આલીબાઇ મન સાથ બબડી. "આજે ૩૦૦ રૂપીપાની ઠમણી લેવાની છે એટલે સીક કયાંથી પડે ?"

તેઓ હવે પેલી સીધી ચાલમાંથી મકાનના છેલ્લા ઓરડામાં ગયાં, કે જ્યાં હઝરત સાહેબ પોતાની મસનદપર બેસી સામે મુકેલા ચોપટપર પેલા કાળા પાસા ફેંકી એકલાજ કાંઇ ગણુત્રી કરી રહ્યા હતા.

રાબેતાના નીયમ મુજબ તે બન્ને બાનુઓએ હઝરત સાહેબને નમન કીધું, જે તરફ એક ધીમું ડોકીયું કરી જાણે કેવાએક પોતાના કામમાં એકાગ્રહ ચિત્તથી રોકાયલા હોય તેવો તેવણે દેખાવ કીધો.

મેહેરાં માસી અને આલીબાઇએ પોતાની ગઇ કાલની જગાપર બેઠક લીધા પછી નઝદીક પા કલાક સુધી હઝરત સાહેબ પોતાના કામથી ફારેગ થયા નહીં. પંદર મીનીટ પસાર થવા પછીજ તેવણે મેહેરાં માસી તરફ જોઇ લગાર હસ્તે ચેહેરે હીંદુસ્તાનીમાં સવાલ કીધો.

" કેમ બાઇ સાહેબ, કંઇ ફરમાસ ? "

" હાજી, ફરમાસ એ છે જે ગઇ કાલનાં કામને માટે અમે આવ્યાંછ, પણ–"

હજી તો માસી આ શબ્દો બોલે છે તેટલાં પેલો ફરબે જવાન કમરૂદીન તેમની નજદીક ગયો અને ગઇ કાલની કબુલાત મુજબ રૂ. ૩૦૦ ની જે રકમ તેઓ આજે લાવનાર હતાં તે હઝરત સાહેબ સમક્ષ પ્રથમ રજુ કરવાની ધીમા સાદે અરજ કીધી. જાણે પોતે તેમને માટે કેટલી બધી કાળજી ધરાવતો હોય તેવો તે વખતનો તેનો દેખાવ હતો.

" અરે હારે હા, પણ એજ પૈસા વીશે મારે કંઇ બીજી ઢપે હઝરત સાહેબ સાથ વાત કરવીછ, કમરૂદીન, તું મને બોલવાજ નહીં દેતો ત્યારે હું શું કરૂં ? "

મેહેરાં માસીનો આજનો રંગ કંઇ જુદાજ તોરપર જોઇ કમરૂદીન ખસીયાણો પડી ખસી ગયો. ઠાવકી આલીબાઇએ ઝટ જોઇ લીધું કે તેમ કરવા માટે હઝરત મોહીનુદીન સાહેબે તેને એક છુપી ઇશારત આપીહતી.

" હું એમ કહેવા માગુંછ હઝરત સાહેબ, કે—" અને અહીં માસી પાછાં અચકી ગયાં.

" એ એમ શું કરી રહ્યાંછ માસી ? મરેરે ! જે કંઇ કહેવું હોય તે ખુલ્લે ખુલ્લું કહી દેવોની ? "

" તું કહે–તું બોલ આલાંમાય, મારી તો મુઇ જીભજ ઉપડતી નથી. રખેને આપણું બોલવું સાંભળી એ છેડાઇ પડે. " મેહેરાં માસી ધ્રુજતાં–ધપકતાં આલાંના કાનપર પડી ધીમેથી બોલ્યાં.

" શું બોલ્યાં ? છેડાઇ પડે ? શાને સારૂં છેડાઇ પડે ? શું કોઇની ચોરી બોરી કીધીછ કે છેડાઇ પડે ? " અહીં આલાં તીખ્ખી થઇ ગઇ. " ચાલો લાવો, તમારી હીંમત નથી થતી તો હું બોલુંછ." અને એમ બોલી આલાંએ હઝરત તરફ ફરી મોટે સાદે કહ્યું " હઝરત સાહેબ, માફ કરજો–કંઇ મનમાં ઓછું લાવતા ના. ગઇ કાલે તમારી સાથે જે ગોઠવણ થઇ હતી તે મુજબ અમોને કરવું નથી. અમે કાલે જે રૂપીયા તમોને આપ્યા હતા તે મેહેરબાની કરી અમોને પાછા આપો–અમો તે કામ તમારી પાસ કરાવવા ઇચ્છતાં નથી ! "

આલીબાઇ એનડરસનનાં આ સખુનો સાંભળી હઝરત અને તેમને હજુરીયો પરસપર કોહું ટીકવા પડયા. તેમને સમજ નહીં પડી કે આ રીતે મામલો અચબુચ ફેરવાઇ કેમ ગયો.

" હેં ? શું બોલ્યાં બાઇ ? ગઇ કાલે આપેલી રકમ તમોને પાછી આપું ? "

" હાજી."

" કાં વારૂં ? "

૧૮

"હજી પુછોછ કે કાં વારૂં ? તેનો જવાબ આપવાને અમે બંધાયલાં નથી." આલીબાઇએ નેણુ ફેરવી જવાબ આપ્યો. "તે અમારી મરજીનો સવાલ છે."

"ત્યારે શું આજે ૩૦૦ રૂપીયાની જે રકમ લાવવાને તમે કાલે કબુલ કરી ગયાં હતાં તે અવેજ—"

"આએ માણુસને કોઇ પુછે ?" આલીબાઇ તુરત તેને બોલતો અટકાવી પાડી વચ્ચે બોલી ઉઠી. "હું ગઇ કાલના રૂપીયાની માગણી કરૂં છ ને આએ આદમી આજના અવેજની વાત કરેછ ! જો વાત લાયોછ તે !"

આલીબાઇના આ તરારાથી હઝરત મોહીનુદીન સાહેબનું મોહડું ફીકકું ફ્ચ મારી ગયું.

"બાઇ, તું શું કહેવા માગે છે તેની મને સમજ પડતી નથી." તેવણે ફરીથી પુછ્યું.

"હું એમ કહેવા માગું છું, હઝરત સાહેબ, કે ગઇ કાલે અમે જે કામ તમોને સોંપ્યું હતું તે અમારે કરાવવું નથી જેથી આજે જે અવેજ અમે તમોને આપનાર હતાં તે અમે આપવા ઇચ્છતાં નથી."

"એજ કે કંઇ બીજું ?"

"જરા સબર કરો ! આજના કામ માટે ગઇ કાલે જે રૂપીયા અમે તમોને આપ્યા હતા તે અમોને મેહેરબાની કરી પાછા આપી દો કે અમે અહીંથી એકદમ ચાલી જઇયે."

"ગઇ કાલના રૂપીયા ? તે રૂપીયાપર તમારો હક કેવી રીતે પુગે છે, બાઇ ?"

"તે રૂપીયાનાં આપનાર અમે હતાં તે ઉપરથી હમારો હક પુગે છે, હઝરત સાહેબ ! હવે મુગા મુગા તોલી દેવો નહીં તો વાત વધી પડશે."

અચબુચ ફેરવાઇ ગયલો આ મામલો જોઇ હઝરત મોહીનુદીન પોતાનાં મન સાથ ઘણા હેરત થયા. તેવણે પ્રથમ નરમાસથી સમજુત કાઢવા માટે ધીમે સાદે જવાબ આપ્યો. "તે રૂપીયાનાં આપનાર તમે હતાં એ હું ના પાડતો નથી, પણ તે અવેજપર તમારો હક કેમ પુગશે ? ગઇ કાલે મેં જે મેહેનત લીધી હતી—મારી નાદુરૂસ્ત તબીયત છતાં તમારી મરજીને માન આપી જીવપર ખેડીને મેં મારા એલમનો જે લાભ તમોને આપ્યો હતો—તેની ફી તરીકે તે ગણાવી જોઇયે. એ અવેજપર તમે આજે કેવી રીતે હક ઉઠાવી શકો ? હા, આજે જે અવેજ તમે મને લાવી આપનાર હતાં તે ઉપર તમારી મરજી વીરૂધ હું દાવો કરી શકું નહીં. પણ ગઇ કાલની રકમ તમોથી માગી શકાય નહીં."

"કેમ હઝરત સાહેબ, તમે તો રૂપીયા–પૈસાની દરકાર કરનારા નહીં હોવાનો ફાંકો રાખતા હતા ને આજે એમ કેમ બોલોછ ? ગઇ કાલે તમે બેવડી રકમ અમોને અડાવીને લીધીછ એ વાત ખરી કે ખોટી ! હા, કાલે તમે અમારી તરફથી થોડી મેહેનત લીધી હતી તે હું ના પાડતી નથી. તેના બદલામાં તમોને કાંઇ આપવું જોઇયે એ પણ ખરૂં, પણ તમે બેવડી રકમ લીધેલી છે તેમાંની અરધી રકમબી અમોને પાછી મળવી જોઇયે."

"નહીં, હઝરત સાહેબ, નહીં ! આ બેઉ બાઇઓ આજે આપણને અહીં દબાડવા આવી હોય એમ લાગે છે, માટે એમને ખોટી રીતે ફાવી જવા દેશો ના. એ લોકે બેવડી રકમ આપી છે તે પોતાની ગરજે આપેલી છે." પેલો હુજુરીયો કમરૂ અહીં બખાળવા લાગ્યો.

"ખબરદાર, તને વચ્ચે બોલવાનો કશો હક નથી." આલીબાઇએ તેને તતડાવી નાંખ્યો.

"નહીં કાં બોલે ? એક મુકીને દસ વખત વચ્ચે બોલવાનો મને હક છે. એ બેવડી રકમનું સાટું તમોએ મારી મારફતે કરેલું છે." પેલા કમરૂએ આલાંમાયને યાદ આપી.

"ભલે તારી સાથ થયું હોય, પણ અમે મકાનના માલેક વગર અમે બીજાં કોઇને ઓળખતાં નથી." આલાંએ ઝટ હાજર જવાબ આપ્યો. "તને વચ્ચે બોલવાનો હક નથી. અમે અમારો હીસાબ હઝરત સાહેબ સાથ સમજી લઇશું."

કમરૂદીન અહીં કાંઇ જવાબ દેવા જતો હતો, તેટલાં હઝરત મોહીનુદીને તેને બોલતો અટકાવી આલાંમાયને પુછયું. "જરા સબર કરો બાઇ, આટલાં તીખ્ખાં શા માટે થાઓછો ? કાંઇ નહીં તો મારી બુઝર્ગીની તો જરા લેહાઝ કરો ? હું એમ પુછવા માગું કે ૨૪ કલાકમાં તમારા વીચારો આમ ફરી જવાનું ખરૂં કારણ શું છે ?"

"અમે કારણ–બારણ કાંઇ જાણતાં નથી. અમુને તો અમારા ગઇ કાલે આપેલા રૂપીયા જોઇયેછ. તે લેવા સારૂંજ અમે આજે અહીં સુધી આવ્યાંછ."

"તે રૂપીયા તમને મળશે નહીં." હવે હઝરત સાહેબે નેણ ફેરવી જવાબ આપ્યો. "તે અવેજપર તમારો હક નથી."

"શું બોલ્યા ? તે અવેજપર અમારો હક નથી ?" આલાંએ તીખ્ખી લઇનેજ સવાલ પાછો પુછયો.

"હા જરાએ નહીં !"

"ઠીક છે ત્યારે ! અમે એકદમ પોલીસને ખબર આપીયેછ અને તેનું જે કંઇ ગંભીર પરીણામ આવે તેના જોખમદાર અમે ગણાઇશું

નહીં. ચાલો ઉઠો, માસી, બેસીને સાવજની માફક મોહડું શું જોયા કરોછ. ચાલો અહીંથી એકદમ ! એવાં દોજખી ધામમાં વધુ વખત ખોટી થવામાં આપણી સલામતી નથી."

"અરે પણ જરા થોભ તો ખરી દીકરી ? હું શું કેહુંછ તે જરા સાંભળતો ખરી મારી માય ? હું એમ કહેવા માગુંછ કે ગઈ કાલે આપેલી રકમપર પુરો મુકી આપણે અહીંથી ગુપચુપ ચાલી જઇયે તો—"

"નહીં જવાય—નહીં જવાય—તમો બેઉ બાનુઓ, અને આ હઝરત તથા તેનો હુઝુરીયો એ ચારે જણાં અમારાં કેદી છો !" મેહેરાં માસી વધુ બોલવા જાય છે તેટલાં તે ઓરડામાં પાંચ યુરોપીયન પોલીસ કાન્સ-ટેબલો અને ૧૦ સીપાઇઓનું એક નાનું જેવું લશકર તે ચારે જણાની ભારે અજાયબી વચ્ચે અચણુચ દાખલ થયું અને વડા કાન્સટેબલનો થથ-રાવી નાંખનારો અવાજ સાંભળતાંજ તે ચારેના હાંજા ગગડી ગયા !

"ઓ નખોદ ! માસી ! માસી ! પેલા સાધુની આગાહી અંતે ખરી પડી ! આપણે તો મોટી આફતમાં ફસી પડયાંછ !" આલાં તે મામલો જોઇ ધાસ્તીનાં ધુજરાંથી ધુજતી એક ધીમી ચીસ પાડી બોલી.

હઝરત સાહેબ મસનદ પરથી ઉછળીને ઉભા થઇ થરથર ધુજવા પડયા. તેવણને સમજ નહીં પડી કે આગલાં પાછલાં બારણાં અંદરથી સંભાળપુર્વક બંધ છતાં પોલીસનું આ ધાડું અચણુચ કયાંથી નીકળી આવ્યું !

## પ્રકરણ ૨૫ મું.

### "સ્ત્રીની બુદ્ધી પાનીએ !"—મુર્ખાઇનાં ફળ.

### ગઝલે આરઝુ.

અય દીલ ! અબ ગોશા પકર બયઠ રહો ખાનેમેં,
કુછ મઝા ન રહા ત્યાં કીસ્કે ત્યાં જાનેમેં.
અપને બીસ્તરકા રહો આશના ઔર ખાને નશીન,
કુછ ન કમ હોગા મુકદદરકા તેરે આનેમેં.
હકને જો તુજકો દીયા નાનો જવારો ગનદુમ,
અયસી લહેઝત તો કહો કીસ્કે કહાં ખાનેમેં.
ઔર બીરીયાંની મુઝાફીરમેં નહીં કીસ્સે મઝા,
જોકે લહેઝત હય મઝા અપને મીલા ખાનેમેં.

હય ખુદા કાદીર રાઝેક હય ખુદા હર એકકા;
ખાનેવાલેકા લીખા હય નામ હરએક દાનેમેં.
શુક્ર કર જીક્રે ઈલાહીમેં સદા રહે મશ્ગુલ;
કીસ્કે એહસાનમેં જા ન પર તાનેમેં.
'આરઝુ' એ દીલસે બાયસ અગર કોઈ બોલાય,
કુછ બીગરતા નહીં ચલ કીસ્કે લ્યાં જાનેમેં.

[ લહર. ]

રામ કહો–હરનામ કહો–રબ નામ કહો–જો ભાવે;
મુક્તી મેવા તબહી મીલેગા, 'હર' દીલમેં જો લાવે.

"યા અલ્લાહ ! એ કયા બલા ?" હઝરત મોહીનુદીન સાબ ફગલાઈને ફાટી રહેતા બોલી પડયા.

"ઓ માય ! હવે કાંહ જઈયે ! માસી–માસી, આખરે પેલા ફકીરની આગાહી ખરી પડી જો ? મેં તમુને ઘણું ઘણું કહયું પણ તમે મુવાંએ માન્યું નહીં."

"ઓ મરેરે ! હવે શું કરૂં ? ઓ ખોદાય ! કાંહના કાંહ ભોગ લાગા કે અહીં આયાં ? એ તો આખાં સીકદરાબાદ ને હેદરાબાદમાં ઘેરે ઘેર ફજેતો ને ફેસતો થવાનો ! ઓ માય આલાંમાય, તું ઉભી રહીને સાવજની કાંની જોયા શું કરેછ ! કંઈ ઉપાય શોધની ?"

"શું શોધું, મારૂં તોડકું ? તમે માસીનાં થતા મરે તે મુવાં મમતી ને જીદીએ મમત ને જીદ કીધી નહીં હતે તો આજે આપણો આએ દહાડો આવતે નહીં ! મુવાં મુળમાં મીઠું મુકનાર તો તમેજ છેવો ને હવે મને શાંનાં કેહવોછ કે કંઈ ઉપાય શોધ ? કાંહથી શોધું ચુહલામાંથી શોધું ? પોલીસે આએ ઘેરપર દરોરો નાંખ્યોછ ને આખાં ઘેરની અત્રાફ બાહેરથી મજબુત બંદોબસ્ત જળવાયલો હોવો જોઈયે–કારણ કે પોલીસનું કામ કાંચુ હોય નહીં. તમે અહીંથી નહાસવામાં જરાબી ફતેહ પામવાનાં નથી અને ધારો કે મોટી મુશ્કેલથી તેમબી થયું તો બાહેરના બંદોબસ્ત આગળ બચવાનાં નથી માટે બેહેતર છે કે હવે તો અહીંજ ઉભાં રહી શું થાય છે તે ગુપચુપ જોવું. આપણે પોલીસને એમજ કહેવું કે એ કે એ એક લુચ્ચો ઠગારો છે અને ભોલાં લોકોને ધુતીને ધુમ મારી ખાએછ."

"પણ મરે તેમ હઝરતે કીધુંછ કે આપરે કહીયે ?"

"માસી–માસી, તમારૂં શું થશે ?" હવે તે જવાન અબળા છેડાઈ પડી. "તમોને કંઈ વીચાર છે કે જે ધણીએ ગઈ કાલે લીધેલા રૂપીયા

આજે આપવાની ખુદ તમોને પોતાને ના પાડી તે બીજાઓને શું મચક આપતો હશે એટલોબી તમોને વીચાર આવતો નથી ?"

"મરેરે ! ખરી વાત ! ત્યારે આલાંમાય, તું કહેવા શું માગેછ ?"

"કહેવા શું માગેછ, પુછોછ ? આપણે આપણા બચાવને સારૂ એની ઠગાઇ બહાર પાડવીજ જોઇયે. એમ કરવામાં આપણે કંઇ ખોટાં ગણાવાનાં નથી. એ મુવાએ આજે ત્રણ ત્રણ વરસ થયાં આપણી પાસથી થોડા રૂપીયા ખાધાછ ? તેનો એકંદર સરવાળો કરવા જઇયે તો ત્રણ, સાડાત્રણ હજાર રૂપીયા થવા જાએછ, તેનું કંઇ તમુને ભાન છે, માસી ? તે એટલા રૂપીયા એ મુવાને હરામના ખવાડીને આપણે લાભ શું મેળવ્યો ? ધુળે ધુળ !–તેમાનું કાંઇ નહીં ! હજી મુવાએ ઓછા ખાધેલા હશે તે તમે આજેબી ત્રણસોનું બીજું નવું પોટલું બાંધી ખોળામાં ખોસીને એને આપવા લઇ આયાંછ પણ તેમ કરવા જતાં તો આપણે આએ બલામાં ફસી પડયાંછ. ઓ મરેરે, જુઓ–જુઓ મહેરાંમાસી, પેલા પોલીસવાળાઓ તો હઝરતના હાથમાં લોખંડી હાથ-કડી નાંખેછ. ઓ માય ! હવે કાંહ જાઉં ? રખેને એવાજ હાલ આપણાબી કરે !"

તે માસી–ભાણેજ વચ્ચે આ વાત ચાલે છે, તેટલાં પેલાં હઝરત અને તેવણનાં લડ હુજુરીયા કમરૂદીનને પોલીસે પહરેજ કરી પોતાના તાબામાં લીધા. આ કામ થયા બરાબર પેલા પાંચ કાનસ્ટેબલો તે બંને બાનુઓની નજદીક ગયા અને તેમનાં વડાએ ઠઠરાવી નાંખનારાં સાદે તેમને સવાલ કીધો.

"તમે કોણ છો બાનુઓ અને આ ઠગારાં ધામમાં તમે શા માટે આવ્યાં છો ? આ ધુતારાએ લોકોને ધુતવાની જે ઠગબાજી ચલાવી હતી તે ઉપરથી પોલીસે એને પકડયો છે. એને પકડતી વેળા તમો બે પારસી બાનુઓ પણ અહીં સપડાયલી હોવાથી એવા ઠગારાને તેની ઠગાઇનાં કામમાં તમો ઉત્તેજન અને મદદ આપો છો એવો વાંક મુકી તમોનેબી કાં નહીં પહરેજ કરવાં તેનું કારણ બતાવશો ?"

મેહેરાં માસી તો તે રાહોડી કાનસ્ટેબલનું આ ઠઠરાવી નાખનારૂં બોલવું સાંભળતાંજ કસાઇના હાથમાં છરી જોઇને જેમ એક બકરૂં ધુજે તેમ ઠરઠર ધુજવા લાગ્યાં. તેવણ કાંઇ બોલવા ગયાં પણ તેમની જબાન ઉપડી શકી નહીં. તેવણ તત–પપ કરવા લાગ્યાં.

આ ગંભીર મામલો જોઇ પેલા જવાન બાનુ જોકે ઓછી ધભરાટમાં પડી ન હતી, તે છતાં, જ્યારે પેલા કાનસ્ટેબલે તેમને કાં નહીં પહરેજ કરવાનું કારણ પુછેલું જોયું ત્યારે તેણી હીંમત પકડીને બોલી.

"આએ મકાન અને તેના માલેક સાથ અમને શી નીસબત છે કે એમની જોડે અમોનેબી પકડવામાં આવે ?"

"જો તમને એની જોડે કશી નીસબત નથી તો તમે એવી મોડી ને અંધારી રાતે આ પાપી ધામમાં કેમ છો ?" પેલા કાનસ્ટેબલે તેમની વચ્ચેની વાત જે હીંદુસ્તાનીમાં ચાલતી હતી, તેમાં તેણીને તુરત હાજર જવાબીથી પુછ્યું. "જો તમને એમની જોડે કાંઇજ સંબંધ નહીં હતો તો તમો બંને અબળાઓ, જેઓ પોશાકપરથી પારસી બાનુઓ જણાઓ છો તેઓને અમે અત્યારે અહીં કેમ જોઇએ છીયે ?"

"અમે અમારા પઇસા લેવા આવ્યાં છીયે."

"કેવા પઇસા ?"

"તે પઇસા કે જે અમે હઝરતને આપ્યા હતા."

"ક્યારે આપ્યા હતા ?"

"ગઇ કાલે !"

"ક્યાં આપ્યા હતા ?"

"આ મકાનમાં"

"ત્યારે શું તમે ગઇ કાલેબી અહીં આવ્યાં હતાં ?"

"હા" પેલી જવાન બાનુ જવાબમાં સપડાઇ જવાથી "હા" કહેવા વીના તેણીને ચાલ્યું નહીં.

"અહીં તમે શા માટે આવ્યાં હતાં ?"

"એ સવાલનો જવાબ હું તમોને આપવાની ના પાડું છું. તે ખુલાસો પુછવાની તમે શી સત્તા ધરાવો છો ?"

"હું શી સત્તા ધરાઉં છું તે સત્તા જ્યારે તમે નજરો નજર જોશો ત્યારે આપ મેળે તમારી ખાત્રી થશે, મારાં જવાન બાનુ ! હાલ એ સવાલ કરવાનું બાજુએ મેલી હું પુછુંછું તેનો જવાબ આપવાની મહેરબાની કરો. હવે લાંબું કરવામાં સાર નથી. તમે ગમે એટલાં પાટીયાં ગોઠવવા ચાહશો તેથી કાંઇ વળવાનું નથી. હઝરત મોહીનુદીન એક ઠગારો અને ધુતારો પુરૂષ છે. આટલો વખત તે પોલીસથી કેમ બચવા અને છુપવા પામ્યો તે અમારી અજાયબી છે, પણ હવે એ નામચીન નરની દરેકે દરેક બીનાથી પોલીસ પુરતી માહીતગાર છે. તમોને હું એકજ સવાલ પુછું છુ કે બીજાઓ ભેગાં તમો બેઉ બાનુઓ પણ એવણનાં ગ્રાહક હતાં કે નહીં ? 'હા' કે 'ના' કહેવું ઘણું સહેલું છે. પણ ખુબ તપાસજો કે તમે આજે ઘણી ગંભીર સ્થીતીમાં આવી પડયા છો. તમારા તમામ ભેદ ભરમથી પોલીસ પુરતી વાકેફ થઇ ચુકેલી છે."

"ભલે પોલીસને ખરી કે ખોટી ખબર મળી હોય." આલીબાઇએ જરા હીંમત પકડી જવાબ આપ્યો. "પણ બાઇ માણસોને એમ વગર પુરાવે મુવા કોઇ દેખ દેખ્યાંઓના કહેવાથી પકડતાં પોલીસને વાર લાગશે વાર !"

"આએ તો કોઇ જબરી મુહજોર બાનુ છે. ચાલો, સીપાહો, ઉભા રહીને જુઓ છો શું ? પહેરાવો આ બેઉ બાનુઓને હાથ–કડી અને લઇ ચાલો એમને આ હઝરત અને હુજુરીયાની સાથે પોલીસ ચોકીપર ! આપણે તો હુકમના તાબેદર છીએ. આજે રાત્રે હઝરત મોહીનુદીન ઘરપર દરોડો પાડી ત્યાં જેટલાં માણસો હોય તેટલાંને પકડવાનો આપણુને હુકમ છે. તે હુકમ આપણે બજાવવો જોઇએ."

"પણ તે હુકમ કઢાવનાર કોણ છે તે તો જરા અમોને કહો ?" પેલી બેઉ બાનુઓની ચારે બાનુએ સીપાઇઓ ફરી વળી બંનેના હાથમાં હાથ–કડી નાંખતા હતા, તેટલાં તેણીએ ફરી એક વાર હીંમત વાપરી પુછ્યું. "તે હુકમ કઢાવનાર છે તોબી કોણ ?"

"તે હુકમ કઢાવનાર હું પોતે છું, બાઇ આલીબાઇ ! મને ઉમેદ છે કે તમે મને ભુલી ગયાં નહીં હોવ !" તેજ પળે પડોસના એક ઓરમાંથી એક જવાન પુરૂષ એકદમ તે ઓરડામાં ધસી આવી વચ્ચોવચ ઉભો રહી છાતી કહાડીને હીંમતથી બોલ્યો.

"આ એ કોણ ? માસી–માસી, ઓ–ઓળખ્યો કે ? એ તો પેલો આજે સાંજે–સાંજે આપણુને મળેલો જવાન–સા–સાધુ સાધુ જેવો જણાયછ."

"હા મેહેરા માસી, તમારી ભાણેજની આ અટકળ ખોટી નથી. હું તેજ સાધુ છું કે જે તમોને આજે સાંજે મળ્યો હતો અને જેણે આ ઠગારાના ઘરમાં હરગેજ પગ નહીં મુકવાની તમોને એક કરતાં અનેક વાર ચેતવણી આપી હતી. અફસોસ ! કે અહીં નહીં આવવાની તમોએ મને કબુલાત આપ્યાં છતાં તે પાળી નથી. જો તે પાળી નથી, તો હવે તેનું પરીણામ ભોગવવાને તમે તઇયાર રહેવું જોઇએ. ચાલો સાહેબજી !"

એમ બોલી પેલો જવાન જેટલી ઝડપથી ત્યાં દાખલ થયો હતો તેટલીજ ઝડપથી ત્યાંથી પાછો જતો રહ્યો. આલીબાઇએ તેને જતો જોઇ કાલાવાલા કરી પાછો ફરવાનું ઘણું ઘણું કહેવા છતાં તે પાછો ફર્યો નહીં !

## પ્રકરણ ૨૬ મું.

## એક ધુતારાની ધરપકડ—"વારેલાં ન વળે તે હારેલાં વળે!"

[ દોહરો. ]

તુલસી જગમે આયકે, લોક હસે—તુમ રોય;
કરણી અયસી કર ચલો, પીછુ હસે ન કોય.

[ પદ—કબીરી. ]

મુખરા ક્યા દેખે દરપનમે ?
કછુ દયા—ધર્મ નહીં મનમે !—( ટેક )

કાગઝકી એક નાવ બનાઇ ઉતરા ચાહે જલમે;
સત—કરમી સબ પાર ઉતર ગયે, પાપી ડુબ ગયા તલમે.—મુખરા૦ ૧.
ધરકી તીરીયાં ધરમે રાજી, તપસી રાજી બનમે;
અંબવા ઉપર કોયળ રાજી, સુંમ રાજી ધનમે.—મુખરા૦ ૨.
ચુવ્વા, ચંદન, અબીર, અરગજા, સોલે સંગાર તનમે;
ધન—જોબન ડુંગરકા પાની, ઢલ જાવેગા ખીનમે.—મુખરા૦ ૩.
જયસી ફુલત ફુલકી બાડી, બાસ રહત નીજ ફુલમે;
એકદીન અયસી હો જાવેગી, ખાક ઉડેગી તનમે.—મુખરા૦ ૪.
પગડી બાંધે પેચ સંવારે, અત્તર લગે ઝુલફનમે;
ઇસિ તનપર તો ધાસ ઉગેગી, ગઉવાં ચરેગી બનમે.—મુખરા૦ ૫.
કઉડી કઉડી માયા જોડી, સુરત રહે નીજ ધનમે;
દસ દરવાજે બંધ ભયે તો, રહે ગઇ મનકી મનમે.—મુખરા૦ ૬.
નીજ પગીયાંકો બાંધ સંવારે, લેત ઝુલાઇ ઝુલ તનમે;
કહત કબીરા સુન ભાઈ સાધુ, યે કયા લગ રહી મનમે!—મુખરા૦ ૭.

[ કબીર. ]

પેલા જવાન સાધુનું આવવું અને જવું એટલું અચાનુચ અને વીજળીક ઝડપે બનવા પામ્યું હતું કે મેહેરાંમાસી અને આલાંમાય એનડરસન તે બનાવ ખરો હતો કે ખ્યાલી સ્વપનારૂપે હતો તેનો કશો ખ્યાલ કરી શક્યાં નહીં.

"ઓ આલાંમાય ! આપરે કેવી આફતમાં ફસી પડીયાંછ ? હું સુ જાણું કે તે જવાન સાધુએ કીધેલી આગાહી ખરીજ પડશે અને આજે આપણે એવી મોટી બલામાં સપડાઈ જઇશું. અરે ખુદા હવે કહાં જાઉ

ને શું કરૂં ? આયતો ઇજ્જત જવાનો સોદો થયો. આલાંમાય, ધાસ્તીના ધ્રુજરાંથી મારા તો હાડેહાડમાં કંપારી છુટી રહીછે. એ મુવા હઝરત થતાની સંગતમાં આજે આપણી આબરૂની બધી ધુળધાણી થઈ ગઈ? ઓ હવે શું કરૂં આલાં દીકરી, એ મુઆઓ તો એ બેઉની સાથે આપણુનેબી પોલીસ ચોકીમાં લઈ જઇને પુરશે ને સહવારે મેજીસ્ટ્રેટ આગળ ઉભાં કરશે ! આપણા કાં ભોગ લાગા કે પેલા ભલા સાધુએ આજે અહીં નહીં આવવા સારૂ આગમચથી ચેતવણી આપેલી હોવા છતાં આપણે મુર્ખાઇ વાપરી અહીં આવ્યાં. અરે ખુદા ! અરે દાદાર હોરમઝ ! અરે પાક પરવરદેગાર ! આય વખતે હમારી મદદે આવ ! ફરીથી મરી જાઉં તો એવા પાપી ધામમાં પગ મુકું નહીં. આલાંમાય તું તો જરા ઇંગ્રેજીબી કેંકી જાણેછ માટે આય મુવાં પોલીસના ભોસ્યાંઓમાં જે મોટા ડોલાવાળો રાક્ષસી માટીડો આપણી સામે ઉભોછ તેને જરા બાજુએ લઇ જઇ મુવાને કંઇ સો બસો આપવાના કરી જ્યાં ત્યાંથી છુટકો થાય તેવી કંઇ તજવીજ કર, એ સીવાય આપણી ઇજ્જત બચે તેવો બીજો કશો રસ્તો નથી."

"ઓ મેહેરાંમાસી, તમે મરેરે એમના એમ ! તમારી મમત ને જીદનાં આય પરીણામ જોયાં ? થઈ તમારી ખાત્રી ? અહીં આવતી વખતે મેં તમોને થોડાં સમજાવ્યાં હતાં કે આજે આય મકાનમાં જતાં મને કંઈ કુદરતીજ આંચકી લાગેછ, વાસ્તે અરધે રસ્તેથી પાછાં ફરો પણ તમે મુવાંએ મારૂં માન્યું નહીં. તમારી સાથે હુંબી તમારી મુર્ખાઇનો ભોગ થઈ પડી. તમે કેવોછ કે એ મુવા ભોસ્યાંને સો બસો જાંસવાના કરી આપણો છુટકો થતો હોય તો કર, પણ તેમ બનવું મુશ્કેલ છે. એકાદ બે ભોસ્યાં હતે તો સેહેલાઇથી હાથમાં આવતે, આય તો દશ ને પાંચ પંદર માણસોની એક ટોળકી છે અને હું ધારૂંછ કે આય મકાનની અતરાફમાં બાહાર બીજાં પચાશેક માણસો આય ઘેરને ઘેરી લઇને ઉભેલાં હશે, જે બધામાં હોહા થઈ જવાના ડરથી આય ટોળકીનો વડો આપણી માંગણી કબુલ કરે એમ લાગતું નથી એટલું છતાં હું મારો પ્રયત્ન કરી જોઇશ, પણ તેમાં આપણું કાંઈ વળવાનું નથી."

તે માસી ભાણેજ વચ્ચે આ વાત ચાલતી હતી ત્યારે પેલા પાંચ કોનસ્ટેબલો સાત સીપાઇઓને તે ચારે કેદીઓની સંભાળ રાખવાનું સોંપી બાકીના ત્રણ સીપાહો હઝરત મોહીનુદીનના આખાં ઘરમાં ફરી વળી તે મકાનની ઝડતી લેવામાં ગુંતાયા હતા. પેલો વડો કોન-સ્ટેબલ પોતાના હાથમાં એક મોટું ફાનસ લઈ ઓરડે ફરીને ત્યાંના દરેક પેટી પેટારા અને કબાટોની બારીક તપાસ લેવાના હુકમો પોતાના કરડા સાદે આપ્યો જતો હતો, જે તેમને દુરથી પણ સંભાળતા હતા. આખાં ઘરની બારીક ઝડતી લીધા પછી તેઓ હઝરત મોહીનુદીન સાબની પેલી માનીલી બંગલી ઉપર જવાને પણ ચુક્યા નહીં.

અંતે આ તપાસ લગભગ દોઢ કલાકે પુરી થવા બાદ તેઓ પાછા પોતાના કેદીઓવાળા પાછલા ઓરડામાં આવ્યા. કેહવાની જરૂર નથી કે ઘરની ઝડતી દરમ્યાન પુરાવામાં કામ લાગે એવી રકમ રકમની ચીજો, ઘરેણાંઓ, જવાહીરો, નોટના બંડલો, દસ્તાવેજો તથા ઓચરીયાંઓ વગેરેનો એક જંગી જથો તેઓએ જમાવ કીધો હતો, જે બે મોહટાં દેવદારી ખોખાંઓમાં ભરીને પોલીસે પોતાનાં કબજામાં લીધો. આ પેટીઓ પેલા વડા કોનસ્ટેબલના હુકમથી ઘરના ઓટલા ઉપર બહાર કહાડવામાં આવી અને બાહેર ઉભેલા બીજા પોલીસના સીપાઇઓ-માંથી પાંચ માણસના પાહરા હેઠળ ભરેલી બંદુકો સાથે તે બેઉ દાગીના પોલીસ ચોકી પર રવાના કરવામાં આવ્યા.

એટલું કીધા પછી તેઓએ પેલાં ચારે કેદીઓપર ધ્યાન આપ્યું. વડો કોનસ્ટેબલ મેહેરાંમાસી અને આલાંમાયવાળા ઓરડામાં, કે જ્યાં પેલા હઝરત તથા તેમના હજુરીયાને પણ પહરેઝ કરીને ઉભા રાખવામાં આવ્યા હતા, ત્યા દાખલ થયા બરાબર આલીબાઇ એન્ડરસને તેને પોતાની પાસે બોલાવ્યો અને તેણી તેની જોડે કાંઇ ખાનગી વાત કરવા ઇચ્છે છે એમ ઇંગ્રેજીમાં જણાવ્યું.

"તમે હવે સરકારનાં કેદી થયાં છો, બાનુ, માટે હમો સરકારી માણસો જોડે 'ખાનગી' વાત કેવી હોય ?" પેલા વડા કોનસ્ટેબલે લગાર હસીને પુછ્યું.

"તમો કહોછ તે ખરી વાત છે, સાહેબ, પણ એક ખાતાંના ઉપ-રીએ પોતાની ફરજો બજાવવા સાથ તે ફરજના ભોગ થઇ પડેલાંઓને તે ઘણી કડવી અને કરડી નહીં થઇ પડે તે પણ તપાસવાનું છે. હું આશા રાખું છું કે એમ બોલવામાં હું તમારા ઓધ્ધાની ફરજો બજાવવામાં કશી હરકત કરતી નથી. એક કાયદો ઘડનાર કાયદો ઘડતી વખતે કાયદા ઉપરજ નજર રાખે છે, પણ તે કાયદાને અમલમાં મુકનારે તે કાયદો અમલમાં મુકતી વખતે તે કાયદાને માણસાઇ ખવાશ જે દયાથી ભરપુર હોય છે, તેમાં નીશ્ચય કરી પછીજ તે ઉપર અમલ કરવો ઘટે છે. મી૦ કોનસ્ટેબલ મને કેહવાની જરૂર નથી કે આ અપીલ તમો જેવા એક લાયકીવાળા ગ્રહસ્થને એક નાજુક અબળા જાતી તરફથી કરવામાં આવે છે, કે જે જાતી તરફ બ્રીટીશ અમલ જ્યારથી આ દેશમાં બેસાડવામાં આવ્યો છે ત્યારથી ઘણીજ ઉદાર વૃતીથી વરતવામાં આવે છે. હું તમને તમારી ફરજો બજાવતાં અટકાવવા ઇચ્છતી નથી પણ એક કમનસીબ સંજોગો વચ્ચે આજે હમો અહીં સપડાઇ જવા પામ્યાં છીયે, તે સંજોગો તમો તમારી ફરજોને અમલમાં મુકો તે આગમચ તમારા કાનપર હું લાવવા ઇચ્છું છું. મને ઉમેદ છે કે મારા આ ખુલાસા પછીથી તમો એક જોખમદાર અમલદાર તરીકે ગમે એવી બીકટ ફરજ બજાવવાને બંધાયલા હોવા છતાં તે ફરજ અમલમાં મુકવા આગમચ મારા બે સખુન સાંભળવાને ના પાડશો નહીં."

પેલો કરડો કોનસ્ટેબલ તે જવાન પારસી બાનુનું આ દલીલબાજ બોલવું સાંભળી અચરતીથી દંગ થઇ ગયો. તેણે મન સાથ વીચાર્યું કે જ્યાં છે ત્યાં આ બાનુ કોઇ ઇઝતદાર ખાનદાનની છે. કાયદાને અમલમાં મુકવા માટે જે જ્ઞાન તે ધરાવતો હતો તેને બાજુએ બેસાડે એવું સાદું પણ સર્વોતમ શીક્ષણ, ઘણીજ નમનતાઇ સાથે અને વળી નમ્ર શબ્દોમાં તેણીએ એવું અચ્છી અને અસરકારક રીતે તેની સમક્ષ રજુ કીધું કે તે સખુનોએ તેનો કરડા સ્વભાવપર કાબુ મેળવી તેના સખત હઇડાંપર વીલક્ષણ અસર ઉપજાવી. તે કોનસ્ટેબલ આજ સુધી એવો ફાંકો રાખતો હતો કે એવી અસરકારક ઢબે એક ઇંગ્રેજ બાનુજ બોલી શકે—દેશી બાનુઓમાં એવી ચાલાકી અને ચતુરાઇ કદી હોયજ નહીં પણ પોતાની જીંદગીમાં મળેલો આ પેહલો અનભવ મળતાંજ તેણે મનમાં તે જવાન દેશી બાનુની ચાલાકીપર આફરીન કીધી. પ્રથમ તે તેણી શું કેહવા માંગે છે તે સાંભળવાને નારાજ હતો પણ હવે તેને લાગ્યું કે હું અહીં ભુલ કરૂં છું જે ઉપરથી તેણે તુરતજ તે જવાન બાનુની પડોશમાં ઉભેલા સીપાહોને બાજુએ ખસવાનું કહી તેણીને ઓરડાના એક ખુણા તરફ લઇ ગયો. હાથમાં નાખેલી હાથ કડી સાથે એક બંદીવાનના દેખાવમાં તે કમનસીબ જવાન અબલા તેની પાછળ ગઇ અને પોતે ત્યાં પોતાની ઝઇફ માસી કેવા કઢંગા સંજોગો વચ્ચે આજે ત્યાં આવવા પામ્યાં હતાં તેનું મુદેસર બ્યાન તેણીએ તેને સીફતથી સમજાવ્યું.

" તમો કહોછ તે ખરૂં હોય એમ માનવાને હું ના પાડતો નથી, બાનુ, પણ તમો જાણો છો કે એક જોખમદાર અમલદારની ફરજો શી હોય છે " પેલો કરડો કોનસ્ટેબલ પોતાનું કરડાપણું બાજુએ મેલી નરમાશથી બોલ્યો. "સીકંદરાબાદના હાલના કેન્ટોનમેન્ટ મેજીસ્ટ્રેટ જોકે એક દેશી છે તોપણ એક યુરોપ્યન ઓફીસરને બાજુએ બેસાડે એવું અપક્ષપાતપણું ધરાવવામાં તેઓ કેવા અચુક છે તે આ શેહેરમાં શું નાના કે મોહટાં વચ્ચે એક પુરતી જણાયલી અને જાહેર બીના છે. હું ધારૂં છું કે આ બીનાથી તમો અનજાણ્યા નહીં હસો. એવા એક સુધ્ધા ઓફીસરના અમલ હેઠળ હમારી પોલીશને કામ બજાવવું પડે છે, તો તે ફરજ બજાવતાં હમોએ કેટલી હદ સુધી ચોંકેલા અને ચેતેલા રેહવું જોઇયે તે વીચારવાનું હું તમારી મુનશફી ઉપરજ મેલું છું. તમે આ મકાનમાં આજ રાતે ગમે એવા ભલા ખ્યાલોથી દાખલ થયાં હોય તે હું ના પાડતો નથી પણ અમે તો ફરમાવેલા બંદા છીયે. હઝરત મોહીનુદીનના ઘર ઉપર આજ રાત્રે છાપો મારવાનો જે હુકમ તથા ઝડતીનું વોરંટ હમોને સીકંદરાબાદના કેન્ટોનમેન્ટ મેજીસ્ટ્રેટ તરફથી મલ્યું છે તેમાં ખુલ્લેખુલ્લો અને સાફ હુકમ છે કે આજની રાત્રે હઝરત મોહીનુદીનના ઘરમાં જેટલા માણસો હાજર હોય તે દરેકને પોલીશે પકડવા. આ હુકમની

રૂહે હમોએ આ મકાનમાંથી સાત માણુસોને પકડયાં છે. આ ઓરડામાં તમો ચાર અને આગલી ઓરડીઓમાંથી ત્રણ બીજાં કે જે ત્રણેને અત્યાર આગમચનો આ મકાનમાંથી પુરાવા માટે જે જે ચીજો મને મળી છે તેની બે પેટીઓ સાથ ક્યારનો હું પોલીશ ચોકીપર રવાના કરી ચુકયો છું. રવાના કીધેલાં એ ત્રણ કેદીઓમાં એક ઝઇફ બાનુ છે જેણી હઝરત મોહીનુદીનની મોહરદાર હોય એમ હું માનું છું. બાકીના એમાં એક જવાન ચાકરડી, જેણી રસોઇખાનામાંથી મળી આવી છે, તે અને બાર વરસની ઉમરનો એક નોકર છોકરો છે. તમારા કેહવાનો હેતુ હું સમજી ગયો છું કે તમો એમ જણાવવા માગો છો કે તમે અને તમારાં ઘરડાં માસી તમોએ ગઇ કાલે આપેલા રૂપીઆ પાછા લેવા સારૂ અત્રે તમામ નીરદોશી વચ્ચે આવેલાં ફસી પડયાં છો. તમારી આ દયાજનક થઇ પડેલી સ્થીતી જોઇ હુ ઘણો દીલગીર છું પણ મારે તો મારી ફરજ બજાવવી જોઇયે. આજ રાત્રે આ મકાનમાં જેટલાં માણુસો મળે એટલાંને પહરેજ કરવાનો મને ખુલ્લેખુલ્લો હુકમ મળેલો છે તેમાં તમારા જેવાં કોઇ નીરદોશો સપડાયાંબી હોય તો તેમનો ઇનશાફ કરવાનું કામ મારૂં નથી. વળી એક બીજી બીના તમારી વીરૂધ જાય છે તે એ છે કે તમે હમણાજ કબુલ કીધું છે કે કાલે પણ તમો બન્ને બાનુઓએ આ મકાનમાં હાજરી આપી હતી. હઝરત મોહીનુદીન એક ઠગારો અને ભોળાંઓને છેતરી ખોટી રીતે પૈસા પેદા કરનારો એક ધુતારો આસામી છે એવું તેના ઉપર આ શેહેરનાં એક જવાન આબરૂદાર ગ્રહસ્થે હીંમતથી પોતાના ખરાં નામે બાહર પડી તહોમત મેલ્યું છે. તો તેવા એક ઠગારાને ત્યાં આવનારાં માણુસો તેની ઠગાઇમાં જાણી જોઇને કે અંજાણપણે ભાગ લેનારાં નહીં હોય એમ માનવું મુરખાઇભિરેલું છે. એવા સંજોગો વચ્ચે હું ઘણો દલગીર છું બાનુ કે તમોને કશી મદદ કરી શકતો નથી.''

"મી૦ કોનસ્ટેબલ, વગર શકે તમારૂં બોલવું રાસ્ત અને દરૂસ્ત છે પણ કોઈ તરફ નહીં તો હમો નાજુક અબળા જાતીઓ તરફ એક ખરા ગ્રહસ્થને છાજતી દયાળુ લાગણીથી જોઈ આ આફતમાંથી હમારો છુટકો કરો. હું હાથ જોડીને અરજ કરૂં છું કે અમારી ઇઝત લેવી કે બચાવવી એ તમારા એકલાના હાથમાં છે. હમારી સાથ અમે જે એક નાની રકમ લાવેલાં છીયે તે કબુલ કરી હમોપર એટલો આભાર કરો. એમ નહીં સમજશો કે હમો બન્ને બાનુઓ તમોને લાંચ આપીને હમારો છુટકારો ઇચ્છીયે છઇએ પણ આ આફતમાંથી હમોને બચાવવાની તમારી કીમતી કદરશનાશીના એક નીરજીવ બદલા તરીકે એટલી રકમ મેહરબાની કરી તમે કબુલ કરશો એવી હું અરજ કરૂં છું."

"ઓ માઈ ગોડ ? એ તમે શું બોલો છો ? તમારો છુટકો કરી મેળવેલી એ રકમ 'બક્ષીશ' કેહવાયજ કેમ, ઓ ભલાં જવાન બાનુ ! તમે અહીં કેવી ગંભીર ભુલ કરો છો ? જે ધણીએ હઝરત મોહીનુદીનને

અને તેના મદદગારોને પકડાવવાનું બીડું ઝડપ્યું છે તે ધણીએ તમોને નજરો નજરો જોવા પછી હું તમારો એવી રીતે છુટકો કરૂં એ બનીજ કેમ શકે. નહીં—નહીં ! બાનુ, એવું હરગેજ બની શકશે નહીં. ચાલો હવે મને વખત થાય છે. દલગીર છું કે હું તમારી માંગણી સ્વીકારી શકતો નથી." અને એમ બોલી તે સુબ્બા પોલીસ અમલદારે ત્યાંથી ચાલવા માંડયું જે જોઈ પોતાની ઉમેદમાં નીરાશ થયલી આલાંમાય એનડરસને પણ ત્યાંથી પગ ઉઠાવ્યા વીના ચાલ્યું નહીં.

"માસીમાય આપણાં કરમ ફુટેલાં છે, મેં હજાર યુકતીઓ કીધી પણ કંઈ વળતું નથી." તેણી પોતાની અસલ જગાપર આવતાં બોલી. "ઓ માસી માસી. મને તમોપર કેવી ઝાંઝ બળેછ ? તમે મુવાં મમતી અને જીદી બન્યાં નહીં હતે તો આજે આય દહાડો આવતે નહીં. આવતી સહવારે આખા સીકંદરાબાદ શહેરમાં આપણા પકડાયાની વાત પસરી રહેતાં શહેરનું તમામ લોક આપણા ફજેતા અને ફેસ્તા જોવા સારૂ પોલીસ ચોકીપર આવી આપણી ઉપર ફીટકાર નાખશે. ઓ પરવરદેગાર ! ઓ આતશબેહેરામ સાહેબ ! તમે હમારી મદદે આવો. એવી જીંદગીએ જીવવા કરતાં વગર મોહતે મરવું સારૂં છે. ઓ ખુદા ! હવે શું કરૂં ? કહાં જાઉં ? કોણને પુછું ? કોણ હમોને આય આફતમાંથી છોડવે ? અફસોસ ! અફસોસ ! સદ હજાર અફસોસ !"

આલીબાઈ એનડરસને કરેલા આ કકલાટથી મેહેરાંમાસી તો ગભરાટથી ગેયા દીવાનાં—બાહવરાં થઈ ગયાં. શું જવાબ દેવો અને શો ઉપાય કરવો તેનું કશું ભાંણ તેમને રહ્યું નહીં.

"ચલો, સબ કયદી લોકકુ બાહેર નીકાલો." અહીં પેલા વડા કોનસ્ટેબલે પોલીસના સીપાઇઓને હુકમ આપ્યો, જે હુકમ મળતાંજ પહરેજ કરવામાં આવેલાં તે ચારે કમનશીબ બોગોને ઘરમાંથી બાહેર કહાડી આગલી તરફના આંગણાંમાં ઉભા કરવામાં આવ્યા. ઘરમાંની તમામ બતીઓ બુજાવી દઈ દરેક ઓરડા બંધ કરી અંદરના અને બાહેરનાં તમામ તાળાંઓપર પોલીસે પોતાનાં સીલ મારી ત્યાંથી ચાલતી પકડી.

તે ચારે કમનસીબ કેદીઓએ એક વડાકે જોઇ લીધું કે બાહેર ઉભેલા લગભગ પચાશ સીપાઇઓએ તે આખા મોહલાએ ઘેરી લીધો હતો જેથી મકાનના કોઇ છુપા ભાગમાંથી નહાસી જવાની કોશેશમાં ફાવવા છતાં બાહેર ઉભેલા સખ્ત પહારામાંથી સલામતી સાથ સટકી જવું સેહલું નહીં હતું. તેવો કાંઇ પ્રયત્ન તેઓએ ન કીધો તે માટે દરેક જણે પોતપોતાના મન સાથ છુટકારાનો એકદમ ખેંચ્યો.

સઘળું કામ સમાધાનીથી પાર ઉતર્યાં પછી પેલા વડા કોનસ્ટેબલન

હુકમથી તે સાંકડી શેરી પસાર કરી તેઓ સોમ સુંદરમ સ્કુલ અને મરહુમ દસ્તુરજી સાહેબ રતનજીના બંગલા વચ્ચેની ગલીમાં બાહેર પડયાં. આ વખતે હઝરત મોહીનુદીન અને તેમનો હજુર્યો કાંઇ પણ ગડબડ વગર ગુપચુપ ચાલતા હતા પણ પેલી બે પારસી બાનુઓ પોતાપર આવી પડેલી આ માહાભારત મુશ્કેલી જોઈ પોતાનું ભાંણુ ભુલી જઈ મોટેથી બેઅખત્યાર રડતી હતી. પોલીસે તેમને ચુપ કરવાની ઘણી કોશેશ કીધી પણ તેમાં તે ફાવી નહીં. અંતે તે ગલીનાં નાકાંપર તેઓ આવી લાગતાં તેમની સામે તે કાલી રાતનાં અંધકારમાં કાલો લેબાશ પેહેરેલો એક આકાર સામે આવી ઉભો અને તેમને ત્યાંથી આગળ વધતાં અટકાવવા માટે પોતાનાં હાથમાં પકડેલાં એક ચોર ફાનશનો કાચ ખસેડી તે માહેલી રોશની તેમની સામે ધરી. તુરતજ સર્વે કોઈ ત્યાં એકદમ ઉભા રહી ગયાં.

## પ્રકરણ ૨૭ મું.

## કુદરતનું કામ–મોહબતનું મંડાણ !

**[ પદ–કબીરી. ]**

જગમે રામ–ભજે સો જીતા—(ટેક)

હાથ સુમરની–પેટ કતરની–પઢે ભાગવત ગીતા—જગમે૦ ૧.
યે તન જાર ભસમ કર ડારો–જોગ જુગતકી રીતા—જગમે૦ ૨.
કબ સફરી કાસી કર આઇ–કબ પઢે આય ગીતા—જગમે૦ ૩.
નહીં કાલ પે રખો ભરોસા–ખોટી જગકી પ્રીતા—જગમે૦ ૪.
પલપલ સુમરન કરો રામકા–વોહી માત અરૂ પીતા—જગમે૦ ૫.
ઘટઘટ વ્યાપી વહી એક હય–સુખકી વહી સરીતા—જગમે૦ ૬.
**કહત કબીરા** કાલ ભમત જયું, મૃગનયની પર ચીતા—જગમે૦ ૭.

[ કબીર. ]

**[ દેશ કહારવા. ]**

બુરા પહલે સુખ પાયગા, આખિરમેં આફતમેં આયગા—બુરા૦
ભલા કયસેહિ દુઃખ પાયગા, યેક દિન આસુદા હો જાયગા—બુરા૦
બદી કરકે ઇનિસાન–બદી કરકે ઇનિસાન.
નહીં પાતા હય માન–ચાહે જિતના આજમાયગા—બુરા૦
કભી દેરીસે ખાય–કભી દેરીસે ખાય,
કભી જલ્દી ખિલવાય–મગર બેશક કરનીકા ફલ પાયગા—બુરા૦
બદી થોરે દિન યાર–બદી થોરે દિન યાર,
બના દેગી મુખ્તાર–મગર આખિર મુંહ કાલા હો જાયગા—બુરા૦

[ મુનશી વીનાયક પ્રસાદ "તાલીબ." ]

[ અબચાત. ]

ચાલ ચલની ચાહિયે દુનિયાંકા ચક્કર દેખકર,
ખુદ કુવેમે કોઈ ગિર સકતા હય ક્યું કર દેખકર ?
ચાલ દુનિયામે ચલે બિહતરસે બદતર દેખકર,
આદમી જો પાંવ ફયલાયે તો ચાદર દેખકર.

[ મુનશી વીનાયક પ્રસાદ " તાલીબ. " ]

[ ૫૬. ]

પર્દેસે ક્યા હોતા હય ?—
બિન મુરશદ બહિશ્ત ન હોવે—(ટેક)

પઢ કિતાબ શરીયત સમજાવે, ફાઝીલ આપ કહાવે;
આપ શરાસે હરદમ બાહેર, જુઠા ગ્યાન બતાવે. ૧.
પાંચ વખ્તકી નિમાઝ ગુઝારે, હાજી—મુલ્લાં—કાઝી,
મુર્ગ ઝબાહ કર રોઝા ખોલે, ક્યું કર સાહેબ રાઝી ? ૨.

" વેલ, મી૰ આલફ્રેડ ! તમારૂં કામ પુરૂં થયું ? " પેલો કાળો આકાર ત્યાં પુછતો સંભળાયો " બધું ઓલરાઈટ છે ? "

" ઓ યસ ! બધું ઓલરાઈટ છે, સાહેબ, કેમ કાંઈ હુકમ ?' પેલા વડા કોનસટેબલે પુછ્યું.

તે કાળો આકાર તેનો જવાબ આપે તે આગમચ તેનો સાદ ઓળખી પાડી પેલી જવાન અબળા પોતાની અધાર માસીને કહેવા પડી. " માસી—માસી, એ તો પેલોજ જવાન સાધુ છે ! સારે નસીબે એ અહીં ફરીથી આવેલો જણાય છે. એકવાર ફરીથી આપણે એને અરજ કરી જોઇએ " અને એમ બોલી માસી કંઈ જવાબ આપે તે આગમચ તેણીએ તે સાધુને કહ્યું " ઓ ભલા સાધુ ! તું ભલે પધાર્યો ! ખુદા ખાતર હમારો આટલો ગુન્હા માફ કરી ભરી આબરૂમાં અહીંથી હમારો છુટકો કરાવ ! એ ઉપકાર જીંદગીના છેડા સુધી હરગેજ ભુલીશું નહીં. "

" ઓ ભલા સાધુભાઈ ! " અહીં પેલાં માસી બોલ્યાં. " દયા કર ! તેં આગમચથી કીધેલી આગાહી આખરે ખરી પડી છે, અને હમો હમારી મુરખાઇનું ફળ પુરતું પામી ચુક્યાં છઇયે. ઓ ભલા પુરૂષ હમારી ઇઝત હવે તારા હાથમાં છે. ફરીથી મરી જઇશું તો એવાં પાપી ધામમાં પણ મુકીશું નહીં. જો તું હમોને તરછોડીને ચાલી જશે તો આવતી કાલનું સહવારૂં પડે તે આગમચ હમો બેઉ જણાં દેહેસ્તથી ફાટીને મારી જઇશું. ખુદા ખાતર દયા કર ! અને અમારો છુટકારો કરાવ ! હમારી તરફ નહીં પણ તે દયાળુ દાદગર તરફ જોઇને હમો અબળાઓની ઇજ્જતનો આ વખતે તું રાહબર થા ? પાક પરવરદેગાર એનો બદલો તુને આપ્યા વગર રહેશે નહીં. "

"તમો કહોછ તે ખરૂં છે, બાઇઓ, પણ એકવાર પોલીસના કબજામાં તમારાં પાખડાં ગયા પછી હું તમારો છુટકો કેવી રીતે કરી શકું ? હવે મારા હાથમાં કશો ઉલાજ રહયો નથી !"

"ઓ નહીં, ખુદા ખાતર એમ ના બોલો !" તે બન્ને બાનુઓ સાથે બોલી પડી. હજી તેઓ ધોધમાર આંસુએ રડતી હતી "તમે પોતેજ એ મુવા નાપાક બદકાર હઝરતનાં મકાનમાં કબુલ્યુંચ કે 'તમોને પકડાવનાર હું છું,' તો હવે હમારો છુટકો કરનારબી તમેજ થાવો. તમે તે સેહલાઇથી કરી શકશો, કારણ કે ફર્યાદી તમે પોતે છો. ઓ શેઠ ! એટલી દયા કરો અમે ફરીથી મરતાંબી એવી જગ્યાએમાં જઇશું કે ભટકશું નહીં."

"તમે ખાતરીથી કહેવોચ કે તમે આપેલી આ કબુલાત જીંદગીના છેડા સુધી પાળશો ?" પેલા કાળા આંકારે પુછ્યું.

"ખુદાના ઘર સુધી. તે પાક માલેકનું નામ યાદ કરીને હમો બન્ને જણા તમોને આપેલાં વચનને સદા વફાદાર રહીશું." મેહેરાં માસી કંઈ જવાબ આપવા જાય તે આગમચ આલીબાઈ એનડરસને એકદમ ઉત્તર આપ્યો.

"એ તો તમારી કબુલાત થઈ પણ આ ડોસાંનું કેમ ? મને એવણ ઉપર હજી શક છે. એ ડોસીને ગઈ સાંજે મેં ખતી ખતીને કહ્યું હતું અને એવને મને કબુલાત પણ આપી હતી તે છતાં તમોને આજે અહીં જોઇ મને જે દુઃખ થયું છે તે અત્રે હું દરશાવી શકતો નથી. હમણાં એવણ આફતમાં ફસેલાં હોવાથી ગરજના માર્યાં છુટકો મેળવવા સારૂં મને ઘણુંબી કબુલ કરશે પણ બે પાંચ દહાડા કે બે પાંચ મહીના પછી આએ શહેરના એવાજ કોઈ બીજા હઝરત મોહીનુદીનને શોધી કાહડી તેના ફંદામાં ફસ્યા વીના રહેશે નહીં એમ હું ખાતરીથી માનું છું."

"ઓ નહીરે બા, નહીં ! મુઇ આય ઠોકર લાગેલી શું ઓછી છે કે મુવા કોઈ બીજા ધુતારાના ફંડમાં ફસું ? હવે તો હું મરી જાઉં કે મને કોઈ કાપીને કટકા કરે તોબી એ મુવા કાલા કાલોદરોનું નેહસ્ત મોહડું કદી જોઉં નહીં. એ વીશે તમો કહેવો તેવા સોગંદ ખાવા તઇયાર છેઉં."

"બલ્યા તમારા સોગંદ, મેહેરાં માસી, હવે વધારે પતરાજી ના કરો ! ગઈ સાજે કયાં તમે ઓછા સમ સોગંદ ખાધા હતા ? પણ હવે જવા દો; હું તમોને વધુ ઇંતેજારીમાં રાખવા ઇચ્છતો નથી. તમે આજે જે પાઠ શીખ્યાં છો એજ પુરતો છે. હવે મારે એટલુંજ કહેવું છે કે તમો બેઉ બાનુઓ કોઇબી દહાડે, કોઇબી જગે, કોઇબી એવા ધુતારાના ધામમાં ફરીથી ફસેલાં જણાયાં તો યાદ રાખજો કે મેં આજે બતાવેલી દયા ઉપર તે વખતે તમારો કશો હક રહેશે નહીં." એટલું ગુજરાતીમાં બોલીને તે કાળો આકાર પેલા કાનેસ્ટેબલ તરફ ફર્યો અને તેને ઇંગ્રેજીમાં

જણાવ્યું કે "મી૦ ઓલફ્રેડ, આ બંને બાનુઓને પુરતી સજા થઈ ચુકી છે અને હું એમની ઉપર રેહેમદીલી કરવા ઇચ્છું છું. આ બેઉ બાઇઓપર જાહેરમાં આરોપ મેલ્યાથી મારી કોમની કીતીને મોટો કલંક લાગશે માટે હું એમને અહીંને અહીં છોડી દેવાની તમોને ફરમાસ કરૂં છું. તમોને કહેવાની જરૂર નથી કે અતરેના કેન્ટોનમેન્ટ મેજીસ્ટ્રેટ પાસેથી જ્યારે મેં આ ધરપકડનો હુકમ મેળવ્યો ત્યારે મારી મરજીમાં આવે એમને જતાં મેળવાનો હક મેં રાખેલો છે અને તમોને મળેલાં ફરમાનમાં તે ખુલ્લા શબ્દોમાં લખેલો તમોએ વાંચ્યો હશેજ માટે તેની રૂહે હું તમોને ફરમાસ કરૂં છું કે આ બે બાઇઓને તમે એકદમ છોડી દેવી."

તે હુકમપર તુરતજ અમલ કરવામાં આવ્યો. પેલા વડા કાનસ્ટેબલે તે બન્ને બાનુઓના હાથમાં પેહેડાવેલી હાથ કડી પોતાના હાથે તેજ વખતે કહાડી નાંખી તેમનો છુટકો કીધો.

આ મામલો જોઇ હઝરત મોહીનુદ્દીનના હુઝુરીયાઓ હઝરત સાહેબનું ધ્યાન ખેચ્યું કે આ બેઉ બાઇઓને છોડી દેવામાં આવી છે માટે આપણે કાલાવાલા કરીશું તો આપણો છુટકોબી કદાચ થઇ શકશે.

પોતાના હુઝુરીયાએ આપેલી આ સલાહ ધાસ્તીનાં ધુજરાંઓથી ધ્રુજી રહેલા પેલા હઝરત સાહેબના ધ્યાનમાં ઉતરી જેથી તેવણે પેલા કાળા આકારને ઘણા કાકલુદી ભરેલા શબ્દોમાં પોતાનો અને પોતાના નોકરનો છુટકો કરવાની અરજ કીધી.

"હઝરત સાહેબ તમારી માગણી ઘણી ગેરવાજબી છે. આ પાપી ધામનો પાયો નાંખનાર તો તમો પોતે છો." પેલા કાલા આકારે ઝટ જવાબ આપ્યો. "જો તમોને છોડી દેવામાં આવે તો આટલી બધી ધરપચ કરવાનું પ્રયોજનજ શું રહે? તમે પોલીસના કબજામાં પુરેપુરા જઈ ચુકેલા હોવાથી તેમજ મેં તમો ઉપર મુકેલો ફોજદારી ગુન્હો એક એવી કલમને આધારે મુકાયલો છે કે પાછળથી તેનું રાજીનામું આપી શકાય એમ ન હોવાથી તમારો છુટકો ઇનસાફની દરબાર શીવાય બીજા કોઇથી થઈ શકે એમ નથી. એવી માગણી કરતાં તમે શરમાવું જોઇએ, કારણકે આ નીરદોશ બાઇઓ તેમજ એમનાં જેવાં બીજાં સેંકડો ભોળીઓ પોતાની ભોળાઇથી આજ સુધી તમારાં જે ભોગ બન્યાં છે, તેમને ખોટે રસ્તે દોરવનાર છળ-કપટથી છેતરનાર અને ઠાગાથી ઠગીને તેમનું વીત્ત વરસોથી હરણ કરનાર તમે છો. તમે અને તમારો હુઝુર્યો એવા આસામી છો કે જાહેર પ્રજાની સલામતીને માટે તમને એક ઘડી પણ છુટા મેલવા ન જોઇયે. ખુદા જાણે વરસોથી એક મહાન ઇસ્લમબાજના પીરેસ્તાઈ સાણામાં તમે કેવાં કેવાં કરપીણ કામો કીધાં હશે તેની કલ્પના હું કરી શકતો નથી." એમ બોલી તે ધુતારો કાંઈ જવાબ આપે તે આગમચ પેલા કાલા આકારે વડા કાનેસ્ટેબલ તરફ ફરીને તેને કહ્યું કે "મી૦ આલફ્રેડ હવે તમે વધુ વખત ખોટી થવામાં સાર નથી. આ

બે મુખ્ય કેદીઓને લઈ તમે તમારો રસ્તો પકડો. જે દયા મેં આ ભોલી બાઇઓ તરફ બતાવી છે, તેવી દયા આ પ્રપંચી પાપી મારી તરફથી ઇચ્છે છે, કે જે મેલવવાનો તેને કશો હક નથી. ચાલો સાહેબજી ! હું કાલે તમોને પરભાડો કોરટમાં મલીશ."

પેલો કાલો આકાર આટલું બોલી રહે છે તેટલાં પેલી બન્ને બાનુઓ "નાહાસરે મારા બાપ !" ની જાણીતી રમુજી કેહેવત જાણે ખરી પાડી આપતી હોય તેમ પોતાનો છુટકો થતાંજ ત્યાંથી ઝડપુ કદમે આઠ દશ કદમ આગળ વધેલી હોવાથી તે અબળાઓની રમુજ પમાડનારી સ્થીતીપર મુછમાં હસતો પેલો કાળો આકાર તેમની પાછળ ગયો ને થોડાંજ કદમ ઉપર તેમને પકડી પાડી હસતે ચેહરે બોલ્યો. "ઉભાં રહો! ડોસાં એટલાં બધાં વીહલાં કેમ પડેચ? એટલું બધું નહાસવાનું શું પડયુંચ? કેમ આલીબાઈ, ડોસાં તો ધાસ્તીથી ધ્રુજી મરેચ પણ તમેબી બીધાં કે શું? જરા ઉભાં રહો! મારે તમારી સાથે એક વાત કરવી છે" અને એમ કહી તુરતજ પોતાની પાસેનાં ચોર ફાનશની ચાંપ દાબી તેમાંની બતીનો પ્રકાશ તેણે પેલી જવાન બાનુના ચેહેરા સામો પકડયો.

તે સીહા રાતના કાળા કાળાશમાં પેલા જવાન ગ્રહસ્થે તે જવાન બાનુના ચેહેરા સામે પકડેલું ચોર ફાનશ જાણે કોઈ એવી સુભાગ્ય ઘડીએ સામું ધયું હતું કે તે મોહક ચેહેરો જે હમણાંજ જરા ખુશીથી ખીલવા પામ્યો હતો તે ઉપર નજર પડતાં તે કાળા આકારના જીગરમાં કુદરતે એક એવી છુપી ચીંગારી મુકી કે તે વખતે તેની લાગણીઓ તે જવાનને શું કહેવા માગતી હતી તે સમજી શકયો નહીં.

"અરે ખુદા કેવી પરીસુરત ને દેખાવળી આય છોકરી છે!" પેલોકાલો આકાર પોતાના મન સાથ બબડયો "બચ્ચા કાવસ, વડાઓની એકકેહેવત છે કે અવસર ચુકે તે ભવસર ચુકે. જે ગુલે ગુલાબને એક બદીના ખાડામાં પડતું મેં બચાવ્યું છે તે ગુલે ગુલાબ મારાં ચોર ફાનશની એક ઝાંખી બતીમાં એટલી હદ સુધી દીપી રહ્યું છે, તો એની અસલ ખુબસુરતી બેશક અસાધારણ હોવી જોઇયે. પાંચ મીનીટપર મેં એમનો છુટકો કીધો ત્યાં સુધી મારૂં અંતઃકરણ તમામ નીરદોશ હતું, પણ આય પળે એ મીઠો ચેહેરો જોતાંજ મારાં દીલપર કંઈ જુદીજ અસર થવા પામી છે. જો એ અસરને હું આજે દાબી રાખી આવતી કાલપર મુલતવી રાખું તો કદાચ હું એક મુરખમાં ઠરીશ કારણ કે પારધીના પંજામાં આવેલું પંખેરૂં પંજાની બાહાર જવા પછી તેટલુંજ ગરીબ રહેતું નથી. ઠીક છે. જોઇયે હવે આગલ શું થાય છે."

પેલો જવાન પારસી પોતાના દીલ સાથ આ વીચારો કરે છે તેટલાં મેહેરાં માંસી બોલ્યાં. "ઓ નહીરે બા! બીહે સાનું ને ધ્રુજે સાનું! અખઈ રજા તમે હતા તો હમારે છુટકો થયો, તો તમુને જોઇને હમે ધ્રુજ્યે એ બનેજ કેમ?"

"બરાબર બોલ્યાં માસી. હું બી એમજ કેહવા માંગુછ એ બાઇ નો આપરે જેટલો ઉપકાર માન્યે એટલો થોડો છે" પેલી જવાન બાણુંએ જવાબ આપ્યો અને તુરતજ પેલા જવાન તરફ ફરીને પુછ્યું કે "કેમ શું હુકમ છે?"

"આલીબાઇ હુકમ કરવાનો વખત હવે વહી ગયો છે. ખરૂં પુછો તો હવે આજેજી કરવાનો વખત આવ્યો છે!" પેલા જવાને ફરી એક વાર તેણીના દલગીર ચેહેરા ઉપર બત્તીનો ઉજાસ ફેંકતાં હસીને કહયું.

"આજેજી? કોણની આજેજી?"

"તમારી આજેજી—આલીબાઇ—તમારી આજેજી?"

"એ તમે શું બોલોચ? ઉલટાં હમે તમારાં કેટલાં બધાં હેસાનમાં ગરક ગયાં છે ને તમે આજેજીની વાત સાની કરોછ? ઉલટી તમારી આજેજી અમારે કરવી જોઇયે." તેણી લગાર હસ્તે ચેહેરે કરી બોલી.

"'એ તો વખત વખતની છાંયડી' છે મારાં જવાન બાનુ, કે જે સમજવા માટે તમોને હજી વધુ અનુભવની જરૂર જણાય છે." પેલો કાળો આકાર ખડખડ હસીને બોલ્યો "આજનો બનાવ એક યાદગાર બનાવ છે, એ વાત ખરી કે નહીં?"

"હાસ્તો બા આજની રાત તો મુઇ જનમો જનમ યાદ રહી જશે. એ કંઇ જલદી ભુલાવાની થોડી છે?" આલીબાઇ જવાબ આપે તે આગમચ મેહેરાં માસીએ મત આપ્યું કે જે સાંભળી પેલા જવાનને એવડી રમુજ ઉપજી. આલાં એનડરસનથી પણ માસીએ ભોલાઇમાં કીધેલાં આ વાજબી પણ રમુજી ટચકાથી હસ્યા વીના રહેવાયું નહીં.

"ખરી વાત છે આજનો દહાડો વગર શકે એક યાદગાર દહાડો છે." માસીના શબ્દોથી રમુજ પામ્યા છતાં આલાંમાય એનડરસન તુરતજ પાછી ગંભીર થઇને બોલી "વગર શકે અમારી જીંદગીમાં આજની રાત કાયમો દાયમ યાદગાર રહેશે."

"હું પણ એમજ કેહેવા માગું છું" પેલા જવાને ઝટ જવાબ આપ્યો "અને તેથીજ મીસ એનડરસન આજના દીવસની પાક્કી યાદગારી મારી પાસે રેહેવા માટે હું તમો કનેથી કોઇબી એક ચીજ—પછી તે એક દમડીની કીમતની કાં નહીં હોય—મેલવવા ઇચ્છું છું."

"મારી પાસે? અને તેબી યાદગારીની ચીજ? એવી તે હાલ કઈ ચીજ મારી પાસે અહીં કે જે હું તમોને આપી શકું?" પેલી જવાન અબળાએ પેલો જવાન પુરૂશ તેણીને શું કહેવા માગતો હતો તથા કઇ દીશાએ દોરવતો હતો તેની તમામ બેખબરી અને ભોળાઈ વચ્ચે સવાલ કીધો.

"આપવા ચાહો તો ઘણીબી ચીજો છે પણ હું જો સ્વીકાર કરૂં તો તેમાંની એકજ ચીજનો સ્વીકાર કરી શકું."

"અને તે કઇ ચીજ" ? આલીબાઇ એનડરસને ઝટ સવાલ કીધો.

"તમારા હાથની આંગલીમાં પેહેરેલી પેલી નાની વીટી." એટલું બોલી પેલા જવાને પોતાના હાથમાંના ફાનસનો પ્રકાશ તેણીના જમના હાથના આંગળાંઓ ઉપર પાડયો.

તે જવાન બાનુ હજી પેલા શખસની ખરી મકસદ શું હતી તે સમજી શકી નહીં પણ પેલાં પહોચેલ ડોસાં તે મામલો ઝટ પામી ગયાં. પોતાની જતી ઇજ્જતનો બચાવ કરનારા પેલા ઉદાર ખવાસના જવાન સાથ છુટા પડતી વખતે તેણે કરેલી આ વીચીત્ર માગણીનાં તલ્યાંમાં કાંઈ પણ છુપો ભરમ સમાયલો છે એવું માની લઇ તે અઘોર અબળાએ પોતાની જવાન ભાણેજ કાંઈ જવાબ આપે તે આગમચ પોતેજ તેણીને કહ્યું કે "આપ, આપ, આલાં, એ વીંટી એવણને ગમેચ તો તે સુખેથી આપ. આજે લાખો રૂપીઆની આપણી ઇજ્જતનો બચાવ કરનાર આય ભલા સાધુને એટલી નજીવી યાદગારી આપણે આપીશું તો તેમાં આપણે ગરીબ થઇ જવાનાં નથી."

મેહેરાંમાસીના આ સખુનો સાંભળી આલાં એનડરસનને એક તરફ વમાસણ અને બીજી તરફ રમુજની ભેગી લાગણી ઉત્પન થઇ. તેણી ઝટ બોલી પડી કે "ઓ માસી—માસી તમે હજુર એવણને સાધુ સાધુ સાના કરોછ ? કોણ કેહેચ કે એવણ સાધુ છે ?" તેણીએ હસીને પુછ્યું.

"હવે કાંહ જઇને મરૂં ! આલાંમાય તું શું આજે તારી કોઇ મમાઇ બપાઈના ડોળા બાલેછ ? એ સાધુ નથી તો બીજું કોણ ? આપણે નાકાંપર નીકલ્યા બરાબર એવનના હાથમાં બતી જોઈ તુંજ બોલી હતી કે માસી માસી પેલો જવાન સાધુ પાછો આયોછ તે ભુલી ગઇ કે ? મરેરે, કોઈ દુશમેન આજે સાવજ જેવી કેમ થઈ ગઈછ. હજુર તો પાંચ પંદર મીનીટ નથી થઈ તેટલાં આય માણસ સાધુ નથી એમ તું શા ઉપરથી કેહેછ ?"

"માસી જે ચીજમાં તમો સમજો નહીં તેમાં નકામી પટપટ ના કરો !" આલાં એનડરસન લગાર ચીચવાઇને મોટે સાદે બોલી. "એવનને મેં પેલા વડા કાનેસટેબલ સાથે ઇંગ્રેજીમાં વાત કરતાં બરાબર સાંભલ્યાછ તે ઉપરથી હું હીંમતથી કેહુંછ કે આય જવાન ગ્રહસ્થ આપણે ધારયેછ તેમ કોઈ સાધુ નથી."

"હેં હેં ! એ તમે શું બોલોછ. જવાન બાનુ તમે કેમ જાણ્યુ કે હુ સાધુ નથી" પેલા જવાને ભારે અજબ થઈ પુછ્યું.

"કેમ જાણ્યું ? તમારા પોતાના બોલવા ઉપરથી જાણ્યું. હું ખાતરીથી માનુંચ કે તમો એક ખરા નહીં પણ નકલી સાધુ છો. તમે આય કાળો ઝભો પેહરી તમારો દેખાવ છુપાવવાની ઘણીબી કોશેશ કીધી, પણ પેલા મી૦ આલફ્રેડ સાથની વાતમાં તમોથી એક એવો વાક્ય બોલાઇ

ગયો હતો કે તે વાકય સાંભળતાંજ તમે કોણ હતા તે હું પામી ગઇ હતી. મારા જવાન દોસ્ત શું તમે ખાતરીથી કહી શકો છો કે તમે એક જરથોસ્તી નથી ?"

પેલો જવાન પુરૂશ આ સાંભળી ખડખડ હસી પડયો. તે અજબ થયો કે હું જરથોસ્તી છું એ વાત આ જવાન અબળાએ કેમ જાણી. તેણે તેણીને તેનું કારણ પુછ્યું. જેના જવાબમાં આલીબાઇ એનડરસને કહ્યું કે તમે "સાવચેતી તો ઘણી વાપરવા ગયા પણ એક વાકયમાં તમે પકડાઇ ગયા હતા. જયારે હમે બેઉ જણે અમારા છુટકારા માટે તમોને અરજ કીધી અને તે ઉપરથી તમે અમોને છોડી દેવાને મી૦ આલફ્રેડને હુકમ કીધો તેમ કરતાં તમારાથી અનાયાસે બોલાઈ જવાયું હતું કે 'જો આ બે બાનુઓને પહરેજ કરવામાં આવે તો તે બીના મારી કોમની કીરતીપર એક કલંક સમાન છે' એ ઉપરથી હું ઝટ સમજી ગઇ હતી કે તમો જરથોસ્તી છો !" અને એમ બોલી તેણી હસી પડી.

"આ મારા ખુદા એ મેં કેવું કાચું કાપ્યું. આય પોરી તો કોઇ બડી પાહવરદી ને પાખંડી છે !" પેલો જવાન પુરૂશ મન સાથ પટપટીયો. "ચાલો હવે બનીસો બની 'બુંદસે ગઇ સો હઉદસે આતી નહીં !' માફ કરો મીસ એનડરસન, મારી ભુલ થઇ ખરી ! ચાલો હવે આ યાદગારી વીશે શું કહો છો ?"

"યાદગારી તો મુઇ નજીવી છે પણ એક જરથોસ્તી તરીકે તમોને જાણ્યા પછી—" અને અહીં તેણી અટકી ગઇ.

"તમે શું કેહેવા માગોછો તે હું સમજી ગયો, બાનુ, પણ તમે એવા કોઇબી વીચારથી ડરવું નહીં. તમેજ વીચાર કરો કે જે આદમી એવી બુરી બદીથી તમોને બચાવે તેજ આદમી તમારી ભોળાઇનો લાભ લઇ પાછલથી સતાવે ખરો કે ?"

"નહીં—નહીં ! હું તેમ કેહેવા માંગતી નથી. એક મીનીટબી હું તેવો વીચાર મનમાં લાવી શકું નહીં."

"જો તેવો વીચાર તમે લાવી નહીં શકો તો મારી ઇચ્છા અમલમાં મુકવાને તમોને શી હરકત છે ?"

આ જવાબથી આલાંમાએ એનડરસન માહત થઇ તેણીએ તુરતજ પોતાના આંગળાં ઉપરથી વીંટી ઉતારી પેલા જવાન પુરૂશના હાથમાં મેલી "તમારા ઉપકાર આગળ આય ભેટ કોડીને મુલની નથી." તેણીએ વીંટી આપતાં કહ્યું.

"નહીં આલીબાઇ તમે તમારી લાયકી બતાવોછો" પેલા જવાન શખસે જવાબ આપ્યો. "હું એને કોડીના મુળની નહીં પણ કોહીનુર

જેવી કીમતી ગણીશ. ચાલો સાહેબજી. મારી પેલી નસીહત બેઉ બાનુએ યાદ રાખજો" અને એમ બોલી તે જવાને ત્યાંથી ચાલવા માંડયું.

"સબર કરો! સબર કરો!" પેલી જવાન અબળા પુકારી ઉઠી. "તમે મને તમારૂં નામ આપ્યું નથી. હું ધારૂં છું કે તે જાણવાનો મને હક છે." આલાંમાય હસીને બોલી.

"હા મીસ એનડરસન, તમારો તે હક હું ના પાડતો નથી, પણ તે હક સ્વીકારવા માટે કુદરતે કોઇ બીજો દહાડો મુકરર કીધેલો હશે એમ મને લાગે છે."

"જા બા એમ ના કરો. તમે એક જરથોસ્તી તરીકે જાહેર થવા પછી તમારૂં નામ જણાવ્યા વગર એમ ને એમ ચાલી જાવો એ સારૂં નહીં." મેહેરાં માસીએ પર્યારો બતાવ્યો. "હમે આજના હેસાંન માટે કોણને આભારી છઇયે તે જાણીયે નહીં તો હમોને ઉંઘ કેમ આવશે?"

"માસીમાય ધભરાવો ના, કુદરતની ગતી ન્યારી છે. આજે શું કરવા જતાં શું થઇ ગયું છ તે જોઇ જેમ હું મારાં મન સાથ અચરત થયાંછ તેમ અંદરોજમાં તમે પોતે પણ થશો. હું હાલ મારૂં નામ જાહેર કરવા ઇચ્છતો નથી પણ ગઇ સાંજે જે બંગલાના દરવાજા આગળ તમે પેલા જવાન સાધુ સાથ મલ્યાં હતાં તે બંગલામાં આવતા આતવારે સાંજે પાંચ વાગે હું પોતે મારા ખરા પોશાકમાં તમારી મુલાકાતે આવશ. ચાલો, બોલ્યું ચાલ્યું માફ કરજો, ગુડ નાઈટ!"

અને એમ બોલી પેલો જવાન ગ્રહસ્થ તે બન્ને અબળાઓને ત્યાં પડતી મેલી રાતના અંધારાં વચ્ચે બીજી તરફ ઝડપ્કુ કદમે નીકળી ગયો.

## પ્રકરણ ૨૮ મું.

## એક કાગળની કાહાણી.

[ ૫૬ ]

રે નાર નઠારી ખોટી—
તે રજ રજ કરશે બોટી—(ટેક)

ગરજ પડે ત્યાં ગરવી બનશે, પળમાં પડશે લોટી;
ગરજ સરી કે ફૂટાઉં થઇને વાતો કરશે મોટી.—રે નાર૦
નાથ તણી પણુ નોક ન રાખે, કરો ઉપાયો કોટી;
એ મુર્ખીને કોણ બનાવે, પલક પલક પરપોટી.—રે નાર૦

વ્હેમ ધરે નિજ વર પર તેની, મતી કયમ કહીયે મોટી;
ખરી વાતને બાજુ મેલી ધરે તુરત જઈ ખોટી.—રે નાર૦
પ્રાણુલાલનું માનો પ્યારા, છે આ વ્હેમી મોટી;
પ્રસંગ દુર્ઘટ પળમાં આણે, કરો પ્રયત્નો કોટી—રે નાર૦

[ કવી પ્રાણુલાલ. ]

બીજી સહવારે જાંહગીર જીજીશેઠ લગાર અસુરેથી ઉઠયો. આગલી રાતના ઉજાગરાને લીધે તે આજે પોતાનો દરરોજ બડી બામદાદે ઉઠવા નો નીયમ જાળવી શકયો ન હતો.

"સાહેબ, આ તમારૂં કાગળ છે." જાંહગીર નાહી ધોઇ ઓરડામાંથી આગલી તરફ બાહેર નીકલ્યા પછી ઘરના નોકર કાશમે ટપાલમાં આવેલું એક કાગળ લાવી આપતાં કહ્યું.

"એ કોણે આપ્યું ?"

"બાઇએ."

"બાઇએ !" જાંહગીર ડોકું ધુણાવતાં મન સાથ પટપટયો. "કેટલીક વાર કુદરતના સંજોગોથી એવા કઢંગા આવેછ કે જે ચીજ આપણે ઘણી છુપાવવા માંગીયેછ તેજ ચીજ બાહાર આવેછ. કેવો ન ધારેલો સંજોગ ! ગઇ રાતના સખત ઉજાગરાને લીધે હું આજે મોડો ઉઠયો તેટલાં પોસ્ટમેન આવીને આ કાગળ અરનવાજને આપી જવા પામ્યો. હજુર તો ગઇ રાતનો જાગેલો સાંપ હજી સુતો નથી તેટલાં કમબખત આય કાગળ કયાંથી આવી લાગ્યું. જ્યાં છે ત્યાં મેહેરબાનુ મુગામોદીને મારી મુલાકાતની ઘણી જરૂર હોવી જોઇયે તેમ હોવા વગર તેણી અહીં સુધી આવે નહીં અને અહીં આવ્યા છતાં મારી મુલાકાત થવા નહીં પામવાથી આય કાગળ લખવાની જરૂર પીછાણે નહીં" અને એમ બબડી તેણે તે કાગળ ઉખેડયો. તેમાં નીચે મુજબ લખેલું હતું.

માહીમ, બજાર રોડ.

મુંબઇ, તા૦ ૪ થી જુન.

**મારા વહાલા ભાઈ જાહાંગીર,**

જત આજે સાંજે એક ઘણાં જરૂરી કામસર તમો ભાઇજીને મોહડે મોહડું મળવા સારૂં હું પુણે આવી હતી, પણ કમનસીબે તમો વહાલા ભાઇજીની મુલાકાત થઇ નહીં શકવાથી ઘણાં નારાજ દીલે પાછી ફરી છું. ભાઇજી તમારી મુલાકાતની ઘણી જરૂર હોવાથી મુરબી બાવાજીના ફરમાવવાથી લખુંછ કે આવતી કાલે તમો ભાઇ અતરે સુધી જરૂર જરૂર તસ્દી લેજોજી. તહમારી ગમે તેવી અડચણ હોય તે બાજુએ મુકીનેબી જરૂર આવજોજી.

ભાઇ જાંહગીર કંઇ ગુસ્સો કરતા ના પણ હું તો ભોળા ને ભર ભડયા ખવાસની હોવાથી મને લખ્યા વગર ચાલતું નથી કે તમારાં નેક-નામ મહેરદાર અરનવાજને મેં સારી રીતે જોયાં તથા પીછાણુયાં છેજી. તમો મારા ગાય જેવા ગરીબ ભાઇનો સંસાર કેટલે દરજજે સુખી હશે તેની ખરી કલ્પના મને કોઇબી દહાડે થવા પામી હોય તો તે આજે થઇ છે. તમારી ગેરહાજરી દરમ્યાન તમારા ઘેરના ગવરનરે મને જે માન અકરામ આપ્યું છે તેની આગળ તમો મેહરબાંન ભાઇ તરફથી મને મળતાં માન ઇજત તો કુછ બીસાદમાં નથી. એ વીષે લખવાનું ઘણું છે પણ પોસ્ટનો વખત થઇ ગયલો હોવાથી તમો મેહરબાન ભાઇજીની મુલાકાત થાય ત્યાં સુધી મુલતવી રાખું છું. મારી તથા મુરબી પપાની ઘણી ઘણી હેત ભરી સલામ સાથે,

હું છું તમારી વહાલી બેહેન,

**મેહેરાં.**

જાંહાગીરે તે કાગળ વાંચી એક હાથે ખીસામાં મેલતાં બીજા હાથે કપાળ કુટયું. "જોયું કેની ?" તે વધુ પાછો મન સાથ પટપટયો. "આખરે હું જે ધારતો હતો તેજ થયું. ગઇ રાતની એની ગોલ ગોલ વાત ઉપરથી આપણે તો તરતજ પામી ગયા હતા કે ગરીબ બીચારી મેહેરબાનુ મુગામોદી અહીંથી સંતોશ પામીને ગઇ નહીં હોય. આ કાગજ પોતેજ બતાવી આપે છે કે મારી અરનવાજે પોતાના દાધાબળયાસ્વભા-વને લીધે જરૂરજ એ ભલી બાનુને અપમાન આપ્યું હશે. અફસોસ! જાંહાંગીર તારી જે ઇઝત આજ સુધી મુઠીમાં હતી તે આખરે આ મુરખ બઇરીની મુરખાઇથી લોકોમાં ખુલ્લી થઇ ગઇ. આજ સુધી હું કેવા ટેક સાથ ફરતો હતો પણ એ નાપાકે મારો તે ટેક એકતડાકે તોડી નાખ્યો છે. હવે એક મોહડે બે મોહડે કરતાં કરતાં આખાં ગામને મોહડે થઇ જશે કે જાંહાંગીર જીજીશેઠનો સંસાર સુખી નથી. ઓ ખુદા કોઇનેબી બઇરી આપે તો તે સારી, સદગુણી, સારા સ્વભાવવાળી અને નમ્ર ખવાસની આપજે, નહીં તો તેથી ઉલટાં આચરણવાળી હોય તો બેહતર કે તેવા ધણીને તું જનમ સુધી કુંવારા રાખજે."

"તે કાંય ક્રાંય એટલું બધું તે તમારા કોઇ દુશમેનપર આજેજ શું આવી પડયું કે કુંવારી ને પરણેલી જીંદગીનું એવી રીતે તોળ કરવા પડયાછ ?" જેમ એક દરમાંથી ઝેહરી નાગણ ફુંફાડા મારતી એકદમ ધસીને બાહેર નીકળી આવે તેમ અરનવાજ ત્યાં અચણુચ દેખાવ દઇ બોલી. ખરી વાત તો એ હતી કે મેહેરબાનુ મુગામોદીનું કાગજ વાંચીને જાંહાગીર જીજીશેઠે પોતાના મન સાથ છુપો બળાપો કીધો હતો તે છતાં તેનો છેલ્લો વાકય અનાયાસે તેનાંથી મોટેથી બોલી દેવાયાથી અરનવાજ, જેણી કાસમ જોડે પેલું કાગળ મોકલી આપી જાંહ-ગીરની પીઠ પાછળ છુપાઇને છુપી રીતે તેનો ચારોમારો ક્યારની જોતી ઉભી હતી તેને કાને પડવાથી તેણીએ ઝટ તે છીદ્રું પકડી પાડયું.

"કેમ અરનવાજ હજુર કાંઇ રાતનું બાકી છે કે શું ? તારે જાણવું જોઇયે કે મારા વીચારોમાં ખલલ કરવાનો તને હક નથી." જાંહગીરે શરૂઆતમાંજ જરા નેણ ફેરવીને વાત કરવા માંડી.

"શું બોલ્યા ? ખાંડ ખાવોચ ખાંડ ! જાંહગીરજી શેઠ તમે જાણવું જોઇયે કે તમોને સવાલ કરનાર કોઇ પારકી ઓરત નથી પણ તમારી પોતાની પરણેતર છે." અરનવાજે ટેકમાં તુરત જવાબ આપ્યો.

"શું તોફો દલીલ લઇ આવીછ ! તું માહરી પરણેતર થાયછ તે હુંજ જાણુતો નથી પણ આખું ગામ જાણેછ. એમાં તેં નવું શું કહ્યું ?"

"અરે નવાંની અહીં કોણ વાત કરેછ ? " અરનવાજ તરડાઇને બોલી "હું બી જુની જુનીજ વાત કરૂંછ તો. મરેરે મુવાં મારા લગન થયાં તેની આગમચનો મારો કોઇ જુનો દોસદાર બોસદારબી ફુટી નહીં નીકળતો કે લોકોની પખીન છુપાં કાગળ પતર ચલાઉં."

જાહગીર ઝટ સમજી ગયો કે તેની મુરખ બાયડી તેને ખોટા વ્હેમને વશ થઇ તાણા મારે છે. તે ભલો ભરથાર લોહીનો ગોટ ગળી કાંઇ પણ બોલ્યા વીના ચુપ રહ્યો, પણ અરનવાજ બંદી એટલાંથીજ અટકે તો તેની જાતને લાજ ન લાગે ?

"રાતે તો છાતો ઠોકી ઠોકીને કે'તાથા કે તમે તે વહાલાંમુઇ સાથ કોઇ રીતના સંબંધમાં નથી ત્યારે હવે આ શું ? તમે મળતાં નથી બેટતા નથી ? તો આય બોહસા બોહસીનાં તેડાંપર તેડાં સાના કરેછ ?"

"તેં કેમ જાણ્યું કે મને તેડું કીધુંછ ?" જાંહગીર અજબ થયો કે 'કાગજ તો મેં પોતે ઉખેડયું તે છતાં, એણે એ ભેદ કેમ જાણ્યો ?'

"જરા સરનામાની પાછળ જોવો, જાંહાંગીરજી શેઠ, કે શું લખ્યુંછ" અરનવાજે ધીરેથી ટાહુકો મુકયો.

જાંહગીર ચમકયો ! તેણે ઝટ ખીસામાંથી પેલું કાગળ ક્હાડી તેના પાછલા ભાગ તરફ જોયું તો ત્યાં જીણા અક્ષરે નીચે મુજબ લખેલું હતું:—

"ભાઇજી, મારો આજનો ફેરો તો અકારત ગીયોછ—પણ આએ કા૦માં લખ્યા મુજબ આવતી કાલે જરૂર જરૂર પધારજો. ઘણુંજ અગતનું કામ છે. તમે જાણો—ચુકશો ના. એજ અરજ."

"બાઇ સાહેબે તો કેથું આએ લખેલું વાંચ્યું દેખું !" જાંહાગીર ઉપલી લીટીઓ વાંચીને મન સાથ બબડયો અને પછી મોટેથી બોલ્યો. "ઓહ ! એમાં તેં મોટો વાઘ શું માર્યો !"

"અરે વાઘજ માર્યોછ, સમજ્યા ? તમારો ભેદ મને મળ્યો—એજ મારી ફત્તેહ છે !" તે મુર્ખ બાયડી મલકાવા લાગી. "કેમ હવે આજેથી પાછી મુંબઇની સફર કરવીછ કે ?"

"હાસ્તો ! કામકાજ હોય તો જાય કે નહીં જાય ?" જાંહાંગીર ઠસ્સામાંજ જવાબ આપ્યો. "ચાલો, જલદી નાસ્તો તઇયાર કરજો."

"આ લેરે ! જાણે શું એક લવંગની લાટીએ સધાવવાના હોય તેમ બઇરીપર જજલ્લો કરેછ કે 'જલદી નાસ્તો તઇયાર કરજો !' નહીં. નાસ્તો બાસ્તો મારેથી આજે જલદી તઇયાર થવાનો નથી. વગર જરૂરનાં કામે નાહક મુંબઇ સુધીનો ખરચ ને હેજગારી કરવાની કંઇ જરૂર નથી. જેને ગરજ હશે તે તમોને પુછતાં સાત વાર અહીં આવશે."

"એટલે ? અરનવાજ, તું શું મને કંઇ હોકમમાં રાખવા માગેછ કે કેમ ?" જાંહાંગીરે જરા નેણ ફેરવીને પુછ્યું. "કોઇ દહાડે નહીં ને આજે વળી આ શું તુંને ભુત ભરાયોછ ?"

"જમ જાણેરે મારી ! ઓવારી નાખ્યું મારીપરથી ભુત ભરાવાને! ભુત ભરાય તમારી કોઇ માય મમાઇ હોય તેને ! મરેરે ! મુવાં પારકા-પરાયાંઓને લીધે ધણી જેવો ધણી મને કેવા કેવા બોલો બોલેછ?"

"એમ ચચરી જાએછ તો પેહેલાંથીજ વકુફ વાપરીને બોલ્યે ! હું મારી મરજીનો માલેક છઉં—તું મને અટકાવનાર કોણ ?"

"બા કોઇ અટકાવતું નથી પણ સઉ રીતે—ભાતે હોય તે શોભે, સમજ્યા ? તમે માતીડા થયા તેથી કંઇ દેવનું ડોકું થઇને નથી આયા. આપણો પરણેલો સંસાર જેટલો સંભાળ્યે તેટલો સંભાલાય. તમે કામકાજ છોડી રાંન પારકી બઇરીઓ સાથ નાચવા નદરવા માગોછ તે હું દેખતી આંખે કેમ ચાલવા દેવસ ? જો વાત લાયાછ તે ! નહીં—આજે મુંબઇ બુંબઇ કંઇ જવાય નહીં. અહીંજ ઘેરમાં રેહવો ને પેલા ખાન-બહાદુર એદલખાનનું સુન્ના જેવું કામ હાથે લાગુછ તો ખુદાનું નામ દઇ તે શુરૂ કરો !" અરનવાજ જાણે કેવી એક ડાહી—ડગરી હોય તેમ ધણીને અક્કલ આપવા લાગી.

"હવે ઘણી ડાહી ના થા, ચાલ જલદી ચાહે નાસ્તો લાવ— નહીં તો ત્રેન ચુકી જવાશે !"

"ત્રેન એક ચુકશો તો બીજી ઘણીબી મળશે. એમ સહવારના પોહોર દોડાદોડી ના કરો ! પણ તમે મારૂં કીયે દહાડે માનયુંછ કે આજે માનવાના ?"

"શોભતું બોલે તો સઉ કોઇ માને—ગેરશોભતું મનાય નહીં." જાંહાંગીરે જવાબ આપ્યો. "ચાલ જા, જલદી નાસ્તો લાવ ! તેટલાં હું તઇયાર થાઉંછ."

એમ બોલી જાંહાંગીર તઇયાર થવા ગયો.

અરનવાજે જોયું કે તેણીનું કાંઇ વળવાનું નથી માટે તુરત વેળા તેણી ચુપ થઇને રાંધણીમાં જવા નીકળી પણ તેટલાં તેણીના પગ તળે

કાંઈ લાગવાથી વાંકી વળીને જોય છે તો ભારે અજાયબી વચ્ચે પેલુંજ મહેરબાનુવાળું કાગળ, જે જાંહાંગીરના ખીસામાંથી અચાનક પડી ગયું હતું તે તેણીને હાથ લાગયું ?

આ અજાયબ સંજોગથી ખુશ થઇ તે કાગળ તેણીએ ઝટ પોતાના ખીસામાં ખોસી દઇ રાંધણીમાં ચાલતી પકડી. દશ મીનીટમાં તેણી જાંહાંગીરનો નાસ્તો લઈ આવી અને જાણે કાંઈ જાણતીજ નહીં હોય તેમ પોતાની કોર લઇ ભરવા બેઠી.

જાંહાંગીર નાસ્તો ખાતાં મન સાથ અજબ થયો કે બાઇ સાહેબની સ્ટીમ આટલી બધી તાતેલી હતી તે એકદમ ઉતરી કેમ ગઇ. તેને તેનો ભેદ સમજ પડયો નહીં.

તે નાસ્તો જમી બચ્ચાંઓને મળી ભેટી અરનવાજને હું "મુબઇ જાઉંછ, સાંજે આવસ" એમ કહી તુરત સ્ટેશન તરફ ચાલી ગયો.

## પ્રકરણ ૨૯ મું.

## પારધે પડેલી પ્રીયા.

**[ દોહરો. ]**

કર્મ–લેખ માબાપથી, આપ્યા નહીં અપાય;<br>
ધર્મે દીધી દીકરી, કર્મે તેનાં ખાય.

[ દાદી ]

**[ ચોપઈ. ]**

"સોમ" કી નારી હસ હસ બોલે,<br>
"મંગલ–" "બુધ" કપટમે રોલે;<br>
"ભરેસ્પત" કી ખટપટમે ડોલે,<br>
"શુક્ર" ત્રિયા હીંચકેપે જહોલે;<br>
"શની" સુદામા અંદર ઢોલે,<br>
"રવી" રતનસે ઉંચી તોલે;<br>
"તુલસીદાસ" કહે દિલ ખોલે,<br>
તિરિયા વોઃ જો મનકો ધો લે.

[ મહા કવી તુલસીદાસ. ]

જહાંગીર સ્ટેસન તરફ રવાના થતાંજ અરનવાજે ઝડપથી પેલું કાગળ ખીસામાંથી કહાડી વાંચવા માંડયું. જહાંગીર ઘરમાં હતો ત્યાં સુધી તેને તેવી તક મળી ન હતી પણ હવે તે મુંબઇ સીધારેલો હોવાથી તેણીને કોઇ રીતની અડચણ ન હતી.

"હા, જોસુ કેની હું તો મુઇ મારૂં મોહતબી પારખશ. આય શું આય કાગજની નીચે કીધેલી સહી પેલાં શેઠાણી મેહરબાનુ નીજ છે," અરનવાજે તે કાગજપર કોણુની સહી છે તે ઉપર નજર નાખ્યા બરાબર પટપટવા માંડયું. "વારૂં લાવની જોઉં તો ખરી અંદર શું લખી મરેછ. અરે મરેરે! એ રાંડ કોઇ પરાઈ બઇરી મારા ધણીને મારા વહાલા જાંગીર લખેછ? કંઈ ફીકર નહીં આગલ તો ચાલો કદાચ કંઈ નવું જાણવાનું મળશે!" એમ વીચારી તે બુબખ બાયડી તે કાગળ જલદી જલદી વાંચવા લાગી. કાગળ અરધું વંચાયું ત્યાં સુધી તો અરનવાજનો મીજાજ લગાર હદમાં હતો પણ જ્યારે તે કાગળમાં પોતા વીશે જાંહગીરની ટકોર કરેલી જોઇ ત્યારે તેણીની સ્ટીમ એકદમ તાતી ગઇ.

"ઓ મરેરે મરેરે આય માતીડો તો કેથો એ રાંન કોઇ મુગા મોદીની મેહરીના હાથપર વેચાયલો દેખું. એ આય શું કેહવાય? એ રાંડ મહીરાંમુઇ ગઇ કાલે અહીં આવી ગઇ તેને મેં કોહું નહીં આપવાથી રાંન મારા ધણી પાસે મને કેટલી બધી હલકી પાડેછ? એ મુવાં એમ ફરતે ફરતેનાઓ મન ઉતારા કરાવે ત્યારે ધણી થતાનું મસ્તક ઠેકાણે તે કેમ રહે? અરે મેં બહુ મોટી ભુલ કીધી કે જાંહગીરને અહીંથી જવા દીધા. જો મેં જીદ પકડીને તેવણ પાસે આય કાગજ માંગીને વાંચ્યું હતે તો તેજ વખતે હું તેવંણની સાકીબાકી કહાડી નાખતે. મેં મુરખીએ આય કેવી મોટી ભુલ કીધી. હવે તેવણુ તે દલદર દદાને મોહડેથી કોણ જાણે શું શું સાંભળશે અને તે રાંન મહીરાંમુઇ માહરી વીરૂધ ટકા ચહડાવીને ખુદા જાણે કેવાં કેવાં ચપટાં આપીને મોકલશે, એ રાંન પેટબરીપર મને એવી ચીઢ છુટેછ કે જાણે હમના મારી સામે હોય તો એનો ટોટો પીસું! એ રાંન કોણ મોટી બાજીરાવની દીકરી આવી કે મારા ખાવીંદને માહરી વીરૂધ એવું લખી મોકલે? એ રાંન ઇત્તરનાં હાહ્લાંને કોઇ પુછે? કોન જાણે પોતે પોતાના ધણીનું શું એક લીલું કીધેલું હોસે તેમ માહરા ધણીપર લખી મોકલેછ કે હું નહીં ધારતી કે તમારો સંસાર સુખી હોય. અરે મરેરે! એ રાંન સુખી ને દુખી સંસારને સમજ્તીનું કોઇ કોહું તો જુઓ? એ રાંન ચુડેલ પોતાના મન સાથ ખાંડ શું ખાયછ? એ મહીરાંમુઇની તાકાત શું કે માહરા સંસારની વચ્ચે એક ચું કરીને બોલે. માથેનો ધણીજ પાધરો નહીં ત્યારે કેની. ધણીમાંજ રામ હોય તો એવાં મુવાં ઉપરવટયાંઓ ફાવી નહીં જાય. વારૂં એ બધું તો થયું પણ ઘણાજ જરૂરના કામસર એ વહાલાંમુઇએ માહરા ધણીને જે તેડું કીધુંછ તે શું છે તે શોધી કહાડવું જોઇયે. ખુદાની બક્ષેશથી એ મુઈ કાંહ રેહેછ તેનો પ-તો આય કાગજ પરથી આબાદ મળી આવેછ. એ રાંન લુતરી મને કાલે કહી ગઇ હતી કે હું મુંબઈમાં રહુંછ પણ આય કાગંજ તો દેખાડેછ કે તે મુંબઇ બેહેરમથી લખાયલું છે. જહાંગીરેબી એ ભેદ મારી પાસે ગઇ રાતે ખુલો કીધો નથી તેથી મહને સાબુત વેહેમ જાયછ કે એવણના પાણી કંઈબી

મુવેલાં છે. માતીડાઓ તે કયા સાહુ છે. બધાજ માતીડા કંઈ ફ્રેસ્તા હોતા નથી. કાંય નહીં માહરો જાંહગીરબી એવો ઉપરનો દેખાવ કરતો હોય ? હું કબુલ કરૂંછ કે મારો ધણી સ્વભાવે ગરીબ ને ભોલો છે પણ તેમ હોવાથીજ એ રાંન મેહરબાનુ જેવી પાહવરદી બઇરીના ફાંદામાં જલદીથી ફસે એ બનવાજોગ છે. આય કાગજ વાંચીને હવે મને ધીરજ રેહતી નથી. ઓ ખુદા ! હવે હું શું કરૂં ?"

એવા એવા વેહમી વીચારોમાં ગરક થયલી તે અધીરી ઓરત અહીં થોડી મીનીટ ચુપ રહી પોતાના મન સાથ કાંઈ વીચાર કરવા લાગી. પ્રથમ તેણીને કાંઈ સુજયું નહીં પણ પછી એકાએક કાંઈ વીચાર આવતાં ઝટ બોલી પડી "હા, હા, એજ વીચાર ઠીક પડશે. આય કાગજથી આઇતો પતો મલેછ તો મારે બેસી શું કામ રેહવું જોઇયે ? હું ખરી કે એની પાછળ જાઉં અને ત્યાંનો ચારોમારો છુપાઇને જોઉં. મેહેમમાં પારસીઓની વસ્તી કાંઈ એટલી બધી નથી કે એ રાંન મેહેરબાનુનું મકાન સોધી કહાડતાં કંઈ મુશકેલી નડશે, કદાચ ત્યાં જવાનો જોગ નહીંબી બન્યો તો હરકત શી છે ? થોડી ઘણી તો માહીતી મલશે ? કંઈ સેજસાજ બાતમી તો હાથ લાગશે ? મને લાગેછ કે આય કાગજમાં 'બાવાજીએ તમોને જરૂર જરૂર બોલાવ્યાછ' એમ જે લખ્યુંછ તે સદંતર જુઠું હોવું જોઇયે. બાવાજીબી બોલાવે નહીં ને દીકરાજીબી બોલાવે નહીં. એ તો કોઇના હાથમાં કાગજ જાય તો ખરાબ નહીં લાગે એવા ખ્યાલથી બેઉ જણ વચ્ચે આગમજથી ગોઠવણ થયલી લાગેછ. જેમ ગઇ કાલે એ રાંન ઇન્તરનું હાલ્લું મને વાહી ગઈ તેમજ આજે મારા ધણીએ મહને ખોટી રીતે વાહીછ કે હું મુંબઇ જાઉંછ, પણ ખરી વાત તો એ છે કે એ મુંબાઈ જવાનો નથી એમ આય કાગજ ઉપરથી સાફ ખુલ્લું જણાયછ. આય કાગજ હાથમાં આવ્યાથી માહરા વેહેમને ઓરબી જોર મલેછ. જો જાંહગીર નીરદોષ હતો તો તેણે મને એમ કેહવું જોઇતું હતું કે હું મેહમ જાઉં છું. જો પેલી મેહેરબાનુ સાહુ હતી તો તેણીએ ગઈ કાલની મુલાકાતમાંજ માહરી પાસે કબુલવું હતું કે હું મેહમની રહીસ છું. બેઉ જણે તેમ કીધું નથી. એજ દેખાડેછ કે એ લોક કંઈ ઉંડા પાણીમાં રમેછ. એકબારગી એમબી ધારે કે મારો ધણી તેવો નહીંબી હોય તો પછી તેણે માહરી પાસે પોતે તે પારકી બઇરીને ત્યાં વારંવાર શું કામ જાય છે તેનો ખુલ્લે ખુલ્લો ખુલાસો કરી દેવો હતો. એ ખુલાસો મેળવવા સારૂં મેં ગઈ રાતે માથું પટકયું પણ હું પરણેલી પરણેતરનેબી એવને પોતાના વીશ્વાસમાં લીધી નહીં. હવે મારે શું સમજવું ? એક પારકી બઇરી અને તેબી એક ખુબસુરત પારકી બઇરી સાથ એવણ છડેચોક મોજ મારે અને મને સાહુપણું બતાવે તે હું કેવી રીતે માની શકું ? નહીં—નહીં ! એમાં કાંઇબી ભેદ છે. અરનવાજ તું જો ભોળાઇમાં રેહરી તો નજદીકમાં તારાં સુખનું તમામ

સત્યાનાશ વળવાનું ! વાસ્તે એકદમ ઉઠ અને જા તેની પાછળ. એમ કીધા વીના હવે તારા હાથમાં બીજો કશો ઇલાજ નથી."

એટલું બોલી તે અધીરી ઓરત આગલા દીવાનખાનામાંથી ઝટ અંદર ગઈ અને કપડાં બદલી પોતાના બંને બાળકોને પાસે બોલાવ્યાં.

"દીકરી સનોબર, હું જરા જરૂરના કામસર મુંબઈ જાઉંછ વાસ્તે તું ને કેકુ દીકરો બેઉ જણા આપણી મંજુલાને ત્યાં જઇને તેના કાકા સાથે રમ્યા કરજો, હું ઘેર બંધ કરીને જાઉંછ ને મંજુલાને કેહતી જાઉંછ કે તેવણ તમોને આજે બપોરનું જમાડશે, જો જો સરખી રીતે રહેજો ને મસ્તી કરતાં ના. દીકરા કેકીને સાથેનો સાથે રાખજે, હું કાસમનેબી કહેતી જાઉંછ તેબી અહીં તમારી પાસે રેહશે."

"ઓ મમા, તમે આજે હમુને એકલાં મુકીને કયાં ચાલ્યાં. આજે પપાજીબી ઘેરમાં નથી તો આખો દીવસ હમોને કેમ સોહવાશે ?" બુચી સનોબરે પરીયારો કીધો. કોઇબી દીવસે એવી રીતે એકલાં પડવાનો તે બચ્ચાંઓને પ્રસંગ આવ્યો ન હતો જેથી ગરીબ બીચારો નહાનો કેકી તો રડવા પડયો.

"કેમ રડી સાનો મરેછ ! " કેકીને રડતો જોઈ તે કરડી માતાનો મીજાજ ચસકી ગયો. "હું સાંજે ચાર પાંચ વાગામાં તો પાછી ફરસ."

"માયધી માયધી તમે હમુને એટલાં મુતીને તાં ધાવોછ ? અમુને સાતે લઈ ધાવો !" નહાના કેકીએ પોતાની તોતડી બોલીમાં પ્રોટેસ્ટ ઉઠાવ્યો.

"સાથે લઇ જાઉં ? ઓ મરેરે ! આય મુઆં કોતક જોયાં ! મુવા જીવને કંઈ કંઈ ઉતપાત થાયછ તેનું કરૂં કે આય મુઈ અબજારને તપાસું ?" અરનવાજ ચીરડાઇને બોલી "નહીં નહીં તેમ કંઈ બનશે નહી. જયારે બીજી વખત જવસ ત્યારે તમોને લઈ જવસ—આજે તો મને ઉતાવળ છે. કાંહુ ગીઓ કાસમ, એકદમ અહીં આવ ? હું જરા જરૂરી કામસર મુંબઈ જાઉંછ તેથી તું અહીં છોકરાંઓ આગળ રેહજે. ખબરદાર કેથે બાહાર ભટકવા જતો ના, તેમજ છોકરાંઓનેબી લઇ જતો ના. જો મંજુલાબાઇને જઇને કહી આવ કે મને એકાએક મુંબઇ જવું પડેછ ને શેઠબી ઘરમાં નથી તેથી ઘર બંધ કરીને હું જાઉંછ વાસ્તે હું સાંજે આવું ત્યા સુધી છોકરાંઓને તમારે ત્યાં રાખજો ને ત્રણુંડે જણુને બપોરનું જમાડજો."

કાસમ બાઇનો હુકમ બજાવવા દોડયો અને બે ત્રણ મીનીટમાં જવાબ લાવ્યો કે મંજુલાબાઇએ કહયું છે કે સુખેથી સીધારો ને છોકરાંઓ માટે કશી ફીકર કરશો નહીં.

અરનવાજ આ જવાબથી ખુશી થઈ તેણીએ ઘર બંધ કરી આગળા દરવાજાને ટાળું મારયું અને ચાવી પોતાના ખીસામાં મુકી કાસમ સાથે તે બંને બચ્ચાંઓને મંજુલાને ત્યાં મોકલી આપ્યાં. ગરીબ બીચારાં

તે નીરદોશ બાળકો ! તેમને અધરયાત પારકે આશરે જવું પડ્યાથી બંનેની આંખ્યોમાં આંસુ આવી ગયાં. વડી દીકરી સનોબર તો કાંઇ બોલી નહીં પણ કેકીએ રડીને સાથે લઇ જવા માટે તોફાન કરવાથી તે ક્રૂર માતા તેને પટાવી સમજાવી લેવાને બદલે તેના બરડાપર બેચાર ધમોલા જોરથી અફાલી કાહડી ઝનુનમાં ને ઝનુનમાં તયાંથી ઘણી દયાહીન રીતે સ્ટેશન તરફ ચાલી ગઇ.

## પ્રકરણ ૩૦ મું.

## "કરણી તેવી પાર ઉતરણી."

[ દોહરા. ]

પાપી નરને પાપનો, ખલકે થાય ન ખ્યાલ;
અંત સમે પસ્તાય છે, ભડકો થતાં વિશાલ;
પરમ પાપ પૃથ્વી ઉપર, પૈસા કાજે થાય;
પૈસા છે જડ પાપની, ઉપમા નહીં અપાય;
રકમ રકમનાં છળ કપટ, રકમ રકમનાં ઢંગ;
પૈસાથી પરખાય છે, રકમ રકમનાં રંગ;
પૈસાથી વશ સ્ત્રી રહે, પૈસે રાજી બાપ;
પૈસે મા મમતા ધરે, પડે જગતમાં છાપ.
પૈસાથી મિત્રો મળે, પૈસે સઉનો સ્નેહ;
પૈસાથી આપે અભણ, જ્ઞાનીને પણ શેહ.
અસાર આ સંસાર છે, પાપ તણો નહીં પાર;
ડગલે ડગલે હોય છે, પાપીનો સતકાર.
ભલે જગે ભુખ્યો મરે, પાપી મારે મોજ;
નેકીપર સુંઠણું પડે, વધે બદીનો બોજ,
ભલે કદી પાપી પ્રથમ, વિશ્વ વિષે વખણાય;
જય અંતે છે સત્યની, પાપી માર્યા જાય.

[ એક મરહુમ પારસી કવીના લખાણમાંથી. ]

બીજી સહવારે આખાં સીકંદરાબાદ શેહેરમાં હોહોકાર મચી રહયો કે હઝરત મોહીનુદીન સાહેબને ગઈ રાતે પોલીસે પકડયા છે અને આજ રોજે મેજીસ્ત્રેટ સાહેબ સન્મુખ ઉભા કરનાર છે. વળી આ ચર્ચા જોડે એવી અફવા પણ ઉડી કે હઝરત સાહેબને ત્યાંથી બે પારસી બાનુઓને પણ પકડવામાં આવી હતી. આ બે પારસી બાનુઓ કોણ હતી તે બાબે

સીકંદરાબાદની પારસી વસ્તીમાં પુષ્કળ ચર્ચા ચાલી. નીંદાખોર જીભલીઓથી તરેહવાર નીરદોષ નામોની અટકળો થઈ—કોઈ કાંઈ અને કોઇ કાંઇ બોલવા લાગ્યાં—પણ અંદરનો ભેદ શો હતો અને ખરેખર કઈ અબળાઓ પોલીસને હાથ લાગી હતી તે બાબે ખરૂં અનુમાન કે ખરી શોધ કોઈ કરી શકયું નહીં.

હળવે હળવે આ અફવા છેક ચદરઘાટ સુધી પુગી ગઈ, ત્યાંબી એ બાબે પુષ્કળ ચુનોચરા થઈ, પણ પરીણામમાં કોઇને ખરો સાર મળી શકયો નહીં.

હઝરત મોહીનુદીન સીકંદરાબાદ અને ચદરઘાટની વસ્તીમાં મશહુર માણસ હતો. તે એક પરહેજગાર પુરૂષ છે અને પોતાના અજબ જેવા એલમથી ઘણી ગેબી વાતોને ખુલ્લી કરી શકે છે એવું તેને વીશે લોકમત હતું, પણ આજે જયારે તેને માટે એવું સાંભળવામાં આવ્યું, ત્યારે તેજ મત ધરાવનારાંઓનો વિચાર અજબ જેવી રીતે ફેરવાઈ ગયો. મોહીનુદીને કેટલીક પારસી બાનુઓને ઠગીને ખોટી રીતે નાણાં કઢાવ્યાં છે એવી વાત શેહેરમાં ફેલાતાં જે જે લોકો હઝરત સાહેબનાં એ પ્રકારના સંબંધમાં આવ્યાં હતાં. તે દરેક જણ તેની વિરૂધ બોલવા લાગ્યાં, એટલુંજ નહીં, પણ કેટલાંકોએ તો પોલીસ—ચાવડીપર જઇ પોલીસને તેની વિરૂધ જબાની આપવામાં મદદ કરવાની કબુલાત પણ આપી !

એ રીતે, હઝરત મોહીનુદીન સાબનું પોલીસને હાથ પકડાવું આખા સીકંદરાબાદ અને હેદરાબાદ શેહેરોમાં ચર્ચાનું મોટું મુળ થઈ પડયું! દરેક ઠેકાણે પેલી પકડાયલી પારસણો કોણ હતી તે બાબે તરેહવાર અટકળો થતી હતી. કેટલાકો કહેતા કે પારસણોને પોલીસે પકડીને પરહેજ કીધેલી છે, જયારે કેટલાકો બોલતા કે તે પારસણોને કોઇ જવાન પારસી ગ્રહસ્થે પોલીસપર વગ વાપરી રાતોરાત છોડાવી મુકી હતી. જેઓ એમ માનતા હતા કે તે પારસણો પોલીસમાં હજી પરહેજ છે, તેઓ તેમને જોવા માટે કેનટોનમેંટ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ખાસ જવાની ઇંનતેજારી ધરાવતાં હતાં.

અંતે ૧૧॥ વાગે સીકંદરાબાદના કેનટોનમેંટ મેજીસ્ત્રેટની કોર્ટમાં હઝરત મોહીનુદીન તથા તેનાં મદદનીશ કમરૂદીનને પોલીસે ઉભા કીધા. ફરીયાદી તરીકે પેલા પારસી જવાનને બદલે ખુદ પોલીસ પોતે હાજર થઈ હતી. સીકનદરાબાદ અને હેદરાબાદનું જાત અજાતનું પુષ્કલ લોક હઝરત મોહીનુદીન સાહેબનું શું થાય છે તે જોવા કોર્ટમાં ભેગું મલ્યું હતું. પેલો પારસી જવાન જેણે પેલી બાઇઓની પુઠ પકડી હતી તે જવાન કોર્ટમાં જાતે દેખાવ દેશે એવી લોકોને વકી હતી. પણ તેમ નહીં થવાથી તેમજ પોલીસે પોતે ફરીઆદ પક્ષનો મુકદમો ચલાવાથી ઘણાકોને નીરાશા મલી, કેમકે જો પેલો જવાન ગ્રહસ્થ ફરીઆદી તરીકે પોતે જાતે બહાર આવ્યો હતે તો

તેની જબાની ઉપરથી પેલી સપડાયલી પારસણો કોણ હતી તે જાણવાનું સેહલાઇથી બની આવતે. વલી હઝરત મોહીનુદીનને હાથે ઠગાવા પામેલા કેટલાંક બીજી કોમનાં લોકો તેની વીરૂધ સાક્ષી આપવાને આપખુશીથી બહાર આવવાથી પોલીસને પણ ઘણું સેહલું થઇ પડયું. વળી ખુદ હઝરત મોહીનુદીને પોતે પણ પોતાનું પાપ ભરાઇ ચુકેલું જાણી ઇનકાર ન કરવાથી તેની ઉપર મેલવામાં આવેલા ગંભીર આરોપો એકજ દીવસમાં ઘણી સેહલાઇથી પુરવાર થયા. જેથી પ્રથમદર્શક મુકદમો પુરવાર થયલો જણાવી મેજીસ્ત્રેટે તેને આવતી સેશનસમાં નોંધ્યો. તેની તરફથી એક મુસલમીન બેરીસ્ટર રોકવામાં આવ્યો હતો. જેણે હઝરત મોહીનુદીન તથા તેના મદદનીશને ગમે એટલી રકમના જામીન લઇને છોડવાની કોર્ટને અરજ કીધી પણ નામદાર કોર્ટે ગુનાહોની ગંભીરતા તરફ જોતાં તે સ્વીકારી નહીં, જેથી તે બંનેને તુરંગમાં લઇ જવામાં આવ્યા.

વચ્ચે લગભગ દોઢ માસ પસાર થવા બાદ સેશનસ બેઠી, જેમાં બીજાઓ ભેગી હઝરત મોહીનુદીન અને તેના મદદનીસ કમરૂદીનનની કોમન જુરી સનમુખ તપાસ ચલાવવામાં આવી. પોલીસ તરફથી એક બાહોશ યુરોપ્યન બેરીસ્ટર રોકવામાં આવેલો હોવાથી તેણે હઝરત મોહીનુદીનનાં પ્રપંચી કાવત્રાંઓ પોતાની વાકય ચાતુરીથી જુરીના મગજગર એવી સરસ રીતે થસાવ્યાં કે જુરી અને જડજ એકમતનાં થવાથી તથા પોલીસે રજુ કરેલા સાક્ષીઓ, જેઓ આપખુશીથી સાક્ષી આપવાને આવ્યા હતા તેમની સાક્ષીથી હઝરતર સાહેબનું કાટલું આબાદ નીકલી ગયું. જુરીએ પણ તેને અને તેના મદદનીસને એક વેષધારી ઠગારાઓ તરીકે એકમતે જાહેર કરવાથી નામદાર જડજે જુરીનાં મત સાથે મલતા થઇ હઝરત મોહીનુદીનને છ વરસ અને તેના મદદનીસને ચાર વરસના સખત કેદખાનાની સજા કીધી.

એ રીતે સીકંદરાબાદ અને હેદરાબાદની વસ્તીમાં પ્રજાને એક પીડા સમાન ગઇ પડેલા વેષધારી પુરૂષનો આ નતીજો આવ્યો. પેલી બે પારસી બાનુઓ હઝરત મોહીનુદીન સાબનાં ઘેરમાંથી પકડાવાની જે વાત બાહર આવી હતી તે બાનુઓ ઉપલી તપાસ દરમ્યાન પણ ખુલ્લી ન થવાથી પાછલથી તે બનાવે પણ હેદરાબાદ અને સીકંદરાબાની વસ્તીમાં ફરી એકવાર ભારે ચર્ચાને જન્મ આપ્યો, પણ સાધારણ રીતે જેમ એવું બને છે કે એક નવી બીના જુની બીનાને વીસરાવતી આવે છે તેમ તે પછીના બનેલા બીજા બનાવોમાં તે ચર્ચાને પણ વીસરાવી નાખી.

# પ્રકરણ ૩૧ મું.

## એક ઇંગ્રેજ પહરોણો.

( પદ )

કબીરા કહે બીચારારે,
કીસ્મત ખેલ હય ન્યારા—(ટેક)

અરે મુસાફીર કાહે કરત હય, પલકે કાજ પસારા;
તેરા સોંચનં એક ઠોર હય, સરપર જમકા ઘેરા.—કબીરા૦ ૧
તુરંગ તેરા ખાબ સમજ લે, કીસકા હોત હય ધારા;
માલિક જો મંજુર કરે સો, સબસે શ્રેષ્ટ સીપારા.—કબીરા૦ ૨
કહત કબીરા સુન ભાઇ સાધુ, ઉતરે કઉન ઉતારા;
અપની ઇચ્છા બર નહીં આવે, આવે નાથ નીરધારા.—કબીરા૦ ૩

[ કબીર ]

રવીવારનો દીવસ હતો.

પુર્વનો આફતાબ પશ્ચિમ તરફ ઉતરી જે વખત જાય છે તેમાં આથમવાની અણીપર હતો. લગભગ સાડા પાંચ થવા આવ્યા હતા. અને આખા દીવસની થાકથી થાકેલાં મનુષ્યો તથા પશુ પંખીઓ આંખને તાહડક આપનારી સાંજની ધીમી લેહકીથી ખુશ થતાં પોતપોતાનાં ઘર તરફ જતાં હતાં. એવે શાંત અને દીલખુશ સમયે સીકંદરાબાદનાં કલૅાક-ટાવર તરફ આવેલા એક નાના બંગલાનાં કમપાઉનડમાં ઇંગ્રેજી પોશાકમાં સજ થયલો એક પારસી નવજવાન પોતાના હાથમાં પકડેલી સોનાના મુઠની તીરની કમાન વલી શકે એ મીસાલ ઝટ વલે તેવી એક અતી કીમતી રસદાર લાકડી પોતાના જમના હાથમાં ગોલ ફેરવતો ફેરવતો મોહડેથી ધીમી સીપટી વજાડતો બંગલા તરફ જોતો હતો. તે એક અતી ખુબસુરત અને ગબરૂ જવાન હતો. તે જેટલો કદે કદાવર હતો તેટલોજ તનથી તંદરોસ્ત હતો. તેનો દેખાવ અને ચેહરો કોઇબી જોનાર ઉપર પેહલીજ નજરે છાપ પાડવાને શકતીવાન હતો. તે જવાન દરવાજાપર દાખલ થઇ અરધો કમપાઉનડ પસાર કરે છે તેટલાં તે કમપાઉન્ડમાં આવેલા બંગલાના ઓટલાપર ઉભેલી બે બાનુઓની નજર તેની ઉપર પડી "માસી માસી, આ ઇંગ્રેજ જેવો કોણ આવેછ !" પેલી બે બાનુઓ માહેલી એક જે જવાન હતી તેણીએ પોતાની સાથીને સવાલ કીધો.

પેલાં માસીએ તે તરફ જોઇ જવાબ આપ્યો "ક્યાં છે દીકરી, મને તો કોઇ દીસ્તું નથી."

"પેલાં સરોવરના ઝાડની પાછલથી પસાર થાયછ. જરા સબર કરો તમુને આપમેલે દેખાશે."

પેલાં માસીએ પોતાનો ચશમો સરખો કરી તે તરફ ફરીથી નજર કરી "હા, હવે જોયો. એ તો કોઇ ઈગ્રેજ છે. એ કોણ હશે ! આલાં, રખેને પોલીસનું કોઇ ભોસ્યું હોય !"

"અરે નહીંરે માસી તમે બી એમ શું કરોછ ! પોલીસના ભોસ્યાંનો પોશાક તે કાંઇ એવો હોય ! એ તો કોઇ જેન્ટલમેન દીસેછ."

પેલાં માસી ભાણેજ વચ્ચે આ વાત ચાલે છે તેટલાં પેલો ખુબસુરત જવાન ગ્રહસ્થ બંગલાની નજદીક આવી પોંહોચ્યો અને સીડી ચહડી ઓટલાપર આવતાં તુરતજ સવાલ કીધો "મેનાપટેલનાં મેહરબાઇ અહીં રહેછ ?" તેણે ઈગ્રેજીમાં પુછયું.

"જી, હા. કેમ શું હોકમ છે ?" પેલી જવાન બાનુએ પુછયું.

"હું તેવણુને એક જરૂરનાં સરકારી કામસર મલવા માંગુછ કે જેવણુની સાથે મને મીસ આલાં એનડરસનનું પણ કામ પડશે."

ઈગ્રેજીમાં થતી આ વાતચીત પેલાં બુઝરગ બાનુ તો કાંઇ સમજી શકયાં નહીં પણ પેલી જવાન બાનુ, જેણી પેલા જવાન ગ્રહસ્થ સાથે વાત કરતી હતી તેણી "જરૂરનું સરકારી કામ" આ શબ્દો સાંભળી એકદમ ચોંકી !

"બાનુ, મીસ આલાં એનડરસન તમે પોતે છેવો !" પેલી જવાન બાનુ જેણી વેહમમાં પડી હતી તેણી પોતાના વીચારોમાં આગલ વધે તે આગમચ પેલા જવાન ગ્રહસ્થે સવાલ કીધો "હું ધારૂં છું કે આ અટકલમાં હું ખોટો નથી કે જે જવાન બાનુ વીષે હું પરપુછ કરૂં છું તે તમો પોતેજ છો, ખરૂં કે ?"

પેલી શંકાસીલ બનેલી બાનુ અહીં શો જવાબ આપવો તે બાબે વીચારમાં પડી. તેણી સમજી શકી નહીં કે આ નવો આવનાર ગ્રહસ્થ કોણ છે અને શી નેમથી આવ્યો છે. તેણે જાહેર કીધા મુજબ તે કાંઇ 'જરૂરનાં સરકારી કામ' સર આવ્યો છે તો તે કામ શું છે તે જ્યાં સુધી જણાય નહીં ત્યાં સુધી એકદમ પોતાની ઓળખ આપી દેવી કે કેમ તે બાબે તેને વીચાર પડયો.

"કેમ બાનુ, શું વીચાર કરોછ ? મારા સવાલનો જવાબ હજુર મલ્યો નથી." પેલા જવાન ગ્રહસ્થે તેણીના ચેહરા સામે એકી નજરે ટીકતાં કાંઇક હસ્તે ચેહરે ફરીથી પુછયું.

"તમે કોણ છો અને શું નેમથી અહીં આવ્યા છો તે હું જ્યાં સુધી જાણું નહીં ત્યાં સુધી તમો જેવા એક અંજાણ્યા ગ્રહસ્થને હું એકાએક જવાબ આપી શકું નહીં."

"અંજાણ્યો ! હું તમુને હજી અજાણ્યો છું ! વારૂં આ કાંઇ

નાનકડી ચીજ મારી ઓળખાણ તમુંને કાંઇ આપી શકેછ ?" અને એમ બોલી પેલા ગ્રહસ્થે ઝટ પોતાના ખીસામાં હાથ નાંખી કાગલમાં વીટાલેલી એક નાની પડીકી કહાડી તેણીના હાથમાં મેલી.

પેલી જવાન અબલાએ તે પડીકીને ઝટ ઉખેડી અંદર નજર નાખતાંજ તેણીથી એક ધીમી ચીસ પડાઇ ગઇ !

" ઓ મારા ખુદા ! ત્યારે તમે કોણ !" પેલી જવાન બાનુ પેલા જવાન ગ્રહસ્થને એકી ટગરે ધારી ધારીને જોતાં પુછવા પડી. " આએ વીંટી તો મારી છે ! શું તમેજ પેલા સાધુ છો ?"

" હા, આલાંમાય, તમારી અટકલ ખોટી નથી. હું ઘણો અજબ થાઉંછ કે આટલો વખત સુધી તમે મને ઓલખ્યો કેમ નહીં ? "

" ઓ માસી–માસી ! ઓલખ્યા કે આએ એવણ કોણ છે તે ? એ તો તે દીવસે આપણી ઇઝતનો બચાવ કરનાર ભલો ફરેસ્તો પોતે છે ! ઓ ખુદા ? ઇનસાનની નજર કોઇ વાર કેટલી બધી હદ સુધી ઠગાઇ શકેછ ? કેહવત છે કે ' એક નુર આદમી ને દસ નુર કપડાં ' તે કેહવત વગર શકે ખરી હોવી જોઇયે. તમારા તે દીવસના ને આજનાં પોશાકમાં એટલો આસમાન જમીન જેટલો ફરક છે કે ગમે એવી ચકોર ચશમનું આદમી ભુલાવો ખાધા વગર રહે નહીં. આવો, આવો, અંદર આવો ! ક્યાં ગીયાં માસી ! મારી કુમલી આંખે તો કશું કામ કીધું નહીં પણ તમારી પાકટ ને ઠરેલ નજરેબી તમોને આ ભલો ગ્રહસ્થ દેખાયો નહીં ? " આલાંમાયે પેલા જવાન ગ્રહસ્થને હાથ પકડી તેને આગલાં દીવાનખાનામાં લઇ જતાં હસ્તે ચેહરે માસીને પુછવા પડી.

" ઓ દીકરી હું શું જાણુ કે એવણ કોણ છે. હું તો સમજી કે એવણ કોઇ ઇંગ્રેજ છે. તમે બેઉ જણાં ઇંગ્રેજીમાં ગોટ પીટ સૉટ પીટ કરવા લાગાં ત્યારેજ મેં જાણ્યું કે અહીં કાંઇ ભેદ છે ! "

તે બંને બાનુઓએ તે જવાન ગ્રહસ્થને પોતાની ઇઝતનો બચાવ કરનાર તરીકે ઓલખ્યા પછી ઘણો દીલોજાન આવકાર આપ્યો.

"મીસ એનડરસન, તમો ભુલી કેમ ગયાં કે આજે આતવારે હું તમારી મુલાકાતે આવનાર હતો ?" પેલા જવાને દીવાનખાનામાં બેઠક લીધા બરાબર તરતજ સવાલ કીધો.

"જી, નહીં, તે હું ભુલી નથી ગેઇ. ખરૂં પુછો તો એમાં વાંક તમારો છે." આલાંએ ઝટ હસીને ઉમેર્યું. " તમે તમારા અસલ પોશાકમાં હાજર થવાનું કહી ગયા હતા અને હું આજે તમોને પારસી પોશાકમાં જોવ ની ઉમેદ રાખતી હતી, જેને બદલે તમે જુદાજ પોશાકમાં સજ થયલા હોવાથી આએ ઘોંટાલો થવા પામ્યો છે. વારૂં, તમે શરૂઆતમાં પેલાં જરૂરનાં સરકારી કામ વીષે બોલ્યા હતા તે તો ત્યારે બધું અધ્ધરજ હતું કે ?" પેલો જવાન ગ્રહસ્થ અહીં મોટેથી ખડખડ હસી પડયો.

" હા, મીસ એનડરસન, મને માફ કરો ! અહીં ઇંગ્રેજી પોશાકમાં

રજુ થઇ તમો મને પીછાણો છો કે નહીં તે જોવા માંગતો હતો. મારી નેમ તમોને સેહેજ બનાવાની હતી. પણ જોઇ લીધું છે કે તમો સેહેજમાં બનો તેમ નથી."

અહીં મીસ આલાં એનડરસન હસ્તે ચેહરે પેલા જવાન ગ્રહસ્થના ચેહરા તરફ જોવા લાગી. તેજ વખતે પેલા જવાનની નજર પણ તેણીની નજર સાથે એક થવાથી તે બન્નેના દીલમાં કાંઇ નહીં સમજ પડે એવો છુપો ઝટકો પસાર થઇ ગયો. અને તેજ પલે પેલી જવાન બાનુંએ હસીને શરમાઇને પોતાની સારીની કોર સાથે નાજુક આંગલાઓ વડે રમત રમતી હોય તેમ એક ઘણો નાજુક દેખાવ રજુ કીધો, કે જે દેખાવનો ખરું રહશય પેલાં જઇફ બાનું કશું જાણી શકયાં નહીં !

## પ્રકરણ ૩૨ મું.

## એક "લવ-સીન"-"આજથી હું તમારી છું."

[ દોહરા. ]

પ્રેમ સ્વર્ગ સંસારનું, પ્રેમ પૃથ્વીનું રાજ;
પ્રેમ અપાવે પલકમાં, તુચ્છ પુરૂષને તાજ.
પ્રેમ પલકમાં ઉપજે, પ્રેમ પલકમાં જાય;
પુષ્પ સુગંધી પ્રેમનું, પ્રેમીમાં પમરાય.

[ દાદી. ]

તેજ પળે એક નોકરે આવી મેહેરાં માસીને ખબર આપી કે "બાઇ, કોઈ બાનુ તમોને મળવા આવ્યાં છે."

"કોણ છે, યુસુફ ?"

"જી, કોઈ તમારીજ જાતવાળાં છે."

"જુઓ-જુઓ, જાઓની માસીજી, કોણ છે તે તપાસો-તેવણુને તમારા ઓરડામાં લઈ જજો. અહીં લાવતાં નાં."

મેહેર માસી તુરત આગલી તરફ ગયાં.

"શુકર ખુદાના ! કુદરત જ્યારે કુમક કરે છે ત્યારે ચોતરફથી કરે છે." માસી ઓરડો છોડી ગયાં બરાબર પેલો જવાન ગ્રહસ્થ બોલ્યો. "આલાંમાય, હવે આપણે છુટથી વાત કરી શકશું. તે દીવસે રાતે આપણે છુટાં પડયાં તે પછીથી અત્યાર સુધીનો વખત મેં કેવી ઈનતેજારીથી પસાર કીધોછ તે તમે જાણોછ ?"

"નહીંજી, તમારી ઈનતેજારી કઈ બાબતની હતી તે હું શું જાણું ?" આલાંએ ભોળાઈથી ઉત્તર આપ્યો.

" એમ કાંય બોલોછ. આલાંમાય ? જે ઈનિતેજારીનાં પેદા કરનાર તમે પોતે છો તે ઈનિતેજારી તમે પીછાની નહીં શકો એ બનેજ કેમ ?"

" તમે શું કહેવા માગોછ તે હું સમજી શકતી નથી." તે જવાનબાનુએ જવાબ આપ્યો.

" તમે નથી સમજી શકતાં ? ત્યારે લેવો—આએ ચીજ શું છે તે તમોને આપ મેલે સમજાવશે." મીસ આલાં એનડરસનનાં હાથમાં આપેલી પેલી કાગળની નાની પડીકી, જે તેણીએ જોઇને તેને પાછી આપી હતી, તેમાંથી ફરીથી પેલી વીંટી કાઢી તે જવાન ગ્રહસ્થે તેણીનાં હાથમાં આપતાં કહ્યું " આએ વીંટી કોણુની છે ?"

" મારી."

" એ મારા તાબામાં કયાંથી આવી ?"

" તે દીવસે રાતે તમે માંગી લીધી હતી."

" શું કહીને માગી હતી ?"

" એક યાદગારી તરીકે."

" અને તે તમે ખુશીથી આપી હતી ?"

" નહીં—ખુશીથી તો આપી નહીં હતી પણ મને ફરજયાત આપવી પડી હતી."

" તેનું કારણ ?"

" કારણ એ કે તે દીવસે અમે તમારા પંજામાં સપડાયલાં હતાં."

" અને ત્યારે શું આજે નથી એમ ધારો છો ?" પેલા જવાન ગ્રહસ્થે તરતજ સવાલ મુક્યો.

" ઓ નહીં ! એમ ના બોલો ! તમારૂં હેશાન વગર શકે અન હદ હતું."

" અને જે હેશાનને તમે અનહદ માનતાં હતાં તે કરતાં પણ આએ વીંટી વધુ કીમતી હતી એમ ધારો છો કે !"

" નહીં—તે હેશાન સાથ સ્વીકારતાં એ મુંઈ શી બીસાતમાં છે ? પણ—" અને અહીં તે રૂપાળી કુમારીકા આગળ વધતી અટકી ગઈ.

" અચકાઓ છો શું કામ ? તમારા વીચાર ખુલ્લાં દીલથી જાહેર કરો."

" નહીંજી મને માફ કરો !"

" તમોને મારા સોગંદ છે, આલાંમાય ખરૂં કહો, 'પણ' બોલીને તમે આગળ શું બોલવા જતાં હતાં ?"

" તે જાણીને તમુને શું કરવુંછ ?"

" મારે એ 'પણ' નાં તળીયાંમાં શું સમાયલું છે તે જાણવુંછ. મારો બીજો હેતુ કાંઈ નથી."

" લેવો ત્યારે સાંભળો ! આય વીંટી મને મારાં મોટાં મામાજી

તરફથી ભેટ મળેલી હતી અને તે આપતી વખતે તેવણુ મને એક અમુક શરત કરીને આપી હતી. "

"અરે ખુદા ! અહીં તો વળી ભેદમાં ભેદ છે ! તમોને કંઇ અડચણુ નહીં હોય તો મેહેરબાની કરી કહેશો કે તમારાં મોટાં માયજીની તે શરત શું હતી ?"

"તે શરત હું તમારી પાસે જાહેર કરી શકું એમ નથી. " મીસ આલાંમાય એનડરસન આ જવાબ આપતાં શરમાઇ ગઇ. તેણીના ગોરા ગાલ ઉપર અતિશય રતાસ ધાઇ આવ્યો. પેલો જવાન ગ્રહસ્થ, જે તેણીની પડોશનીજ ખુરસીપર બેઠેલો હતો તેને તે દેખાવ જોતાં કાંઇ અજબ લાગણી ઉત્પન્ન થઇ. તેને તે વખતે તેણીની ખુબસુરતીમાં બેવડો વધારો થયલો જણાયો.

"શું તે શરત એવી છે કે જે જાહેર થવાથી તમારી કે તમારાં મોટા માયજીની આબરૂને હીણું લાગે ?"

"નહીં, જરાબી નહીં. "

"તો પછી એ શરત શું હતી તેથી મને વાકેફ કરવામાં તમોને અડચણુ શી છે, મીસ એનડરસન ? " તે જવાન ગ્રહસ્થે બજીદ થઇ મીઠાસથી તેણીની પુઠ પકડી એ ભેદ શો હતો તે ખુલ્લો કરાવાનો કસદ કરતાં પુછ્યું: "શું તમોને મારી ઉપર વિશ્વાસ નથી ?"

"મેં ક્યારે કહ્યું કે વીશ્વાસ નથી ?"

"વારૂં વીશ્વાસ સાથે મારે માટે તમોને કંઇ માનબી હશેની ?"

"બેશક એક જીવ સટોસટ પળે અમોને બચાવી લેનાર મદદગાર ફીરેસ્તા તરીકે હું તો તમોને માન આપુંછ,"

"થેંક યુ—ત્યારે કહો મીસ એનડરસન, કે તમારાં મોટાં માયજીએ તમોને આએ વીંટી આપતી વખતે શી સરત કીધી હતી ?"

"વળી પાછો તેજ સવાલ ?"

"હા, આલાંમાય, મારી એટલી ઇનતેજારી શાંત કરો !" અને અહીં પેલા જવાન ગ્રહસ્થે તેણીનો નાજુક હાથ પોતાના હાથમાં લઇ વ્હાલથી પસવારતાં પુછ્યું.

"ત્યારે સાંભળો ! પણુ તે જાણ્યા પછી મારી મશ્કેરી બશ્કેરી કરતા ના જો! " આલાં જરા કાંગલી થઇ.

"નહીં કરૂં—કદી નહીં કરૂં. "

"મારાં મોટાં માયજીએ મારાં ૨૧ માં વરસની શાલગીરેહને દહાડે મને આએ વીંટી આપી હતી અને કહ્યું હતું કે 'દીકરી, જયારે તું અદરાય

ત્યારે તારા વરને તારી તરફનાં વાહાલાની નીશાની તરીકે આએ વીંટી આપજે. એ ધણી બખ્તાવર ને સબકતી વીંટી છે એમ તેવણુ બોલ્યાં હતાં."

આટલું બોલી આલાં શરમાઇ ગઇ. તેણીએ પેલા જવાન ગ્રહસ્થનાં હાથમાંથી પોતાનો હાથ ખેંચી લઇ બેઉ હાથ હસીને આંખપર ઢાંકી દીધા.

"વેલ ડન ! વેલ ડન ! ઓ આલમાઇટી ! ત્યારે તો એમાં તું મહાન ગેબી માલેકનોજ કાંઇ છુપો હાથ છે !" પેલો જવાન ગ્રહસ્થ ખુરસીપરથી ચમકીને ઉઠી ઉભો થતાં બોલ્યો. "આલાંમાય—આલાં—એ વીંટી મારા હાથમાં આવવાથી તમોને દલગીરી ઉપજે એ કુદરતી છે પણ અહીં ભેદનો પડદો ખુલ્લો કરવાની હવે જરૂર છે. કાંય નહીં કુદરતે તમારે હાથે તેજ ખ્યાલથી આએ વીંટી મને સપુરદ કરાવી હોય ?"

"જા બા, તમે તો હવે છેકજ છુટ લેવોછ !"

"નહીં, હું અણુઘટતી છુટ નથી લેતો, મારી ડારલીંગ ! જે રાતે આએ યાદગારીની ચીજ મેં તારી પાસેથી માગી લીધી તેજ રાતથી હું તારી મોહબતનો પરસ્તાર બનેલો છું. આલાં—આલાં—આલાં ડીયર, હું તુને ચાહુંછ—તેં મારૂં દીલ હદબહાર જખમી કીધુંછ. તુંજ વીચાર કર કે કોઇબી જવાન એક જવાન કુમારીકા પાસેથી કાંઇ ખાસ સબબ વગર વીંટી જેવી મોહબતની પાક નીશાની મેળવવાની માંગણી કદી કરે નહીં. મેં હઝરત મોહીનુદીનનાં ઘરમાં તને જોઇ ને જોઇ મારૂં જીગર તારા પ્યારમાં જકડાઇ ગયુંછ. તે રાતે આએ વીંટીની માંગણી મેં અર્થસુચક રૂપમાં કીધી હતી અને આજે ખુલ્લે ખુલ્લું જાહેર કરૂંછ કે મીસ આલાં એનડરસનનાં હાથનો હું સાચો ચાહનાર છું. બોલ, મારી ડીયર ડારલીંગ, મને સુખી કે દુઃખી કરવાનું હવે તારા હાથમાં છે." અને એમ બોલી તે જવાને આલાં એનડરસનની ખુરસી આગળ ગુઠણુ મંડીયે બેસી તેણીના બન્ને હાથોપર પ્યારથી ચુંબન લીધું.

આલાં શરમાઇ ગઇ !

મોહબતની છુપી ચીંગારી તેણીનાં જીગરમાં પણ અત્યાર આગમચની પડી ચુકી હતી પણ મરદો કરતાં નાજુક અબળા જાતી પોતાની એવા પ્રકારની લાગણીઓપર હમેશાં કાબુ મેળવી શકે છે તેમ તેણીએ અત્યાર તુલીક તેવું રૂપ ખુલ્લું થવા દીધું નહીં હતું. પેલા જવાન ગ્રહસ્થે તેણીના પકડી પાડેલા હાથ તેણીએ પાછા ખેંચી નહીં લીધા એજ દેખાડી આપવાને પુરતું હતું કે તેણીએ તે જવાનની આ મોહબતવંતી માંગણીપર પોતાની મુંગી બાહાલી આપી હતી !

"તું બોલતી કેમ નથી, આલાં ? જોકે તું મને ચાહેછ એવી મુંગી પુરવારી મને તારા ચેહેરાપરથી મળી ચુકીછ તે છતાં એ બાબેની તારી ખુલ્લે ખુલ્લી બાહાલી હું જ્યાં સુધી મેળવું નહીં ત્યાં સુધી હું તારા નાજુક હાથ છોડનાર નથી. બોલ, આલાં—તું મને સુખી કરવા રાજી છે ?"

આલાંએ વધુ શરમાઇ જઇ કાંઇ પણ બોલ બોલ્યા વગર તે જવાન ગ્રહસ્થના હાથમાંથી પોતાનો જમણો હાથ છોડવી લઇ તેના ગાલપર પ્યારથી ફેરવ્યો. ગોયા તેણીએ ગુપ્ત બાહાલી આપી કે તેણી તેના વીચારની બાહાર નથી.

"નહીં, સુખની એ આનંદી ઘડી તારો મીઠડો હલક ખુલ્લો થયા વગર મને પુરેપુરો આનંદ આપી શકવાની નથી. આલાં ડીયર, મારી લાગણીનો કંઇ ખ્યાલ કર ને એકજ બોલ બોલ! તે ભલે એવો ટુંકો હશે પણ મારે મનથી તે એક પ્રેમ–પોથી વાંચ્યા જેવો થઇ પડશે."

"દીલ જાણેછ તો ઘણું છે–દુનીયાંને જણાવવાની શું જરૂર છે?" તેણીએ અંતે જબાન ખોલી.

"પણ અહીં દુનીયાં સાથ તું વાહલી વાત કરતી નથી. આએ ઓરડામાં આપણે બેજ જણાં છઇયે અને–"

"મેહેરાં માસી આય આવી લાગશે તો ફેસ્તો થઇ જશે" તેણીએ તેનો અધુરો વાકય પુરો કરી આપ્યો.

"એકવાર તારી મોહબતનાં અરધા માર્ગપર પુગા પછી હું તારાં માસી–ફાસીની દરકાર કરતો નથી. ઉલટાં તેવણ આએ દેખાવ જોશે તો ખુશીથી છલકાઇ જશે."

"પણ તમે અહીંથી ઉઠીને ખુરસીપર જગ્યા લેવોની? પછી સઉ થઇ રહેશે."

"નહીં, હું હરગેજ તારી પાસે તારી બાહાલી બાબે એકબી વાકય કે શબ્દ બોલાવ્યા વગર અહીંથી ઉઠવાનો નથી." પેલા જવાને મજનુ-તાઇથી જવાબ આપ્યો. ફરીથી પુછ્યુંછ કે "બોલ, તું મને સુખી કરશે?"

"હા" તેણીએ શરમથી લાલ થઇ જતાં એક નાજુક અબલા જાતીને છાજતી નાજુક અદાથી કહ્યું. "આજથી હું તમારી છું."

"ઓ ખુદા! હું તારો કેવો આભારી છું? ઓ ખુશાલી–ખુશાલી આજનો દહાડો મારી જીંદગીમાં વગર શકે એક બખ્તાવર દહાડો હોવો જોઇએ." અને એમ બોલી તે જવાન ગ્રહસ્થ હરખથી છલછલ થતી છાતીએ ઉઠી ઉભો થયો અને પોતાની વાહલી માહબુબને પાસામાં દાબી તેણીના લાલ પરવાળા જેવા નાજુક સુરખીદાર હોઠોપર વાંકો વળી સાચી મોહબતનું પહેલવહેલું સીલ દાબ્યું.

તેજ પળે મેહેરાંમાસી ઓરડામાં દાખલ થયાં અને ત્યાં ચાલતો આ 'ઢીંગુ–પુતલાંને નાચ' જોઇ "ઓ માય! હવે કાંહ જઇને મરૂં!" કહેતાં હેબતીને દરવાજામાંજ ઉભાં રહી ગયાં!

# પ્રકરણ ૩૩ મું.

## "પસંદેહ કુરદમ !"

[ બેહાગ. ]

મીઠાં વેણુ મરે તે ન કડવાં ઝેરે,
મારે ગોળે વળે ના જેતું ઝેરી કેહરે,
દેખાડે માયા મમતા મધુર મહેરે,
માન પામી વસે તે શું ગામ કે શેહેરે.—મીઠાં વેણું૦
વળે શું, વળે શું, ધમકી ધાંધળ થકી,
નમ્ર વાણી પામે જીતજ નકી,
જીભલી મીઠ્ઠી કામની પકી,
વદે જેમ જેમ, વદે શુભજ વકી,
જીતે જીગરો સર્વનાં વાત મધુર બકી.—મીઠાં વેણું૦
મીઠી જીભની અસર જાદુઇ ને ચમત્કારી,
સ્વાદિષ્ટ છે તે એક મીઠાસની મધપુડી,
કામ સરે વાપરવે મીઠી જુબ્બાન તો,
કડવાં વેણુ ઉચ્ચારે તે ખરોજ અનાડી.

[ મરહુમ કે. ન. કાબરાજી. ]

વગર શકે તે એક જોવાજોગ રમુજી ચીત્ર હતું.

પેલું જવાન જોડું પોતાની પેહેલવહેલી મોહબતભરેલી મુલાકાતથી ફારેગ થાય તે પેહેલાં મેહેરાં માસીનું એકાએક આવી પુગવું માત્ર સરજતનો એક સંજોગ હતો. માસી દરવાજામાં દાખલ થતાંજ સઉથી પહેલી નજર તેવણુપર આલાંમાયની પડી, કારણકે તેણીનું મોહડું દરવાજા તરફ હતું, જયારે પેલા જવાનની તો તે તરફ પીઠ હતી. આલાં માસીને જોઇને અને માસી પોતાની ભાણેજનું આ "કાફરસ્તાન" જોઇને પરસ્પર ડગી ગયાં. માસીને મોટી અજાયબી અને ભાણેજને ભારે ધભરાટ ઉપજયો. કુદરતી રીતે તેણીએ શરમાઇ જઇ પોતાની નાજુક ગરદન નીચી નમાવી દીધી, તે દેખાવ જોતાંજ પેલા જવાન અહસ્થે પાછળ ફરી જોયું તો તેની મધુરી માહશુખને લજવાઇ જવાનું કારણ શું હતું તે તુરતજ તેને જણાઇ આવ્યું.

માસી તો દરવાજામાંજ અચકી જઇ પાછાં ફરવા જતાં હતાં, પણ તેટલાં કાવસની નજર પડતાંજ તેણે તેવણને તેમ કરતાં અટકાવ્યાં. "પાછાં ફરો—અહીં આવો, માસી, અમે બેઉ જને તમારો એક ગુનાહ કીધોછ તેની અમારે તમારી પાસ માફી માગવીછ."

કાવસનું આમ ખુલ્લાં દીલનું બોલવું સાંભળી, માસીજી આમળ વધતાં અટકી જઇ ઓરડામાં દાખલ થતાં બોલ્યાં. "અરેરે ! અરેરે ! મુવાં કલજુગનાં કોતક હજી પુરાં થતાંજ નથી કે શું ? એ શું કહેવાય, વાય ! મને ઠગીને બાહાર કાહડી તમે બેઉ જણાં તો અહીં કંઇ કોટાકોટી જેવી કરવા પડયાંછ તે છે તોબી શું ? કંઇ સમજ તો પડે ?"

"માસીજી, બેઅદબી માફ છે. તમે તમારી મુલાકાતે આવનારને મળવા સારૂ તમારી રાજીખુશીથી અહીંથી ગયાં હતાં." પેલા જવાન ગ્રહસ્થે હસીને જવાબ આપ્યો. આલાં તો હજી શરમની મારી નીચેથી ઉપર જોવાની હીંમત કરતી નહીં હતી.

"અરે હારે હા, પણ મારી ભાણેજ થતીનાં કેહવાથીજ હું ગેઇ કેની ? જાંહ છે તાંહ તમારી વચ્ચે આગમચથી મને છેતરવાની કંઇ ગોઠવણુ–બોઠવણ થયલી હોવી જોઇયે !" માસીએ અક્કલ દોડાવી.

"કાંય–કાંય એમ કાંય બોલોછ માસીજી ? હું તો જાણે અંજાનો આદમી છેઉં તે તમોને છેતરવાની તજવીજ કરૂં, પણ મારી આલાં તમોને છેતરે એમ તમે ધારોછ ?"

"અરે પોતાની મતલબ હોય ત્યારે દુનીયાંમાં સઉ કોઇ છેતરે, સમજવા ? આજે ભાણેજ કોણ ને માસી કોણ ? દુનીયાંજ મતલબની છે."

"દુનીયાં મતલબની છે એ તદન સાચી વાત છે. હું તમારાં એ મત સાથ મળતો થાઉંછ, માસીમાય, પણ આજના અમારા દાખલામાં અમે તમોને છેતરવાની કોશેશ જરાબી કીધી નથી."

"તમે હજાર રીતે મન મનાવા માગશો પણ હું કેમ માનું ? પટેલનાં પીલાંમાય મને મળવા આયાં તેનું બાહાનું તમો લોકને ઠીક મળી ગીયું કે મારી ભાણેજે મને અહીંથી લાગલી ખેરવી દીધી."

"નહીં માસીજી, મને ગેરઇનસાફ ના કરો ! મેં તમોને ખેરવવાના ખ્યાલથી મોકલ્યાંજ નથી."

"ત્યારે તું એમ શું નહીં બોલી હતી કે એ કોણ છે તેને અહીં લાવતાં ના ?"

"તે હું કયાં ના પાડુંછ ? તેમ કહેવાનો મારો સબબ એ હતો કે કાવસ અહીં આવેલા છે તે વીશે પારકાઓમાં કાંઇ નાહક ચકચાર નહીં થાય."

"અરે હારે હા, હવે એમ નહીં કેહશે તો કેમ કેહશે બાકી જે ? હું તુને કાંહ નથી ઓળખતી આલાં ? તું બડી ઉંડી ને પાહવરડી છે. અરે, તમારાં બે જણનાં દીલ એકમેકપર દોડયાં હોય ને તમે શાદીનાં નેક બાંધથી જોડાઇને એક થવાનાં હતાં તો હું શું કઇ ના કહેવાની હતી, દીકરી ?"

"પણ અમે ક્યાં કહીયેછ કે તમે ના કહેવાનાં હતાં, માસીમાય, એ આજે તમે શું મારી આલાં ડીયરને એમ વગર લેવેદેવે ગળે પડોછ જો ! તમેજ કહેવોછ તેમ અમારી એકમેકપર પસંદગી ઉતરેલી જોઇ તમે તો ઓરથી ખુશી થવું જોઇએ. સાંભળો, માસીજી ખરી વાત કે હું હું અહીં આયો ત્યારે મારી આલાંનાં સ્વપ્નામાંબી મારે વીશે વીચાર હોય કે નહીં હોય તે હું જાણુતો નથી. મારે કબુલ કરી દેવું જોઇયે કે મારી ખાટી મીઠ્ઠી મરજી તમારી ભાણેજપર હતી ખરી ! તમોને ઓરડામાંથી ખેરવવાનો ખ્યાલ તો અમારાં બેઉનાં મનમાં બીલકુલ હતોજ નહીં, પણ તેટલાં કુદરતેજ અમોને અમારો મારગ આપમેળે મોકળો કરી આપવાથી બીચારાં પટેલનાં પીલાંમાયે અહીં તમોને મળવા આવી અમારો ધરમ લીધો. માસીજી તમે અધીરાં શું કામ પડોછ. તમારી ભાણેજ તમારા ઉપકારો કંઇ ભુલી જવાની નથી. તમારી હાજરીમાં અમોથી અમારાં દીલ એક મેક આગળ ખુલ્લાં થતેબી વારૂં ? દુનીયામાં એમ કંઇ બનેબી ? એ તો કુદરતે જે કંઇ નેમેલું હોય તે કદી ચુકતું નથી. ચાલો માસીજી, હવે હું તમુંને સત્તાવાર રીતે જાહેર કરૂંછ કે તમારી ભાણેજ મીસ આલાંમાય એનડરસને મને—વટલાવીને આજથી પાછો દુનીયાંદારીમાં લીધોછ અને વળી તેબી કેમ ? પોતાની ભવીશની જીંદગીના જોડીયા ભાગીદાર તરીકે ! બોલો. માસીજી, તમારી ભાણેજે કીધેલી આએ પસંદગીપર તમારી બાહાલી છે કે ? ખરૂં બોલજો. મન મનાવવાની અહીં વાત નથી. જો તમારી ખુશી નહીં હોય તો આએ ઘડીએ તમારૂં મકાન સદાને માટે તજી જવાને તમારો કાવસરામ ભટ તઇયાર છો !"

"ઓ નહીરે દીકરા ! આજના વખતમાં માય કોણ ને માસી કોણ ? આજ કાલની છોકરીઓ તો પોતાનો વર પોતેજ પસંદ કરી લેનારી નીકળીઓછ—ને તે હવે ઘેરઘેર જાણીતી વાત છે તો તમારાં જોડાયલાં જોડાંને તોડવાનો મરગરજાન ગુનાહ હું શું કામ માથે લેઉં ! મારી આલાંને વળી એવો પછીનો બીજો કેવોક વર મળવાનો હતો જે હું તમો બેઉને મારી નારાજી જાહેર કરી દુ:ખી કરૂં ? નહીં બા, નહીં, તમારી ગોઠવણ હોય કે નહીં હોય, પણ તમોએ અમારી જે ઇજત સાચવેલી છે તે તરફ જોતાં મારી આલાંએ જો તમોને પોતાનો હાથ ખુશીથી આપ્યો હોય તો તે તરફ હું મારા ખોદાનાં ઘેર સુધી ખુશી છેઉં."

"જીવો ! જીવો ! માસીજી, અમો જવાન જોડાંને માથે તમે જીવતાં રહેજો ! " જવાન કાવસ ખુશ ખુશ થઇને બોલ્યો અને આલાં જે હજી પોતાની જગ્યા ઉપરજ લજવાઇને બેસી રહી હતી તેની આગળ જઇ તેણીનું પાંખડું પકડી ખેંચીને ઉઠાડતાં કહ્યું. "ચાલ ઉઠની, હવે શરમાએછ શાની ? અને તારે ગાલપર કીસ કરતાં માસીજીએ જોયો તેમાં તે શું મોટી ગુનેહગારી આપણે કીધી ? એવું તો દુનીયામાં

દરરોજ બનતું આવેછ! આપણે થોડાં ચોરી છુપીથી કે ખરાબ ખ્યાલથી છુપી રીતે મલ્યાં હતાં? વળી તારાં માસીજીએ તારી પસંદગીપર પોતાની બ્હાલીને છાપ માર્યા પછી હજુર શરમાવાનું કેવું? ચાલ ઉઠ, આપણાં મુરબ્બીજીને આપણે સાથે પગે પડી તેવણના આશીરવાદ મેળવ્યે."

આલાં શરમાતી શરમાતી હસ્તે ચેહેરે ઝટ ઉઠી ઉભી થઈ. તે જવાન જોડાંએ માસીજીને વાંકાં વળી નમન કીધું અને માસીજી પોતાને આપવામાં આવેલાં આએ અનુપમ માનથી એવાં થોડાં થોડાં થઇ ગયાં કે સારી સારી દુવાઓ સાથે તેમનાં ઓવરણાં લઇ તેમની ઉપરથી ઓવરાઇ-પોવરાઇ ગયાં!

"જીવતાં રેહેજો ને મારી દુવાથી ઘણું ઘણું સુખ જોજો!" માસીએ ઓવરણાં લેતા બચ્યાંઓ કરાકરી બીસ્કોટ કકડાવે તેમ આંગળાંઓનો અવાજ કરતાં કહયું. "દીકરી આલાં માઠું થાય તે સારાંને કાજે, તેમ ચાર દીવસપર આપણે જે મુશકેલી ખમી તે આજે આએ રીતે પાક પરવરદેગારે આસાન કીધેલી જોઈ મને ઘણી ખુશી ઉપજેછ. તુંને ને તારા ધણીને જી! તારી પરણેલી જીંદગીમાં તારા પરણ્યા પાલવ સાથે ઘણું ઘણું સુખ ભોગવજે, મારી માય!" એમ કહી માસીજીએ ભાણેજને ચાંપીને કોટી કીધી.

## પ્રકરણ ૩૪ મું.

## કીસ્મતની કરામત.

[ દોહરા. ]

અબળા ક્યારે પરણશે, કહી શકે નવ કોય;
વિજળી ક્યારે ચમકશે, ચતુર નેત્ર નવ જોય.
હીરો ક્યારે ઝળકશે, કોથી નવ કહેવાય;
પાણી ક્યારે ઢીલશે, સ્હેજે નવ સમજાય.
પરપોટો ક્યારે ફુટે, એનો ક્યાં છે મેળ?
કહેવાશે નવ કોઇથી, પડશે ક્યારે કેળ.

[ દીલજાન. ]

"એ બધું તો હવે થયું, પણ દીકરી આલાં, તમો બેઉ જણુની વચ્ચે એ નાસો-ગોસો ક્યારથી રમાતો હતો તે સાચું કહી દે." શરમાતની "સેરીમની" વહી વીત્યા પછી મેહેરાં માસીના ચટપટીથાં જીવને હજી કળ નહીં વળવાથી તેવણ પુછવા પડયાં "હું એટલી અગરી છતાં

તમો આટલાં–આટલાંઓએ હું ઘરડીનાં વરસ ઘડીની વચ્ચે વેચી નાખ્યાં, નહીં ?

"ઓ નહીં, મેહેરાં માંસી, હું ખરૂં કેહુંછ કે મારા દીલમાં તો એવણ અહીં આયાં ત્યાં સુધી કંઇજ હતું નહીં." આલાં બોલી "હા, એવણે આપણી જતી ઇજત બચાવી ત્યારથી મને એવણ તરફ ઘણું માન હતું, પણ આએ રીતના વીચારો મેં હરગેજ—"

"તું જુઠ્ઠી છે, આલાં, તું હજાર તરાંહથી ના કહેશે પણ હું કેમ માનસ ?" માસીએ હુજત લીધી.

"વળી પાછી માસીજીએ તેજ જીકર ફરીથી ઉભી કીધી કે ?" અહીં કાવસ વચ્ચે પુરાયો." માસી, એમાં મારી આલાંનો રાઇના એક દાણા જેટલો કસુર નથી. તે દહાડે હઝરત મોહીનુદીનને ત્યાં મેં એને જોઇ ને જોઇ એણે મારૂં જીગર એવું જીતી લીધું કે તમો લોકોનો શેકાર કરવા જતાં હુંજ શેકાર થઇ પડયો ! તે દીવસે રાતે મેં તમારી ભાણેજ પાસેથી યાદગીરીની એક ચીજ તરીકે એના આગળાંપરની વીંટી માગી લીધી હતી તે તમે ભુલી ગયાં ? મારી તે માગણી અર્થસુચક હતી."

"અને મનેબી કંઇક દરજજે તેમ લાગ્યું હતું." આલાં અહીં ઉમેરાઇ "પણ તે પછીથી મેં એ બનાવ પર ઝાઝો વીચાર કીધો નહીં હતો."

"તમે વીચાર નહીં કીધો હોય, પણ તમારા શેકાર થયલાને એ વીશે વીચાર કર્યા વગર ચાલે? વારૂં, આલાં તમે આજે મને એકાંતમાં મળી ગયાં અને આપણું સાટું આપણીજ વચ્ચેજ થવા પામ્યું એ તો સરજતનો એક સંજોગ માત્ર હતો, નહીં તો જતી વખતે આપણાં માસીમાયનીજ મનેબી મદદ લેવી પડતે હો!" અને અહીં કાવસ ખડખડ હસી પડયો.

"કેમ માસીજી, શું ધાર્યું?" તેણે જરા વાર રહી ફરીથી સલાલ કીધો. "હવે તમારી ભાણેજ સાથ મારાં લગ્ન તમે કયારે કરી આપોછ ?"

"ઓ દીકરા! મારી કાંહ નાં છે? તું કહે તો આજે! પણ જરા અમારાં સગાં વાહલાંઓમાં આપણે આએ વાત ફેલાવ્યે–તેમની જાણમાં લાવ્યે–મુકયે કે એમજ દોડાદોડીથી લગન કર્યે ?"

"નહીં માસીમાય, એટલી બધી દોડાદોડી કરવા હું કહેતોજ નથી. ભલે! તમારા સગાં વાહલાંઓને જણાવો–પણ આપણે હવે એકાદ મહીનાથી વધુ થોભવાના નથી જો !"

"ઓ માય ! હવે કાં જઇને મરૂં ? આલાંનાં માય–બેહેનોનેબી જાણ થવા દેશો કે નહીં, કાવસજી, તમે તો જીભરૂં કંઈ જુલમ કરોછ ?"

"જુલમ ! એમાં જુલમ શાનો ? પરસપરની પસંદગીથી જોડાયલાં જીગરો જેમ જલદીથી શાદીના પવીત્ર ગાંઠથી એક થાય તેમ ઓરબી લાગતાં–વળગતાંઓએ ખુશાલી દેખાડવી જોઇએ. એવા સંજોગોમાં લગનને

લંબાવવાં એ તે પરણુતાં જોડાંપર પોતાપર જુલમ કરવા જેવું છે. કેમ બોલી નહીં, મારી ડારલીંગ ?"

"ડારલીંગ" શું બોલે ? તેણી શરમાઈ ગઈ–તેણીએ હસીને પોતાની હંસ જેવી તડી ગરદન નીચે નમાવી દીધી.

"જુઓ, માસીજી, એ બોલતી નથી પણ એમુંગી બાહલી આપેછે !" કાવસ, જે ઘણો રમુજી ને હસમુખા સ્વવભાવનો જવાન હતો તેણે વધુ રમુજ કરતાં કહ્યું, "આલાંનાં માય તો અહીંજ છેની ?"

"હા તેવણ ચદરઘાટ રહેચ, પણ આલાંની બહેન તો પુણામાં છે, તેનેબી ખબર આપવા જોઇએ કેની ?"

"કબુલ કીધું, માસીજી, પણ શું હાલના જમાનાને તમે છેલ્લાં ૫૦ કે પોણોસો વરસ પરનો પછાત જમાનો સમજોછ, કે જ્યારે ટેલી-ગરાફ કે રેલ્વેની ગેરહાજરીમાં અહીંનો પેગામ પુને પુગતાં બબ્બે મહીના લાગતા હતા ? હવે તો આજે કાગળ લખો તો કાલે પુને પુગેછ ને તાર કરો તો દહાડે ને દહાડે તમારી તે પુનાવાસી ભત્રીજી વાંચીને હરખાઇ જશે કે તેની બેહેન એક જવાન સાધુના પ્યારમાં પડીછ ને તેની સાથ હવે જલદીથી પરણી જવા માગેછ !"

"જા બા કાવસ, તમે 'સાધુ'–'સાધુ' શાના કરીયા કરોછ !" અહીં આલાએ લાડથી વાંધો લેતાં કહ્યું. "તમે કંઇ સાધુ નથી !"

"ત્યારે હું કોણ છું ?"

"તમે તો એક સંસારી માણસ છેવો."

"નહીં ડીયર, તું ભુલ કરેછ. તું વાહલીને પરણ્યા પછીથી હું 'સંસારી' કહેવાવસ તે ખરો. એક કુમારો જવાન, જે સંસારમાં હજી પડયો નથી, તેને સાધુ ગણવામાં હરકત નથી."

"પણ બધાજ કુમારાઓ 'સાધુ' હોતા નથીની !" અહીં મેહેરાં માસીએ રમુજ કીધી. "કેટલાક કુમારાઓ વળી એવા હોએછ કે સંસારીને બાજુએ બેસાડેછ."

"તે વાત ખરી છે, માસીજી, હું તે ના પાડતો નથી, પણ અહીં તો મારી આંલાંનો સવાલ મારે માટે છે. શું તમે એક કુમારા પુરૂષ તરીકે મનેબી તેવીજ પંકતીનો ધારોછ કે, માસીમાય ?"

"ઓ નહીંરે દીકરા, ઓવાયુ તારી પરથી ! તું તો મારો ગાય ગરીબ એક ફરેસ્તો છે. હું તમો કાલાપેસીવાળાઓને કાંહ નથી ઓલ-ખતી ? હું ફકત દુનીઆદારીમાં આજકાલ જે બની રહયુંછ તેપર બોલુંછ."

"શેંકયું, માસીજી, મારી આલાંનાં બેહેન પુનામાં છે ?"

"હાજી."

"તેવણનું નામ શું ?"

"અરનવાજ."

"શું તેવણ પરણેલાં છે ?"

"હારે દીકરા, એ ત્રણ છોકરાની માય છે."

"તેવણના વરનું નામ શું ?"

"જાંહાંગીર જીજીશેઠ.

"વાહ ! જાંહંગીર જીજીશેઠ ! કેવું ફાકડું નામ !"

"અરે બાવા, નામને શું ધોઇને પીજીયે, પણ કામ સારાં જોઇએ !"

"એટલે–એટલે ? તે શું ! શું મારી આલાંનાં બેહેન સાથ એવણ સારી રીતે નથી વર્તતા ?"

"એ વરત્યા ને દહાડા લાગા–બીચારી પરણી પરણી દુખમાં ને દલદેસરીમાં દહાડા કાઢેછ."

"એમ થવાનું કઇ કારણ ?"

"કારણ વગર હોય, કાવસજી બા ? કારણ છે તેનેજ રડવું પડેછ તો !"

"પણ એવું તે શું કારણ છે ? શું પોતાની ધણીયાણી સાથે સંપ નથી ?"

"નહીં–સંપ નથી એમ તો કહેવાય નહીં, પણ –"

"પણ શું ?"

"એ હવે બધું તમે આસ્તે આસ્તે મારી આલાં મારફતે જાણુયા કરશો, એ તો રાવણના જેવી લાંબી કથા છે." માસીએ ટુંકમાં પતાવ્યું.

"એવણ ધંધો શું કરેછ માસી ?"

"લેખક ને કવી છે."

"લેખક ને કવી ? અરે હા–ત્યારે તો ઓલખ્યો. પેલો પુનાનો પારસી નામાંકીત નોવેલીસ્ટ ને પોએટ જે ચોતરફ પોતાનાં લખાણોથી વખણાઇ રહયોછ તે, નહીં ?" કાવસને હવે તેનું જાણીતું નામ યાદ આવવાથી બોલ્યો "એ જાહાંગીર જીજીશેઠની લખેલી નોવેલો મેંબી વાંચેલી છે. એ તો એક બાહોશ આદમી છે."

"અરે બાહોશી તો ઘણીબી છે પણ કામની શું ? પોતાનાં બચ્ચાંઓને સુખ નહીં દેખાડે ને બહારનાઓ સાથે ચમન મારે તે માતીડો લાખ સદગુણ હોવા છતાં નકામોજ ગણાવો જોઇયે."

"પઇસે ટકે તો સુખી છેની ?"

"ક્યાંથી લાવે ? પઇસા ટકાનું સુખ હતે તો મારી બીચારી અરનવાજ ભાણેજને એટલું દુઃખ શાનું હતે ? તદન ભુખરી બારસ છે ને બપરી બીચારી પઇસા પઇસાનાં હાલ કાહાડેછ."

"ગરીબાઇ એ કાંઇ પાપ નથી માસી. એવો બાહોશ આદમી ગરીબ હોય એ તેના કીસ્મતની વાત છે, પણ તેથી કંઇ એમ નથી ઠરતું કે તે લુચ્ચો છે."

"અરે સાત લુચ્ચાનો લુચ્ચો !"

"પણ કેવી રીતે ?"

"પોતાની પરણેલી પરણેતરને દમડી દમડીનાં હાલ કરાવી પારકી બઇરીઓ સાથ મોજ મારનારો માણસ કેવો હોય ?"

"શું ખરેખર મામલો તેવો છે, આલાં ?"

"હું પોતે જાતી અનુભવથી જાણતી નથી કાવસ, પણ મારી બહેને એની દર કાગજે ફરીયાદપર ફરીયાદ લખે છે." આલાંએ સ્વતંત્ર મત આપ્યું.

"એમાં કાંઇ પણ ગેરસમજ હોવી જોઇયે, એમ મને તો લાગેછ. હશે જે તે આપ મેળે જણાયા કરશે. લે ડીયર, મારા સાચા પ્યારની પહેલી ઇધાણી તરીકે મારી તરફની આએ અદના યાદગારી મારે હાથે તારી આંગળીમાં મને પેહેરાવવા દે." અને અહીં મેહેરાં માસીની હાજરી અને ખુશાલી વચ્ચે કાવસ પેસીકાકાએ પોતાની ભવીષની પ્રીયાને એમુલ હીરાઓથી ઝકઝકીત થતી એક કીમતી વીંટી ખીસામાંથી કાઢી આલાંનાં આગલાંમાં સેરવી તેજ હાથપર પ્યારથી એક ચુંબન લીધું.

"અરે પણ દીકરા, અમારી તરફથી તો હજુર કશી તઇયારી નથી તેટલાં—" માસી અહીં વચ્ચે પુરાયાં.

"કંઇ ફીકર નહીં માસી માય, તમારી તઇયારી નથી તો ધીરજથી જ્યારે ગમે ત્યારે કર્યા કરજો—હું તેનો ભુખ્યો નથી. મને તો તમારાં કુટુંબમાંથી આએ મારૂં માનીતું ગોરખ ખુંચવી જવુંછ. એ મને મલ્યું એટલે આખી દુનયાંની દોલત મળી એમ સમજશ. તમોને જે કંઇ કરવું હોય તે લગનને દહાડે કર્યા કરજો. પણ માસી, એક વાત યાદ રાખજો અમારાં લગન મહીનો કે સવા મહીનાની અંદર થવાં જોઇશે—હું વધુ વખત ધીર ધરવાનો નથી. તમે લાગતાં વળગતાંઓને ચેતાવજો અને ઘટતી ગોઠવણ કરજો. હું કાલે આએજ ટાઇમે તમોને ફરીથી મળીશ. ચાલો સાહેબજી !"

અને એમ બોલી તે જવાન ગ્રહસ્થ તે બંને બાનુઓને "શેક હેન્ડ" કરી ત્યાંથી રવાના થયો.

# પ્રકરણ ૩૫ મું.

## સંસારી સંજોગોની એક કહાણી.

### [ નસીહત ]

(૧)–" સદા સુખી કોઇ નથી, તેમ સદા દુઃખી કોઇ રહેવાનું નથી, માટે સુખમાં મનને મગરૂર કે દુઃખમાં શીકરમંદ થવા દેવું નહીં. "—(૨) " આસમાનની ગીરદેશી કોઇને છોડતી નથી, પછી તે પાદશાહ હોય કે ફકીર હોય. " (૩) " જે કાંઇ બનાવો બને છે તે સેતારાની ચાલથી બને છે. અગર તું હાથી કે વાઘની ઉપર ગાલેબ થશે, કે માર્યો જશે, તો તે પણ તારા સેતારાની ચાલથીજ થયલું જાણજે. " (૪) "જેનું હઇયું સારૂ છે તેનાં પોષાક ઉપર હઝાર ડાઘ હોય તેની શી ફીકર છે. "

### [ પાદશાહ યઝદેઝરદ શેહેરીયાર. ]

પુનેથી ઉપડેલો જાંહાંગીર જીજીશેઠ જી. આઇ. પી. રેલ્વેનાં દાદર સ્ટેશન પર ઉતરી ત્યાંથી બી. બી. રેલ્વેનાં દાદરથી એક લોકલમાં બેઠેલો માહીમ ઉતર્યો અને ત્યાંથી એક રેહેંકલો કરી બજાર રોડ તરફ ગયો.

બજાર વટાવી દરીયા તરફ આગળ વધતાં બેઠી બાંધણીનાં એક બંગલાનાં દરવાજા આગળ તે રેહેંકલો ઉભો રહ્યો.

" ઓ જાંહાંગીર ! તમે આયા કે? સારૂં કીધું. પપા તમારી ક્યારથી રાહ જોએછ." જાંહાંગીર રેહેંકલામાંથી ઉતરે છે તેટલાં દરવાજાપર ઉભેલી એક નાજુક નાજનીન હસીને બોલી.

" કેમ છેવો, મીસીસ મુગામોદી, તમારૂં કાગજ મને સહવારેજ મલ્યું અને મલ્યા બરાબર હું અહીં ઉપડી આયોછ. માફ કરજો, ગેઇ કાલે હું મુંબઇ ગયલો હોવાથી તમે પુને સુધી આવી ગયાં, પણ આપણો મેલાપ થયો નહીં." જાહાંગીર જીજીશેઠ તેણી જોડે શેકહેન્ડ કરતાં બોલ્યો. "કેમ બેહેન, પપા કેમ, છે ? "

" છે બીચારા–મારા ગરીબ પપા–એકની એક જગાપર ઝુરીઝુંરીને દહાડા પુરા કરેછ."

" એવણુ તબીયત તો સારી પેઠે છેની ? "

" હાજી. "

"કેમ મારૂં એટલું બધું તાકીદનું કામ તે શું પડયું ?" જાંહાગીરે મેહેરબાનું મુગામોદી સાથ બંગલા તરફ જતાં પુછયું. "કોઇ દહાડે નહીં ને ગેઇ કાલે છેક પુના સુધી તમો એહેને તસદી લીધી ?"

"હા, ભાઇ જાંહાંગીર, વાત જરા ગંભીર બનીછ. મને મારા સસરા તરફથી નોટીસ મળીછ અને તેનો જવાબ જલદી વાળવાની જરૂર હોવાથી પપાજીએ તમોને તાકીદે તેડી લાવવા સારૂ મને પુને મોકલી હતી."

આ વાત ચાલે છે તેટલાં તેઓ બંગાલમાં દાખલ થયાં. મેહેરબાનુ જાંહાગીરને અંદર લઇ ગઇ.

"કેમ મુરબ્બી સાહેબ, શી ખબર ?" જાંહાંગીરે ઇઝીચેરપર અઓટાયલા એક બુઝર્ગ ગ્રહસ્થનો હાથ શેકહેન્ડ માટે હાથમાં લઇ પુછયું.

"એ કોણ ? જાંહાંગીર કે ? આવો—આવો—મારા જવાન દોસ્ત આવો ! ગઇ કાલથી હું તમારી ઘણી ઇનતેજારીથી રાહ જોઉંછ" બેઉ આંખની રોશની ખોહી બેઠેલા એક જઇફ જરથોસ્તી ગ્રહસ્થે જવાબ આપ્યો.

"જી હા, કમનસીબે કાલે મારી અને મહેરબાનુની વચ્ચે ચુકાચુક થઇ જવાથી આએ ઘોંટાળો થયો." જાંહાંગીર પોતાનો ફેંટો એક ખુંટીપર મેલતાં બોલ્યો. "કાલે હું મારાં એક જરૂરના કામસર મુંબઇ ગયો હતો."

"કંઇ ફીકર નહીં, જીજીશેઠ, બનવા કાલ ચુકતો નથી. પણ આજે તમે અત્રે કાળજી કરી આવી પુગા એ મોટી મેહેરબાની સમજુંછ. પેલા નેકનામે વળી પાછી મારી દીકરીપર નોટીસ મોકલીછ."

"કેમ વારૂં ? તે કહેવા શું માગેછ."

"વળી કહે શું ? લાવ મારા પોણા પાંચ ! પેલી કહેવત છે કે 'ખાલી વીલી કયસી જાઉં તો દો બાતાં લેતી જાઉં !' એ તો છીટાં છબત્રાંજ શોધવા બેઠોછ એટલે દર દહાડે કાંઇને કાંઇ નવું કહાડયાજ કરેછ. તમે નોટીસ વાંચશો તો બધી બીનાથી માહીતગાર થશો. દીકરી મેહેરાં, પેલી નોટીસ લાવતો દીકરા ?"

"લાવી પપાજી" કહી મેહેરાંએ તેજ ઓરડામાંની એક આલમાઇરા ઉઘાડી તેના ખાનામાંથી એ કાગળ લાવી જાંહાંગીરના હાથમાં આપ્યું.

"દીકરી, તું બી એક ખુરશી લઇને અહીં બેસ."

"વારૂં બાવાજી"

જાહાંગીર તે નોટીસ ઝડપથી વાંચી ગયો અને વાંચી રહી ખડખડ હસવા પડયો.

"તમે હશોછ કાંય, જીજીશેઠ ? મને તો ગેઈ કાલે સહવારે આ મળીછ ત્યારથી ધ્રુજરાં છુટી રહ્યાંછ."

"છટ છટ ! મનચેરજી શેઠ, એમાં ધ્રુજવા-ધપકવાનું છે તો બી શું કે તમે નાહક ફીકર કરોછ ? એ તો તમારો પનધનપીરી વેહવાઇ

'આકાના ગાઉ' ગણેછ, એમ મને તો લાગેછ." જાહાંગીરે તે નોટીસને નજીવી ગણી હસી કાઢતાં કહ્યું.

"એમ ! ત્યારે શું તમોને આએ નોટીસ આગળ જતાં કાંઇ ગંભીર રૂપ લે એમ નથી લાગતું ?" એ અપંગ અહસ્થે ઇઝીચેરમાં તટાર થતાં ઉમંગથી પુછ્યું.

"નોટ—એ—બીટ ! એવાં ચીથરાં એકને બદલે એકસો આવે તેની તમે કે તમારી દીકરીએ બીલકુલ દરકાર કરવાની નથી". જાહાંગીરે હીંમતથી જવાબ આપ્યો.

"પણ એવણે મારી ઉપર કેવું ગંભીર ને ભયભીત બોહતાન મુકયુંછ તે તમે વાંચ્યું કે, ભાઇ જાહાંગીર ?" મેહેરબાનુ મુગામોદીએ પુછ્યું.

"હા હા એવાં લાખ બોહતાંનો એ દરરોજ મુકયો જાય, તોબી તમે તેની શા માટે દરકાર રાખવી જોઇયે ?" જાહાંગીરે ખુરસીના બેઉ હાથપર પોતાના બન્ને હાથો ટેકવી એક અમીરી તોરના તડા દેખાવે જવાબ આપ્યો. આ વખતનો તેનો ચહેરો એક કુશળ ચીતારાની હુન્નર મંદ પીછીને એક ઉમદા ખોરાક પુરો પાડે એવો હતો. કમનસીબે ત્યાં કોઇ ચીતારો હતો નહીં, પણ તે નાદર ચિત્ર જોનારી એક નાજુક નાજનીન ત્યાં હાજર હતી, અને તે કોઇજ નહીં પણ આપણી મેહેરબાનુ મુગામોદી પોતે હતી !

જાહાંગીરનો તે વખતનો રૂવાબદાર દેખાવ જોઇ એક પળ તે જવાન બાનુ પોતાનાં મન સાથ હેરત રહી. "અરે !" તેણી મન સાથ છુપી બબડી. "એવો અમીરી ખમીરનો બાહોશ જવાન મારો ખાવીંદ થવા પામ્યો હતે તો આજે હું કેવી સુખી હતે ! મરજી ખુદાની !"

"ત્યારે શું એ ધમકી ધારોછ ?" તેણીએ તુરતજ જાહાંગીરને મોટેથી પુછ્યું."

"ધમકી નહીં તો બીજું શું ?"

"પણ મારી દીકરીપર પોતાના ખાવીંદ પાસે ખોટું વીલ કરાવી લેવાનું જે બોહતાન એણે મુકયુંછ તે બનાવને શું તમે ગંભીર સમજતા નથી જીજીશેઠ ?" પેલા જઇફ બાપે પુછ્યું.

"જ્યાં સુધી તમારી દીકરીએ તેવું કીધું નથી ત્યાં સુધી તમોને તે બનાવને ગંભીર માની લેવાનું કારણ નથી, મારા મેહેરબાન ! એમ તો કોઇ રસ્તે ચાલતો તમોને ગળે પડશે કે ગઇ કાલે તમે મારા ભાઇનું ખુન કીધું તેથી શું તમે તે આરોપ સ્વીકારી લેશો ?"

"નહીં—હરગેજ નહીં".

"ત્યારે તમે શા સારૂ નાહક ફીકરમંદ થાઓછ ? જો તમારા વેહવાઇને પોતાના દીકરાનું વીલ તેની બેફામીમાં થયલું અથવા કરાવી લીધેલું લાગેછ, તો તેણે ખુશાલ કોર્ટ મારફતે તે પુરવાર કરવું. તે કામ તમારૂં નહીં પણ તેનું છે. કેમ મેહેરબાનુ, બોલ્યાં નહીં ?"

"જી, એમાં હું શું સમજું કે બોલું ? ગઇ કાલે મને મળેલી આએ નોટીસ મેં એવણને વાંચી સંભળાવી ત્યારથી એવણ તો ફીકર કરેછ કે આએ વળી નવું શું નીકળી આવ્યું ?"

"અરે એવું નવું નવું તો હજી ઘણુંબી નીકળશે તેથી શું ફીકરજ કર્યા કરશો કે કેમ ? એની નેમ તમોને તમારા ખાવીંદની માલમીલકત અને દોલતમાંથી ખારેજ કરી પોતે બધું ખાઇ જવાની છે તેથી એ તો તરેહવાર ચીથરાં ફાડી રહયોછ અને હજી ફાડશે. તમે પ્રોબેટની અરજી નોંધાવીછ તેની સામે 'કેવીએટર' તરીકે 'કેવીએટ' નહીં ફાઇલ કરશે કે ? જે વખત જાએછ તેમાં તમે તેબી સાંભળશો." જાંહાંગીરે જવાબ દીધો.

"પણ ત્યારે આએ નોટીસનો કંઇ જવાબ વાળવો જોઇયે કે ભાઇ જાહાંગીર ?"

"હં, આપણા સોલીસીટરો મારફતે સાફ તતડાવીને જવાબ આપવો કે ઇનસાફની દરબારનાં દરવાજા તમારે માટે ખુલ્લા છે. એને પોતાનેજ પહેલ્લાં જવા દેવો."

"અને ધારો કે એ ગીયો તો ?"

"ત્યારની વાત ત્યારે થઇ રહેશે. એનાં ટાંટીયામાં જોર હશે તો જશે કે ? કંઇ મોહડે–મોહડેજ જવાએછ ? વીલ ખોટું ઠરાવાના એની પાસે કંઇ પુરાવા તો જોઇશે કે નહીં ?"

"ત્યારે શું તમે એમ કહેવા માગોછ જીજીશેઠ," પેલા જઇફ જરથોસ્તીએ પુછ્યું. "કે આએ નોટીસનો આપણા સોલીસીટરો મારફતે તમે કહેવોછ તેમ 'ઇનસાફનાં દરવાજા ખુલ્લા છે' એવો જવાબ આપી આપણે ચુપચુપ બેસી રહેવું."

"હાસતો ! એ સીવાય એનો બીજો રસ્તો છેજ નહીં. શું એમ કરવાને બદલે તમે એમ કહી શકશો કે તેણે મુકેલું બોહતાન ખરૂં છે ?"

"કદી નહીં–કોઇ કાલે નહીં." તે બાપ–બેટી બન્ને સાથે બોલી ઉઠયાં.

"બસ ત્યારે !"

"વારૂં એ બાબે આપણે આપણા સોલીસીટરનીબી સલાહ લઇએ તો કેવું ?

"ઘણું સારૂં–મારી કયાં ના છે ? મારી ખાત્રી છે કે તમારા સો-લીસીટર બી તમોને એજ સલ્લાહ આપસે."

"દીકરી મેહેરાં, અબ ઘડી ઉઠ, ને મી૦ પીનલપર એક અરજંટ તાર મુક કે આએ ટેલીગ્રામ પુગા બરાબર 'એટવન્સ' અહીં સુધી આવી મલી જાવો–તમારૂં જરૂરનું કામ છે."

'વારૂં પપાજી.' કહી મેહેરાં ઉઠી અને તાર લખીકાઢી તુરત સ્ટેશનપર રવાના કીધો.

વચ્ચે બે કલાક પસાર નહીં થયા તેટલાં સોલીસીટર સાહેબ આવી પુગ્યા. તેવણુ સાથ મસલત થતાં જે સલ્લાહ મી૦ જાંહાંગીર જીજીશેઠ આપી હતી તેજ સલ્લાહ તેવણે આપી. તુરતજ તે મુજબ નોટીસનો જવાબ મોકલી આપવાનું ફરમાવી તે જઇફ ગ્રહસ્થે તેવણુને અરધા કલાકમાં પાછા રવાના કીધા.

* * *

જાહાંગીર બપોરનાં ખાણા પછી જવા નીકલ્યો પણ મેહેરાં અને તેણીના પીતાજીએ તેને જવા દીધો નહીં. તેઓએ તેને આજનો આખો દીવસ અને રાત માહીમમાંજ રહી આવતી કાલે પુને જવાની ફરમાસ કીધી. આ બોહોંસ કરવાનું કારણ એ હતું કે આજે શેઠ મંચેરજી મારફતીયાની વરસગાંઠ હતી અને જાંહાંગીરનું અનાયાસે ત્યાં આવવું થયું હતું. તે જઇફ અપંગ જરથોસ્તીની આજની શાલગીરેહ તેમની એકપુરી બેટીએ ઉલટથી ઉગાડી હતી. બારણે બારણે તોરણો ટાંકી ચોકચાદન કરાવ્યાં હતા અને પાડપડોશનાં બંગલાઓમાં તથા ઓળખીતાં પાળખીતાં તેમજ નોકર–ચાકરોમાં મીઠાઇ વહેંચી ખુશાલી માની હતી. એક અપંગ આદમીને ખુશી કરવા માટે જાંહાંગીર પોતાની અંતઃકરણની નાખુશી છતાં તેવણુની માગણીનો અસ્વીકાર કરી શકયો નહીં. તેણે પ્રથમ બચ્ચાંઓ ઘેર આગળ એકલાં છે એવી કાળજી બતાવી, પણ મેહેરાંએ ઝટ તેનો જવાબ આપ્યો "બચ્ચાંઓ પાસે તમારાં અરનવાજ છે કેની? પછી શાની ફીકર કરવાની?" ગરીબ બીચારી મેહેરાં તેમજ નીર્દોષ જાંહાંગીર થોડુંજ જાણતાં હતાં કે અરનવાજ આજે પુનામાં હોવાને બદલે જાંહાંગીર કયાં જાય છે તેની પારધે પડેલી હતી! જયારે આ વાત ચાલે છે ત્યારે અરનવાજ તેમનાં બંગલાથી આઠ દશ બંગલાપરના એક બંગલામાં ખુદ માહીમ ખાતે પોતાની એક સહીને ત્યાં આવેલી હતી અને ત્યાં પોતાના ખાવીંદની અને મેહેરબાનુ મુગામોદી વચ્ચેની "દોસ્તી" (?)ની વાતો તે સહી જોડે ચલાવી રહી હતી!

સંસારમાં કેટલીકવાર કેવી ગંભીર ગુંચવણો ઉભી થાય છે તેનો જીવતો જાગતો દાખલો જાંહાંગીર જીજીશેઠની જીંદગીમાં આપણુને જડે છે. આપણે આ પ્રકરણમાં જોયું છે કે જાંહાંગીર આજે એક પરમાર્થી કામમાં મદદ આપવા કાજે અહીં એક સલાહકારનાં નાતાંથી આવ્યો છે, જેનો અર્થ તેની વહેમી મહોરદાર બીજોજ કરે છે. મેહેરબાનુ મુગામોદી એક જવાન વીધવા છે અને તેણીનો બાપ બેઉ આંખે અપંગ એક જઇફ

જરથોસ્તી છે. એક અપંગ આદમી તરીકે તે પોતાની ગમે એવી બાહોશી છતાં પોતાની દીકરીને જોઇતી રીતે મદદ કરી શકતો નહીં હોવાથી પોતાના એક જવાન ફ્રેંડ જાંહાંગીર જીજીશેઠની સલાહ અને મદદ તે આ કામમાં લેતો આવ્યો છે. આ એક કુટુંબી કંકાસને લગતી ખટપટ હોવાથી બનતાં તુલીક એ બાબદ ખાનગી રાખવાની તેમને ફરજ પડે છે, તેનો અરનવાજે કેવો અર્થ કીધો છે તે આપણે ઘણા અફસોસ સાથે જોયો છે.

મેહેરબાનુ મુગામોદી સાથ જાંહાંગીરને વરસો થયાં ઓળખ હતી. જાંહાંગીર કુમારો હતો ત્યારથી તેણીને પીછાનતો હતો. એક વખત એવો પણ હતો કે એજ જાંહાંગીર સાથ મેહેરબાનુ મુંગામોદી પરણુવા તઇયાર થઇ હતી. જાંહાંગીરની પોતાની મરજી પણ તેણી જોડે જોડાવાની હતી, પણ મેહેરબાનુના પીતાએ તેમનાં લગનને બહાલી નહીં આપવાથી તેઓ શાદીનાં પવીત્ર ગાંઠથી જોડાઇને એક થતાં અટકી ગયાં હતાં. મેહેરબાનુ આજના સુધરેલા જમાનાને અનુસરતી એક કેળવાયલી બાનુ હતી. તેણી મુંબઇ યુનીવરસીટીની એક બાનુ—ગ્રેજ્યુએટ હતી. બી. એ. ની પરીક્ષા તેણીને ઘણી ફત્તેહમંદી સાથ પસાર કીધી હતી. જે વખતે મહેરબાનુએ જાંહાંગીર સાથ પરણુવા ઇચ્છયું હતું, તે વખતે તેણીના પીતા શેઠ મંચેરજી મારફતીયા પોતાની બન્ને આંખોની રોશની ધરાવતા હતા. તેવણ એક અઠંગ શીકારી હોવાથી બાપનો તે વારસો બેટીમાં પણ ઉતરવા પામ્યો હતો. કમનસીબે છેલ્લાં સાત વરસની વાતપર શેકારગાહમાં તેવણુની પોતાનીજ બંદુક અકસ્માતીક રીતે અચાનુચ ફુટવાથી તેવણ જનમનાં અપંગ થઇ ગયા હતા. આટલું છતાં, તેવણુને તે અકસ્માત જીવલેણ નીવડવા પામ્યો ન હતો. તેવણુની આંખ્યો સલામત હતી તે અરસામાં મેહેરબાનુએ જાંહાંગીર જીજીશેઠ સાથ જોડાવા ઇચ્છયું હતું, પણ મંચેરજીશેઠ કાંઇ જુદીજ ગણત્રીમાં હતા. તેવણુની ખાહેશ વીલાયતથી તુરતનાજ બેરીસ્ટર થઇ આવેલા મેહેરવાન મુંગામોદી નામના એક જવાન સાથ પોતાની બેટીને શાદીમાં આપવાની હતી. પાછળથી તે નેમમાં તેવણ ફત્તેહમંદ નીવડયા અને મેહેરબાનુ મુંગામોદી બેરીસ્ટરની મોહોરદાર બનવા પામી હતી. જાંહાંગીરની જગ્યાપર જો બીજો કોઇ જવાન હતે તો પોતાને મળેલી નીરાશાથી જીંદગીનાં છેડા સુધી મેહેરબાનુ મુંગામોદીનું મોહડું જોતે નહીં. પણ આ તરફ આપણો જાંહાંગીર જીજીશેઠ એવો ન હતો. "જે જેનાં કીસમતમાં હોય તે ખરૂં" એવો અપુર્વ સંતોષ રાખનારાઓ માંહેલો તે એક હોવાથી મેહેરબાનુ સાથની પોતાની ઉમેદ પાર પડવા નહીં પામી તે બાબે તેણે કાંઇપણ દરકાર કીધી ન હતી.

પણ મેહેરબાનુ મુંગામોદી પરણેલી જીંદગીનું સુખ ઝાઝો વખત જોવા પામી નહીં. માત્ર આઠ વરસ તેણીએ ધણીનું સુખ ભોગવ્યું અને નવમે વરસે મેહેરવાન મુંગામોદી ઘોડેસ્વારીનાં પોતાના અસાધારણ શોખને લીધે એક દહાડે અચાનુચ ઘોડાપરથી તુટી પડી અકસ્માત માર્યો જવાથી અણુધારેલી

વીધવા થઇ પડી. આઠ વરસના સંસાર સુખ–દરમ્યાન તેણીને એક પણ ફરજંદ થવા પામ્યું નહીં હતું. તેણીના લગન તેણીના સાસરીયાંઓમાં પ્રથમથીજ અપ્રીય થઇ પડયાં હતાં. મરનાર મેહેરવાન મુંગામોદી પોતાના મા બાપ અને ભાઇ બેહેનોની ઉપરવારી થઇ મેહેરબાનુ જોડે પરણ્યો હતો, જેથી મેહેરવાનનું ઘોડેસ્વારીમાં અચબુચ મરણ નીપજવાથી કુદરતી રીતે મેહેરબાનુને સાસરીયાંઓનો આશરો છોડી પાછું પોતાના પીતાને આશરે આવવું પડયું હતું. આટલું છતાં, મરનાર મેહેરવાન મુગામોદી તેણીને દુનીયામાં રવડતી નાખી ગયો ન હતો. એક પંકાયલા બેરીસ્ટર તરીકેની તેની ટુંક કારકીરદી દરમ્યાન તેણે સારી દોલત ભેગી કીધી હતી, અને ધણી ધણીઆણી વચ્ચે પરસ્પર હેત ભર્યો સંબંધ હોવાથી તે ચાલાક જવાને "જવાન જાણીને જીવવાનું નથી" એ નીયમપર દુરઅંદેશી બાપરી પોતાનું જે કંઇ હોય તે પાંચે દહાડે પોતાની મોહોરદારને મળે એવી મતલબનું મરણની પંદર દીવસ આગમચ–ખુદ મેહેરબાનુ પણ નહીં જાણે એવી રીતે–વીલ કરી મેલ્યું હતું. આ વીલની રૂહે તે જવાન મોહોરદાર પોતાના ધણીની હઇયાતી બાદ તેની તમામ માલ–મીલકતની મુખત્યાર માલેક બની હતી. ગયેજ વરસે તેણી વીધવા બનેલી હોવાથી મેહેરવાન મુંગામોદીની વરસી વીતાં પછી તેણીએ તેની માલ–મીલકતનો પ્રોબેટ મેળવવા સારૂ અરજી નોંધાવી હતી અને તે કામમાં આપણા જાંહાંગીર જીજીશેઠની મદદ અને સલાહ માંગવામાં આવ્યાથી નેક ખસલતના તે ભલા જવાને તેમાં પોતાની બની શકતી મદદ આપવાનું કામ ખુશીથી માથે ઉઠાવ્યું હતું.

## પ્રકરણ ૩૬ મું.

## દીનાબાય દાવર.

[દોહરો.]

સરજતનાં સંજોગને, શરણ થયા સુલતાન;
તકદીરની તાસીર છે, મનુષ્ય ઉપર મહાન.
રકમ રકમનાં ચીત્ર છે, ડગલે ડગલે થાર;
સૃષ્ટી અપરમપાર છે, પમાય ક્યાંથી પાર?

(દીલજાન.)

ગયાં પ્રકરણમાં આપણે જહાંગીર જીજીશેઠને મેહરબાનુ મુગામોદીના મેહમ ખાતેના બંગલામાં મુલાકાતે આવેલો જોયો છે. તેજ દીને તેજ બંગલાથી આઠ દસ બંગલાને અંતરે જહાંગીરની પારઘે પડેલી તેની વેહમી પ્રીયા અરનવાજ પોતાની એક સહીને ત્યાં આવેલી આપણે જાણ્યે છીયે. તે સહીનું નામ દીનાબાય દાવર હતું. તેણી અને અરનવાજની

વચ્ચે આજ કાલ ઘણું ઘાડું સહીઆરૂં નહીં હતું, પણ તેમની વચ્ચેની એ ઓળખાણ જ્યારે તેઓ એકજ સ્કુલમાં સાથે શીખતાં હતાં ત્યારની પડેલી હતી. અરનવાજ પરણી ગયા પછીથી દીનામાય દાવર સાથ તેણી ભાગ્યેજ બે ચાર વાર મલવા પામી હશે. કદાચ તેમની વચ્ચેનું આ સહીઆરૂં તેઓ બન્ને પોતપોતાના ધણીઓ જોડે પરણી ગયા પછી વધવા પામ્યું હોત, પણ દીનામાય દાવરનું સાસરૂં માહીમમાં અને અરનવાજનું સાસરૂં પુના ખાતે હોવાથી એક દીલ્હી અને બીજી દખણમાં પડવાને લીધે તેમની વચ્ચે મીત્રતાની મજબુત ગાંઠ બંધાતી અટકી હતી.

આટલું છતાં તે બન્ને જણીઓ જ્યારે એકમેકને યાદ કરતી ત્યારે તેમનું દીલ પરસપર ખેંચાયા વીના રેહતું નહીં. ખરૂં પુછો તો સ્કુલ છોડયા પછીથી આજ સુધીમાં પોતાની સહીને કોઇએથી વધુ યાદ કીધી હોય તો તે યાદ કરનાર દાવરની દીનુ હતી. અજાયબ જેવું તો એ હતું કે અરનવાજ અને દીનામાયનો સ્વભાવ તદન એકમેકથી ઉલટો હોવા છતાં તેમની વચ્ચે આ પ્રકારની મીત્રતા મચવા પામી હતી. આપણે સારી પેઠે જાણીએ છીએ કે અરનવાજ એક અદેખી, વહેમી, તરકડી, ઉછાછલી, અને હલકા ખવાસની સ્ત્રી હતી; જ્યારે બીજી તરફ દીનામાય દાવર પોતાના ધણી તરફ તન મનથી ફીદા થનાર, ધણીનાંજ સુખમાં પોતાનું સુખ સમજનારી, સદગુણી, અને સત વચની અબલા હતી. આજની મુલાકાત દરમ્યાન અરનવાજને પોતાના ખાવીંદ તરફ વહેમી બનેલી જોઇ દીનુ ઘણી દલગીર થઇ. તેણીએ તેનાં મગજમાં બેસી ગયલા આ વાહીયાત ધખારાઓ એકદમ કહાડી નાંખી એવી રીતે પોતાના ધણીની ખણખોડ કરવાનું છોડી દેવાની શીખામણ આપી, પણ અરનવાજનાં વહેમી ભેજાં ઉપર તેની કશી અસર થઇ નહીં.

"અરનવાજ, ઘણી લાંબી મુદતે આજે તુંને જોઇ મને જે ખુશી ઉપજીછે તે જાહેર કરવાને મારી પાસે પુરતા શબ્દો નથી." દીનામાય દાવરે અરનવાજની સઘળી ફરીયાદ સાંભળી લીધા પછી કહ્યું. "હું આજના દીવસને એક ભાગ્યશાળી દીવસ માનુંછ, પણ સાથે સાથે આજના દહાડાને હું એક કમનસીબ દહાડોબી સમજુંછ."

"એટલે-એટલે ? તું કહેવા શું માગેછ દીનું ?" અરનવાજને સમજ ન પડવાથી તેણી પુછવા લાગી. "જે દહાડો ભાગ્યશાળી હોય તે દહાડો કમનસીબ કેમ કહેવાય ?"

"તેનાં ખાસ કારણો છે."

"અને તે શું ?" અરનવાજે ફરીથી પુછયું.

"તે એ કે ઘણી લાંબી મુદતે હું ને તું મળવા પામ્યાં તેથી આજના દીવસને હું ભાગ્યશાળી ગણુંછ—પણ તું તારા ખાવીંદ તરફ અસાધારણ હદ સુધી વહેમ ધરાવેછ, એ બીના આજેજ મારા કાનપર પહેલવહેલી

આવેલી હોવાથી આજના દહાડાને હું કમનસીબ દહાડો સમજુંછ. એ રીતે એક દહાડાને મેં બે નજરે જોયો છે." દીનામાય દાવરે કીધેલા આ સ્વતંત્ર ટીકા અરનવાજને રૂચ્યા નહીં. અરનવાજ એમ ધારતી હતી કે તેની સહી તેનાં મતને મળતી થઇ તેનાં કામમાં કુમક આપશે. પણ દીનામાય દાવરની વળણુ, રાખેલી વકી કરતાં જુદાજ પ્રકારની જોઇને તેણીની બધી હીમત એક તડાકે કરરર ભુસ થઇ ગઇ.

"દીનામાય ! તું ભોળી છે તેથી બીજાંનેબી ભોળાં સમજેછ." અરનવાજ બોલી. "ખુદાની બક્ષેસથી તુંને એક ભલો અને લાયકીવંતો ભરથાર મળવાથી તું એમ સમજતી લાગેછ કે સઉના ખાવીંદો તારા ખાવીંદના જેવાજ હશે. પણ મારી વહાલી બેહન, તેં હજુર દુન્યાનો ખરો અનુભવ મેળવેલો લાગતો નથી. મેં મારા ખાવીંદ ઉપર જે વહેમ પકડયોછ તે ખોટો પકડયો નથી. એવણને તું પીછાણતી નથી–એવણને તેં કદી જોયા નથી, તેવણમાં શું શું સદગુણો કે દુર્ગુણો સમાયલા છે તેનો તને જાતી અનુભવ નથી. તેટલું છતાં તું તેવણની તરફદારી બેંચેછ તે જોઇને હું ઘણી અજબ થાઉં છું."

"નહીં અરનવાજ, તેમ નહીં. તું કહેછ તે ખરૂં છે કે હું તેવણને ઓળખતી નથી, પણ આટલી વાત તો ખરી છેની કે મારી અરનવાજ બેહનનો પરણેલો હકદાર ખાવીંદ આએ દુન્યામાં હસ્તી ભોગવેછ ?"

દીનામાય દાવરનો આ પેચદાર સવાલ સાંભળી અરનવાજથી હસાઇ ગયું.

"હા તે કોણ ના પાડેછ, દીના ?"

"જો તું ના પાડતી નથી તો બોલ મારી વહાલી બેહન કે તારા ખાવીંદને નહીં પીછાનવા છતાં તે મારી માનીતી સહીનો ભરથાર છે એટલાજ ખ્યાલથી હું તેની તરફ માનથી જોવાને બંધાયલી છું કે નહીં ?"

"તે વાત ખરી દીનામાય, પણ કીયાં માણસને માન આપવું અને કોણને નહીં આપવું એબી જરા દાનાઇથી સમજવાનું છે." તે મુરખ બાઇડીએ મત આપ્યું. "મારો જહાંગીર બધી રીતે સારો છે, પણ પારકાં બઇરાંઓ સાથે હદ બહાર ભેળાતો હોવાથી મને તેની એ ચાલ બીલકુલ ગમતી નથી."

"એ તે કેવી રીતનું તારૂં બોલવાનું અરનવાજ ? આજના સુધરેલા જમાનામાં છુટથી ફરવા હરવા ને હસવા બોલવાનો હક આપણ અબલા જાતીનેબી મલવા પામ્યોછ, તો તારો ભરથાર તો એક માટીડો છે, કે જેની સ્વતંત્રતા ઉપર કોઇબી જમાનામાં અંકોશ મુકાયલો નથી. વારૂ તે કરતાં તેં તારા ધણીને એવી કાંઇ ખરાબ રીતે વર્તતાં નજરો નજર દીઠોચ ?"

"નહીં, હું ખોટું નહીં બોલું. તેવી રીતે તો મેં એવણને જોયા નથી." અરનવાજે એકરાર કીધો.

"વારૂં, તેવા કોઇ પુરાવાઓ તારી પાસે છે કે જે એવું સાબેત કરી શકે કે તારો ભરથાર તારી તરફ બેવફા થયો હોય ?"

"નહીં, તેમબી નથી."

"ત્યારે હવે અરનવાજ, તારી સમજદારી ઉપર મને કેટલે દરજજે આફ્રીન કરવી જોઇયે તે મને માફ કરજે કે હું સમજી શકતી નથી. જે ખાવીંદપર વહેમ લઇ જવા માટે તારી પાસે એક પણ પુરાવો નથી, તે ખાવીંદની પાછળ નાહક જાસુસપણું રાખવું એ તેની મોહરદાર તરીકે શું તુંને શોભા ભરેલું છે ?"

"ઓ દીનામાય ! અહીંજ તમારી ભુલ છે. મેં કહ્યુંછ તેમ મારી પાસે સીધે સીધા પુરાવા તો કાંઇ નથી, પણ આડકત્રા પુરાવાઓ ઘણા છે." અરનવાજ બોલી.

"તેમાંનો મને એકજ પુરાવો આપશે ?" દીનુએ પુછ્યું.

"હા, લેવોની, મોટી ખુશીથી." અને અહીં અરનવાજે મેહરબાનુ મુગામોદી સાથની જહાંગીરની મીત્રતાને તે જે નજરે જોતી હતી, તે નજર મુજબનું બ્યાન કરી સંભળાવ્યું.

દીનમાય દાવર ઘણી સમજદાર, થાવકી, અને થરેલ અબલા હતી. અરનવાજની અને તેની ઉમર એક હતી, તે છતાં તેનીથી અરધી સમજદારીએ અરનવાજ આવી શકે એક એવું ન હતું.

"અફસોસ ! અરનવાજ હું તો એમ ધારતી હતી કે મારી સહી પોતાના પરણ્યા સંસારમાં સુખી હશે. પણ ઘણાં દુઃખ સાથે જોઉંછ કે તેજ સુખ તારાં નસીબમાં નથી. હમણાં તેં મેહરબાનુ મુગામોદી નામની જે જવાન પારસી વીધવાની વાત કીધી, તેણી અને તેણીના બાવાને હું વરસોથી ઓળખુંછ. તે મેહેરબાનુ સાથ જો કે મને સહીઆરૂં નથી, પણ તેને માટે મને મોટું માન છે. તે એક શીખેલી અને સંગીન કેળવણી પામેલી બાનુ છે. કમનસીબે એનો ભરથાર શીકારગાહમાં એક અકસ્માતીક સંજોગથી માર્યો જવાથી તે બીચારી પોતાનું તમામ સુખ સદાનું ખોઇ બેઠીચ. આખાં માહીમમાં એ બાપ દીકરીને માટે સૌ કોઇને સારૂં મત છે. એના બાપ તો બીચારા બેઉ આંખે અપંગ છે, પણ પોતાની જવાનીમાં સારી દોલત એકઠી કીધેલી હોવાથી આજે પાંચ પઇસે સુખી છે. એવાં એક ઇઝતદાર કુટુંબ સાથે તારા ધણીને ઓળખ હોય તેથી તો ઉલટું તારે ખુશી થવાનું છે."

"નહીં, નહીં, એ ઓળખે તો મોહકાંન વાલીછ." અરનવાજ હવે જરા તીખી થઇને બોલી. "એ વહાલાંમુઇ મેહરબાનુ મારા ધણી થતાને કોઇ દુસ્મનને કાંઇ ઘેલો દીવાનો કરી મુકયોછ. કોણ જાણે આએ કયારથી ચાલુ છે—મને તો હમણાંજ બે ચાર દીવસપર આએ પતો મલ્યો.

દીનામાય તું કહેછ કે એ મેહેરબાનુ મુગામોદી એક આબરૂદાર બાપની આબરૂદાર દીકરી છે, પણ જો તે એક આબરૂદાર બાપની આબરૂદાર દીકરી હોય તો એક પારકા માટીડા સાથ છુટ લેતાં તેને શરમ નથી આવતી? એ લોકોએ આસ્તે આસ્તે કેવી હદ બહાર છુટ લેવા માંડીછ, તે એટલાં ઉપરથી જણાશે કે પેહેલાં એને ત્યાં મારો જહાંગીર મળવા જતો હતો, પણ હવે તો એ માહીમથી પુને વેર મારા જહાંગીરને મળવા આવેછ. હવે એ સરકશીને શું નામ આપવું?"

"મેહરબાનુ મુગામોદી માહીમથી પુના સુધી તારાં જહાંગીરને મલવા સારૂં આજ સુધીમાં કેટલી વખત અરનવાજ?" દીનુએ પુછ્યું.

"એક વખત."

"બસ! એકજ વખત! વારૂં એ આવી તેને કેટલા દીવસ થયા?"

"પરમ દીવસની વાત છે."

"વારૂં ત્યાં આવવામાં તેણીની નેમ કાંઇ ભલી કાંય નહીં હોય?" દીનામાય દાવરે પુછ્યું. "તું શા ઉપરથી કહી શકેછ કે એ કાંઇ બદ-નીષ્ટાથીજ તારા જહાંગીરને મલવા આવી હતી?"

"એમ માનવાને મારા પાસે કારણો છે." અરનવાજે ઝટ જવાબ આપ્યો."

"તે શું છે?"

"તે એ કે વહાલાંમુઇ પરમ દીને પુને આવી ત્યારે મારા જહાંગીર ઘરમાં નહીં હતા. તેવણ મુંબઇ સીધારેલા હતા. મેં મારાં નોકરથી જાણ્યું કે એક જવાન, ખુબસુરત, એશકી અને ફાંકડી પારસી બાનુ જહાગીર શેઠને મળવા માગેછ, ત્યારે કુદરથી રીતે મારા ધણીને ચાલીચલાવીને પુના વેર મળવા આવેલી એ બઇરી કોણ છે તેને નજરો-નજર જોવાની મેં તક લીધી. મેં તેને પુછ્યું કે મારા જહાંગીર ઘરમાં નથી વાસ્તે શું કામ છે તે મને કહી જાઓ, તો તેનો એ પેટબરીએ મને એવો તુમાખી જવાબ આપ્યો કે તે તમુને કેમ કહેવાય. મેં કહ્યું કે હું તેવણની ધણીઆણી છું, મને કહેવામાં શું અડચણ હોય. તોબી સાફ ના પાડી કે તે ગમે તે હોય, હું તો મી૦ જહાંગીરને પોતાનેજ મલવા માંગુછ. હવે વીચાર કર દીનામાય કે જે બઇરી મારા ધણીને માટે ખુલ્લેખુલ્લું જાહેર કરી ગઇ કે તેવણ મારા ફ્રેંન્ડ થાયછ તે મારેથી કેમ સંખાય? તેને માટે મારે શું ધારવું? આ દીનુ, દીનુ? તું તારા વરની બાબતમાં સુખી છે તેથી આજે મને શીખામણ આપવા નીકળીછ, પણ જો મારી જગાપર તું હોય તો તુંબી એમજ અધીરી પડે, સમજી?"

"કદી નહીં! કોઇ કાલે નહીં." દીનામાયે મજબુત મનથી જવાબ આપ્યો. "જો તારી જગ્યાપર હું હોઉં તો એકદમ ઉઘડમાપ ઉસ્કેરાઇ

જવાને બદલે પ્રથમ ધીરજથી આવી ઉભેલી મુસ્કેલીપર વીચાર કરૂં. જો તારી સ્થીતીમાં હું હોઉં તો મારા ધણીપર હું મરતાંબી વહેમાઉં નહીં. મેહરબાનુ મુગામોદી તારા ખાવીંદને પુના સુધી મલવા આવે ત્યાં તારો જહાંગીર નહીં મળવાથી તેં તેણીને આવવાનું કારણ પુછ્યું, જે કાંઇ જરૂરનું હશે તેથી તેણીએ ના પાડયું. એટલાં નજીવાં અને બચ્ચાનાં ચેડા જેવાં નીરજીવ કારણ ઉપરથી તેં તેણીને માટેજ નહીં પણ પરણેલા પાલવને માટે પણ ખોટા વીચારો મનમાં વસાવી લીધા એ શું કહેવાય? તેણી એક જવાન બાનુ છે, ખુબસુરત છતાં વીધવા છે, ને વીધવા છતાં સુધરેલા વીચારની હોવાથી એશકી અને ફાંકડી છે. એ બધું જોઇને એવી એક ઓરત મારા ભરથારને મલવા આવે તે તુને નહીં રૂચે, અને તારી આંખમાં અદેખાઇ પેદા થાય એ કુદરતી છે. પણ તારી અદેખાને અધીરાઇ તું તે નીદોંશ બાનુ અને તારા તેટલાજ નીરદોશ ભરથારને માટે મુકવા માંગે એ કોઇબી સમજદાર માણસની અકકલમાં હરગેજ છુપું રહેવાનું નથી. એક અદેખું માણસ અદેખાઇ પોતે કરે છે. મહેરબાનુ મુગામોદી તારા જહાંગીરને પુને મલવા આવી હતી, તેનું કારણ જો તેણીએ નહીં બતાવ્યું હોય તો તેટલાં ઉપરથી બીજા બીજા વાહીયાત ખ્યાલો લઇ જવામાં ઓરબી સામી તારીજ નાદાની દેખાઇ આવેછ. મેહરબાનુનું કામ કાંઇ ઘણું અગત્યનું હોય અને તે જહાંગીર સીવાય બીજા કોઇની જાણમાં આવ્યાથી તેણીને નુકસાન પહોંચવાનો સંભવ હોય તો તું જહાંગીરની ધણીઆણી છે એમ તેણીએ જાણવા છતાં તેણીને ના પાડવાનો હક છે. તે જગ્યાપર તેણીએ જો તે હક વાપરયો હોય તો તેમાં ખોટું હું કાંઇ જોતી નથી.”

દીનામાય દાવરનું આ રોકડયું બોલવું સાંભળી અરનવાજ ‘ઠસ’ થઈ ગઈ. તેણીએ જોયું કે જે કુમકપર તે ત્યાં આવી હતી તે મલવાને બદલે મામલો જુદાજ રૂપમાં ફેરવાઈ ગયો હતો. જેથી તેણીએ જહાંગીર પાછળનું જાસુસપણું પડતું મેલી ત્યાંથી રૂખસદ લેવાનો વીચાર કીધો.

પણ દીનુ દાવરે તેણીને જવા દીધી નહીં. “અરે બેસ બેસ, હમણાં તે કયાં જાય! જઇ જઇને ઘેરેજ જવાનું કેની. તું મારે ત્યાં કયાં દરરોજ આવેછ વાસ્તે આજનો દહાડો અહીંજ રહી જા, આપણે રાતે સાથે જમશું અને પછી કાલે સવારે તારે ઘેર તું સુખે સીધારજે.”

અરનવાજે બચ્ચાંઓનો વાંધો બતાવ્યો. પણ દીનુએ તેનો ફડચો એવી રીતે કીધો કે તારો જહાંગીર સાંજેસાંજ પુને જઈ પુગશે, અને એક રાત છોકરાંઓને સંભાળી લેશે. તારા વગર કોઈ ધાવતું બચ્ચુ થોડુંજ ત્યાં રડવાનું હતું.

અરનવાજ ખરેખરી ઉલટથી ત્યાં રહેવાને તો રાજી નહીંજ થઈ પણ જહાંગીર સાંજે જરૂર પુને જશે માટે આજની રાત હું અહીં રહી જાઉં

તો કાંઇ અડચણ જેવું નથી એમ વીચારી તેણીએ પોતાની સહીની માંગણી મંજુર કીધી.

"અરનવાજ, તારા ભેજાંમાથી તારા વર વીષેના વાહીયાત વીચારો કહાડી નાંખ! મોહડું ધોઇને બાલ સરખા બાંધી લે. હમનાં પાંચ વાગશે, આપણે જરા દરીયા તરફ ફરવા જઇયે."

ચાહેનાં કપ સાથે ગરમા ગરમ પોપટજીને ઇનસાફ આપી તે બન્ને જવાન સહીઓ માહીમનાં દરીયા કીનારાપર હસ્તે ચેહેરે તરેહવાર વાતચીત કરતી ફરવા ગઇ.

## પ્રકરણ ૩૭ મું.

## સરજતનો એક સંજોગ–માહીમના દરીયા કીનારાપર એક રમુજી "ફાર્સ"

( દોહરા )

લલાટ કેરા લેખનું, બંધન સૌ પર હોય;
મોત મલ્યું મનસુરને, કહયું 'અનલ–હક' તોય.
એક પિતાની દીકરી, એકજ કુળની નાર;
લલાટ કેરા લેખથી, ચિત્રો દાખે ચાર.

( દીલજાન. )

સંસારમાં કેટલીક વાર કુદરત એવા કઢંગા સંજોગ લાવી મેલે છે કે ઇનસાનની અક્કલ ત્યાં કામ કરી શકતી નથી. આપણી અધીરી અરનવાજ પોતાના પતીની પારધે પડી, પુનેથી માહીમ સુધી તે કયાં જાય છે અને શું કરે છે તે જોવા સારૂં દોડી આવી, એ તેણીનું પગલું એક મોહરદાર તરીકે કેવું નબોળું અને નાલાયક હતું તે ઉપર ખાસ નુકતેચીની કરવાની કાંઈ જરૂર નથી. જે ધણીઆણી પોતાના ધણીને માટે અવીશવાસ રાખે, તેણી બીજાંઓ ઉપર કેવી રીતે વીશવાસ ધરાવે એ સમજવાનું મુસ્કેલ નથી. જહાંગીર મેહરબાનુ મુગામોદીને મળવા માટે માહીમ ગયા છે એવો ભેદ તેનાં ખીસામાંથી પડી ગયલાં કાગલ પરથી પામી જઇ, તેની પુઠે દોડી આવેલી આ અધીરી અબળા પોતાની સહી દીનબાય દાવરને ત્યાં ઉતરી તો ખરી, પણ તેણી જે ઉમેદ રાખતી હતી તેથી ઉલટીજ રીતે દીનુ દાવરે તેણીના વહેમી વીચારોને હસી કહાડીને તોડી પાડયાથી તે ઘણી નાઉમેદ બની ગઈ. અરનવાજને એવી વકી હતી કે જહાંગીરની પારધ પકડવાનાં કામમાં દીનુ તેને દીલજાન

મદદ કરશે અને કામ પડશે તો ખુદ મહેરબાનુ મુગામોદીનાં મકાન સુધી તેની જોડે લડવા સારૂં સાથે આવશે. પણ દીનમાય દાવરે તો પહેલેજ તડાકે એક ઘાનાં બે કડકા કરી આપેલા હોવાથી અરનવાજની તે ઉમેદ બર આવી નહીં. જ્યારે દીનુ તેને દરયા કીનારે ફરવા લઈ ગઈ ત્યારે અરનવાજ પોતાના મન સાથ એટલી બબડી કે 'મારો આજનો ફેરો ફોકટ ગયો—એવું જાણુતે તો હું પુનેથી અહીં સુધી નાહક ધકો નહીં ખાતે! દીનુનાં વીચારો પાધરા નહીં હોવાથી જેહાંગીરનો ગનો સુનો મને આજે જડે એમ જણાતું નથી. ચાલો મરજી ખુદાની. પેલી મુગામોદીની મહેરીનાં નસીબ હજી ઘણાં ચહડતાં હોવાં જોઇયે, કે મારૂં ધારેલું બનતું નથી." એવો મન સાથ છુપ્પો અફસોસ કરી અરનવાજ દીનુ દાવર સાથ દરયા કીનારે ફરવા ગઈ હતી. તેઓ દરયે કીનારે ધીમે કદમે ફરતાં ફરતાં અને તરેહવાર વાતચીત કરતાં પ્રથમ ઉતર તરફ ગયાં. તેઓ ઘણાં લાંબે છેટે ગયાં હતાં, કે જ્યાંથી સુરજ અસ્ત પામવા આવેલો હોવાથી તેઓ પાછાં દક્ષીણ તરફ ફરયાં. આ વખતે તેઓ લગાર ઝડપુ કદમે ચાલતાં હતાં. માહીમનાં દરીયા કીનારાની બરાબર અધવચમાં આવી લાગતાં અરનવાજની નજર સામે દુરથી આવતાં બે માણસો ઉપર પડી. સુરજ તરતનોજ અસ્ત થયલો હોવાથી સમી સાંજનો પ્રકાશ હજી ચોતરફ ફેલાયલો હતો. તે બન્ને સહીઓ દરીયા કીનારાના બરાબર મધ્ય ભાગમાં એકસરખી આગળ વધતી હતી, અને તેજ રીતે સામેથી કોઈ જવાન પારસી જોડું ધીમા કદમે બરાબર તેમનીજ સીધી હારમાં સામેથી તેઓ તરફ આવતું જણાતું હતું.

"દીનુ, આએ સામેથી કોણુ આવેછ? કોઇ પારસી માટી બૈયર જેવાં દીસેછ નહીં?" અરનવાજે પુછયું.

દીનુ દાવર જેણીનું ધ્યાન આજુબાજુના દેખાવો કરતાં અરનવાજ સાથ ચાલતી વાતચીતમાં વીશેષ હતું, તેણીએ સામે નજર કરી જવાબ આપ્યો. "હા, કોઇ બે જણાં આવેછ ખરાં, પણ હું ઓલખતી નથી કે કોણુ છે." તેણીએ કાંઇક બેપરવાઇથી જવાબ દીધો.

"પેલાંજ નેકનામો તો નહીં હોય દીનમાય?" અરનવાજે અટકળ કીધી.

"તું ગાંડી તો નથી થઈ અરનવાજ! તે લોકો અહીં કયાંથી આવવાનાં હતાં" તેણીએ લગાર ચીચવાઇને કહયું. "વારૂં, નહીં કરતાંને ફરવા બી આવે તો તેમાં તારૂં શું નખોદ વળી જવાનું હતું? આજના સુધરેલા વખતમાં જાહેરમાં ફરવું હરવું એ તો છુટાપણાંનો પહેલો પાયો છે. જેઓ વહેમી વીચારનાં હોય છે તેઓજ તેને વખોડી કાઢે છે. ચાલ એવા એવા ખખારા છોડી દે, ને આપણી અસલ વાત પર આવ. તું આજ સુધીમાં કેટલા દીકરા દીકરીની માય થઇછ અરનવાજ!"

"મને ત્રણ છોકરાં છે."

"તેમાં છોકરા કેટલા ને છોકરી કેટલી?"

"એક છોકરી ને બે છોકરા."

"ખુદા સલામત રાખે!" દીનામાય દાવરે જવાબ દીધો.

"એ નાનાં ગુલગુલ્યાંઓથી તુંને ઘણી ગમત મળતી હશે?"

"હરવાયારે એ દુકતાંઓ! એ મુઇ અબજારથી તો મારો જીવ દુ:ખી દુ:ખી થઇ ગીયોછ." અરનવાજે ઉભરો કહાડી પોતાનાં બચ્ચાંઓ તરફ પોતે કેવી મીઠી મોહબત ધરાવતી હતી તેનો પુરાવો આપતાં કહયું.

"અરનવાજ, અરનવાજ, એ તું બકેછ? તારાં પેટનાં ફરજંદોને તું એવી રીતે હીણેછ તો બીજાંઓ તરફ તું કેવી રીતે માન બતાવશે? વાય, વાય, એ તે શું કહેવાય!"

"એ હેત ને પ્રીત બધું. દીનમાય, જેને ધણીનું સુખ હોય, તેને દુન્યાનું સુખ હોય." અરનવાજે વળી પાછા બખાલા કહાડયા. "જેને ધણીનું સુખ નહીં, તેને દુન્યાનું સુખ નહીં. એ મુવાં બચ્ચાંઓબી અત્યારથીજ બાપની અસરપર પડયાંછ. બાપનું લાગેછ તેટલું માયનું તે લોકને ક્યાં લાગેછ?"

"અફસોસ, અનરવાજ, બચ્ચાંઓ તરફની તારી એવી કઠોરતા જોઇ બેવડું લાગી આવેછ. મા અને બાપ કાંઇ જુદાં હોતાં નથી. બચ્ચાંઓ જે બેદરકાર થાય તો તે માય કે બાપની બેપરવાઇ વીના બનતું નથી. તું ફરીયાદ કરેછ કે તારાં બચ્ચાંઓ તેમના બાપપર પડયાંછ. ઘડીભર કબુલ કીધું કે તેમબી હોય, પણ એક સગી માવતર તરીકે તારી ફરજો જો તેં સંપુર્ણ રીતે બજાવી હતે, તો તારાં બચ્ચાં તારા વીચારની વીરૂધ કદી જઇ શકતે નહીં. એક માતા તરીકેની તારી ગેરલાયકાત જો કોઇબી અચુક આકારમાં સાબુત કરી શકે તો તારાં બચ્ચાં છે. તું પોતેજ તારે મોહડે કબુલ કરેછ કે તારાં બચ્ચાંઓ તારા હોકમમાં નથી, એજ તારી નબલાઇ દેખાડી આપેછ. જે માતાને તેનાં ફરજંદો માન નહીં આપે તે માતાએ પોતાને માવતર ગણવા માટે શરમાવું જોઇએ. એક બાપ બચ્ચાંનો જનમ આપનાર કેહવાય, પણ એક મા બચ્ચાંની શીક્ષકની માનભરી પદવી ભોગવેછ. સંસારમાં બાપ કરતાં માની ફરજ વધુ છે. એક બચ્ચાંનું ભવીશ્ય તેની માતાની સમજદારીપર લટકેલું રહે છે. તું તારાં બચ્ચાં તરફ બેદરકાર હોય, તો તારાં બચ્ચાં તારી તરફ બેદરકાર બને એ કુદરતી છે. અરનવાજ, ઘણાં અફસોસ સાથ આજે મેં જોઇ લીધું છે કે તારો પરણેલો સંસાર સુખી નથી. ખુદ તારા પોતાના મુખુનો પરથીજ પુરવાર થાયછ કે તારો સંસાર સુખી નથી તેમાં વાંક બીજાં કોઇનો નહીં પણ તારોજ છે."

"મારો વાંક! દીનુ—દીનુ, જે ચીજમાં તું સમજે નહીં, તેમાં વગર વીચારે મત આપી મારૂં દીલ નાહક કાંય દુ:ખવેછ વારૂ?"

અરનવાજ લગાર નરમાસથી તથા લગાર ચીચવાટનાં બેગાં મનથી બોલી. "મારા સંસારની ખરી હાલતથી તું વાકેફ થઇ છે કયાં, જે વગર સમજે તું તારૂં મત આપવા નીકલીછ ? તારો ધણી તારી સાથ સારી ચાલ ચલાવતો હશે તેથી તું એમ સમજેછ કે દુન્યામાં બધીજ મોહરદારો તારી માફક સુખી હશે, પણ મારા ધણીએ મારી સાથ કેવી બેવફાઇ ભરેલી ચાલ ચલાવા માંડીછ તે જો તું નજરોનજર જોય તો ખચીત તારા એવા મતમાં એકદમ મોટો ઘટાડો થઇ જાય."

"ત્યારે શું અરનવાજ તારો ખાવીંદ જહાંગીર જીજીશેઠ એટલો બધો ખરાબ છે ?" દીનામાય દાવરે અરનવાજને ફરી ફરીથી પોતાના ખાવીંદ વીરૂધ ઘણી સખ્ત લાગણીથી બોલતી સાંભલી પુછયું. પણ તેણીનું આ પુછવું એવા કકોકટ સંજોગે થવા પામ્યું હતું કે તેજ પળે તેમની પડોશમાંથી સામેથી આવતું જવાન જોડું પસાર થયું અને દીનુનાં મુખમાંથી નીકળેલો ઉપલો વાકય પેલા જવાને સાબુત સાંભલ્યો.

તે વાકય સાંભલતાં વાર પેલો જવાન જેણે પોતાની બાનુ સાથીનો હાથ પોતાનાં હાથમાં પકડેલો હતો, તે છોડી દઇ એકદમ ચમકીને ત્યાં ઉભો રહી ગયો અને તેજ પળે બીજી તરફ તેવીજ સ્થીતી અરનવાજની થઇ પડી !

"ઓ ! એ કોણ ? એ તો મારો જહાંગીર છે ! ઓ દીનુ-દીનુ જો ! જો ! તું જેની યાદ કરેછ તેજ સામે આવી ઉભો છે. અરે ! હવે તુંજ કેહે કે મારી દેખતી આંખે એવો દુઃખદાયક દેખાવ હું કેમ દેખી શકું ?" અરનવાજ અદેખાઇનાં આવેશમાં મોટેથી બોલી પડી.

"ઓ ! એ કોણ ? અરનવાજ ! અરે ! તું અહીં કયાંથી ?" પેલો જવાન અહસ્થ જે કોઇજ નહીં પણ જહાંગીર જીજીશેઠ હતો, અને મુબામોદીની મેહરાં સાથ માહીમને દરીયે કીનારે તે શીતલ સાંજે ફરવા નીકલ્યો હતો, તે અચબુચ પોતાની મોહરદારનો સાહદ સાંભલી એકદમ ચમકી આગલ આવી, તેણીનાં ચેહરા તરફ વાંકો વળી, તે બોલનાર બાનુ તેની મોહરદાર અરનવાજ પોતેજ છે કે નહીં તે ફરી ફરીથી ખાત્રીપુર્વક રીતે નકકી કરવા માટે ભારે ગભરાટથી જોવા લાગ્યો.

"કેમ જહાંગીરજી શેઠ, કેમ છેઓજી ? અહીં ટીકીટીકીને કોણુને જુઓછ ?" અરનવાજે તુરતજ અણકા કીધા. "હું અહીં મેહમની રહીશ નથી, એટલે તમે મને ઓલખી શકશો નહીં. જી, હું તો પુનેની રેહવાસણ છું અને ત્યાંની સખારામ સ્ટ્રીટમાં રેહતા મી૦ જહાંગીરજી જમશેદજી જીજીશેઠ નામનાં એક જવાન પારસીની મોહરદાર થાઉંછજી. કેમ જી, કાંઇ હોકમ, કાંઇ ફરમાસ છે !"

જહાંગીરને વીજલીનો એક ઝટકો લાગ્યો હોય તે મીસાલ દાંતમાં જીભ કરડી તે 'અરરરરરરરર ! એ શું મોહકાંણુ થઈ?' એમ મન સાથ બબડતો ત્રણ ચાર કદમ પાછલ હઠી ગીયો. તેને સ્વપને પણ વકી નહીં હતી કે આજે અરનવાજ અહીં દેખાવ દેશે. તેની બાનુ સાથી મેહેરબાનુ મુગામોદી પણ અરનવાજનું ઉપલું ટકોરબાજ બોલવું સાંભળી ગભરાઇ ગઇ. કારણ કે તેણીનો ખવાસ કેવો વઢકણો હતો તેનો ખ્યાલ પુના ખાતે તેણીની મુલાકાત દરમ્યાન અચ્છી રીતે મલી શકયો હતો !

દીનામાય દાવર તો આ નહીં ધારેલો ફારસ જોઇ અચરતીથી દંગ થઇ ગઇ. તેણીને સમજ નહીં પડયું કે હવે શું કરવું ? જહાંગીર જહાંગીરની જગ્યાપર, અરનવાજ અરનવાજને ઠેકાણે, અને મેહરબાનુ મેહરબાનુના માર્ગપર જાણે એક પુતલાં મીસાલ ચીટકીને ઉભાં હોય તેમ તે ત્રણે જણાં એકમેકને ડોળા કહાડીને જોવા લાગ્યાં.

દીનુ દાવર ઘડીમાં અરનવાજને, ઘડીમાં જહાંગીરને, તો ઘડીમાં મેહરબાનુનું મોહ જોતી, અને હેરતથી આંગળાં દાતમાં પકડી ત્યાંજ ઉભી રહી ગઇ !

## પ્રકરણ ૩૮ મું.

## મેહરાં અને અરનવાજ વચ્ચે તડાતડી.

### દોહરો.

સુખ–દુઃખ આ સંસારમાં, છે સરજત સંજોગ;
દુઃખ દેખે છે તે જનો, ભવમાં જેનાં ભોગ.

(દીલજાન.)

જો કે જાંહાંગીર જીજીશેઠ અને મહેરબાનુ મુગામોદીને માહીમના કીનારા પર એકલાં ફરવા આવવા માટે શરમાવા જેવું કશું હતું નહીં, તોપણ અચણુચ અને નહીં ધારેલી રીતે અરનવાજને એકાએક અહીં આવી ઉભેલી જોવાથી, કુદરતી રીતે જહાંગીરનાં દીલમાંથી ગભરાટનો એક ઝટકો વીજલીને વેગે પસાર થઇ જાય એ તમામ બનવાજોગ હતું. જહાંગીરનું દીલ પાક હતું, તેની નૈયત નેક હતી, અરનવાજ જેમ ધારતી હતી તેમ મેહરબાનુ મુગામોદી સાથ તેને ગેરરીતનો સેજબી સબંધ હતો નહીં. જેમ તે દીલનો પાક હતો, તેમ તે વીધવા બાનુ પણ સાફ દાનત ધરાવતી હતી. અરનવાજની વેહેમી આંખ્યોએ "કમલો થાય તેને પીળું દેખાય" તેમ વજુદ વગરના વાહીયાત ખ્યાલોને વશ થઇને જે કાંઇ ખરૂં ખોટું માની લીધું તે એટલી હદ સુધી બેવજુદ હતું કે તેણીની જગ્યાપર કોઇ ખરેખરી સમજદાર અને સહનશીલ અબળા હતે તો પોતાનાં દીલને એવી રીતે નાહક હરગીજ દુઃખી કરતે નહીં.

"ઓલ્લો ! એ કોણ મેહેરબાનુ મુગામોદી કે ? માફ કરજો હું, મેહરાં, મે તમુંને પહેલાં બરાબર ઓળખ્યાં નહીં." જહાંગીર અને અરનવાજ સામસામે થઇ જતાં પરસપર ડઘાઇને એકમેકને જોવા પડયાં, તે સમયે થોડીક પલ વીત્યા પછી દીનામાય દાવરે મહેરબાનુ મુગામોદી તરફ આગલ વધી, જાણે તેને પહેલ વહેલીજ જોઇ હોય તેવો દેખાવ કરી પુછ્યું. "હું તો મકું જે આએ કોઇ જવાન ગ્રહસ્થ સાથે કોઇ અંજાણા બાનુ ફરવા આયાંચ, પણ અહીં તો તમે દેખું !"

મહેરાં સમજી ગેઇ કે દીનામાય દાવરે જાણી જોઇને તેને સાબુત તાણો મારયો છે, અને એવા તાણાની તેણી સેજબી દરકાર કરે તેવી ન હતી. તેણીનું અંતઃકરણ અંદરખાનેથી સાફ હોવાથી દુન્યા તેણીની જાહેર વર્તણુકનો ગમે તે અર્થ કરે, તેની તેને જરાએ પરવાહ ન હતી. મહેરબાનુ મુગામોદીને દીનુ દાવર સાથ લાંબા વખતની ઓળખ પીછાણ હતી, પણ એકજ ઠેકાણે રહેવા છતાં તેઓ કોઇ કોઇ વારજ મળતાં ભેટતાં હતાં. એનું કારણ એ હતું કે તે બન્ને વચે સહીયરપણાનાં નાતાં જેવું કશું હતું નહીં. તેઓ માત્ર એકમેકને પીછાણતાં હતાં, અને જયારે સાથે મળતાં ત્યારે હસી બોલીને સારી રીતે વાતચીત કરતાં હતાં.

"હાજી, હું મહેરાં છેઉં, કેમ દીનામાય તમે મારા કરતાં વધુ જુવાન હોવા છતાં તમારી આંખ અત્યારથીજ નબળી પડીછ કે કેમ ? કોઇ સારા આંખના સ્પેસ્યાલીસ્ટને બતાવતાં કેમ નથી ?"

મહેરાંનો આ માર્મીક જવાબ સાંભલી દીનુ દાવર હવે પામી ગઇ કે મારા ટીકા એને રૂચ્યા નથી, જેથી એણે સીફતથી મારી આંખ ઉપર ઉભરો કહાડયોછ એમ વીચારી જવાબ આપ્યો:

"ઓ નહીં, મહેરબાનુ તમે ભુલોછ. ખુદાની બક્ષેશથી મારી આંખોની રોશની જરા બી ઘટી નથી, પણ તમેજ જોશો કે સાંજનાં ઝઝકલાં વચ્ચે ગમે તેવી તીક્ષણ આંખ પોતાના દેખાવને પુરતો ઇનસાફ આપી શકે નહીં. હું અહીં લગભગ દરરોજ ફરવા આઉંછ, પણ મેં કોઇબી દહાડે તમને અહીં આવતાં નહીં જોયલાં હોવાથી આજે એકાએક જોઇને મને ઘણી અચરતી ઉપજીછ. તમારી સાથના એ ગ્રહસ્થ કોણ છે બહેન ?"

મેહેરાંને આ સવાલનો જવાબ આપવો વગર શકે ઘણો ભારી પડી ગયો. તેણીને વધારે વસમું એટલા માટે લાગ્યું કે દીનુ દાવરે પુછેલો આ સવાલ ખુદ અરનવાજની હાજરીમાં પુછાયો હતો, જેથી તેણી શું જવાબ આપે છે, તે સાંભળવાને તે વેહેમી અને અધીરી ઓરત પણ ઇંતેજાર ઉભી હતી. મેહરબાનુ મુગામોદીને દાવરની દીનામાયે કીધેલો આ પેચદાર ફાંકડો સવાલ અરનવાજને ઘણોજ ગમ્યો. કારણ કે હવે તેણી તે સવાલનો શું જવાબ આપે છે તે સાંભળવાને તેણીને કુદરતી રીતે અધીરાઇ ઉપજવા પામી હતી.

"શું તમે આએ ગ્રહસ્થને નથી ઓળખતાં ?" મહેરબાનુ મુગામોદીએ દીનુને સામો સવાલ કીધો.

"જી, નહીં, હું એવણુને પીછાણુતી નથી. મેં આએ જવાન ગ્રહસ્થને આજેજ પેહેલવેહેલા જોયાછ."

"કેવું અજાયબ જેવું ! જે ગ્રહસ્થની મોહદાર સાથ તમે છુટથી ફરી હરી શકો એટલી બધી મીત્રતા ધરાવોછ, તેજ મોહરદારના ભરથારને તમે બીલકુલ ઓળખતાં નથી, એ વાત શું તાજુબી ભરેલી નથી ?" મેહરબાનુ મુગામોદીએ દીનામાય દાવરને પેચમાં લેવા ચાહી.

પણુ દીનુ દાવર કાંઇ કાચી ન હતી. મહેરાંના દરેક સવાલના તેણી એવા દાવકા જવાબો આપતી હતી, કે તે સાંભળી અરનવાજને એક છુપી થંડક થતી હતી.

"કેવું અજબ જેવું !" મેહરાંનો છેલ્લો જવાબ સાંભળી દીનામાય દાવર ઝટ બોલી પડી "જે મોહરદારના ભરથાર તમે છુટથી ફરી હરી શકો એટલી બધી મીત્રતા ધરાવોછ, તેજ ભરથારની મોહરદારને તમે બીલકુલ ઓળખતાં નથી એ શું તમારે માટે અજાયબી ભરેલું નથી ?"

"એ બધા સરજતના સંજોગો છે, દીનામાય. તમારા ધણી સાથ મને પીછાન હોય, તેથી તમારી સાથ હોવીજ જોઇયે એમ નથી. ભાઈ જહાંગીરને હું વરસોથી ઓળખુંછ, પણુ બેહન અરનવાજને મેં કમનસીબે પેહલવેહલાં પરમ દીનેજ પુનામાં જોયાંછ એબી સરજતનો સંજોગ કે કાંઇ બીજું ?"

"બરાબર છે દીનામાય, એવણુ કેહછ તે ખરૂં છે. મેંબી એવણુન માહીમના દરીયા કીનારાપર મારા ધણી સાથ આજેજ પહેલ વહેલાં ફરતાં જોયાંછ, એ બી કીસમતની કરામત કે કાંઇ બીજું ?" દીનામાય મહેરાંને કાંઇ જવાબ આપે તે આગમચ અધીરી અરનવાજે પોતાનાં અંગત ઝનુનના જોશમાં એક સાબુત ઠપકો આપ્યો.

"એ જહાંગીર ? જહાંગીર ? જોયા કે તમારી ધણીઆણીના આ ઢંગ ! એવણુ શું બોલેછ તે સમજોછ કે ?" મહેરાંએ જહાંગીરનું ધ્યાન ખેંચ્યું "તમે ને હું અહીં સાથે ફરવા આયાં એ તમારાં અરનવાજને રૂચતું હોય તેમ લાગતું નથી."

"ખચીત નહીં, એક મુકીને એક લાખ વખત મને રૂચતું નથી." મહેરાંનાં છેલ્લા ટીકા સાંભળી અરનવાજે એકદમ મોટેથી તરારો કીધો. "એક પરણેલો ધણી, પોતની પરણેતરને પડતી મુકી, બીજી પારકી અને નફકરી નારી સાથે ભમતો કે ભટકતો ફરે એ શું શરમભરેલું નથી ?"

અરનવાજને છેડાઇ પડેલી જોઇ ગરીબ બીચારો જહાંગીર તો ઠંડોજ થઇ રહ્યો. તેની મોહરદારે વાપરેલો છેલ્લો વાકય કોઇ બીજા

ભરચારે સાંભળયો હતે, તો તેનું પરીણામ શું આવતે તે વીચારવું મુશ્કેલ નથી, પણ નમ્ર ખવાસનો અને નરમ માવાનો જહાંગીર અરનવાજના તે સખત ટીકાને સહન કરી ગયો.

"એમાં શરમાવા જેવું શું છે, અરનવાજ ? તમે એટલા બધા સખત ટીકા શું કામ કરોછો બહેન ? અબલા જાતીનાં છુટાપણાંનો અને સંસાર સુધારાનો તમુને ઝાંખો ખ્યાલબી હોય એમ હું ધારતી નથી." મુગામોદીની મહેરબાનુ હવે ઉખડી. "જો તેના ઝાંખો ખ્યાલ બી તમુને હતે તો તમે આવાં દીલ દુખવનારાં વેણ કદીબી વાપરતે નહી. તમે ધારોછ તેટલી હું નફકરી નારી નથી. મારા વખતને હું ઘણો કીમતી સમજુંછ અને તેવીજ રીતે હું તેનો ઉપ્યોગ કરૂંછ. તમારા ધણી સાથ જાહેર રીતે ફરવા આવવામાં મેં જો કાંઇ ગુનાહ કીધો હોય, તો મારી આગમચ એવી સ્વતંત્ર રીતે ફરનારી, દુન્યાંની લાખો બલ્કે કરોડો સ્ત્રીઓ ગુનેહગાર ગણાવી જોઇયે."

"હવે બસ—બસ. હવે ઘણી લાહેરી ના કર મહેરાં. આજે જ્યારે તું આબુત સપડાઇ ગેઇચ, ત્યારે પાછળથી એવાં હીલ્લાંબીલ્લાં કહાડવાથી મારાં મન ઉપર કશી અસર થશે નહીં. તું જાણતી હશે કે હું તને ઓળખતી નથી પણ હું તુને પુરેપુરી ઓળખુંછ. હું તારી બધી બાતમીઓ રાખુંછ. મારા ધણી સાથની તારી છુપી હીલચાલો કેટલી ગંભીર હદ સુધી પોહોંચી ગઇ છે તે મારેથી હવે અંજાણી નથી. તું પરમ દીને પુને આવી ગઇ, ત્યાં જહાંગીર સાથ તારો મેલાપ થયો નહીં, ત્યારે માહીમથી પુને વેર કાગળ લખી 'ઘણાંજ જરૂરી કામ'નાં બહાનાં હેઠળ તેં આજે એવણુને આહીં બોલાવ્યા, તે જરૂરી કામ આજે આય દરીયા કીનારાપર સેહલ મારવાનુંજ કેની ? અરે છોકરી, છોકરી, તું કોણુને છેતરવા આવીછ, તું કોણુની પાસ પાન સમારેછ ? હું તો મારૂં મોત બી ચેતશ, સમજી ? હવે પકડાઇ ત્યારે નાકે જીભ ના લગાર. નહી તો મારે મોહડેથી કાંઇ વધુ સમજશે."

અરનવાજ ઉપલું બોલતાં બોલતાં મેહેરાંપર એવી ઉશકેરાઇને છેડાઇ પડી કે તે નીરદોષ અબલાને પોતાના બચાવમાં બોલવું ઘણુંજ મુશ્કેલ થઇ પડયું. તેણીએ જોઇ લીધું કે અરનવાજ એક અભણ સ્ત્રી હતી અને અભણ માણુસોપર અસર ઉપજાવવી એ લોખંડના પહાડમાં ખીલો ઠોકવાની કોશેષ કીધા બરાબર છે. જહાંગીર અને દીનાબાયની સમક્ષ અરનવાજે મેહરાંને આપેલું આ અપમાન, તે સદગુણી સુંદરીને મોત સમાન થઇ પડવા છતાં, અરનવાજ જેવી અભણ સ્ત્રીથી ઇન્સાફ ઇચ્છવાની ઉમેદ રાખવી એ વાંઝણી ગાયથી દુધ મેળવવાની ઉમેદ રાખવા બરાબર તેણીને લાગ્યું. જેથી તે કેળવાયલી સ્ત્રી તુરતજ ડહાપણ વાપરી એકદમ ચુપ થઇ ગઇ—ચુપકીદી પકડવામાંજ તેણીએ પોતાની શોભા વીચારી.

જહાંગીર જીજીશેડ તો અરનવાજને જોવા બરાબર એવો દીગમુઢ થઇ ગયો હતો. કે દીનાબાય દાવર, મેહેરબાનુ મુગામોદી અને અરનવાજ વચ્ચે ચાલેલી તીખી તકરાર દરમ્યાન તે એક બોલ પણ બોલી શકયો નહીં. અરનવાજ નહીં ધારેલી અને નહીં વકી રાખેલી એકાએક મહેમમાં કયાંથી ફુટી નીકલી એ તેની આજની મોટામાં મોટી અજાયબી હતી. જહાંગીર ઘર છોડીને જયારેબી બાહર જતો, ત્યારે અરનવાજ બચ્ચાંઓને છોડી કદી બહાર નીકલતી ન હતી. પણ આજે જહાંગીરની નજરે તેથી ઉલટાજ મામલાએ દેખાવ દીધો. જો કે તેનું અંતઃકરણ સાફ હતું, તે છતાં મહેરબાનુ મુગામોદી સાથ દરીયે કીનારે ફરતાં તેની વહેમી બાઇડીએ તેને નજરો નજર જોવાથી તેણીના વહેમો ઓછા થવાને બદલે ઓર બી વધતા થશે, ને વલી પાછું દીવસો સુધી ઘરમાં તોફાન જાગશે એ ખ્યાલે તે બાપડા ભલા અને ભલા ભરથારને નવી આપદામાં લાવી નાંખ્યો. તેણે અરનવાજને સહેજ પણ કોહુ આપવામાં સાર જોયો નહીં કારણ કે તે જાણતો હતો કે તેણી એકવાર ઉશકેરાયા પછી ધરતાં ધરાતી નથી.

મહેરબાનુ ચુપ થઇ જવાથી અરનવાજ પોતાની ફત્તેહ થયલી ધારી અંદરખાનેથી ખુશી થઇ. વલી મહેરાં સાથની તેણીની આટલી બધી તણપાંચ છતાં જહાંગીર મહેરાં તરફથી બોલવા નહીં નીકલ્યો એ તેણીને વધુ ગમ્યું. જો જહાંગીર તેવી કાંઇ નાદાની વાપરતે, તો વગર શકે તે આગમાં તેલ નાંખવા બરાબર થઇ પડતે.

પણ એટલું છતાં, જહાંગીર અને મહેરાંએ અસાધારણ નરમાસ બતાવવા છતાં, તે બન્નેને સાથે ફરવા આવેલાં જોઇ અરનવાજનાં વહેમી ભેજાં ઉપર જે છાપ પડવા પામ્યો હતો, તે ઓછો ગંભીર નહીં હતો. અરનવાજને તે દેખાવ જોઇ ઘણુંજ દુઃખ લાગ્યું અને હવે મહેરાંએ જવાબ આપવાના બંધ કીધેલા હોવાથી તેણીએ ફફડેલી હાલતમાં દીનુ દાવરને કહયું. "લે ચાલ, દીનુ, મારે જે ફારસ જોવાનો હતો તે હું જોઇ ચુકીછ. એ લોકો ઘણાં નાકે જીભ લગાડતાં હતાં, તે આબાદ સપડાયાથી આપ મેલે નીચાં પડયાંચ. મને બી એટલુંજ જોઇતું હતું. બસ ચાલ હવે આએ કંગાલ જગ્યામાં હું વધુ વાર ઉભી રહેવા ઇચ્છતી નથી." એમ બોલી અરનવાજે દીનુ દાવરનો હાથ પકડી તેણીને જોરથી ખેંચતાં એકદમ ઝડપુ કદમે ભારે ગુસ્સા સહીત ચાલવા માંડયું.

તેમને જતાં જોઇ મહેરાં અને જહાંગીર એકમેકનું કોહું ભોપતાં થોડી પલ ચુપચુપ સાવજ જેવાં ઉભાં રહયાં. તેઓએ શું બોલવું તે થોડીક મીનીટ સુધી તેમને કાંઇ સુઝ પડયું નહીં !

## પ્રકરણ ૩૯ મું.

## "મારા પરણેલા સંસારને આજથી હું 'છેલ્લી સલામ' કરવા માંગુછ."

(દોહરા.)

સાત વેંતના સર્વજન, કિમ્મત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હુંડાના, અંક પ્રમાણે મુલ્ય.
વગર બુદ્ધિએ જોરથી, થતું હોત જો કાજ;
વાઘ, વરૂં ને વાંદરા, કરત જગતમાં રાજ.

(કવીશ્વર દલપતરામ.)

અરનવાજ હવે ધરેલી ધરાઇ નહીં. પોતાના ધણીને માટે તેણીને જે વેહમ હતો, તે વેહમ મુજબ તેણીએ માહીમના દરીયા કીનારાપર મુગામોદીની મેહરાં સાથે ફરતો તેને આબાદ પકડી પાડી, તેમાં જાણે પોતાની કેવીએક જીત થઇ હોય તેમ તે અધીરી અબલા અસાધારણ હદ સુધી ઉશકેરાઇ ગઇ.

દીનામાય દાવર સાથ તેણીને ઘરે પોંહચતાંજ, અરનવાજ, જેણી તે દીવસે રાત્રે દીનુને ત્યાં પહરોણી રેહવા કબુલ કરી ચુકી કતી, તે બધું ભુલી જઇ તેણીએ તુરતાતુરત ત્યાંથી પુને જવા માંગ્યું. આ વખતે સાંજનો વખત હોવાથી અને દીનુનો ખાવીંદ પોતે પણ ઓફીસમાંથી ઘેરે આવેલો હોવાથી, તે બંને ધણી ધણીઆણીએ ઘણું ઘણું સમજાવવા છતાં, અરનવાજે તે રાત્રે દીનુને ત્યાં રેહવાની નાંજ પાડી.

"નહીં, હવે મારેથી નહીં રેહવાય. આજના દેખાવે મારૂં દીલ એટલું બધું દુઃખી કીધુંચ કે હવે હું જેટલી જલદી જવશ તેટલું ફાયદા ભરેલું છે." તેણી બહુ ઉશકેરાઇ જઇ બોલી. "જોયું કેની હું જે કાંઇ કેહતી હતી તેને તું હસી કહાડતી હતી, પણ હવે તારી ખાત્રી થઇ દીનુ ? પરણેલી બઇરીને પડતી મુકી મારો ધણી પારકી બઇરીઓ સાથ મોજ મારે એ મારેથી કેમ સાંખી શકાય ! અરે ! તે હું દેખતે ડોળે કેમ દેખી શકું ! એવા બેવફા ભરથારોને શું સજા કરવી જોઇએ તે હું સમજી શકતી નથી."

"સબર કર, અરનવાજ, તું તો હવે આજે છેકજ ફાસ્ટ જાયછ." દીનું દાવરે પોતાની સહીને ધમકાવી કહાડી. "તારૂં બોલવું ઘણું સહરાગતી ભરેલું ને કાગનો વાઘ કરનારૂં છે. જો તારી જગ્યાપર હું હોઉં, તો હું તારા જેવી વેહમી હરગીજ બનું નહીં. હું કબુલ કરૂં છ કે છુટાપણાનો ઉપયોગ દરેક જણે હદમાં કરવો જોઇયે. હવે તારા બાબમાં આપણે જે દેખાવ દરીયે કીનારે જોયો, તેને હું એટલો બધો ગંભીર ગણુતી નથી,

કે જેટલો તું ગણેછ. તારો ભરથાર મેહરબાનુ મુગામોદી જેવી એક પારકી ઓરત સાથે દરીયા કીનારા જેવી એક જાહેર જગ્યા ઉપર જાહેર રીતે ફરવા આયો, તે ઉપરથી શું એમ માની લેવાય કે તે તને બેવફા થાય છે? તું જે જાતની વેહમી નજરથી તારા ધણીને જોયછ, તેને સેજબી ટેકો આપે એવો મામલો મારી નજરે પડયો નથી. આજના સુધારા વધારાના જમાનામાં પરસપરની ઓલખ પીછાન ધરાવનાર બાનુઓ અને ગ્રહસ્થો, જયાં ગમે ત્યાં છુટથી ફરહર કરી શકે છે તે શું તું જાણતી નથી? હા, જો એ મેહરબાનુ તારા જહાંગીર સાથ કાંઇ મરયાદા છોડીને હદની બાહેર છુટ લેતી હોય, કે જેવી છુટ એક આબરૂદાર બાનુને શોભા ભરેલી હોતી નથી, તો તું તારી અટકલમાં ખરી કહેવાય. તું આજ બપોરથી અનેકવાર બોલી ચુકીછ કે તારા ખાવીંદની ચાલચલણને માટે તુંને મોટો વેહમ પડયો છે. પણ, તારી વાતચીત દરમ્યાન કે દરીયા કીનારેની આપણી તે લોક સાથની મુલાકાત દરમ્યાન મેં એવું સેજબી જોયું નથી કે જે ઉપરથી મને કાંઇ વેહમ કે વસવસો ઉપજે. ઉલટી તારા ખુલાસા ઉપરથી હું તો એવાં અનુમાનપર આવવા પામીછ કે તું જે દુ:ખી થાય છે, તે જેટલી તારા જહાંગીરની ચાલથી દુ:ખી નથી થતી, તેટલી તારા વેહમી વીચારોથી દુ:ખી થાયછ."

દીનું દાવરનું આ રોકડયું બોલવું અરનવાજને રૂચ્યું નહીં. તેણીનો કાંદો જોતાં જોતાંમાં ખીલી ગયો. "એતો એમજ હોય, માય." અરનવાજ ફફડીને બોલી. "એ તો જેની ઉપર પડે તેજ જાણે. મેહલમાં રેહનારો એક સુખી માણસ તડકે તપનારા એક દુ:ખી આદમીની કદર કયાંથી બુજે. આજે સાંજે દરીયે જોયલો દેખાવ તુંને ગંભીર નથી લાગતો, તે સાંભળીને મને મોટી અજાયબી લાગેછ. ઓ દીનુ—દીનુ! મને લાગેછ કે કુદરતે તુને એક ઓરત બનાવવા છતાં એક મરદના જેવી ઘટ છાતી તારામાં મુકેલી હોવી જોઇએ. એવા વેહમી વરોને તો જે વેઠે તેજ જાણે. તુંને દાદીબા દાવર જેવો ભલા ખવાસનો નેક ભરથાર મલવાથી મારા દુ:ખી સંસારમાં મારી મુંઝવનો શું શું છે, તેનો તને કયાંથી ખ્યાલ આવે? તું કેહછ કે આજના સુધારા વધારાના જમાનામાં અબલા જાતીને પોતાની મરજીમાં આવે ત્યાં ફરવા હરવાની છુટ છે. ભલે તેવી છુટ હોય, પણ પોતે એક જવાન ખુબસુરત વીધવા હોવા છતાં, એક પરણેલા પારકા માટીડા સાથ જે બાઇ તેની ધણીઆણીની ચોરી છુપીથી મોજમજાહ મારે, તેની નીતિ નીખાલેસ હોયજ નહીં એમ હું ખાત્રીથી માનુંછ. જો મારા ધણીનું દીલ સારૂં હોય તો એ મુગામોદીની મેહરી સાથ એને ખાનગી કામ શું છે તે એ મારેથી છુપાવેછ શું કામ? મેં ખતીખતીને પુછવા છતાં મને કેહતો કેમ નથી? જોયું કેની, દરીયે કીનારે આપરો અચણુચ મેલાપ થઇ જતાં એ બેઉના ચેહરા કેવા ફગલાઇને ફીકા મારી ગયા. જયાં સુધી તેં તે દલદર

દહાને 'આ મેહેરબાનું તમે છેઓ કે' એમ પુછ્યું નહીં, ત્યાં સુધી તેને બોલવાનીબી હીંમત કીધી હતી કે! એ શું દેખાડેછ? જો તેનું દીલ સાફ હોતે તો તેને એમ ગભરાઇ જવાનું કારણ શું હતું? એજ રીતે હમારા ધણીજીબી કેવા મને જોતાંને વાર થેં થઇ રહયા હતા? તેણે તો એક બોલબી બોલવાની હીંમત નહીં કીધી, તે શું તેં જોયું નહીં? એટલું છતાં તું એ બેઉ જણનો ખોટી રીતે હજુર બચાવ કરેછ, ને હું દુઃખીને વધુ દુઃખી બનાવેછ?"

"નહીં, નહીં, અરનવાજ તું ધારેછ તેવો હું તે લોકનો ખોટો બચાવ કરતી નથી. મને તો જે ખરૂં લાગેછ તે હું ખુલ્લેખુલ્લું બોલુંછ. મેહેરબાન મુગામોદીને આપણી સાથે અચાનક મુલાકાત થઇ જતાં તેણીને મેં કેવા પેચદાર સવાલોથી ગભરાવી નાંખી હતી, તે શું તું જાણતી નથી? જો કે તે તારા વર સાથે ફરવા આવી તેથી તેને કાંઇ ગંભીર ગુનાહ કીધો હોય, એવું ધારીને મેં તેની મજાક કીધી નહીં હતી, પણ તારી તરફના મારાં વ્હાલને લીધે મેં આજે તેને કસી જોઇ છે. વળી તું કહેછ કે તારો જહાંગીર તુંને જોઇને ઠંડ જ થઇ ગીયો, તો એમાં તારી ભુલ છે. મને તો એમ લાગેછ કે તે લાયકીવાલા જવાને તે પ્રસંગે પોતાની ખરેખરી સાલેસાઇ અને અમીરાઇ દેખાડી આપી છે. તું શું એમ કહેવા માંગેછ કે તું ગરમાગરમ થઇને તારા મોહડામાં આયું નહીં આયું જે બોલી તેના તેજ રીતના જવાબો તેણેબી આપવા જોઇતા હતા? અને તેવા જવાબો તે આપતે તોજ તે નીરદોશ ને નીખાલેશ કેહવાતે?"

"હાસ્તો!—"

"જા–જા, અરનવાજ, તું ઘેલી તો નથી થઇ? મને ડર લાગેછ કે તારા ભરથાર તરફ તું એટલી હદ સુધી અધીરાઇ ધરાવશે તો આગલ જતાં તારો સંસાર સુખી થવાનો નથી."

"એ હવે સુખી થઇ ચુકું. મારા પરણેલા સંસારને આજથી હું 'છેલ્લી સલામ' કરવા માગુંછ." અરનવાજ ઉસ્કેરાઇને બોલી.

"અરનવાજ, અરનવાજ, એ શું બકેછ? મને લાગેછ કે આગળ ચાલતાં તારૂં ભેજું ઠેકાણે રહેવાનું નથી. શું આજથી તું તારા સંસારને છેલ્લી સલામ કરવા માંગેછ?"

"હા."

"એટલે તે કેવી રીતે?"

"હું મારા ધણીનો આશરો છોડી જવા ઇચ્છુંછ."

"ઓ ખુદા! હવે કયાં જઇને મરૂં!" દીનુ દાવર પોતાની ખુરસીપરથી એકદમ ચમકી ઉઠતાં બોલી. "કાંય,–કાંય, એમ કાંય? આજેજ તારી ઉપર એટલી બધી તે શું આફત આવી પડીછ?"

"તો આએ આફત કાંઇ નાની છે? મારો ધણી હું પરણેલી પરણેતરને છોડી પારકી ઓરત સાથ ફરેહરે અને મોજ મારે તે હું કેમ સહન કરી શકું? ખુદાએ આપણને આંખ આપીછ, તે જોવા આપીછ કે ઢાંકી મુકવા આપીછ! માહીમથી પુને વેર તે ચસુરી મારા ધણીને મલવા આવે, ને મારો ધણી પુનેથી માહીમ સુધી અહીં દોડતો આવેછ, એ ધરાંપરાં પોતેજ દેખાડી આપેછ કે બાતેનમાં કાંઇ જુદોજ ભેદ ભરમ છે. જો એનું દીલ સાફ હોય તો એ મને કેહતો કાંય નથી કે હું ફલાનાં કામ સર એને ત્યાં જાઉછ? હું બબરી જેવી બઇરીથી એ બધું છુપાવેછ એજ શું દેખાડેછ? તું હજાર કેહશે દીનુ, પણ હવે કાંઇ મારૂં મન માનવાનું છે? મારૂં દીલ તો મારા સંસારપરથી હવે ઉઠી ગયુંછ, મને હવે આએ ધણી સુના ભરેલો હોય તોબી નહીં જોઇયે."

"જો, અરનવાજ, તું મુર્ખાઇ ના કર. તું ઘણુંજ ઉછાછલું ને બેવકુફી પગલું ભરવા નીકળીછ." દાવરની દીનામાયે તે મુર્ખ બાઇને શીખામણ આપતાં કહયું. "દુન્યામાં કાંઇક દુખીઓ પડેલાં છે. તેઓના દાખલાપરથી આપણને શીખવાનું છે, કે આપણું દુ:ખ તો તેમની આગળ કશી બીશાદમાં નથી. હું સારી પેઠે જાણુંછ કે તારો ધણી ગરીબ છે, તુંને તારો સંસાર ગરીબાઇમાં લેવો પડેછ, અને ગરીબાઇનાં કરડા દાંત તને રાત દહાડો કરડતા હોવાથી તું ઘણી ચોંચવાઇ ગઇછ. પણ અરનવાજ, દુન્યામાં આપણાં કરતાં ઘણાં બદતર ગરીબો પડેલાં છે. ગરીબાઇ એ કાંઇ પાપ નથી. તારી આજની વાતચીત ઉપરથી હું ખુલ્લેખુલ્લો સાર કહાડી શકીછ કે જો તારો ધણી કોઇ માતબર આદમી હતે તો તું તેની સાથ એવી રીતે કદી વરતતે નહીં. ખુદાએ આપણને જે સ્થીતીમાં મુકયાં હોય તે સ્થીતીપર શુકર કરી, આપણો સંસાર સંતોષથી લોટવો એજ એક અબલા તરીકે આપણી ફરજ છે. એક પરણેલા સંસારને સુખી કે દુ:ખી કરવાને ભરથાર કરતાં મોહરદારપર વધારે આધાર રાખે છે. ગમે એવી ગરીબાઇ વચ્ચે પોતાના ગરીબ ધણીનાં ગરીબ ઘરની ઇઝત સાચવી જે ઓરત પોતાનો દન દહાડો લોટે છે તેજ પોતાનાં સંસારમાં ફાવે છે. ગરીબોએ એમ માની લેવાનું નથી, કે તેઓ હંમેશાંજ ગરીબ રેહશે. ચઢતી પડતી દુન્યા છે, ફરતું આસમાન આજે એક તો કાલે બીજો રંગ બતાવેછ, સદા દુ:ખ કોઇને રહયું નથી. જેઓ પોતાનાં સુખપર ફુકરાય છે, તેઓ અંતે દુખમાં પડી પોતાની મુર્ખાઇ ઉપર પસ્તાવો કરે છે. જેઓ દુ:ખ જોઇને દુ:ખી થતાં નથી, તથા સંકટમાં સબુરી ધારણ કરે છે, તેઓ દુ:ખનો દરીયો સેહલાઇથી ઓળંગી સુખના સાગરમાં જલદી જઇ પુગે છે. વાસ્તે વહાલી અરનવાજ, તારા ગરીબ ધણીપર તુંને ઉપજેલા વેહમો તરક કરી, ખુદાએ તુંને જે ફરજંદો બક્ષ્યાંછ, તે લોક સાથ સંતોષથી તારો સંસાર નીભાવ. ધીરજનું ધન મોટું છે. એજ ધીરજ આગળ જતાં તારો દહાડો ફેરવશે."

દીનુ દાવરે જમતાં જમતાં અને જમ્યા પછી લગભગ દસ વાગ્યા સુધી અરનવાજનાં મગજમાંથી તેણીનાં ભરથાર વીરૂધ્ધના ખોટા અને ખ્યાલી ખ્યાલો કહાડી નાખવાની ભારે કોશેષ કીધી, પણ તે વેહમી અબલાપર તેની કશી અસર થઇ નહીં.

અરનવાજે અંતે પોતાનો બોલેલો બોલજ પાલ્યો અને તે રાત્રે તેણી દીનુને ત્યાં પહરોણી રહી નહીં. ખાણાંની ટેબલ ઉપર દીનુ અને તેણીના ખાવીંદ દાદીબા દાવરે ઘણી બારીકાઇથી જોઇ લીધું હતું કે અરનવાજ કોઇ અજબ ખવાસની બઇરી હતી અને આજે સાંજના બનાવે તેણીનાં મગજ ઉપર ભયંકાર હદ સુધી ગંભીર અસર ઉપજાવી હતી. દીનુ પોતાની સહીને માહીમના સ્ટેશન સુધી મુકવા ગઇ. રાત ચંદની હોવાથી અને પુનમનો માહતાબ પોતાના પુર બહારમાં પ્રકાશીત હોવાથી તેઓ ધીમે ધીમે ચાલતાંજ ઘરથી સ્ટેશન સુધી ગયાં. તેમની પાછળ દીનુની એક આયા સ્ટેશનપરથી તેણીને પાછી ઘેરે લાવવા ધીમે પગલે ચાલતી હતી. સ્ટેશનપર જતાં જતાં એક નહીં પણ અનેકવાર, ફરી ફરીથી દીનામાએ અરનવાજને તેણીએ જાહેર કીધેલો પેલો પોતાનાં સંસારને છેલ્લી સલામ કરવાનો મુર્ખાઇ ભરેલો વીચાર હરગેજ અમલમાં નહીં મુકવાની ફરીફરીથી વીનંતી કીધી, પણ તેનો કશોજ દીલબર જવાબ વાળ્યા વીના અરનવાજ ત્રેન આવતાં પોતાની સહીને ભેટીને ઉપડી ગેઇ.

## પ્રકરણ ૪૦ મું.

## "એવા બેવફા ભરથારના આશરામાં રહેવું નામુનાસેબ છે!"

### ( દોહરો )

સ્વભાવનું અઉષધ નથી, પડયો પીંડ નવ જાય:
કસ્તુરીનું કામ તે, કપુરથી શું થાય.

( "દીલજાન." )

જહાંગીર જીજીશેઠનાં ગરીબ બીચારાં પેલાં કમનસીબ બાળકો! તેમને આખી રાત પારકે આશરે રહેવું પડયું. વાંચનાર જાણે છે કે જહાંગીર જીજીશેઠની પારધે પડેલી તેની અધીરી પ્રીયા અરનવાજ પોતાનો પતી ત્યાં ગયો છે તેની શોધ કરવા પુનેથી મુંબઇ દોડી, તે વખતે પોતાનાં ત્રણે બાળકોને નોકર કાસમ જોડે તેણીએ પોતાની પડોશણ મંજુલાને ત્યાં મોકલી આપ્યા હતાં. આ મંજુલા એક ભલી સ્ત્રી હતી. આપણી વાર્તાની શરૂઆતમાં અરનવાજને પોતાના વડા બેટા રતનશાહ ઉપર ઘરમાંથી બરફી ચોરી ખાવાનું જે તોહમત મુકયું હતું, અને પાછળથી તે ચોરી કરનાર ખુદ્દો રતનશાહ નહીં પણ તેની પડોશમાં રહેલા તેજ

હીંદુ જોડાં મંજુલા અને નરોતમનો એક મસ્તાન છોકરો નામે ગીરધરચો જણાયો હતો, એ વાંચનાર જાણે છે. એ પડોશી જોડાં જોડે અરનવાજ ને જહાંગીરને ઘણું ઘેરવટ જેવું હતું. મંજુલા એક ડાહી સ્ત્રી હતી અને હમેશાં અરનવાજને પોતાના ધણી સાથ કેવી રીતે વર્તવું એ બાબે ઘટતી શીખામણ આપતી હતી. અરનવાજ પોતાના દાધાબલ્યા સ્વભાવથી જહાંગીર જીજીશેઠ જેવા એક ગરવા ધણીને બાહરો બાહર પજવતી તે મંજુલાને રૂચતું ન હતું. એવી વખતે તે અવારનવાર અરનવાજને શીખામણના ચાર કડવા સખુનો કહેતી હતી, જે તેણીને રૂચે કે ન રૂચે તેની મંજુલા થોડીજ દરકાર કરતી હતી. તે હીંદુ જોડું હમેશાં જોતું હતું કે પોતાના પારસી પડોશીને ત્યાં જ્યારે પણ ધણી ધણીઆણીને કાંઇ ખટપટ થતી, ત્યારે તેની પહેલી શરૂઆત અરનવાજ તરફથી થતી હતી. અરનવાજને કહેતાં કહેતાં તો હવે મંજુલા થાકી ગઇ હતી, કારણ કે તે વહેમી અબળા ઉપર કોઇનાં પણ બોલવાની કશી પણ અસર થતી ન હતી. એમ થવાથી હમણાં હમણાં મંજુલાએ તેણીને કહેવાનું કંટાળીને માંડી વાળ્યું હતું. એક અઠવાડયું થયું જહાંગીર જીજીશેઠનાં ઘરમાં દરરોજ જે ખટપટ ચાલુ થતી હતી, તેથી મંજુલા અંજાણી ન હતી. તેણી હમેશાં કહેતી કે આ કોઇ અભણ સ્ત્રી પોતાના પતીને વગર વાંકે સતાવે છે. જહાંગીર જીજીશેઠનાં બચ્ચાંઓ જેટલાં પોતાનાં ઘરમાં રહેવાને રાજી હતાં, તેથી બેવડાં રાજી મંજુલાને ત્યાં રહેવાને જણાતાં. એનું કારણ દેખઇતું હતું કે, અરનવાજ પોતાના ધણીનો ખાર બચ્ચાંઓ પર કહાડતી હોવાથી, તે નીરદોશ ભુલકાંઓ માતાથી દુર ને દુર રહેવા ઇચ્છતાં હતાં. જે દીવસે અરનવાજ જહાંગીરની પારઘે પડી પુનેથી મુંબઇ ગઇ, તે આખો દીવસ તે નીરદોશ બાળકોને મંજુલાએ ઘણી સંભાળથી પોતાની નજર સામે રાખ્યાં, અને બપોરનું જમાડી સાંજે તેમનાં માબાપનાં આવી પહોંચવાની રાહ જોઇ; પણ જ્યારે તેઓ આવ્યાં નહીં, ત્યારે જમવાનો વખત થતાં રાત્રે પણ જમાડીને પોતાનેજ ત્યાં સુવાડયાં. વગર શકે તેણી એક ભલી અબળા હોવાથી આ રીતની ભલાઇ તેણે બતાવી હતી. અરનવાજનાં બાળકો આખો દીવસ તો મંજુલાને ત્યાં ખુશીથી રહ્યાં પણ રાત પડવા છતાં તેમનાં માબાપ પુને આવી નહીં પહોંચવાથી કુદરતી રીતે તે નાનાં ભુલકાંઓને તેમની યાદ થઇ. વડો છોકરો રતનશાહ જરા સમજણો હોવાથી મા-બાપની યાદ આવવા છતાં તેણે તો પોતાનું મન જેમ તેમ મનાવી લીધું પણ બાકીનાં બે ભુલકાંઓ, બુચી સનોબર અને બુચો કેકી દીવાબત્તી થઇ ત્યારથીજ ખીખરાં ગાળવા લાગ્યાં.

"માયધી તાં તે ?" બુચી સનોબર જે લગાર તોતડું બોલતી હતી તે મંજુલાને પુછવા પડી. "એ માલાં માયધીને કોઇ મોગલ ઉંતતી તો નથી ધીયો ? અવે તું કલું ?"

બુચી સનોબરનાં આ ગોધીયારાંમાં બુચો કેકી એકસરખું રડવા માંડીને પુરો વધારો કરતો હતો. જમવાની આગમચ ગરીબ બીચારી

મંજુલાને આ પ્રકારની " વગર ખાધેની મોકચી " થવા પામી હતી, પણ તેણી દયાળુ અંતઃકરણની હોવાથી અને નાનાં બાળકો માબાપની ગેરહાજરી જોઇ ગભરાઇ ગયાં છે એમ જોઇ લઇ તેમને ઘણા માયાળુ શબ્દોમાં ધીરજ આપવા લાગી. " કદાચ ગાડી ચુકયાં હશે તો હમણાં આવતાં હશે"—"હમણા નહીં આવશે તો કલાક બે કલાકમાં આવી પુગશે" વગેરે તરેહવાર ધીરજ આપનારા સખુનોથી તેણીએ તે બાળકોને મોટી મુશ્કેલીથી રડતાં મુગાં રાખ્યાં અને રાતનું ભોજન જમાડી પોતાનાજ ઓરડામાં સુવાડયાં.

નાનો કેકી રડી રડીને ઉંઘી ગયો, પણ બુચી સનોબર બીછાનામાં અરધી રાત સુધી મા-બાપની યાદ જોતી જાગતી પડી રહી. તેણીને અવારનવાર બેહરામશાહ આવ્યા કરતા હતા, પણ મંજુલાના ધણી નરોત્તમના નાનાં છોકરાંઓ ઉપર ધાક હોવાથી તેનો ડર કરીને તેણી અંદર ને અંદર ડચકાયા કીધી હતી.

" એ આજે કયાં ગયાં હશે, હેં ? મને તો કાંઇ સમજ પડતી નથી." રાત્રે વાળુ કર્યા પછી નરોત્તમે પોતાની પ્રીયા મંજુલાને સ્વાલ કીધો.

" હું પણ કાંઇ જાણુતી નથી. " તેણીએ જવાબમાં કહ્યું. "ધણી ધણીઆણી કોઇ દીવસે સાથે બાહેર ગયલાં આપણે જાણ્યાં નથી. આજેજ આ પહેલો પ્રસંગ અનુભવમાં આવ્યો છે. દસ વાગવા આવ્યા તોએ હુજી આવી પોંહચ્યાં નહીં. એ પરથી જણાય છે કે યા તો ગાડી ચુકયાં હોય, અથવા તો કાંઇ ગંભીર બનાવ બનવા પામ્યો હોય. "

" પણ એ ગયાં છે કયાં ? તને કાંઇ કહી ગયાં હશેની ? " નરોતમે પુછ્યું.

" ના, મને કાંઇ કહ્યું નથી. "

" પણ જતી વેળા અરનવાજ તને મળી હતી કે નહીં ? "

" ના નથી મળી."

" ત્યારે આ છોકરાંઓ આપણે ત્યાં કયાંથી આવ્યાં ? "

" તેણીએ જતી વેળા નોકર કાસમ જોડે અહીં મોકલી આપ્યાં હતાં."

" કેવું અજબ જેવું ! પોતે ગઇ તો ગઇ, પણ બાળકોને મોહડે મોહડું મળીને સોંપીએ ન ગઇ ? વારૂ બંને ધણી ધણીઆની સાથે ગયાં કે ? "

" હું કાંઇ જાણુતી નથી, પ્રાણુનાથ, મેં તેમને જતાં નજરે જોયાં નથી. મને લાગતું નથી કે ધણી ધણીઆણી એકસંપીથી સાથે ગયાં હોય." મંજુલાએ મત આપ્યું.

" હું પણ એમજ ધારૂં છું. બન્ને દંપતીને સાથે ફરતાં આપણે કદી જોયાં નથી. સાથે ફરે તો એ લોકમાં તેની નવાઇ શી છે ? પણ

એ ધણી ધણીઆણીને સંપજ કયાં છે ? બધો વાંક અરનવાજનો છે. જહાંગીરનું તો મુલ થાન નહીં. તે ભલો ને ભોલો છે. અરનવાજને બદલે એને કોઇ બીજી બાયડી મળી હોત, તો હું ધારૂં છું કે એનો સંસાર વગર શકે સુખી થાત. એ લોકો આજે કયાં ગયાં હશે ?"

" તે કેમ ખબર પડે, પણ કાસમ બોલતો હતો કે જતી વેળા બાઇ શેઠ પર ઘણાં ચીરડાયલાં હતાં. "

" તેં પુછયું કાં નહીં કે શા માટે ચીરડાયાં ? "

" પુછયું હતું. તેનાં જવાબમાં તેણે જણાવ્યું કે આજે સહવારે બાઇના હાથમાં એક કાગળ આવ્યું. આ કાગળ રાંધણીમાં એક ખુણામાં છુપાઇને બાઇએ વાંચ્યું ત્યાંસુધી તેમનો મીજાસ ઠેકાણે હતો, પણ તે પછી તેવણ ઘણાં ચીરડાઇ ગયાં હતાં. "

" ત્યારે એપરથી ખુલ્લું થાય છે કે અરજવાજ જહાંગીરની સાથે ગઇ નથી." નરોતમ બોલ્યો " તે ગયા પછી તેણી ગયલી હોવી જોઇએ."

" તે ગમે તે હોય, પણ કાસમે કરેલા આ ખુલાસાથી એમ જણાય છે કે, પેલાં કોઇ કાગળેજ તેણીને જહાંગીરની પાસે જવાને કારણ આપેલું હોવું જોઇએ." મંજુલાએ મત આપ્યું. " વગર શકે અરનવાજ એક ખરાબ સ્ત્રી છે. પારસી જેવી સુધરેલી કોમમાં એવી અભણ અને વહેમી સ્ત્રી મેં બીજી કોઇ દીઠી નથી."

" પેલાં કાગળમાં એવી તે શી ગંભીર બીના હશે, કે જે વાંચી અરનવાજ એટલી બધી ઉશ્કેરાઇ ગઇ ? " મંજુલાનો ધણી મંજુલાને પુછવા પડયો.

" જ્યાંસુધી આપણે ખરી હકીકત શું છે તે જાણયે નહીં, ત્યાંસુધી આ બાબદ આપણેથી કાંઇ બોલી શકાય નહીં." મંજુલા બોલી " આપણે અરનવાજનો સ્વભાવ કયાં નથી જાણતાં ? કાગનો વાઘ કરવાની તેની આદત આપણને કયાં અંજાણી છે ? આપણને પડોસમાં રહેવું છે જેથી લાચારીથી એના સાથ વાતચીતનો વહેવાર રાખવો પડે છે. નહીંતર આપણો વસવાટ જો થોડે દુર હોય, તો હું તેનું મોં જોવાને રાજી નથી. જેને પોતાનાં ધણી તરફ માન નહીં, અને બાળકો તરફ ચાહ કે પ્રીતી નહીં, તેને બીજા કોણ તરફ માન કે પ્રીતી હોય ? બીચારાં આ નીરદોષ બાળકો ગમે એવી જુલમગાર છતાં તેણીની ગેરહાજરી જોઇ યાદ કરી રડવા લાગ્યાં, તે જોઇને મારી લાગણી ઘણી દુખાઇ છે. બીચારાં બાળકોએ આખો દીવસ તો તેણીની કશી દરકાર કરી નહીં, પણ રાત પડતાં મા કે બાપમાંથી એકની પણ હાજરી દીઠી નહીં ત્યારે દેખાડેલી અધીરતા તમામ કુદરતી હતી. ગમે એવાં હોય,

પણ પોતાનાં માબાપ સઉ કોઇને વહાલાં હોય. દસ વાગવા છતાં એ લોક આવ્યાં નથી, તે ઉપરથી મને લાગે છે કે સહવાર વગર હવે આવી પુગશે નહીં. આવવાનાં હતે તો નવ વાગ્યાની ત્રેનમાં આવી જતે."

"હા, હવે તો પાછલી રાતના મેલ સીવાય બીજી કોઇ ગાડી પુને આવે એમ નથી"

તે ધણી ધણીઆણી વચ્ચે પરસપર ચાલેલી આ વાતચીત રાત્રે લગભગ બે વાગ્યા સુધી લંબાઇ; એ વાતચીત દરમ્યાન જહાંગીર અને અરનવાજના સ્વભાવ વચ્ચેનો મુકાબલો કરતાં બન્ને ધણી ધણીઆણી જરાબી મતફેરી વગર એકમત થયાં કે જહાંગીર હાલતે ગમે એવો ગરીબ હતો, પણ તે એક કુળવાન કુટુંબનો નબીરો હોવાથી તેનો સ્વભાવ ઘણો અમીરી હતો જ્યારે બીજા હાથ પર અરનવાજ તેથી ઉલટોજ ખવાસ ધરાવતી હતી.

* * * * * *

બામદાદે પાંચ વાગે અરનવાજ પુને આવી પુગી. તેણીના આવ્યા બરાબર પોતાના નોકર કાસમને ઓટલાપર સુતેલો નહીં જોયાથી આખું ઘેર ગજાવી મુકયું. તેણીની ગડબડ સાંભળી સઉથી પહેલી મંજુલા જાગી ઉઠી. કાસમ જેને તેણીએ તેનાં બચ્ચાંઓ પાસે સુવાડેલો હતો, તેને ઝટ ઉઠાડી તેણીએ મોકલી આપ્યો, કારણકે મંજુલા અરનવાજના આકળા સ્વભાવથી અંજાણી ન હતી. તેણીએ જોઇ લીધું કે, અરનવાજ ધાંધલ ધરપચ કરતીજ આવી છે, માટે કદાચ સહવારના પોહોરમાં કાસમ સાથનું ધરણ છુટીને તેણીની પોતાની સાથ નહીં લાગે, તેની સંભાળ લેવા માટે તેણીએ કાસમને તુરત તેની બાઇની સેવામાં મોકલી આપ્યો.

"કેમરે મુવા, કાંહ સુવો તો!" કાસમને જતાંવાર અરનવાજે ફાડી ખાધો. "નખ્ખોદ ગીયા! તારા શેઠનું ઘેર તપાસવું જોઇએ કે પાર પડોશમાં લોકોનાં ઘેરમાં ઘોંટલો લેવો જોઇએ. હેં, મુવા બદમાશ ચોર! આએ ઓટલા પર સુવાને બદલે તું ત્યાં જઇને કયાં સુતો?"

"બાઇસાહેબ, હું શું કરૂં. મને મંજુલા બાઇએ છોકરાંઓની પાસે સુવા કહયું, તે હું ત્યાં સુતો. વળી તમે ઓટલાપર સુવાને મને કયારે કહયું હતું.?"

"મરી ગીયા મુવા ચોર, કહયું નહીં તેથી સુવે નહીં કે? દુકતાંઓ મંજુલાનાં ઘેરમાં હતાં, તેમને શું ધાડ ખાવાની હતી? પણ મારૂં ઘેર બંધ જોઇ કોઇ મુવા બદમાશો તાળું ભાંજતે કે ભીત ફોડતે તો મુવા તારા બાપનું શું જવાનું હતું? નરોત્તમ કોણ તારો બાપ બપાવો થતો તો, કે ત્યાં જઇને સુતો? ને મંજુલા કોણ તારી માય માસી થતી હતી કે તેં તેનું કહેલું માન્યું?"

ગરીબ બીચારો કાસમ? નરોતમને તેનાં બાપ બપાવાની ને મંજુલાને તેની માય માસીની ઉપમા આપવાથી તેનો મીજાસ જતો તો રહયો, પણ તુરતવેળા અખાડા કરી જવામાં ડહાપણ વિચારી તે ગુપચુપ ઘરમાં દાખલ થઇ, કચરો કહાડવા મંડી ગીયો. કોઇ જેવી માતા હતે, તો આવ્યા બરાબર પોતાનાં બચ્ચાંઓ કયાં છે અને શું કરે છે તેની પહેલી ખબર પુછતે પણ અફસોસ અરનવાજે તેવું કશું કીધું નહીં. તે વહેમી ઓરતના વહેમી ખ્યાલો માહીમના દરીયા કીનારા ઉપર ગઇ સાંજે જોયલા પેલા વીચીત્ર દેખાવમાંજ વશ થયલા હતા. તેણી તો પોતાના ભરથાર ઉપરજ વહેમી બની હતી. મુગામોદીની મહેરી સાથ પોતાનો ખાવીંદ ખરાબ સંબંધ ધરાવે છે એવા ખ્યાલી ધખારાએ તેણીને અધીરી અને અર્ધઘેલી બનાવેલી હોવાથી હવે એવા બેવફા ભરથારના આશરામાં રહેવું તેણી નામુનાસેબ સમજી ચુકી હતી.!

## પ્રકરણ ૪૧ મું.

## ધણીનો આશરો છોડી ગયલી ધણીઆણી—એક બેવફુફ બઇરીએ ફરજંદો તરફની ફરજ કેવી બજાવી?

[ દોહરો ]

ધરણી પર ધીક્કાર છે, ભુલે ફરજનું ભાન;
આદમના અવતારમાં, છે જીવતું હેવાન.

[ દીલજાન. ]

મંજુલાએ અરનવાજ આવી પહોંચવા છતાં છોકરાંઓને તેમની મીઠ્ઠી નીંદ્રામાંથી જગાડયાં નહીં. તેણીએ તેમને શાંતીથી પોઢવા દીધાં. જયારે તેઓ પુરી ઉંઘે ઉંઘાઇને આપમેળે બીછાનાં પર જાગૃત થયાં ત્યારેજ મંજુલાએ તેમને દાતણ અને ચાપાણી કરાવ્યું અને તે પછીજ તેમને ખબર આપી કે તેમની માતા આવી પુગી છે.

આ ખુશ ખબરથી તેઓ ખુશ થયાં.

"તાલે પપાધી નથી. આયા તે મંધુલાબાઇ?" તોતડી સનોબરે મંજુલાને પપાની ખબર પુછી.

"હું જાણુંછ ત્યાં સુધી નથી આવ્યા." તેણીએ ઝટ જવાબ આપ્યો. "આવતા હશે. જે વખત જાય છે તેમાં જાંહાગીર શેઠ પણ આવી લાગશે."

"ત્યારે હવે અમે અમારે ઘેરે જઇએ મંજુલા બાઇ?" અરનવાજના વડા છોકરા રતનશાહે મંજુલાની રજા પુછી.

"હા સુખેથી સીધારો, પણ આટલી સેવ છે તે જરા ખાઇને જાઓ."

તે દયાળુ પડોશણે છોકરાંઓ માટે સહવારે જલદીથી ઉઠી સેવ રાંધી મેલી હતી, જે ખવાડીને તેણીએ તેમને રવાનાં કીધાં.

છોકરાંઓ ઘરમાં આવ્યા બરાબર અરનવાજ પાસે ગયાં પણ તે ક્રૂર હૈડાંની માવતરે તેમને પાસે બોલાવી પાસાંમાં વટીક ચાંપ્યાં નહીં તો નહીં, કે જુદાઇએ તેઓ ગેઇ રાતે કયાં અને કેમ હતાં તેની ખબર વટીક પુછી નહીં.

"માયજી, તમે કયારે આવ્યાં?" વડા દીકરા રતનશાહે જ્યારે અરનવાજે તેમની કાંઇજ ખબર અંતર પુછી નહીં ત્યારે ધીમેથી સવાલ કીધો.

"કેમ? કયારે આવી ને કયારે નહીં આવી તેની તું મુવાને શું પંચાત પડીછ? હું ગમે ત્યારે આઉં કે જાઉં—તું કોણ મને પુછનાર? કેમ, મુવા બાપ થતાની માફક તમુનેબી આસ્તે હવે પડ વીખડયાંછ કે શું? ઉભો રહે હું કયારે આવી તેનો તને વીગતવાર હીસાબ આપુંછ."

એમ બોલી તે મુરખ માતા ગુસ્સાનાં ઝનુનમાં પોતાની સપાટ ઉંચકી તેને મારવા દોડી. આ મામલો જોઇ તે કમનસીબ બચ્ચાંઓ ડરી જઇને ઓરડામાંથી બહાર નાહસી ગયાં.

અરનવાજ આ વખતે ઓરડામાં શું કરતી હતી? તેણીએ પોતાનાં નવાં કપડાની પેટી ઉઘાડી, તેમાંથી સારાં સારાં કપડાંની જુદી જુદી ગાંસડીઓ બાંધવા માંડી હતી, ને તે ગાંસડીઓ એક મોટી ત્રંકમાં સીંચતી જતી હતી. વાંચનાર જાણે છે કે તેણી પોતાની સહી દીનુ દાવરને ગઇ રાત્રે કહી આવી હતી કે, પોતાના પરણ્યા સંસારને હવે તેણી છેલ્લી સલામ કરશે. દીનુ ધારતી હતી કે અરનવાજે આપેલી આ ધમકી તેણીનો ગુસ્સો ઉતરી જતાં બીજે દીવસે આપ મેળે ઠંડી થઇ જશે. પણ દીનુ આ ધારણા ધારવામાં ઠગાઇ હતી. અરનવાજ ગઇ સાંજે જે બોલી હતી તેજ ગોમા આજે પાળવા માંગતી હતી. તેણીએ કપડાં ચપડાં, જર, જવેર, અને બીજી અગત્યની જોઇતી કરતી ચીજ એક ત્રંકમાં ભરી પોતાનાં ધણીનું ઘેર સદા સુધી તજી જવાની તૈયારી કરવા માંડી. ખાનબહાદુર આદરજી એદલખાને જહાંગીર જીજીશેઠને તેનાં બચ્ચાંનાં કપડાં કરાવા માટે આપેલી પેલી રૂ. ત્રણસોની રકમ પણ તેણીનાજ હાથમાં હતી, તે વાંચનાર જાણે છે, તે અવેજ પણ તે આપસ્વાર્થી અબલાએ પેલી ત્રંકમાં મુકી લીધો. ખરૂં જોતાં તો તે ઉપર તેણીનો સેજબી હક હતો નહીં. પણ અરનવાજને પોતાનાં ફરજંદો તરફ લાગણી જેવું કંઇ હતુંજ કમાં જે તેમનો હક તેણી સમજે.

ઝડપથી ત્રંક સીંચી રહી તેણીએ તે બંધ કીધી અને કાસમને બોલાવી કાથાની દોરીથી તેને મજબુત બંધાવી. કાસમને ત્રંક બાંધવાનું સોંપી અરનવાજ એક કાગળ લખવા બેઠી. આ કાગળ તેણીએ રડતી ચશ્મે

લખ્યું, અને ફરીથી વાંચવાની દરકાર કીધા વીના એક એનવેલોપમાં બીડી જહાંગીરનાં બીછાનાંપર તકયાની તળે મુકયું. એ પછી તેણીએ કાસમને એક ગાડી લેવા મોકલ્યો, જે આવતાંજ પેલી ત્રંક ગાડીમાં મુકાવી તેણી પોતે ગાડીમાં બેસવાની તઇયારી કરે છે તેટલાં મંજુલાં ત્યાં એકદમ આવી લાગી. તેણી અરનવાજનો આજનો રંગ જોઇ અચરતીથી ફાટી રહી.

પોતાની માતાને ફરીથી આજે બહાર જતી જોઇ—અને તે પણ કપડાં ચપડાંની એક ભરચક ત્રંક સાથે બહાર જતી જોઇ તે ત્રણે બાળકો ગઇ કાલનો મામલો યાદ કરી વળી પાછાં રડવા લાગ્યાં.

"માયઘી, વળી પાથાં તમે આજે તાં તાલયાં?" બુચી સનોબરે રડતાં રડતાં પોતાની તોતડી બોલીમાં સવાલ કીધો.

"જહાનમમાં!" અરનવાજ ઝનુનથી બોલી "પેટબરી આએ રાંડ આટલી સરખી દુકતી મને હીસાબ પુછેછ તે તો કોઇ જુવો? એ મરે એમની એમ, જાને મારી કેવી એક વડી વડેરી હોય તેમ—"

અરનવાજ આટલું બોલીને બુચી સનોબરને બરડાપર એક ધમોલો અફાલવા સારૂં ચીરડાઇને દોડે છે, તેટલાં ઉપર કહેવા મુજબ મંજુલા ત્યાં દાખલ થઇ, અને "હં હં, અરનવાજબાઇ, અરનનવાજબાઇ, આ શું કરો છો? ભાડાંનો ખંગ અડાજણમાં કેવો કાઢવો? તમને તમારા ધણીપર કે કોઇપર ગુસ્સો હોય તે ગુસ્સો નાહક આ નીરદોષ બાળકો ઉપર શા માટે ખાલી કરો છો? જાઓ જાઓ, તમે ઘણાં સારાં નથી લાગતાં. હવે આજકાલ તો તમે અતેરૂં લઇ બેઠાં છો. ગરીબ બીચારાં બાળકો! ગઇ કાલે રડી રડીને અરધાં થઇ ગયાં, ઘેરમાં નહીં બાપ કે મા, તો નાદાન બાળકો અધીરાં પડે તેમાં નવાઇ શું?"

જો કોઇ બીજી વખતે હતે તો અરનવાજ મંજુલાનું બોલેલું ગુપચુપ સહન કરી જતે. આજ અરનવાજ કાંઇ જુદાજ તોરમાં હતી. જેમ એક છેડાયલી વાઘણ પોતાનાં ગુફામાંથી બાહેર નીકળતાં વાર જે કોઇ સામો મળે તેનાં આંગ ઉપર વીક્રાળપણે ધસી જાય તેમ અરનવાજ બુચી સનોબરને પડતી મેલી એકદમ મંજુલાના આંગપર ધસી ગઇ. આજનું તેણીનું ધસી જવું પહેલીજ નજરે તે આબરૂદાર હીંદુ અબળાને વગર શકે ઉઘાડું અપમાન આપવા સરખું હતું.

"ઓહો! એ કોણ બાઇસાહેબ તમે છેઓ કે? શેઠાણી મંજુલાબાઇ કે?" અણી ધીક વખતે તેણીનું આવી પુગવું અરનવાજને નહીં રૂચવાથી તેણીએ તે ભલી પડોશણનાં અનકા ટચકા કરવા માંડયા. "કેમ જી! કાંઇ કહેવોછજી? શું હુકમ છેજી?"

અરનવાજના આ અણુકાથી મંજુલાને ખોટું લાગ્યું. તેણી તુરતજ બોલી પડી કે "અરનવાજ, અરનવાજ, આ શું કહેવાય? દરરોજ કરતાં આજે હું તમારા રંગઢંગ કાંઇ જુદાજ જોઉં છું."

"તો હું કોઇના બાપની બાંધેલી બાંધેલી છેઉં કે ?" અરનવાજે નેન ફેરવીને જવાબ આપ્યો. "મારા રંગઢંગને સારૂં તમે કોણ મને પુછો ? તમારી મગદુર શું ? તમારી સત્તા શું ? તમે કોણને પુછીને એકદમ મારા ઘેરમાં ધસી આવ્યાં ?"

"અરનવાજ ! અરનવાજ ! હવે તો અવધી થઇ. હું નહીં ધારતી કે આજે તારૂં માથું ઠેકાણે હોય ! તું ઘેલી તો નથી થઇ ?" મંજુલાને નહીં ધારેલું અસાધારણ અપમાન મલવાથી તે ભલી બાનુ ગુસ્સાથી તપી જઇને બોલી "કેમ આટલાં વરસની ઓલખ પીછાન અને માયા મીત્રતાનો આજે આખરે એજ રસ્તો આવ્યો કે ? ઓ મુર્ખ સ્ત્રી ! પાસેની એક પડોશણ તરીકે તારી સાથ અને તારાં નીરદોશ બાળકો સાથ વરસોથી ચલાવેલી ભલાઇનો આજે આ બદલો કે ? શું તારા ઘરમાં આજેજ નવી આવી કે ? તેં મને આજેજ નવી દીઠી છે ? શું મારી જોડે તું કોઇપણ સમાગમમાં આવી નથી કે ? તું શું જોઇને મને અપમાન કરે છે ? મેં તારી સાથે શી બુરાઇ કીધી છે કે વગર વાંકે ને વગર તકસીરે તેં આજે મારૂં આ રીતે અપમાન કર્યું ? ઓ અરનવાજ ! અરનવાજ ! જેમ એક ગોવાળ્યો પોતાનાં ગાય ઢોરોને વનવગડામાં છુટાં છોડી પોતે જ્યાં ગમે ત્યાં ભટકે, તેમ ગઇ કાલે તું તારાં બાળકોને એક માતાને નછાજતી દયાહીન રીતે છોડીને ચાલી ગઇ; ત્યારે મને દયા આવવાથી મેં તેમને આખો દીવસ ને રાત મારાં પોતાનાં બચ્ચાં હોય તે મીસાલે સંભાળીને રાખ્યાં, તેનો આ બદલો કે ? એ નગુણી સ્ત્રી, તું કદી સુખી થવાની નથી ! તું તારા ધણીની નહીં થઇ, તે બીજા કોણની થવાની હતી ! માફ કરજે બાઇ, મેં જખ મારી કે તારી વગર રજાએ આજે તારા ઘરમાં આવી, ગઇ કાલ સુધી તો રજાની જરૂર ન હતી, પણ આજથી તારે ત્યાં એ નવો કાયદો અમલમાં મુકાયો છે એમ હું આગમચથી જાણુત, તો મરતાં આવત નહીં. ચાલ બાપુડી, આજ પછીથી તારી સીડીએ હમે નહીં ચઢીશું."

એટલું બોલી મંજુલા ઘણાજ ગુસ્સા અને દુખાયલાં દીલ સાથ ત્યાંથી ચાલી ગઇ.

અરનવાજને પણ એટલુંજ જોઇતું હતું. તે ધણીનું ઘર સદાનું તજી જવા નીકળી તેજ વખતે મંજુલાનું ત્યાં આવી લાગવું તેણીને અરૂચક થઇ પડે એ કુદરતી હતું. મંજુલાના ચાલી જવાથી તેણીનો જીવ ખુશી થયા વીના રહ્યો નહીં. હવે તેણીને તે ભલી પડોશણની શી ગરજ રહી હતી તે દેખીતું હતું. મંજુલા જવા પછી તે સંગદીલ સ્ત્રીએ કાસમને બોલાવી કહ્યું: "કાસમ, છોકરાંઓને જોજે ને શેઠ આવે ત્યારે તેઓને હવાલે કરજે. તેવણ પુછે કે હું કયાં ગઇ છું તો કહેજે કે મને કહી ગયાં નથી. શેઠના બીછાનાનાં તકીયા તળે એક કાગળ મુકેલો છે તે ઉપર એવણનું ધ્યાન ખેંચજે." અને એમ કહી તે ક્રૂર માતા પોતાનાં

પેટનાં ફરજંદોને વટીક મળ્યા ભેટયા કે જરા છાતીમાં ચાંપ્યાં વીના એક ખવીસ કે ખાટકણુને છાજતી સંગદીલી સાથ ગાડીમાં ચઢી બેઠી, અને બેઠા બરાબર તે ભાડુતી ગાડીનો હાંકનાર પોતાનો ચાબુક ફફડાવી સ્ટેશન તરફ હંકારી ગયો !

આ તે દયાજનક ચીત્ર !

પેલાં ત્રણે ભુલકાંઓ ઘણાંજ દયા ઉપજાવા જોગ સ્થીતીમાં તે દેખાવ રડમસ ચહેરે નીહાળતાં ઉભાં રહી ગયાં ! મા જેવી માએ ધણીના ઘરને સદાનું તરક કરી જતાં પોતાના પેટનાં ફરજંદો તરફની માયા--મમતાનેબી સદંતર મારી નાખેલી જોઇ તે દુષ્ટ બાયડી તરફ કોણ ધીક્કાર તેમજ તીરસ્કાર નહીં બતાવશે ?

અરનવાજ એક માતા નહીં હતી, પણ એક ખવીસ ખાટકણ હતી. પોતાનાં ધણી ઉપરનો ખાર તે ખારીલી સ્ત્રીએ પોતાનાં નાદાન અને નિર્દોષ બાળકો પર કાઢી પોતાની મુર્ખાઇની પુરેપુરી પરવારી આપી હતી. ઉસ્કેરાયલી લાગણીમાં પોતાનાં ખાવીંદનો આશરો તજી ગયલી તે બેવકુફ બાપરી ફરજંદો તરફની ફરજને પણ ભુલી ગઇ હતી !

## પ્રકરણ ૪૨ મું.

## એક દયાજનક ચીત્ર !

### ( દોહરો )

અકળ કળા ઇશ્વર તણી, પમાય નહીં એ પાર;<br>
સંસારી સઉ કો' કહે, "સાર રહીત સંસાર !"

( દીલજાન )

જહાંગીર જીજીશેઠને મેહરબાનુ મુગામોદીને ત્યાંની મેજબાની વગર શકે મોઘી પડી ગઇ. તેજ સાંજે માહીમનાં દરીયા કીનારાપર અરનવાજ સાથ અચાનુચ થઇ ગયલી મુલાકાત, ગરીબ બીચારા તે કમનસીબ જવાનનાં બાબમાં ઘણી દુઃખદાયક થઇ પડી. જહાંગીર તે સાંજે માહીમમાંજ રહયો ખરો, પણ આખી રાત તેને ઉંઘ આવી નહીં. સ્વપને પણ વકી નહીં રાખેલી અરનવાજ સાથની તેની આજ સાંજની અચાનુચ મુલાકાતે તેને ઘણો ખસ્યાનો પાડયો. તેનું હૃદયું તેને ડંખવા લાગ્યું કે "મારી અરનવાજ ગમે એવી અધીરી કે વેહમી હોય, પણ મારે તે વેહમને આગલ વધવાને કારણ આપવું

નહીં હતું. હું સારીકાની જાણતો હતો કે મેહેરબાનુ સાથની મારી મુલાકાત મારી મોહરદારને પસંદ નથી, તે છતાં તે મુલાકાત મેં ચાલુ રાખી, એટલુંજ નહીં પણ તેણી મને શા કારણસર મલવા માગે છે તેનું કારણ જાણવાને અરનવાજે વારંવાર ખાહેશ બતાવા છતાં મે તેની પાસે ખરો ખુલાસો કીધો નહીં, કે જેમ કરવામાં હું વાજબી નહીં હતો. મારી બઇરી ગમે એવી અભણ અને અણસમજુ હોવા છતાં જો મેં મેહરબાનુ મુગામોદી સાથની મારી મુલાકાતમાં ખરેખરો ભેદ તેણી પાસે ખુલ્લો કીધો હતે, તો હું ધારૂં છું કે તેણી એટલી મુરખ નથી કે મારી વીરૂધ એટલી બધી ઉશકેરાઇ જાય. કોઇ દહાડે નહીં, ને આજે એ મારી પાછલ માહીમ સુધી આવી એજ દેખાડી આપેછ કે એને મારે માટે મજબુત વહેમ ઉપજેલો હોવો જોઇએ. અરે! રખે એનું પરીણામ કાંઇ બુરૂં આવવા પામે. એક તો એ અભણ છે, અને તેમાં પેલી તેની સહી થતી દીનુ દાવરે મહેરબાનું કહેછ તેમ જો કાંઇ આગમાં તેલ પુરયું હશે તો ખચીત મારા ગરીબ સંસારનો પુરો ઘાણ નીકળશે. પણ મને અજબ એ લાગેછ કે હું આજે પુનેથી માહીમ આવ્યોછ તે એણે જાણ્યું કેમ? મહેરાં અહીં માહીમમાં રહેછ તેની એને ખબર પડીજ કેમ? મેં પોતે તો એને કહયું નથી. ત્યારે એણે જાણ્યું કેમ? જ્યાં છે ત્યાં એ આજે મારી પારખેજ નીકળેલી હોવી જોઇયે, ને તેમાં તે પુર ફત્તેહમંદીથી ફાવી ગેઇછ. જો કે મહેરાં સાથનો મારો સંબંધ એક સગા ભાઇ બહેન વચ્ચે હોતા ખાલેશ દીલ જેવો છે, તે છતાં આજના કમનસીબ સંજોગો એવા હતા કે તેણીની વહેમી નજરને તેવાજ વહેમી ખોરાકો પુરા પાડી શકે. અફસોસ! મેં આજે મહેરાં સાથ માહીમને દરીયે કીનારે એકલો ફરવા જવામાં અને તેબી છેક અંધારૂં થાય ત્યાં સુધી, કોઇનેબી કાંઇ વહેમ ઉપજે ત્યાં સુધી મોડે સુધી ફરવામાં મોટી નાદાની વાપરીછ. પેલી દીનુ દાવરની મદદથી મારી બઇરીએ હું આજે કયાં હતો તેનો પત્તો સાબુત શોધી કહાડયોછ. વળી ઓછામાં પુરૂં હું આજની રાત અહીંજ પહરોણો રહેવાથી અરનવાજને વધુ ભડકણ ભરાશે. હું માહીમ આવ્યો તેનો પત્તો એને કેવી રીતે મળ્યો હશે, તે હું સમજી શકતોજ નથી. કારણ કે એ કાંઇ તુરતાતુરત મારી પાછળ એકદમ ઘેર આગળથી નીકળી પડે તેવું લાગતું નથી. તેમ હતે તો હમે બન્ને પુનાનાં સ્ટેશનપર એકમેકને જોઇ શકતે. કદાચ એમ નહીં હોય કે આજે સહવારે મને પુના ખાતે મળેલાં મહેરાંનાં કાગજમાં માહીમનું ઠેકાણું લખેલું હોય ને તે કાગજ એનાં વાચવામાં આવ્યું હોય! પણ એમ બનેજ કેમ? તે કાગજ તો મેં પોતે ઉખેડયું હતું. હું મોડો ઉઠવાથી પોસ્ટમેન તે કાગળ અરનવાજને આપી ગયો ખરો, પણ હું ઉઠયા પછી કાસમ સાથ તે કાગળ તેણીએ મને એમનો એમ હકબંધ મોકલી આપ્યો તે મેં હાથે ઉખેડયો અને તે વાંચીને હું અહીં આવ્યો. વળી તે કાગલ મારા ખીસામાં મુકેલું મારી સાથે અહીંજ હોવું જોઇયે. તો પછી અરનવાજને હું માહીમ

આવવાનો ભેદ કેમ મળ્યો ? લાવની, જરા જોઉં તો ખરો, હું ધારૂંછ કે તે કાગજ મેં મારા પાટલુનનાં ખીસામાં મુકેલું છે."

અને એમ વીચારી જહાંગીર ઉઠયો, અને પેલું કાગજ જોવા ગયો, પણ દગલા પાટલુન અને બદયાનનાં તમામ ખીસાઓમાં ઘણું બારીકાઇથી તપાસ ચલાવા છતા, તેને તે કાગજ મળ્યું નહીં.

તે દંગ થઇ ગયો !

"અરે ! એ કાગજ જાય કેમ ?" તે મન સાથ પટપટયો. "રખેને પુનેથી હું નીકળ્યો ત્યારે ઘેરમાંજ પડયું હોય ?" જહાંગીરે હવે સાબુત અટકલ કીધી. "અને તે કાગજ ઉપરથીજ અરનવાજને મારો ભેદ મળ્યો હોય. મને તો આએજ બનાવ બનવાજોગ લાગેછ. અફસોસ ! મારી મોહરદાર તો સદાની મુરખી હતી, પણ હુંબી આજે મુરખો બન્યો. રખેને એ મુરખાઇનું પરીણામ કાંઇ ગંભીર મુસ્કેલીમાં લાવી મુકે, કારણ કે એ બઇરી ઘણી આકલી ને ઉતાવલી છે. ગઇ સાંજનો તેનો દરીયે કીનારેનો દેખાવ મને કાંઇ ઓરજ કીસમનો લાગ્યો હતો. જાણે એક છેડાયલી વાઘણ પોતાનાં ગુફામાંથી બાહર ધસી આવી પોતાના કમનસીબ ભોગ તરફ વીક્રાલ ચેહરે જોતી હોય, તે દ્રપથી અરનવાજને મેં મેહરાં તરફ જોતી જોઇ હતી. મારી નજરમાંથી તે દેખાવ હજુર સુધી ખીસ્તો નથી. એને આજનું કાગજ વાંચવા માંગ્યું સારેજ વંચાવીને મેં જોઇતો ખુલાસો એની પાસે કીધો હતે, તો આજે આએ મુસીબતમાં હું આવી પડતે નહીં, ને આ વેહમી બઇરીના વેહમોને વધુ ઉશકેરાવાનું કારણ મલતે નહીં પણ બનવા કાળ ચુકતો નથી. મારી નીતિ પાક છે, મારૂં દીલ સાફ છે, અને મેહરાં સાથનો મારો સંબંધ કોઇબી રીતે હમારાં અંતઃકરણને ડંખ દેનારો નથી, ત્યારે પછી મારો શા માટે ડરવું જોઇયે ? હવે તો જે ખુદા કરે તે ખરૂં." એવા એવા તરેહવાર વીચાર કરતો તે કમનસીબ ભરથાર છેક પાછલી રાતે ત્રણ વાગ્યા પછી સેજ નીદ્રામાં પડયો.

બીજી સહવારે તે મહેરાં અને તેના પીતાને મળીને માહીમથી દાદર આવી જી. આઇ. પી. નાં દાદર સ્ટેશનપર ગયો અને ત્યાંથી પુનાની ત્રેનને માટે ખોટી હતો, તેટલાં દાદર સ્ટેશનપર મુંબઇવાલા તેના મહેરબાન મુરબ્બી મીત્ર ખાનબહાદુર આદરજી એદલખાંન આવી લાગ્યા, તેવણ દાદરપર પોતાના કોઇ મીત્રની મુલાકાતે આવેલા પાછા મુંબઇ તરફ જવાના હતા. તેવણની નજર જહાંગીરપર પડતાં તેવણે અજબ થઇને તેનાં અહીં આવવાનું કારણ પુછ્યું. જેના જવાબમાં તેને ખરો ખુલાસો કર્યો કે "હું ગઇ કાલનો એક મીત્રને મલવા સારૂં માહીમ ગયો હતો, જેવણે પોતાની શાલગીરેહ હોવાથી રાતનાં ખાણાં માટે મને રાતોરાત અટકાવી પાડયો તેથી અત્યારે પુને જાઉં છું."

પણ ખાનબહાદુર એદલખાને તે ત્રેનમાં જહાંગીરને પુને જવા દીધો નહીં.

"નહીં, જહાંગીર," તેવણુ બોલ્યા. "છતાં અહીં સુધી આવ્યાછ તો મારી સાથે મુંબઇ આવો અને બપોરે આપણે ત્યાં જમીને પુને જજો! બે ચાર કલાકમાં કાંઇ ખાટું મોરૂં થવાનું નથી."

જો કોઇ બીજું હોત, તો જહાંગીર આજે એટલો ઉતાવળમાં હતો કે તેની ગમે એવી આગ્રહ ભરેલી માગણી તે કદી સ્વીકારતે નહીં, પણ આ તરફ આ માંગણી કરનાર ખાનબહાદુર એદલખાન જેવા તેના એક ઘણાંજ કદરદાન અને માયાલુ બુઝરગ મીત્ર હતા, કે જેમના આશરાથી તેનું ભવીષ્ય નજદીકનાં ભવીષ્યમાં સુધરે એમ હતું.

જહાંગીરને ગમ્યું તો નહીં, પણ અંદરખાનેથી અનમન્યાં મન છત બાહેરથી હસ્તો ચેહરો રાખી તેણે તે જઇફ ગ્રહસ્થનું આમંત્રણ ઉપકાર સાથ કબુલ કીધું, અને તેમની જોડે તે મુંબઇ ગયો.

"તમે શાહનામાની શરૂઆત કરી કે, દોસ્ત જહાંગીર?" ખાનબહાદુરે ઘરે ગયા બરાબર સઉથી પહેલો સવાલ આ કીધો.

"નહી સાહેબ, હું ખોટું બોલવાનો નથી. હું ગઇ કાલે તમુને પ્રોમીસ કરી ગયો હતો કે આજથી હું તે શરૂ કરીશ પણ આજે સહવારે ટપાલમાં મળેલાં એક કાગલ ઉપરથી મને અચણુચ માહીમ જવું પડવાથી આજે હું એ નેક કામનો પ્રારંભ કરી શકયો નથી. પણ આવતી કાલથી ખુદાનું નામ લઇ હું જરૂર શરૂઆત કરીશ."

"કાંઇ ફીકર નહીં. મી૦ જીજીશેઠ" ખાનબહાદુર બોલ્યા. "તમુને જયારે ગમે ત્યારે એ કામ શરૂ કરજો. મેં તો પેહલો વીશ્વાસ ખુદાપર, ને બીજો તમોપર મુકેલો છે."

"વારૂં સાહેબ, એ વીશે તમે કશી કાલજી કરવી નહીં. આએ કામને માટે મારાં દીલમાં કેવી અને કેટલી બધી ખંત છે તેનો જાણુનાર ખુદા સીવાય કોઇ નથી. ખુદા આપણી જયારેબી નેમ બર લાવે, ને પાંચ વરસની ઠરેલી મુદતનાં એ ગંજાવર શાહનામનો પોથો ગુજરાતી બેતબાજીમાં તઇયાર કરવાને હું ફત્તેહમંદ થાઉં એવું હું અંતઃકરણથી ઇચ્છું છું."

જહાંગીર જીજીશેઠનાં આટલા સખુનોથી ખાનબહાદુર એદલખાન ખુશ ગોફતેગોમાં વખત કયાં નીકલી ગયો તે તેમને ખબર પડયો નહી. અંતે બપોરે બાર વાગે ખાનબહાદુર જોડે ખાણું લઇ તેમની રજાથી જહાંગીર પુને ઉપડી ગયો.

સાંજે ચાર વાગ્યે તે પુને પુગ્યો અને ઘરમાં પગ મેલતાંજ જોય છે શું કે તેનાં ત્રણે ભુલકાંઓ તેને જોતાં વાર એકદમ તેની પાસે રડમસ ચેહરે દોડી આવ્યાં અને વડો બેટો રતનશાહ બાપને ગલે વલગી પડી એકદમ રડી દઇ બોલ્યો કે "ઓ પપા, પપા, તમે ગઇ કાલનાં કયાં હતા? મમા તો આજે સહવારનાં આવી પાછાં કોણ જાને કયાં ચાલી ગીયાંછ!"

વડા દીકરાનો છેલ્લો વાક્ય સાંભલતાં વાર તે કમનસીબ બાપનાં આખાં આંગમાંથી વીજલીનો એક ઝટકો પસાર થઇ ગયો હોય તેમ તેને લાગ્યું.

તે ચમકયો!

"હેં? શું બોલ્યો દીકરા! તારી માય સહવારે ઘેરમાં આવીને પાછી ચાલી ગેઇ? કયાં ચાલી ગેઇ?" જહાંગીરે ધ્રુજતાં ને ધપકતાં જીગરે પુછયું. તે કમનસીબ ભરથારનો ચહેરો આ વખતે વગર શકે એક દયાજનક ચીત્ર રજુ કરતું હતું. પોતાનાં કુમલાં ફરજંદોને આંખમાં પાણી આવેલાં જોઇ જહાંગીરનું હઇયું પણ ભરાઇ આવ્યું. તેણે તે બચ્ચાંઓને ગોદમાં લઇ વ્હાલથી છાતીમાં દાબ્યાં, જે દેખાવ અતી કરણાજનક લાગતો હતો.

"શું બોલ્યો દીકરા! તારી માય સહવારે ઘેરમાં આવીને પાછી ચાલી ગેઇ! કયાં ચાલી ગેઇ?" બચ્ચાંઓને પોતાનાં પાસાંમાં દાબી પોતાની ઉપજેલી માયારૂપી લાગણીનો ઉભરો હજી તો સમ્યો નથી, તેટલાં જહાંગીરે વડા દીકરાને તેજ સવાલ ફરીથી કીધો.

"એવણ કયાં ગીયાંચ તે હમે શું જાણયે, પપા ડીયર!" રતનશાહ રડમસ ચેહરે ડચકાં ખાતો બોલ્યો. "હમુને કાંઇ કહી થોડાં ગીયાંછ!"

"પોતે કયાં ગઇછ તે કહીબી નથી ગઇ?" જહાંગીર ગગલતે સાદે તે રડતાં બચ્ચાંને ફરીથી પેટમાં દાબી કરગરીને પુછવા પડયો.

"નહીં, પપાજી નહીં, ગઇ કાલેબી નહીં, ને આજેબી નહીં. એવણ વળી હમારી સાથે માયાથી કીયે દહાડે વરત્યાંછ કે આજે વરતે? ગઇ કાલે હમુને મારીને, અને આજે દેવાય એટલી ગાળો દઇને એવણ કોણ જાણે સહવારનાં કયાં ગયાંછ."

"અફસોસ! ઓ ખુદા એ હું શું સાંભળું છ! એને માય કહેવી કે બાટકણ! વારૂં એ એકલીજ ગઇ કે કોઇની સાથે ગઇ?"

"ગયાં તો એકલાંજ, શેઠ, પણ ગાડીમાં બેસીને ગયાં, ને સાથે એક મોટી પેટી લેતાં ગયાછ." નોકર કાસમ જે ત્યાં હાજર હતો તેણે બુચો રતનશાહ કાંઇ જવાબ આપે તેની આગમચ ઉત્તર દીધો.

"ઓ નખોદ!" જહાંગીર તે જવાબ સાંભળી મામલો ચેતી જઇ કપાલ કુટીને બોલ્યો. 'સાથે એક મોટી પેટી લઇ ગયાંચ' એવો કાસમનો અર્થસુચક વાકય પોતેજ જહાંગીરને એવો ભડકાવનારો હતો કે ગઇ રાતે માહીમ ખાતે તેને જે ભયભીત પરીણામો આવવાના ખ્યાલો ઉપજયા હતા, તે ખ્યાલ એટલા જલદી ખરા પડેલા જોઇ તે કમનસીબ ભરથાર હેબતથી ફાટી રહયો!

શું બોલવું અને શું કરવું તે તેને કાંઇ સુઝયું નહીં. પોતાનાં ત્રણે ભુલકાંઓને ફરીથી પાસામાં લઇ તે દયાળુ પણ દુઃખી બાપે વહાલથી ગોદમાં ચાંપ્યાં, કે જે વખતે તેની છાતીમાં થતાં અસાધારણ દુઃખને લીધે તેની બન્ને આંખ્યોમાંથી નવધાર આંસુઓ ધોધબંધ વહ્યાં જતાં હતાં.

આ તે દયાજનક ચીત્ર!

જહાંગીર અને તેનાં કમનસીબ બચ્ચાંઓ આ સ્થીતીમાં હતાં, તેટલાં ત્યાં મંજુલા અને તેનો ધણી નરોતમ આવી લાગ્યાં. તેઓ તે દુઃખી ભરથારનું દુઃખદાયક ચીત્ર જોઇ અચરતીથી ફાટી દરવાજામાં ઉભાં રહી ગયાં!

## પ્રકરણ ૪૩ મું.

## પરણેલા પુરૂષોને એક બોધ.

(અબયાત)

ફરેબે અફલાક હય આફત એક મુશકીલ,
ઉસકે પાસ છોટી હય હરએક મુશકીલ,
અફલાકકી દોસ્તીમેં કઉન નફા પાયા હય?
નુકસાનીમે નુકસાની પેદરમે વો લાયા હય.

[ ઉસતાદ ખીઝરખાં ]

“ઓ મંજુલા બહેન! મારી મુરખ બાયડીએ આ કેવું હુલડાઇભરેલું પગલું લીધું? અરે! તમો જેવાં ભલાં પડોસણે પણ તેને ચાર ખાસડાં શીખામણનાં નહીં માર્યાં?” જાંહાગીર જીજીશેઠ મંજુલા અને નરોત્તમને અચબુચ આવી ઉભેલાં જોઇ પોતાનો ભરાઇ આવેલો ડીબો ખાલી કરતાં કુદરતી રીતે તે ભલી બાઇને ઉભરાથી પુછવા પડયો.

“અરે ભાઇ! શું વાત કહું?” મંજુલા જાંહાગીરની દયા ખાતાં કગળી પડીને બોલી. “તમે તો હમણાં આવ્યા પણ તમારી ધણીઆણી અહીંથી ગઇ તે વેળા હું અહીં આવી હતી—શા ખ્યાલથી આવી હતી તે કહેવાની કાંઇ જરૂર નથી, પણ એ બેવકુફ સ્ત્રીએ મને પાણી કરતાં પાતળી બનાવી એવું ઉઘાડું અપમાન આપ્યું છે કે જેનો ખ્યાલ હું તમને આપી શકતી નથી.”

જાહાંગીરે જાણવા માગવાથી મંજુલા અને તેણીના ધણી નરોત્તમે ગઇ કાલે સહવારે તે ગયો ત્યારથી શું શું બન્યું હતું, તે વીગતથી તેને વીગતવાર વાકેફ કીધો. આજે તેણીએ આબા પછી બચ્ચાંઓને કેવો આવકાર આપ્યો તે અને તેણીનું ઘરમાંથી નીકળવું અને મંજુલાનું

અચણુચ આવી પુગવું એક થઇ જવાથી તેનો કાંદો કેવો ખીલી ગયો તથા તે વહેમી ઓરતે મંજુલાને કેવું હરડતું અપમાન આપ્યું એ બધું જ્યારે જાંહાગીરે સાંભળ્યું ત્યારે તેનાં દુ:ખનો પાર રહયો નહીં.

"આજની એની ચાલ જુદી હતી." અંતે બધું કહી રહેવા પછી મંજુલા બોલી. "આજની અરનવાજ રોજની અરનવાજ જેવી હતીજ નહીં. ખરૂં કહો જાંહાંગીરભાઇ, એ બહેનને આટલું બધું માઠું માની લેવાનું તમે કાંઇ કારણ આપ્યું હતું?"

"હું હવે શું કહું, બેહેન મંજુલા. જે ઓરત વહેમી હોય તે કદી સુખી થતી નથી અને પોતાને પડખે પડેલાંઓને પણ સુખી થવા દેતી નથી, તે હાલ આજે મારો થયો છે. તમોએ અમારાં પડોસણ તરીકે વારંવાર જોયું હશે કે, આ સ્ત્રીએ મારા સંસારને સુખી થવા દીધો નથી. એક પરણેલા સંસારને સુખી કે દુ:ખી કરવાનું કામ મોટે ભાગે ધણી કરતાં ધણીઆણીની સમજ કે બેસમજપર મોટો આધાર રાખે છે. એણે મારા ઉપર નાહક વહેમ ધર્યો છે. એને એવો ધખારો મગજમાં બેસી ગયો છે કે, મેહેરબાનુ મુગામોદી નામની મારી એક ઓળખીતી બાઇ, જેણી એક જવાન વીધવા છે, તેણીના પ્યારમાં હું પડેલો છું અને મને તેણી જોડે ગેરકાયદેનો સંબંધ છે! એવા વહેમી ખ્યાલોએ એનું મસ્તક ફેરવી નાખ્યું છે અને પરીણામમાં આજે મારૂં ઘર એ બેવકુફ બાયડી સદાનું છોડી ગયલી લાગે છે. મેં હમણાંજ સાંભળ્યું છે કે પોતાંનાં કપડાં–ચપડાં અને જણસભાવ એ સાથે વીંટી સમેટીને લઇ ગઇ હશે. એનું આ નાલાયક પગલું, મારી ઇજતને મોટો ધોકો પુગાડનારૂં છે મને એના જવાથી મારે માટે જેટલું નથી લાગતું તેથી બેવડું મારાં આ નિર્દોષ બચ્ચાંઓ, જેઓ આજની આ અચણુચ આડતથી ડધાઇ ગયાં છે, તેઓનું લાગે છે કે હવે એ ન્હાનાં બાળકોને કોણ અઠવાસસે? એમની સંભાળ કોણ લેશે?"

"સઉની સંભાળ લેનારો તે મહાદાની મહાપ્રભુ ઉપર બેઠો છે, જાંહાંગીરભાઇ! તમે શાદને કાળજી કરો છો?" ડાહી મંજુલાએ જાંહાંગીરને દીલાસો આપતાં કહ્યું "તમારી બાયડી તમારૂં ઘર છોડી આજે જતી રહી એ વાત જોકે ઝાઝી દુ:ખદાયક નથી, પણ આ બાળકોનાં બાબમાં તમે ખોટદાયક ગણુતા હો તો હું તેમાં તમો ભાઇની ભુલ સમજું છું. તમારી બાયડી એક માતા તરીકે કેવળ નીષ્ફળીતા હતી એવું મારૂં ખુલ્લું ને ખરૂં મત છે. હું સમજી નથી શકતી કે એક માતામાં હોવો જોઇતો પ્રેમ તેણીમાં એક અંશભાર ન હોવા છતાં તેણી એક માતા થવાજ કેમ પામી? હું એમાં કુદરતનો કોઇ ગુપ્ત ભેદ માનું છું. નહીં કર તમારી બાયડીમાં એક માને છાજતા સદગુણોનો એક કતરો પણ હસ્તી ભોગવતો મેં કદી દીઠો નથી. પણ તમારા ઘરમાં–આ બાળકોના બાબમાં–તેણી હોયલી કે ન હોયલી સરખીજ છે એવું

મારૂં મત છે. અરનવાજનાં ચાલી જવાથી તમારા ગરીબ સંસારને ધોકો પહોંચ્યો એ ખરી વાત છે, પણ આ બાળકોના બાબમાં તો હું ધારૂં છું કે એક લેખે સારૂં થયું છે. એ એક એવી અણઘડ માતા હતી કે એને બાળકોને કેમ કેળવવાં તેની જરાએ આવડ હતીજ નહીં. જે સ્ત્રીને પોતાનાં પેટનાં બચ્ચાં તરફ પ્રેમનો અંશ ન હોય તે તેઓની કેળવણીપર કયાંથી ધ્યાન આપે? માટે જાંહાંગીરભાઈ, જો બાળકોના બાબમાં તમારી સ્ત્રી ચાલી જવાથી બુરૂં થયું છે એમ તમે માનતા હો તો ભુલ કરો છો. એ નિર્દોષ બચ્ચાંઓને તો ઓરથી એના જવાથી ફાયદોજ થયલો હું લેખું છું."

મંજુલાનુ ઉપલું બોલવું જાંહાંગીરને જરાએ અયોગ્ય લાગ્યું નહીં. અરનવાજે પોતાનાં બચ્ચાંઓને શું સુખ દેખાડયું હતું તે તેને સારી પેઠે રોશન હતું. પડોસની એક પડોસણ તરીકે મંજુલા પણ જાંહાંગીરનાં ઘર સંસારથી અંજાણી નહીં હતી. જાંહાંગીર મોહડેથી જો કે કાંઇ બોલ્યો નહીં, પણ તેણે મન સાથ તુરત કબુલ કીધું કે મંજુલા જે કાંઇ બોલી હતી તે બોલેબોલ ખરૂં હતું.

"એનું મહીયેર કયાં છે, જાંહાંગીરભાઈ?"

"મહીયેર! મહીયેર કોણના બાપનું લાવે? મારાં સસરા—સાસુ ગુજરી ગયા પછી બધું વેર વીખેર થઇ ગયું હતું અને એની એક માસી હતી તેણે મુંબઇનું ઘર ઉંચકી નાંખી પોતાનો દીકરો નીઝામ હેદરાબાદમાં નોકરી હતો ત્યાં જઇ રહી હતી."

"ત્યારે અરનવાજનાં ભાઈ—બાઈ કોઈ નથી?"

"નહીરેજી, એની એક બેહેન છે."

"તે કયાં છે?"

"નિઝામ—હેદરાબાદમાં."

"ત્યાં કોણની સાથે રહેછ?"

"તેની માસી સાથે."

"તે બેહેન પરણેલી છે કે?"

"હું જાણુંછ ત્યાંસુધી નહીં."

"તમારી સાળી પરણેલી છે કે કુમારી એટલુંએ તમે જાણતા નથી ભાઇ જાંહાંગીર?" મંજુલાએ તેની મજાક કરી.

"મારી બઇરી બઇરાંઓની બાબદમાં કેટલી અધારી છે તે તમે જાણોછ, તે છતાં મને આવો સવાલ પુછોછો, મંજુલાબાઈ?" જાંહાંગીરે કાંઇક લજવાઇને ઉત્તર આપ્યો.

"પણ તમારી સાળી તે કંઈ પારકી બઇરી હતી? એ તો એક કુટુંબનાં પોતાવટમાં કહેવાય. શું તેને માટે પરપુછ કરવાનીબી તમને બંધી હતી?"

"મહેરબાની કરી આ બીના માંડી વાળો. મંજુલા બહેન, મને મારી હાલતની યાદ થતાં છાતીમાં છાગરા પડે છે." ગરીબ બીચારા જાંહાંગીરે આંખમાં પાણી લાવી માગી લીધું.

અને ખરેખર તે બાપડો માંગી લે એમાં નવાઈ ન હતી. આજે આ પરીણામ આવેલું જોઇ જાંહાંગીરની છાતીમાં દુઃખના જે પ્રવાહ ચાલતા હતા તેનો ખ્યાલ મંજુલાને કે તેના ધણી નરોત્તમને આવી શકવો મુસ્કેલ હતો. નરોત્તમ તો આવ્યો ત્યારનો ગુપચુપ બેસી રહયો હતો. તેણે એક પણ શબ્દ હજીસુધી વાપર્યો ન હતો. જાંહાંગીર અને પોતાની બાયડી વચ્ચે ચાલતી વાતચીત સાંભળતો તે બેસી રહયો હતો પણ જ્યારે મંજુલાએ જાંહાંગીરની સાળી કાંઇ જાંહાંગીરથી જુદી નહીં હતી એવો ઇસારો કરતાં તેણી વીષે પુછપરછ કીધી અને જાંહાંગીર તે વાતથી દુઃખી થયલો જણાયો ત્યારે નરોત્તમ અહીં પહેલવહેલી જબાન ખોલી પોતાની ધણીઆણીને આ વાત કરતી અટકાવીઃ "અરે સાંભળે છે કે? આ વાત મા કર! કાંઇ બીજી વાત કર!"

મંજુલા કાંઇ મુરખ નહીં હતી કે જાંહાંગીર "માગી લેવા"થી તે વાત બંધ નહીં કરે, પણ તેટલાં તેણીના ધણીએ પણ કહેવાથી તે ડાહી સ્ત્રીએ તુરત વાત ફેરવી નાંખી.

"કાંઈ ફીકર નહીં, ભાઇ, તમને અણગમતી વાતની યાદ આપી તમારૂં દીલ હું કદી દુઃખાવીશ નહીં." મંજુલા નરમાસથી બોલી. "તમને મુઝાવાનું કાંઇ કારણ નથી. અમે તમને પણ ઓળખીયે છીયે અને તમારી બાયડીને પણ ઓળખીયે છીયે. તમારી જુતીએ પણ એની લાયકી પહોંચી શકે નહીં. મેં જે પરપુછ કરી તે માત્ર એ અહીંથી ગઇ તે કોના આધારપર ગઇ હશે તેની અટકળ કરવા માટે હતી. તમે શું ધારો છો ભાઈ, એ કયાં ગઇ હશે?"

"હું ધારૂં છું કે એ એની માસી પાસે હેદરાબાદ ઉતરી પડશે."

"એના કોઇ ખેશી મુંબઇમાં છે કે?"

"નહીં કોઈ નથી."

"વારૂં કોઇ સહી—મીતી?"

"મુંબઇમાં તો એની કોઈ સહીયેર હોવાનું હું જાણતો નથી, પણ મુંબાઈ માહીમમાં એક જણી છે, કે જ્યાં એ ગઇ કાલે ગઇ હતી."

"તે તમે કેમ જાણ્યું?" અહીં નરોત્તમે સવાલ કીધો.

"હું પોતે પણ કાલે માહીમમાં હાતે."

"શું તેજ ઘરમાં?"

"ના."

"ત્યારે તમને અરનવાજ માહીમમાં હતી એમ કેવી રીતે ખબર પડી?"

ગરીબ બીચારો જાંહાંગીર! મંજુલાના આ પેચદાર પ્રશ્નનો જવાબ આપવો તેને લગાર ભારી પડી ગયો.

"મેં તેણીને જોઈ હતી."

"કયાં જોઇ?" નરોત્તમે ફરીથી પુછ્યું.

"ખુદ માહીમમાં."

"ખરી વાત છે જાંહાંગીર શેઠ, પણ કયાં આગળ જોઈ, તેણીની સહીનાં ઘરમાં, રસ્તામાં, સ્ટેશનપર કે કોઈ બીજી જગ્યાએ?'

"મેં માહીમના દરીયા કીનારાપર તેને જોઈ હતી."

"દરયા કીનારાપર?" મંજુલા અહીં વચ્ચે પુરાઈ. "ત્યાં તેણી શા માટે ગઈ?"

"પોતાની સહી જોડે ફરવા."

"અને તમે?"

"હું પણ તે તરફ ફરવાજ ગયો હતો."

"વાહ! કેવો અજાયબ સંજોગ? જે વખ્તે તમે ફરવા ગયા તેજ વખ્તે તમારી ધણીઆણી ફરવા ગઇ! વારૂં, તમે એકલાજ હતા કે?"

જાંહાંગીર શું જવાબ દે? મુંજુલા તો જાણે આજે તેને એક બેરીસ્ટર માફક ઉલટપાલટ તપાસવા બેઠી હોય તેમ ઉપર ને ઉપર ઘણા પેચદાર પ્રશ્નો પુછવા લાગી!

પણ જાંહાંગીર ભલો હતો. તેનાથી ગેઇ સાંજે એક ગંભીર ભુલ થઈ ગઈ હતી, જેનો આપણે જાણ્યે છીયે કે તેને અત્યાર આગમચનો પસ્તાવો ઉપજી ચુકયો હતો. આમ હોવાથી મંજુલાને તેણે ઉડાવી નહીં.

"જી નહીં, હું એકલો નહીં હતો. મારી જોડે મેં હમણા જે બાનુ વીશે તમને જણાવ્યું હતું તેણી ફરવા આવેલી હતી."

"નખ્ખોદ ગયું! ત્યારે એમ કહોની જાંહાંગીરભાઈ, કે તમને એક પારકી સ્ત્રી જોડે ફરતા દેખી તમારી બાયડીની આંખમાં ઝેર આવ્યું અને તેનાં પરીણામમાં આજનો દુ:ખદાયક બનાવ બનવા પામ્યો. ખરૂં કે?" ચતુર મંજુલા ઝટ ચેતી ગઈ કે આજની આફત શાને આભારી હતી.

"ખરૂં, મંજુલા બેહેન, ખરૂં! મારાં નસીબ ફુટેલાં હશે તે ગઈ કાલે મને એ બુદ્ધી સુઝી!" જાંહાંગીર કપાળ કુટીને બોલ્યો. તેને રડતો જોઈ તેનાં નિર્દોષ બાળકો પણ રડવા પડયાં. "મારો વાકમાં વાંક એટલો થયો કે હું એક પારકી સ્ત્રી સાથ ફરવા ગયો. પણ મારી અને તેણીની નીતિ ઉપર મારી મોહોરદાર શક લઇ ગઇ છે, તેને માટે તો મારૂં અંત:કરણ મને જરાએ ડંખતું નથી. મંજુલા બેહેન, તમો

જાણો છો કે અમો પારસીઓમાં સુધારો એટલો બધો પેવસ થયલો છે કે ત્રાહેત બાનુઓ જોડે જાહેરમાં ઇઝત આબરૂથી ફરવું-હરવું એ એક 'કૉમન' ચીજ છે, પણ મારી બઇરી, જેણી વગર શકે એક અભણ અબળા છે તેણીને મનથી આસમાન ઉલટાઇ ગયું હોય તેવી આફત સમાન એ બનાવ થઇ પડયો છે."

"તમે કહોછ તે બધું ખરૂં છે, ભાઇ જાંહાંગીર, તમારી નીતિ-નેષ્ઠા માટે અમો ધણી ધણીઆણીને મોટું માન છે, પણ એક વાતનો મને ખુલાસો કહો કે તમે તમારી તે ઓળખીતી બાઇ મેહેરબાનુ મુગામોદીને ત્યાં જે કોઈ કામ સારૂ જતા આવતા હતા તે બીનાથી તમે તમારી બાયડીને જાણીતી રાખી હતી?"

"નહીં-મંજુલા-હું ખોટું બોલીશ નહીં. આ બાબતમાં હું લગાર બજીદાઇ પકડી બેઠો હતો."

"અને તે બજીદાઇએજ તમારો ધાણ કાઢયો છે એમ કહું તો ખોટું નથી, જાંહાંગીર શેઠ!" મંજુલા, જેણી એક સ્વતંત્ર ખવાસની અને રોકડું રોકડું ચુકવનારી હીંમતવાન તેમજ બોલીદરાઝ બાનુ હતી, તેણીએ જાંહાંગીરને અરધાનો ખુરદો ને અરધો બાધો કરી આપ્યો. "તમે જો એક પારકી સ્ત્રી જોડે ફરતા હતા અને તમે સારી પેઠે જાણતા હતા કે અરનવાજ અધીરી ને વ્હેમી છે, તો તમારી એક ધણી તરીકે ફરજ હતી કે તમે તે ત્રાહીત બાઈ જોડે શા માટે ફરો છો, તેણીને મળવાનું તમને શું કારણ છે અને કયાં કામ તમે તેણીને કુમક કરો છો એ બીના તમે એકદમ તમારી બાયડીની જાણમાં લાવવી હતી અને તેટલાંથી પણ તેણીની ખાત્રી થઇ શકવાની નથી એમ તમોને લાગ્યું હોત તો તમે તેણીને તે બાઇને ત્યાં લઈ લઇને તે કામકાજ બાબે તેની ખાત્રી કરવી હતી. એ બધું તમે કીધું હતું?"

"નહીં, મંજુલા બેહેન, એમાંનું મેં મુર્ખાએ કશું કીધું નથી."

"ત્યારે જે કાંઈ પરીણામ નીપજવા પામ્યું છે તેને માટે થોડેક દરજજે તમે પણ જવાબદાર છો. જોકે તમારી હાલત જોઈ અમોને દયા ઉપજે છે, પણ પરણેલો સંસાર પરસ્પર કેવી રીતે નીભવા પામે છે તે ધણી અને ધણીઆણી બન્નેએ એકસરખી રીતે સમજવાનું અને સંભાળવાનું છે. જેમ કુંમારી જીંદગી જોખમદારી ઓછી ભરપુર નથી તેમ પરણેલા સંસારની જવાબદારીઓ પણ ઓછી મુશ્કેલ નથી. કુમારી જીંદગીમાં તે પોતાનીજ નીતિ-રીતીને એક કુમારીકાએ કે કુમારા જવાને તપાસવાની છે. પણ પરણેલી જીંદગીમાં તે ફરજ બેવડી વધી જાય છે. જેમ ધણીનાં સંસારસુખનો આધાર ધણીઆણીપર છે તેમ ધણીઆણીની સઘળી આશા-ઉમેદ ધણીપર લટકેલી હોય છે. પરણેલી

જીંદગીમાં પરસ્પરનો વીશ્વાસ જ્યાંસુધી પોતાનો પાકો પાયો ચણતો નથી, ત્યાંસુધી તે જીંદગીમાં સંસારી મીઠાશ પેદા થતો નથી. તમે ભલા છો, નીતિમાન છો, નેક છો, તમારી ધણીઆણીની ગમે એવી બેરડાઈ છતાં તમે તમારો દુઃખી સંસાર નીભાવી લેવાની ઘણી ઘણી કોશેશો કીધી હતી, તે અમે જાણીએ છીયે, પણ આ બાબદમાં તમે કેમ થાપ ખાધી તે અમે સમજી શકતાં નથી. ખરેખર, જાંહાંગીર શેઠ, તમને તમારી કોઈ નબળી ગ્રહદશાની ચાલેજ ઘેરેલા હોવા જોઇયે, નહીં તર તમે આમ ગફલતી ખાવો એવા નથી."

મંજુલાનું આ અસરકારક બોલવું જાંહાંગીર જીજીશેઠપર અસર ઉપજાવ્યા વીના રહયું નહી. એક ગરીબ મેઢાં મીસાલ તે બાપડો પોતાની જગ્યાપર બેસી રહી આખમાંથી નીકળતી આંસુઓની ધારા ગુપચુપ ખેરવ્યો જતો હતો!

"એ આ શું કરો છો, જાંહાંગીર શેઠ?" જાંહાંગીરને આંખપાણી કરતો જોઈ નરોત્તમે નરમ સાદે ઠપકો આપ્યો. "તમને કાંઈ વીચાર છે કે નહીં? આ બાપડાં નીર્દોષ બાળકો એવો દેખાવ જોઈ કેવાં ડઘાઈ જશે તેનો તો કાંઈ ખ્યાલ કરો? એ આ શું કહેવાય? આપણે મરદ છીયે—મરદને ડરવું ન શોભે. રડવા કુટવાનું કામ બાયડાંઓનું છે, તે ભાયડાઓનું નથી. દુઃખ આવી પડે ત્યારે પોચા પડી જવા કરતાં હીંમત અને ધઇર્યતા ધારણ કરવી એ પુરૂષ માત્રનો ધર્મ છે. તમારૂં આજનું દુઃખ નાનું નથી પણ કરશો શું? એ તો જેની ઉપર પડે તેણેજ વેઠવાનું છે. પરમેશ્વરપર ભરોશો રાખો ભાઈ, આમ છેક હીંમત હારી દેવાથી તમને આગળ ઉપર તમારાં કામકાજમાં સુજ કેમ પડશે?"

"ઓ નરોત્તમ ભાઈ, તમો અને તમારાં ભલાં ધણીઆણીનું કહેવું બોલે-બોલ ખરૂં છે, પણ આ બાળકોનું હવે શું થશે—એમને કોણ સંભાળશે—એ એકજ વીચારથી મારી છાતી ફાટી જાય છે. મને મારા જીવની દરકાર નથી, પણ આ મારાં ત્રણ ખીલતા ગુલાબોનું હવે શું થશે? ભાઈ, તે ગમે એવી હતી પણ ઘરની ધણીઆણી હતી અને ધણીઆણીનું કામ ધણીથી કદી થઈ શકતું નથી એ આપ જાણો છો. મને બીજું દુઃખ કાંઈ નથી, પણ મારાં બાળકોને હવે કોણ અઠવાસરી એ ધાસ્તીથી હું હરણફાળ થઈ ગયો છું."

આ વાત ચાલે છે એટલાં નોકર કાસમ એક બંધ પરબીડું લઈ જાંહાંગીર બેઠો હતો ત્યાં દોડી આવ્યો અને "શેઠજી. આ કાગળ આપનાં બીછાનાંમાં તકીઆની તળે મેલેલો મળી આવ્યો છે." કહી તેના હાથમાં આપ્યો.

વીજળીનો એક ઝટકો લાગે તેવા ધરકા સહીત તે કમનસીબ

ભરથારે કાસમે આપેલો કાગળ હાથમાં લઈ તે ઉપર એક ઝડપ નજર ફેંકી અને તેજ પળે "આ નખ્ખોદ! આ તો અરનવાજના હરફ છે!" એમ બોલતાં જાંહાંગીરથી એક ધીમી ચીસ પડાઈ ગઇ!

## પ્રકરણ ૪૪ મું.

## એક અમીરી ઓરતનું ઉછાછળાપણું-પરણેલા સંસારને "છેલ્લી સલામ!" તકીયા તળેથી મળી આવેલો કાગળ વહેમી વીચારોનું પરીણામ—"માહીમવાળી માશુક"-વરપર વેર લેવાની ધમકી.

( દોહરા )

અચાર બીગડે તે તણું, વર્ષ બીગડિયું ધાર;
વનીતા બીગડી તે તણો બીગડયો સઉ સંસાર!

[ દીલજાન. ]

જાંહાંગીર હવે ખુલ્લેખુલ્લું ચેતી ગયો કે, અરનવાજ તેનું ગરીબડું ઘર સદાનું તજી ગઈ છે. તેનો ચહેરો એવો ફગલાઇને ફીકકો મારી ગયો હતો, તથા તેના હાથ એવા થરથર ધ્રુજતા હતા કે, કાસમે લાવી આપેલું તે કાગળ ત્રણ ત્રણ વખત તેનાં હાથમાંથી પડી ગયું, જે ત્રણે વખત તેના વડા બેટા રતનશાહે તે ઉંચકી આપ્યું.

"રખેને એ ઉછાછળી ઓરતે પોતાના જીવ-બીવપર કાંઈ કીધું હોય? આ ખુદા!" એમ બોલી જાંહાંગીરે તે કાગળ જેમ તેમ ઉખેડયો, જેમાં નીચે મુજબ લખેલું હતું:—

**મારા એકવારના વાહલા જાંહાંગીર,**

આએ કાગજ તમે વાંચશો તે વખતે ખુદા જાણે મારી સરજત મને કયાં લઈ જતી હશે તે હું અત્રે કલ્પી શકતી નથી. હું જાઉં છું-તમારૂં ઘેર હું આજથી સદાનું છોડી જાઉં છું. જાંહાંગીર, આખરે તમે મને બેવફા નીવડયા છો. હું જે વેહમ રાખતી હતી તે અંતે ખરો પડયો છે. અને જે કસકુનમ દલદર દદા મારાં સંસાર-સુખનું છુપ્યું સત્યનાશ વાળી રહી છે એવો મને વસવસો ઉપજયો હતો, તે ગઇ કાલે મારી નજરે પડેલા દેખાવપરથી જરાએ જરા ખરો પડયો છે. તમે મને ઠગી છે, જાંહાંગીર, તમે મારી સાથ જીવતો જાલેમ દગો રમયા છો. તમારી સાથ પરણુયા પછી ત્રણ બચ્ચાંની માય થઈ ત્યાંસુધી મેં એકબી

દહાડો સુખનો તો જોયો નહીંજ હતો, પણ છેલ્લે સરવાળે મારો આએ દહાડો આવશે અને તમે મને અંધારામાં રાખી મારી સાથે એવી નાલાયક ચાલ ચલાવશો એવું મેં કદી ધાર્યું નહીં હતું. એ મુંગા-મોદીની મેહેરીના લખમાં પડીને તમે મારી તરફનો તમારો આગલો પ્યાર સદનતર પારકે હવાલે કરી બેઠા છો. હું અસલથીજ કહેતી આવી હતી કે તમે બઇરાંઓને જુઓછ ને જુઓછ તમારી ચસમજ ફરી જાએછ. તમે ઘેરમાં તો આખો વખત ખાઉં—કરડું જેવા દાધાબલ્યા રેહવોછ, ને બાહાર જાઓછ ત્યારે પારકી બઇરીઓ સાથ નાચતાં—નદરતાં તમુને કેવી ગીલી ગીલી ને ખુશાલી છુટેછ, હેં? 'ઘેર ઘેલા ને બાહાર ડાહયા'ની કહેવત જો કોઇબી ખાવીંદે ખરી પાડી આપી હોય તો તે તમે છે. હું પરણ્યા પછી તમે મને શું સુખ દેખાડયું તે યાદ કરો, જનહાંગીર? એકબી દહાડે, પરણ્યા પછીનો, મારો હસ્તો દીવસ પસાર થયોછ કે તેનો જરા ખ્યાલ કરો! મેં તમારાં ઘેરમાં દુઃખ ને દલદેલ-રીનાંજ દહાડા કાઢયાછ. 'સુખ' એ શું ચીજ છે તે મેં પરણ્યા પછી જાણ્યુંજ નથી. હું પરણવા આગમચ તો એમ સમજતી હતી કે હવે પછી હું વાડી—ગાડી ને બાગબગીચાની ધણીયાણી થવસ ને મેહેલ જેવાં મકાનમાં ચમન મારશ; હું તો એમ જાણતી હતી કે મારાં માએ—બાપે મને ધનના ઢગલાપર આપીછ, મેં તો૦એમજ માની લીધું હતું કે હું બાટલીવાલાને તયાંજ પરણી ગઇછ, પણ તમે તો ધનધન ઘોરી કાટલીવાલા મલ્યા! લોકો કેવાં ફરેછ હરેછ, મોજમજાહ કરેછ ને ચમન મારેછ? અહીં તો મુવો વરસો થયાં દલદેલરી કરતાં અરધો જનમારો ગીયો! એવી ગરીબાઈ ને એવી ગીરદેશી મારેથી નહીં વેઠાય. તમારી સાથે ગરીબ સંસારે વખત લેતાં લેતાં હવે મારાં નાકની ચીટકીમાં દમ આયોછ. મુવું ગરીબાઈમાં તે કેમ જીવાય? ખુદાએબી શું જોઇને ગરીબાઈ પેદા કીધીછ? જો ગરીબાઈ જેવું દુનીયામાં કંઈ હતે નહીં તો બધાં કેવાં સુખમાં ને અમન—ચમનમાં રેહતે? તમે મહીને દહાડે ૪૦ થી ૫૦ રૂપરડી કમાઈ નથી શકતા—તેવા માટીડાથી બઇરીનો શું શુકરવાર વળવાનો હતો? જુઓ લોકોના માટીડાઓ કેવા મોટા મોટા પગાર પાડેછ ને પોતાની મોહોરદાર અને બચ્ચાંઓને કેવાં આરામથી રાખેછ? તમારામાં એવું કંઈ બલ્યુંછ? તમે તો દુનીયામાં કોઈ સઉથી અભાગીયામાં અભાગીયા તમારાં માએ—બાપને પેટે પેદા પડેલા છેવો. એકબી દહાડે તમારા નસીબાને મેં ચઢતો પાસો બતાવતાં જોયો નથી. એકબી દહાડે તમોને મેં તમારી ચાલુ આવકથી એક રૂપીયોબી વધુ કમાયલા જાણ્યા નથી; એકબી દહાડે તમોને કોઇની તરફની અચાનક લાભ કે વારસો નથી મલ્યો—નથી તમોને જમીનમાં દાટેલું કોઇનું ધન નહીં ધારેલું મલ્યું કે નથી તમુને એક મોટી જેવી ચાર પાંચ લાખની લોટરી લાગી! મુવાં એવાં હીણાં નસીબનાં તમે મારાજ કરમમાં કાંહાંથી નોંધાયલા હતા? કોઇ બીજી બઇરી, જેને ગરીબાઇની હોંસ હોય તેનાં નસીબેજ કાંય નહીં

ગીબા! મુવા મારા ભવને ને મારા હોંસકોસ ભરેલા જીવને નાહક ફાંસમાં નાખીને તમે શું કામ દુ:ખી કીધો? મેં કંઇ તમારા બાપ–બપાવાનું લઈ ખાધેલું નથી કે હું હંમેશાં ગરીબાઇજ વેઠું! ગરીબાઈ કાંઈ મારેથી વેઠાય નહીં, ને તમારા કંગાલ ઘેરસંસારની ગીરદેશીમાંજ મારો જનમારો અટવાયલો જાય તે કંઈ મારેથી હવે સંખાય નહીં. મુંઈ ગરીબાઇબી માણસ ખમી ખમીને કેટલી ખમે? તે ખમવાનીબી હદ હોવી જોઇએ. એ તો હું કોઈ અસરાફ માયની અસરાફ દીકરી હોવસ તેથી તમારાં ઘેરનો આટલાં આટલાં વરસથી ઘસડબોરો કીધો, નહીં તો કોઈ કમજાતની જણી તમોને મળી હતે તો સુરણના સવાદ બરાબર ચખાડતે, સમજયા? તમારી સાથ પરણવા કરતાં હું આખો ભવ કુમારી રહેતે તો મારા જેવી દુનીયામાં સુખી બીજી કોઇને હું ગણુતે નહીં. તમે મને પરણીને શું સુખ દેખાડયું? તમારાં નસીબપર આગ લાગેરે! તમારા જેવો અભાગીયો ને કમનસીબ આદમી તો હું ધારૂંછ કે દુનીયામાં કોઈ જનમીયોજ નહીં હશે. તમોને પરણીને હું શું સુખી થઈ? પરણ્યા પછીનો એકબી દહાડો ઉમેદવંતો મેં જોયો નથી. નીરાશી, નીરાશી અને નીરાશી, એ જાણે શુરૂઆતથી તે આજના દહાડા સુધી (તમારી સાથે પરણ્યા પછીથી) એકસરખી હું જોતી આવીછ. મુઇ હું મારાં માએ–બાપને પેટે જનમની લેતી! જો હું અભાગણી જન્મીજ નહીં હતે તો દુનીયામાં એવી દલદેસરી કહાડવા અને હાડમાર થવાનો વખત આવતે નહીં. જે કંઈ થયું તે મારાં કીસમતે થયું–પણ હવે મારેથી એ ગરીબાઈ વેઠાતી નથી. ધુળ નાંખી ગરીબાઈ વેઠીનેજ ગુપચુપ મરી રહેવાનું હતે તો તેબી વેઠી મરતે, પણ તમે તો ખરડેલા પગ છેક ગલીચા વેર ચલાવી, હું પરનેલી બઇરી નજરની સામે જીવતી છતાં બીજી બીજી છલકતીઓ સાથ નાચતા–નદરતા ફરોછ એ હું કેમ સાંખી શકું? ઓ જાંહગીર! જાંહગીર! તમે કોણ જાણે કયારથી એવાં ઉંડાં પાણીમાં રમોછ તે હવે મને અંજાણું રહયું નથી. હું નહીં ધારતી હતી કે, મારો એક વખતનો ગરીબ ને ગરવો ધણી પાછળથી એવો હરામી ને દગાખોર નીકળશે. કોણ જાણે તમે કોણ કોણ સાથ મારેથી છુપી રીતે દોસ્તી પાડી એવી રીતે મને કયારથી ઠગતા આવોછ! પણ અંતે તમારૂં પાપ ભરાઈ ભરાઇને આખરે ગઇ કાલે ફુટયું. ફુટયું તે એવું ફુટયું કે તમે ઘણા નાકે જીભ લગાડતા હતા કે એ મહીરાં–સાસરા મુંઈ મેહેરી સાથ મને દોસ્તી છેજ નહીં–છેજ નહીં–તો દોસ્તી નહીં હતી ત્યારે દરીયે ફરવા કેમ જવાયું? અને તેબી એકમેકના હાથમાં હાથ લઇને? વળી દોસ્તી નહીં હતી તો તમોને તેને ત્યાં જવાનું બીજું વાજબી કારણ શું હતું તે તમે મારી પાસે શું કામ છુપાવ્યું? મારી સહી દીનામાય દાવરની પેહેલાં ખાત્રી થઈ નહીં, પણ જ્યારે તમારી બેઉની જોડીને સાંજનાં અંધારાંમાં એક દરીયાના કીનારાપર એકાંત રીતે એકમેક સાથ ચમન મારતાં જોઇને તેનીબી ખાત્રી થઈ કે અહીં કંઈ પાણી મુવેલાં છે ખરાં! મને જોઇને તે અને તમે, બેઉ જણ

ફગલાઇને ફીકકાં કેમ પડી ગયાં? મને જોતાંજ તમારી કોઈ દુસમેનનો દમ કેમ બંધાઈ ગીયો? પણ બંધાય નહીં તો શું થાય? આટલો વખત તો ફાવી ગયલા તે છાતો ઠોકી ઠોકીને કેહતાતા કે હું એવો છેઉંજ નહીં ને એવાં ખરાબ કામનો ખયાલબી નહીં કરૂં, પણ ગઈ સાંજે જયારે આબાદ છટકામાં એક ઉંદર સપડાઈ જાય તેમ એ વાઉ વંડેરીના જીવતા જાગતા મુદા માલ સાથ સપડાઈ ગયા ત્યારે કેમ ચોરની માફક ચુપ થઈ ગયા? કેમ, તે વખતે તમે તમારો બચાવ કાંય નહીં કીધો? ને પેલી લેડોનાં સુખલુદ્દુ નકટીનું નાકબી કેવું કપાઈ ગીયું? જબાં તો એક ગજ લાંબી છે, ને બોલવા માંડેછ ત્યારે તો જાણે જાણે એક્ષપ્રેસ ત્રેન છુટી હોય તેમ તડતડ તડતડ કાતર ચાલે છે, ને કાલે સાંજે મને અચબુચ માહીમનાં દરીયા કીનારે સામે આવી ઉભેલી જોઈ એ પેટઅલી કારમખીનું ડાચુંજ કેમ સીવાઈ ગયુંતું? હેં જાંહાંગીરજી શેઠ, બોલોની? તમે ને તમારાં માનીતાં માશુક બેઉ જણ મને જોઇ તત-પપ કાંય થઈ ગીયાં? તમે બેઉ નીતીમાન ચાલ ચલણનાં હતાં ને તમારૂં દીલ સાફ હતું, તો પછી તમે બેઉ જણાં મને જોઈ ચમકીને સાવજ જેવાં કેમ બની ગીયાં? તમારી અક્કલ હુશીયારી તે વખતે જતી કેમ રહી? એ મુગામોદીની મેહેરી, જેનો માટી હજુર તો હમણાજ થોડુંક થયું મરી ગીયોછ, ને જે પોતાને ઘણી સીખેલી ને સુધરેલી સમજેછ તેની ફીકરી મને જોતાંજ ફાટી કેમ ગઈ?-પણ પાપ-બદકાર બુરૂં પાપ ગમે એવાં સ્યાનાં માણસને સાવજ બનાવે છે, એમ જે બોલાય છે તે ખોટું નથી. જયાંસુધી તમો બેઉનાં પાપનો ઘડો ભરાવાનો હતો ત્યાંસુધી તમે મારી ભોળાઇનો લાભ લઇને ફાવી ગયાં, પણ હવે? હવે તેમ કેમ બને? તમારા પાપનો ઘડો ભરાઇને આપ મેળે ઉલટાઇને બાહેર આવવાથી તમે તમારાં ખરાં રૂપમાં ખુલ્લાં થઈ ગયાછ-બસ, મેં મારી નજરો નજર જોયુંછ કે તમો બેઉ વચ્ચે છેક અંધારૂં થાય ત્યાંસુધી દરીયે કીનારે ફરવા જેટલી હીંમત છે તો તમારી વચ્ચેની મોહબત સાધારણ મોહબત હોયજ નહીં-હું તેમ મરતાંબી માનું નહીં. એક જવાન, ખુબસુરત વીધવા સાથ એક પરણેલો માતીડો આય રીતે છડેચોક ફરે હરે તેજ શું દેખાડી આપવાને પુરતું નથી કે તેનો સંસાર અંદરખાનેથી વગર શકે સડેલો હોવો જોઇએ? અફસોસ! અફસોસ! ઓ જાંહગીર! મેં તમોને એવા કદી ધાર્યા નહીં હતા. તમે મને ઠગી છે. તમે મને બેવફા નીવડયા છો. તમે તમારી પરણેલી મોહોરદારનો પ્યાર એક બીનહકદાર બઇરીને બક્ષેસ કીધો છે. ઓ ખુદા! એ આફત મારેથી કેમ ખમાય? એ સીતમ હું કેવી રીતે સહન કરૂં? હું પરણેલી બઇરી હઇઆત છતાં મારો ધણી પારકી ઓરતના ખ્યાલમાં ફસે એ બનાવ શું મારી આંખમાં ઝેર પેદા કરાવનારો નથી? ઓ જાંહગીર! એ ઝેર રહી રહીને એવું કાતીલ નીવડયુંછ કે મારી રગેરગમાં તે ગઈ સાંજનું ફરી વલ્યું છે અને તેનાં પરીણામે આજે હું તમારૂં ઘેરબાર સદાનું છોડી જાઉંછ-આજથી હું તમારા આશરામાં

રેહવાને હવે કમકમુંછ—મારા પરણુમા સંસારમાં હું સુખી તો હતીજ નહીં, પણુ આએ કીસમની જાલેમ બેવફાઈ મારી તરફ બતાવવામાં આવશે એવી મને સ્વપને પણુ વક્કી નહીં હતી. મારાં ફુટેલાં તકદીરે તે દહાડો આજે આવી પુગો છે, તો હવે હું એવા બેવફા ને બેવચની ધણીના આશરામાં રહેવા કરતાં બારણે બારણે ભીખ માગવાનું વધુ પસંદ કરસ. ઓ બેકદર ભરથાર! આજથી હું તારો આશરો છોડીને જ્યાં જવાય ત્યાં જાઉં છું. હું કયાં જાઉં છું તે જણાવવાની મને કશી દરકાર નથી, પણ તેં જે નાલાયક ચાલ ચલાવી છે, તેનો બદલો ઈનસાફની કોરટથી મેળવ્યા વગર અને જાહેરમાં તારી અને તે દલદર દદાની નાકકટી કરાવ્યા વગર હું હરગેજ રહેવાની નથી. કાયદાની મદદથી હું તારાથી છુટટી થયા પછી તું ભલે તેની સાથ પરણીને એક થજે, પણ તારાં ને તે કાળમુખીનાં કાળાં કરતુકો જાહેરની જાણમાં લાવ્યા વગર હું હરગેજ રહેવાની નથી એમ ખરી ખાત્રીથી તું માનજે. મારાં બચ્ચાંઓને મારી સાથે લઈ જવાની હું કશી જરૂર જોથી નથી, કેમકે તેમ કીધાથી તો તુંને ને તે મહીરાં મુંઈ મેહરીને વધારે ફાવીતું પાસે; માટે મારી સાથ છુટાછેડા થયા પછી તમો બેઉને નભરવશ નાચવાનું નહીં બને તેટલાં માટે બચ્ચાંઓની એ 'અપજાર' મારી ભવીશની સોખની મુંડી મરડવા સારૂં હું તારી પાસે અનામત મુકી જાઉં છું. બસ—છેલ્લી સલામ! આજથી તું નહીં ને હું નહીં. હું અત્રે ખુલ્લી ચેતવણી આપુંછ કે મને મનાવી લેવાના ખ્યાલથી મારી પાછળ આવતો ના અથવા હું કયાં છું તેની શોધમાં નાહક વખત ને પઇસા બરબાદ કરતો ના—તેને બદલે તે વખત અને તે પઇસો તારી 'માહીમવાલી માશુક' પાછળ ખરચજે. અફસોસ! અફસોસ!

લી૦ તારી બેવફાઇને લીધે તુને ખરાં જીગરથી
ધીક્કારનાર દુ:ખી ધણીઆણી,
**અરનવાજ.**

## પ્રકરણ ૪૫ મું.

## એક કાંકુવાળા બાવીંદની કહાંણી.

### [દોહરા]

વીશ્વ તણા વહેવારમાં, સંધાય નહી સત્કર્મ;
"એક તણો પૈસો અને, બીજાનો છે ધર્મ!"
કોઈ દિવસ માવો મળે, કોઈ દિવસ દુધપાક;
કોઈ દિવસ વળિ કોરડો, નવે દિવસ નવિ વાત!

પાપ વિષે પૃથ્વી ભરી, પાપ પાપ ને પાપ;
જ્યાં જોશો ત્યાં પાપનો, સહે સર્વ સંતાપ.
હરેકની હદ હોય છે, હરેકનો છે અંત;
સુમ, સખી કે શુર નર, સંસારી કે સંત.
ભૂંડી જેની ભારજા, તેનો જગમાં નાશ;
સ્ત્રી પર છે સંસારનાં, સકલ સુખોની આશ.

(દીલજાન.)

ઉપલો કાગળ વાંચી જાંહાંગીર જીજીશેઠનો જીવ ફરી આવ્યો. જીવ ફરી નહીં આવે તો શું કરે? સ્વપને વટીક વંક્કી નહીં રાખેલી આ અચબુચ આવી ઉભેલી આફતથી તે ભોળો અને ભલો ભરથાર ભાનભુલો થઈ જાય એ કુદરતી હતું. તેનો જીવ ફરી આવ્યાથી તેનાં હાથમાંથી અરનવાજવાળુ પેલું કાગળ જમીનપર પડી ગયું. તેણે બન્ને હાથ પોતાની આંખ્યોપર ઢાંકી દીધેલા જોઈ મંજુલા ઝટ ચેતી ગઈ કે, જાંહાંગીરનો જીવ ફરે છે, જેથી તેણી ઝટ તેની મદદે દોડી ગઈ.

મંજુલા અને તેણીના ધણી નરોત્તમે જાંહાંગીરને ખુરસીપરથી ઉઠાડી તેના ઓરડામાં ખીછાનાપર સુવાડયો. સારે નસીબે તેજ ઓરડાની એક ન્હાની ટીપાઈપર બીજી સીસીઓ ભેગી કોલનવાટરની પણ એક સીસી હતી, જેપર મંજુલાની નજર પડતાં તેણીએ તુરત તેનો લાભ લીધો.

પણ જાંહાંગીર બેશુધ થયો ન હતો, તેનો જીવ માત્ર બેતાબ મારી આવ્યો હતો. થોડીક સેકંડ સુધી તેની નજર આગળ ચીતરી આવતી હતી, પણ મંજુલાએ વખતસર મદદ આપવાથી તે બેકાંમ બનતો અટકી ગયો.

પાંચ મીનીટમાં તો તે પાછો પોતાની આગલી હુશીઆરીમાં આવી બીછાનામાં ઉઠી બેઠો.

"કયાં છે પેલું કાગળ?" તેણે પુછયું.

"આ રહયું ભાઈ, તે મારી કને છે. હવે એ ઘડી ઘડી વાંચીને શું કરશો?" મંજુલાએ શીખામણ આપી.

"મારે હવે એ વાંચવું નથી પણ મારી કને જાળવી રાખવું છે." જાંહાંગીરે જવાબ આપ્યો.

"બહુ સારૂં, જાંહાંગીરભાઇ, તમારી બેવફા બાયડીનું આ નમુનેદાર કાગળ તમે સુખેથી તમારી કને જાળવી રાખજો, પણ તુરતવેળા તમારૂં મન લગાર શાંત થાય તેટલો વખત આ કાગળ હું મારી પાસે રાખવા ઇચ્છું છું. તમને કાંઇ હરકત છે?"

જાંહાંગીરથી કેમ કહેવાય કે, 'હા, હરકત છે?' કેવી ભલી! તે જવાન ગ્રહસ્થ તુરત ચેતી ગયો કે આ આગળ પોતાના અખબારમાં રાખવામાં મંજુલાનો હેતુ માત્ર એટલોજ હતો કે તે વારંવાર વાંચી વધુ ને વધુ સંતાપ કરે નહીં. આ ખ્યાલ ઉપજતાંજ તે પરકોમની ભલી પડોશણની ઉંડી સમજદારીપર તે મનમાં 'આફરીન' બોલ્યા વીના રહયો નહીં.

"હવે મારે શું કરવું, મંજુલા બેહેન! મારી અકકલ તો સુન મારી ગઈ છે. મારૂં ભેજું કાંઇજ કામ કરી શકતું નથી. મારે હવે કયા ઉપાય લેવા જોઇએ?" જાંહાંગીર, જેનાં હઇયામાં હજી ધાસ્તીનાં ધુજરાં તેને ધુજાવી રહયાં હતાં, તે હરણ ફાળ થયલે ચહેરે પુછવા પડયો. "મારી બઇરી તો મને ને મારાં નિર્દોષ બચ્ચાંઓને તજી ગઇ, પણ હવે મારે કયો મારગ લેવો જોઇએ? ખુદા ખાતર કોઈ મને સારી સલાહ આપો!"

"સલ્લાહમાં સલ્લાહ હવે એ છે ભાઈ, કે એવી બેવફા ને ઉછાછળી વહેમી સ્ત્રીપર સદાનો પુરો મેલી તમારે સંતોષ પકડી ગુપચુપ બેસવું." મંજુલાએ સલ્લાહ આપી.

"ઓ મંજુલાબેહેન! એવાં પહાડ જેવાં દુઃખમાં સંતોષ તે હું કેવી રીતે ધારણ કરૂં? હું મારા પોતાને માટે રડતો નથી, પણ આ નાદાન બાળકોને હવે કોણ અહવાસસે અને એમની માવજત કોણ લેસે એ કાળજીથી મારૂં લોહી બંધાઈ જાય છે. અરે અરનવાજ! અરનવાજ! ઓ મુરખ મોહોરદાર! તેં તારા દુઃખી ને ગરીબ ધણીનો તો નહીંજ પણ આએ ફરેસ્તાઈ ખસલતનાં ગાય–ગુલાબ બચ્ચાંઓનોબી વીચાર નહીં કીધો? મારૂં તો નહીંજ પણ આએ નીરદોષ ફરજંદોનુંબી તુંને કંઈ નહીં લાગ્યું–નહીં ચચર્યું? અફસોસ!"

"ભાઈ, આમ શોક કરવો હવે મીથ્યા છે. જો તમારી સ્ત્રીને પોતાનાં બચ્ચાંઓની કદરજ હતે તો તમારી જોડે ગમે એવી મતફેરી કે પંચાતી છતાં તમારૂં ઘરબાર તજી જવાને તે કદી રાજી થતે કે હીંમત કરતે નહીં." મંજુલા બોલી.

"ખરૂં છે, મંજુલાબેહેન, પણ તેણીએ પોતાની મુર્ખાઇથી આ પગલું ભર્યું હોય તો તે મુર્ખાઈ તેને દેખાડી આપવાની મારી ફરજ છે કે નહીં? તેણી ગમે એવી ભુંડી છે, પણ મારી મોહોરદાર છે. તેની એવી નાલાયક ચાલ છતાં હજી હું તેણી તરફ સખત થવા ઇચ્છતો નથી."

ભોળો ભરથાર! તારી ભોળાઇની હવે હદ થઇ. જે સ્ત્રી તારી આબરૂને જીંદગીના છેડા સુધી નહીં ફીટે એવો કાળો કલંક આપી ગઈ તે સ્ત્રીને તું હજી ચાહે છે!–એટલુંજ નહીં, પણ તું તેણી તરફ સખત થવા ઇચ્છતો નથી એ તારી ભલાઈ કે ભોળાઇને શું નામ આપવું?

"ભાઇસાબ, તમે વગર શકે ભોળાનાથ છો!" મંજુલાના ધણી નરોત્તમદાસનું અહીં ગળી ગયાથી તેનાથી બોલ્યા વીના રહેવાયું નહીં. "જે સ્ત્રી એવી રીતે તમારી પ્રતીષ્ઠાને ધોળે દીવસે ધોકો પહોંચાડી ચાલી ગઇ તેણી તરફ હજી તમારો પ્રેમ છે એમ જાણી કોઇપણ સમજદાર ગ્રહસ્થ તમારી સમજદારી માટે સારૂં મત બાંધશે એમ ધારો છો કે?"

"દુનીયાં ગમે તે ધારે, ભાઈ નરોત્તમ, પણ મારી લાગણીઓને જવાબ કરવાને—"

જાંહાંગીર વધુ આગળ વધે તે આગમચ મંજુલાએ નરોત્તમને તેનું આમ દીલ દુઃખવવા માટે ધમકાવી નાખ્યો. "એક દુઃખી આદમી, જેને દુનીયાના દીલાસાની જરૂર છે તેને આમ કડવા સખુનો કહી વધુ દુઃખી બનાવવો એ ડાહયા માણસનું કામ નથી." તેણી બોલી. "ભાઈ જાંહાંગીર દુઃખથી બાવરા બની ગયા છે અને તેથી એવે સમે એઓ કાંઇ વીચાર કે અવીચારવાળું કાંઇ બોલે તે આપણે લઇ ચલાલવું જોઇએ."

"તમે કેવાં ભલાં અને માયાળુ છો, મંજુલા બેહેન! હું ઇચ્છું છું કે મારી મોહોરદાર તમારા જેવી ડાહપણવાળી હતે–ખચીત–તમો જેવી સદગુણી મોહોરદાર મેળવવા માટે ભાઈ નરોત્તમની મને આજે અદેખાઈ ઉપજે છે. ભાઇ નરોતમ મને ભોળાનાથની ઉપમા આપે છે, પણ કુદરતેજ મારૂં હઇયું પોચું કીધું હોય ત્યાં મારો શો કશુર?"

મંજુલા કાંઈ બોલી નહીં. જોકે જાંહાંગીરને તેણી એક "ભાઇ" તરીકે સાચાં દીલથી ગણતી હતી અને તેને દુઃખી જોઇ પોતે દુઃખી થતી હતી, તે છતાં જાંહાંગીરનો છેલ્લો વાકય તેણીને ગળે ઉતર્યો નહીં. "ભાઈ નરોતમ મને ભોળાનાથની ઉપમા આપે છે, પણ કુદરતેજ મારૂં હઇયું પોચું કીધું હોય ત્યાં મારો શું કસુર?" આ તેનો બચાવ મંજુલાના મનથી મંજુર થયો નહીં, અરનવાજે આજે જે નાલાયક ચાલ પોતાના ધણી સાથ ચલાવી હતી, તે મંજુલા જેવી એક નીતીમાન અને સદગુણી સુંદરીને અભાવ ઉપજાવે એ કુદરતી હતું, પણ એવી એક બેવચની મોહોરદાર તરફ તેનો ધણી હજી નરમાસ ધારણ કરે એ મંજુલા જેવી સંસારી સ્ત્રીને અતી ઘણું નાપસંદ નીવડે એમાં નવાઈ શી?

આટલું છતાં, તેણી બોલી નહીં તે એટલાજ માટે કે પડેલાને પાટું મારવું એ મનુષ્ય–ધર્મથી ઉલટું છે એમ માની તેણીએ તેની દયા કરી ચુપકીદી ધારણ કીધી. મંજુલાનું આ વર્તન દેખાડી આપતું હતું કે તેણી એક ડાહી અને વીચારવંત સ્ત્રી હતી.

"પોચાં અને કઠણ હઇડાંની વાત પડતી મેલી, જાંહાંગીરભાઇ, પ્રથમ જરા ઘરમાં તપાસ કરો કે તમારી મુકેલી મેલેલી તમામ જણસો સાબુત છે કે?" મંજુલાએ તે ભાનભુલા ભરથારનું ધ્યાન ખેચ્યું. "તમારી બાયડી એક મોટી પેટી પોતાની સાથે લઇ ગઇ છે, માટે કહું છું."

" કાંઇ ફીકર નહીં–લઇ ગઇ હોય તો લઇ જવા દો–હું કયો દોલતમંદ પડયો છું કે મારા ઘરમાંથી દોલત લુટાઇ જવાની હતી ?"

"દોલત લુટાવાનો સવાલ નથી, ભાઇ, પણ ગરીબ સંસારે આપણાં ઘરમાં જે કાંઇ જણસ–ભાવ હોય તેની સંભાળ લઇએ કે ન લઇએ ? એવી બેદાદી રાખીએ તો રસ્તે ચાલતો રાહદારી પણ ઘરમાં આવી જે ગમે તે ઉપાડી જાય. તમારી બધરી પેટી લઇ ગઇ ન હોત તો કોઇ રીતની શંકા રાખવાનું કારણ ન હતું, પણ આ તો—"

"ભલે તે પેટી–પેટારા લઇ ગઇ હશે, તો તેમાં તેનાં પોતાનાં કપડાં–લપડાં હશે."

"હશે ને થશેનો અહીં સવાલ નથી, જાંહાંગીરભાઇ, એટલા બધા નભરવસ હવે રહો નહીં. જે સ્ત્રી આંખમાંની શરમ છોડી ધણીનું ઘર તજીને ચાલી જાય, તે સ્ત્રીને ધણીના ઘરનું ગમે તે સત્યાનાશ વળે તેની થોડીજ દરકાર હોય. મને લાગે છે કે તમારી ગેરહાજરીનો લાભ લઇ એણે તમારા ઘરમાં અચ્છો હાથ ફેરવ્યો હશે. એ સ્ત્રી લુચ્ચી છે–તમે એનો ભરોસો હજી કરતા હો તો ભલે–પણ હું તો નહીં કરૂં."

"નહીં નહીં, મંજુલા, એટલાં સખત ના થાઓ. મારા જેવા ગરીબનાં ઘરમાં બળ્યું છે શું કે એ લઇ જાય ?"

"તમે હુજત ના કરો, જાંહાંગીરભાઇ, મહેરબાની કરી તમારી પેટી કબાટમાં જરા ઉડતી નજર નાખી લો તો સારૂં. કદાચ તમારી કોઇ જણસભાવ તેણી નહીંબી લઇ ગઇ હોય, પણ જોવામાં કાંઇ ગયું ?"

હવે જાંહાંગીર મહાત થયો.

તે ઉઠયો અને ચાવી લઇ કબાટ ઉઘાડી. કબાટનું બારણું ઉઘડતાંજ તે ચમકી ગયો. આખી કબાટ ખોળી નાખેલી અને વેરવીખેર કરી મેલેલી હતી. તેમાંનો તમામ સામાન અને કપડાં–ઉપર તળે થઇ ગયાં હતાં. જાંહાંગીર આ મામલો જોઇ ઘભરાયો. તેણે તુરતજ કબાટની અંદરનું ખાનું ઉઘાડી તેનો ચોર વકારો તપાસ્યો, તો તે પણ ઉઘાડેલો એમનો એમ ખુલ્લો પડયો હતો અને તેમાં મેલેલી તેની કીમતી જણસો જેવી કે ઘડીયાળ, વીંટી, સોનાનો છેડો, તથા બચ્ચાંઓનાં બીજા નાનાં દાગીના હતા–તે તમામ નાબુદ થવા પામ્યાં હતાં ! વળી ગરીબ સંસારે કરકસરથી એકઠી કરીને રૂ. ૧૦૦) ની રકમ સુખેદુ:ખે કામ આવે એવા હેતુથી તે બાપડાએ બચાવી રાખી હતી, તે કોથળી પણ ગુમ થઇ હતી.

જાંહાંગીરે ઝટ જોઇ લીધું કે મંજુલાની તમામ અટકળ સાચી નીવડી હતી. તેનો ચેહેરો ફીકકો પડેલો જોઇ મંજુલા તે મામલો ચેતી ગઇ.

"કેમ, જાંહાંગીર, સઘળું મેલેલું–મુકેલું બરાબર તો છેની ?" જાંહાંગીર શું જવાબ આપે છે તે સાંભળવા મંજુલાએ આંજાણી થઇ પુછ્યું.

"હું શું જવાબ દઉં મંજુલા બેહેન ?" જાંહાંગીર કપાળ કુટીને બોલ્યો." "તમારી અટકળીજ અંતે ખરી પડી છે. મારી બાયડી મારૂં ઘરબાર તો તજી ગઇ છેજ, પણ સાથે લાગી મારી જરજાણુસો પણ લેતી ગઇ છે."

"સાથે લેતી ગઇ છે એમ ના કહો," મંજુલાએ ઝટ જવાબ આપ્યો "પણ તમારી જરજણુસો તેણી ચોરી ગઇ છે એમ બોલો."

"પણ આ તો ફકત એકજ કબાટની તપાસ થયલી કહેવાય–તમારી કાંઇ બીજી મેલવા–મુકવાની જગ્યાએ તો જરા નજર કરો !" નરોત્તમે જાંહાંગીરને યાદ આપી. "તમારી બીજી પેટી કુંચીઓ કાંઇ છે કે છેજ નહીં ?"

"છે, નરોત્તમભાઇ, મારીએ છે ને એ નાપાકનીએ છે." જાંહાંગીરે અહીં પહેલવેહેલો પોતાની ધણીઆણી તરફ ચીચવાટ બતાવ્યો.

"ત્યારે જુઓ, ભાઇ, જુઓ, કદાચ હજી કાંઇ નવું જાણવાનું મળશે." નરોત્તમ બોલ્યો અને જાંહાંગીરે તેની સુચના માન્ય કીધી.

મંજુલા મીસાલ નરોત્તમનો બોલ પણ ખરો પડયા વીના રહયો નહીં. જાંહાંગીરે પોતાની બીજી પેટીઓ ખોલી જોઇ તેમાંથી પણ કોઇ ને કોઇ વસ્તુઓ ગુમ થયલી જણાઇ. જાંહાગીર ચેતી ગયો કે તે દગાખોર સ્ત્રી ઘરમાંની સારી સારી ચીજો તમામ પોતા જોડે લેતી ગઇ હતી–મંજુલાનાં શબ્દોમાં કહયે તો વગર શકે "ચોરી ગઇ" હતી !

તે ભલાં પાડોશીઓની અટકળ એક પછી એક ખરી પડતી જોઇ જાંહાંગીરને વધુ શરમીંદગી પેદા થઇ. તેણે પોતાની પેટીમાંથી ગુમ થયલી વસ્તુઓ બાબે મનમાંજ સમજી રહી અરનવાજનાં પેટીખાનાં ખોલ્યાં જે તમામે તમામ ખાલી હતાં. પોતાનું એક કપડું કે એકબી જણુસ કે એકબી ચીજ તેણી મુકી ગઇ ન હતી.

જાંહાંગીર ઉપલા મામલાથી કાંઇ અજબ થયો નહીં પણ જ્યારે તેને અચબુચ યાદ આવી કે ખાનબહાદુર આદરજી એદલખાને તેનાં ગરીબ બચ્ચાંઓ માટે કપડાં કરવા સારૂ રૂ. ૩૦૦) ની એક નાદર રકમ તેને બક્ષેલી તેણે પોતાની મોહોરદારને રાખવા આપી હતી–કહો કે તે પૈસાની લાલચુ સ્ત્રીએ તે રકમ જાંહાંગીરનાં કબજામાંથી પોતાના હવાલામાં જબરી જુંબેશ જગાડીને ખુંચવી લીધી હતી–તેનું શું થયું ? તે વખ્તે તેને ઉપજેલી દુઃખની લાગણી વર્ણન નહીં કરી શકાય એવી દુઃખદાયક હતી, કારણ કે રૂ. ૩૦૦) નો તે કીમતી અવેજ યાદ થતાંજ ફરી ફરીથી તેણીએ તે

કયાં મુકયો છે તે શોધી વળવા માટે પેટીઓ, ખાનાઓ અને કબાટોમાં તેણે ચલાવેલી ઇનતેજારી ભરેલી ખંતીલી ખોળનાં પરીણામમાં તેને નીરાશી સીવાય બીજું કાંઇ મળ્યું નહીં. તે પામી ગયો કે રૂ. ૩૦૦) ની તે નાદર રકમ પણ તે લુચ્છી બાયડી લઇનેજ વંજો માંપી ગઇ હતી, કે જે અવેજપર તેણીનો કશોજ હક નહીં હતો !

અરનવાજ ખુદ પોતાનાં દર–દાગીના લઇ ગઇ એ તો જાણે વાજબીજ હતું, જાંહાંગીરનાં વીંટી ઘડીયાળ વગેરે પચાવી ગઇ તેની પણ તે ભલા ભરથારે દરકાર કીધી નહીં, પણ નીરદોશ બચ્ચાંઓ માટે એક દયાળુ ગ્રહસ્થે આપેલી એવી ધરખમ રકમ પણ તેણી ગુપચુપ ઉપાડી જાય એ જાંહાંગીરને મનથી એક આફત સમાન થઇ પડયું. તેની બાયડી જતી રહી તેનું તેને જેટલું લાગતું ન હતું તેટલું તેનાં બચ્ચાંઓ રખડી ગયાં તેનું તેને ચચરતું હતું, તેમાં ઓછાંમાં પુરૂં, તેજ કમનસીબ બચ્ચાંઓ માટે બાહારોબાહારથી બક્ષેશ મળેલી રૂ. ૩૦૦) એક સંગીન રકમ એ રીતે તે બેકદર માતા પોતે ઝુંટવી અને ખુંચવી જાય એ જોઇ જાંહાંગીરનું દુ:ખી જીગર વધુ દુ:ખાય એ તમામ કુદરતી હતું.

તેનો રડમસ થઇ ગયલો ચહેરો જોઇ ચંચળ મંજુલા ચેતી ગઇ કે અરનવાજ ઘરમાંથી કાંઇ અચ્છો હાથ મારી ગયલી જણાય છે અને આ કાંકવાળો ગરીબ ધણી અંદર ને અંદર ગુંગળાય છે.

“કેમ શું છે, જાંહાંગીર, તમે આમ રડમસ જેવા કેમ છો? ત્યારથી પેટી, ખાનાં અને કબાટોમાં ફરી ફરીથી કાંઇ ખોળ ચલાવી અંતે નીરાશ જેવા કેમ દેખાઓ છો?”

જાંહાંગીરની છાતી અહીં ભરાઇ આવી. તે કમનસીબ ભરથાર પડોશની એક ખુરસીપર બેસી પડયો અને બેઉ આંખપર હાથ ઢાંકી દઇ તેણે એકદમ છોડી મુકયું. તેને જોઇ તેનાં નીરદોશ બચ્ચાંઓ પણ રડવા લાગ્યાં. આ વખતનો દેખાવ બહુજ દુ:ખદાયક અને કરૂણાજનક હતો.

જયારે મંજુલા અને નરોત્તમના દીલાસાથી જાંહાંગીર જરા શાંત થયો ત્યારે રૂ. ૩૦૦) ની બાળકોની રકમ તે લુચ્છી સ્ત્રી કેવી રીતે ઉડાવી ગઇ હતી તે બીનાથી તેમને વાકેફ કર્યા. આ બીના સાંભળતાંજ તે બેઉ ધણી ધણીઆણી લાલ ને પીળાં થઇ ગયાં.

“જાંહાંગીર શેઠ, બેસી શું રહયા છો? એકદમ પોલીસને ખબર આપી એ લુચ્છી સ્ત્રીને માલ–મુદા સાથે પકડાવો!” નરોત્તમદાસ ચીરડાઇને બોલ્યા. “તમારી જગ્યાપર હું હોઉં તો આમ ભાજીનું પાણી બની એકજ જગે બેસી ન રહું, પણ એવી દગાખોર માણસની કેંટ પકડી તેની શરમભરેલી વર્તણુકનો બરાબર સ્વાદ ચખાડું.”

મંજુલા પણ પોતાના ધણીનાં મતને મળતી થઇ. તેણીને આટલો વખત અરનવાજ તરફ માત્ર ચીડવાટ અને અભાવ ઉત્પન્ન થયો હતો,

પણ તે નીરદોષ બાળકોની રકમ વટીક તેણી ચોરી ગઇ છે એમ જાણ્યા પછી તે ભલી પડોશણને તેણી વીરૂધ કુદરતી રીતે ધીક્કાર અને તીરસ્કાર ઉત્પન્ન થયો.

"હા, જાંહાંગીરભાઇ, તમે પોલીસને તો ખબર આપવીજ જોઇએ." મંજુલાએ પોતાના ધણીનાં મતને ટેકો આપ્યો.

પણ જાંહાંગીરે તેમ કરવાને સાફ ના પાડી. "હું એમ કરવા માગું તો હમણાં કરી શકું, પણ તેમ કરવા જતાં મારીજ ઇજત જાય ને મારા બાપદાદાનાં નામને કલંક લાગે" એ તેનો ઠંડો, પણ ખરૂં પુછો તો વાજબી જવાબ હતો.

---

## પ્રકરણ ૪૬ મું.

## "ભોગ તે ભરથારના, બદકાર જેની નાર છે."

### (શાયર.)

ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
પુર્વ જન્મે જે કરેલાં પાપ તેનો ભાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
રૂડી ન નારી હોય તો શીહા બધો સંસાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
શાયર ગયો છે એ કહી 'દુશમનરૂપી દીલદાર છે'.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
દુ:ખમાંજ સબડે જન્મતક તેનું બધું પરીવાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
રે ધણીને મન દોજખ સમું ઘરબાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
સુખ સંપતી હોવા છતાં કુલ જીંદગી અંધકાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
મુફલીશ ભલો શ્રીમંતથી જેની ભલી મહેરદાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
રે નેક ખસલત નારથી સંસાર આ ગુલજાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
બદકાર જેની નાર છે, તેનો બુરો અવતાર છે.

ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
સંસાર કે વહેવારમાં તેની ઇજ્જત કુલ ખ્વાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
લાખ સુખો હોવા છતાં તે જીંદગી ગમખાર છે.
ભોગ તે ભરથારના, બદકાર જેની નાર છે,
રાખો લખી તે ધરધણીનું ઘર નહી પણ ગાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
તે ધણી પર રૂઠીયો બસ દાદગર દાદાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
નારી ભલી જો હોય તો નરનો ખરો શણગાર છે.
ભોગ તે ભરથારનાં, બદકાર જેની નાર છે,
અએ દિલે 'દિલજાન' એની વાત બીનતકરાર છે.

જાંહાંગીરનો જવાબ નરોત્તમને ગમ્યો નહીં, પણ મંજુલા ઉપર તેની અસર થયા વીના રહી નહીં. ખરૂં પુછો તો નરોત્તમ કરતાં મંજુલા વધુ શ્યાણી હતી. જાંહાંગીરે પોલીસને ખબર આપવાની ના પાડી અને તેનાં કારણમાં પોતાની અને તેનાં બાપદાદાની આબરૂ હલકી પડવાનું જે કારણ બતાવ્યું તે મંજુલાને વાજબી લાગ્યા વીના રહયું નહીં.

"પણ ત્યારે હવે તેનો રસ્તો શો?" મંજુલાએ પુછ્યું. "તમારી બયડી ગઇ તેને જવા દેશો?"

"નહીં મંજુલા બહેન, એ કયાં ગઇ છે તેની શોધમાં હું હમણાં તેની પાછળ જાઉં છું મહેરબાની કરી મારી બચ્ચાંઓને આજના દીવસ ફરી એકવાર તપાસી લેજો. આજકાલ તમો ધણી-ધણીઆણી તો પાડપડોશી નહી પણ મારે લેખે માબાપ સમાન છો." જાંહાંગીર કગળીને બોલ્યો.

"અરે ભાઇ-ભાઇ-આવું ન બોલીએ. અમે તે તમારી શી સેવા બજાવી કે તમે આમ કહો છો? પરમેશ્વરે આપણને એકમેકની પડોશમાં વસવાને સરજ્યાં છે તો પાડોશી તરીકેની ફરજ પરસ્પર અદા કરવી એ આપણો ધર્મ છે." મંજુલાએ જવાબ આપ્યો. "તમે તમારાં બચ્ચાંઓને સુખેથી અહીં મેલી જાઓ-હું મારી આંખોપર રાખીશ એમને વીશે કશી ચીંતા કરશો નાં પણ કૃપા કરી સાંજે પાછા આવી લાગજો નહીં તો આ બાળકો અધીરાં પડી રડીને મને ગભરાવી મારશે"

"હું સાંજ સુધીમાં આવી લાગીશ; મંજુલા તે વીશે કાળજી કરશો નહીં." અને અહીં જાંહાંગીરે પોતાનાં ત્રણે બાળકોને પોતે બાહેર જાય છે માટે મંજુલા પાસે રહેવાનું સમજાવી આજે મુંબાઇથી આવતી

વેળા ખાનબહાદુર આદરજી એદલખાંને તે બુલકાંઓ માટે આપેલી એક મીઠાઇની ટોપલીમાંથી થોડી થોડી વહેંચી આપી તેમને રાજી કીધાં.

જાંહાંગીરનાં બચ્ચાં સમજુ હતાં જો સમજાવી પટાવીને તથા સહમજ પાડીને તેમને કહયું હોય તો તેઓ ઉપર તેની ઝટ અસર થતી હતી. અરનવાજ તો તેમની જોડે ધમકીથીજ કામ લેતી હોવાથી અને પોતે કયાં જાય છે તથા કયારે આવશે તે વીશે તેમને કશુંજ કહી નહીં જવાથી તે નાદાન બચ્ચાં કુદરતી રીતે અધીરાં પડી જતાં હતાં. આજે જાંહાંગીર બાહેર જવાને તઇયાર થવા છતાં તથા આજના બનાવથી પોતે આટલાં બધાં ડઘાયલાં હોવા છતાં તેઓએ કશો વાંધો લીધો નહીં. માત્ર જાંહાંગીરના વડા બેટા રતનશાહે તેને એટલોજ સવાલ કીધો કે "પપા તમે હમના જવોછ તો ખરા, પણ સાંજે આવશો કેની? ગઇ કાલની માફક મુંબઇમાંજ રહેતા ના જો? કારણ કે હવે તો માયજીબી નથી તેથી કહુંછ."

બુચા રતનશાહે વાપરેલો વાકય એવો માર્મીક અને અર્થસુચક હતો કે જે સાંભળી જાંહાંગીરને લાગ્યા વીના રહયું નહીં.

"નહીરે દીકરા, હું સાંજે જરૂર આવીશ તું બેફીકર રહેજે."

"પપાજી આજેબી મંજુલાને ત્યાંજ જમવાનું કે?" જાંહાંગીરને જવા ઉઠેલો જોઇ તેની બુચી સનોબરે ગળે વળગીને પુછયું.

"હા દીકરા આજે સવાર સાંજ તમે ત્રણે જણાં મંજુલા બહેનને ત્યાંજ જમજો. આવતી કાલથી કાલથી આપણે આપણી ગોઠવણ કરી લઇશું. કેમ મંજુલાને ત્યાંનું ખાવાનું તમોને ગમેછ કેની?"

"અરે હારે પપાજી એવું ખાવાનું કોણને નહીં ગમે." બુચો રતનશાહ બોલ્યો. "જાતજાતની શાકભાજી સાથે દુધપાક ને પુરી ને બીજું બધું મીઠું મીઠું ખાવાનું મંજુલાબાઈ અમોને એટલું બધું મુકેછ કે અમારેથી ખાતાં ખવાતું નથી. આપણે ત્યાં તો એવું મીઠું પકવાન મહીનામાં એક દહાડેબી થતું નથી."

મંજુલાને ત્યાં જમવા જવાને માટે બચ્ચાંઓ નાખુશ નથી એમ જોઇ જાંહાંગીરનું જીગર ખુશી થયા વીના રહયું નહીં. તે હવે જવા ઉઠયો. તેનાં આંગમાં ડગલો તો પહેરેલો હતોજ માત્ર ખુંટીપર ઓળવેલો ફેંટો લઇ ચાલતીજ પકડવાની ખોટી હતી, જેમ કરવા જતાં મંજુલાએ તેને અટકાવ્યો. "ઉભા રહો ભાઇ! તમે જાઓ છો તો ભલે પણ સવારથી તમે ભુખ્યા છો માટે અમે ગરીબને ત્યાંનો દાળ રોટલો જરા ખાઇને જાવો."

મંજુલાની આ માયાળુ લાગણી જાંહાંગીરે ઉપકાર સાથ ના પાડી કારણ કે આપણે જાણીયે છીયે તેમ તે મુંબઇથી આવતી વેળા ખાન-

બહાદુર આદરજી એદલખાંનને ત્યાં જમીને આવ્યો હતો જેથી હાલ જમવાની તેને જરૂર ન હતી. કદાચ જાંહાંગીર જમેલો ન હતે તોપણ આજના દુખદાયક બનાવે તેનાં મન અને સમજ ઉપર એવી ગંભીર અસર ઉપજાવી હતી કે તેની ભુખ કયાંને કયાં ઉડી ગઇ હતી. જાંહાંગીરે પોતે મુંબાઇમાં જઇ આવવાનું મંજુલાને ખરેખરૂં કહી દીધાથી તે ભલી પડોશણે વધુ હુજત કીધી નહીં; ખરૂં જોતાં તો ધણી ધણીઆણી વચ્ચેની મોહકાણમાં જાંહાંગીરનાં બચ્ચાંઓ બપોરનાં બે વાગાવેર ભુખે ટોકાયાં હતાં જેથી જાંહાંગીરનો જીવ અને જીગર જલી જતાં હતાં. જોકે મંજુલાએ તે સહવારે અરનવાજ ઘરે પાછી ફરી તે વખતે તે ત્રણે બાળકોને પોતાંને ત્યાં ચાહ નાસ્તો કરવાને પુરતી કાળજી કીધી હતી. પણ તે નાસ્તો બપોરે બે વાગ્યા સુધી કયાં બેસી રહે. રમી ખેલીને તથા મસ્તી તોફાન કરીને ખાનારાં બચ્ચાંઓ જલદી ભુખ્યાં થઇ જાય છે. તેમ જાંહાંગીર અરનવાજની શોધમાં જવા નીકળ્યો ત્યારે બપોરે બે વાગી ગએલા હોવાથી તેનાં ત્રણે ભુલકાં વગર શકે ભુખ્યાં ડાંસ બની ગયાં હતાં. જાંહાંગીરે આપેલી પેલી ખાનબહાદુર એદલખાનને ત્યાંની મીઠાઇ તો તેઓ કયારની ડપોડપ ઉછાલી ગયાં હતાં!

"તમે હમણાં કયાં જાવો છો ભાઇ?" જાંહાંગીર પોતાનો ફેંટો પહેરી ઘણાજ દલગીર અને રડમસ દેખાવે અરનવાજબી શોધમાં બાહેર પડયો તે વખતે મંજુલાએ પુછયું.

"હું કે?" જાંહાંગીરે જવાબ આપ્યો "એ ગઇ કાલે મુંબાઇ માહીમમાં એની એક સહીને ત્યાં મળવા ગઇ હતી ત્યાં જાઉં છ."

"ત્યાં શા માટે."

"હું ધારૂં છું કે આજે પણ તેણી ત્યાંજ ગએલી હોવી જોઇએ."

"કોઇ બીજે ઠેકાણે કાં ન ગઇ હોય ભાઇ; હું નહી ધારતી કે આજે પણ તેણી માહીમ જાય. કારણ કે સાથે એક મોટી પેટી છે તે કયાં ઘસડતી ફરે?"

"એને જવાનાં બીજાં કોઇ ઠેકાણાં છેજ નહીં મંજુલા બહેન."

"શું મુંબાઇમાં કોઇ અરનવાજનાં સગાં વહાલાં નથી?"

"એનાં એશીઓમાં બીજાું છેબી કોણ? એની એક માસી સીકંદરાબાદ ખાતે વસેછ અને બીજાં કોઇ દુરનાં સગાં વહાલાં હોય તો તે હુ જાણુતો નથી."

"પણ એની કોઇ બહેન બાઇ હશેની?"

"અરે હા સારી યાદ પડી. એની એક બહેન નીઝામ–હેદરાબાદમાં ચહરઘાટ ખાતે વસેછ."

"ત્યારે એ ત્યાં કાં ન ગઇ હોય?"

"કેવી રીતે જાય? શું ઉડીને જાય? એ આજને આજ જવા ઇચ્છે તો પણ સતનો રાઇચોર મેલ દસ વાગે ઉપડે ત્યાંસુધી એ જઇ શકે નહીં."

"હા તમારૂં કહેવું ખરૂં છે. પણ એટલું છતાં હું ધારૂંછું કે એ માહીમ તો ગઇ નહીંજ હોય."

"તમે શા ઉપરથી ધારો છો કે તેણી ત્યાં ગઇ ન હોય?"

"હું એવા ખ્યાલથી ધારૂં છું કે તમે એને શોધતા એની પાછળ જશો એવા ડરથી એ ત્યાં ગઇ ન હોય."

"ગમે તે હોય મંજુલા બહેન, પણ એ એકજ ઠેકાણું છે કે જ્યાંથી હું એને માટે થોડીઘણી બાતમી મેળવી શકું એમ છે. વાસ્તે મારૂં ત્યાં જવું ગેરફાયદાભરેલું નથી. કદાચ તેણી મને ત્યાં નહીંબી મળે, પણ તેણીની સહી દીનામાય દાવરથી હું થોડીઘણી માહીતીબી મેળવી શકીશ. મુંબાઇમાં કે બીજે કેથે એની બીજી કોઇ સહીમીતી હું જાણુતો નથી. કે જેમને ત્યાં જવાનો એને પગ ડંડો હોય."

મંજુલાએ જોયું કે જાંહાંગીરનું કહેવું ખોટું નહીં હતું. તે તેણીને પોલીસના તાબામાં આપવા માંગતો નહીં હોવાથી તે પગલાંની ગેરહાજરીમાં ખાનગી રીતે એવી છુપી તપાસ ચલાવેલી કામનીજ હતી, જેથી તેણીએ તેને હવે વધુ વખત રોકયો નહીં.

"બહેન આ આગલાં બારણાની ચાવી છે તે તમારી પાસે રાખજો, મહેરબાની કરી બધું બંધબસ્ત કરી તમારે ઘર જજો." એટલું બોલી જાંહાંગીર સ્ટેશન તરફ રવાના થયો.

ગરીબ બીચારો દુઃખી ભરથાર! રસ્તે ચાલતાં તેને એકેક ડગલું ઉંચકવું આજે બહુજ ભારી થઇ પડયું હતું. રસ્તામાં જે કોઇ ઓળખાણ પીછાનનાં મલતાં તે તેને સાહેબ સલામ કરતાં, જેનો વળતો જવાબ વાળવા પણ આજે તેનું દીલ કુદરતી રીતે નારાજ હતું. તેનાં દીલમાં દુઃખનાં દરીયા ડોહવાતા હતા. જે ધણીઆણીને જીગરના સાચા પ્યારથી ચાહેલી અને ગમે એવી ગરીબાઇ વચ્ચે તેની જોડે મીઠાસ મહોબત અને એકસંપી જાળવવાની તેણે હંમેશાં કોશેશ કીધેલી તે ધણીઆણી આજે વાહીયાત વહેમોને આધીન થઇ તેનું ઘર સદાનું તરછોડી ગઇ એ દુઃખ કાંઇ નાનું ન હતું પોતે ગમે એવી ગરીબાઇમાં દહાડા કાઢતો હતો, અને તેની મહોરદાર મોટા મોટા હવાઇ ખ્વાબોથી તેને વારંવાર સતાવતી તે છતાં જાંહાંગીર જીજીશેઠ પરણ્યા સંસારમાં પોતાને ઘણો સુખી સમજતો હતો, તેણ તે સુખનું આજે સત્યનાશ વળવાથી તે

જવાન પોતે અસાધારણ સંતોષી હોવા છતાં આ દુઃખદાયક મામલો જોઇ હબતી ગયો હતો.

## પ્રકરણ ૪૭ મું.

## પરણેલા પુરૂષોને વાંચવા જોગ પ્રકરણ.

( બયત. )

પરણેલી જીંદગી છે દરીયા મીસાલ,
વિશ્વમાં છે તેનું પેટું વિશાલ,
નસીબવંત નર નારી તરેછ તેમાં,
ચમન આખી જીંદગીનું કરેછ તેમાં.
અભાગ્યાંઓ અથડીને મરેછ ડુબી,
પરણેલી જીંદગીની છે એ ખુબી !
ભાગ્યવાનની સરસ રીતે ચાલે છે નાવ,
અભાગ્યાંઓ બીહ-ધ્રુજી શોધેછ બચાવ.

( દીલજાન. )

જાંહાંગીર જીજીશેઠ માહીમ પુગ્યો ત્યારે દીનામાય દાવર પોતાના ઓટલાપર ઉભેલી હતી. તેણી તેને દુરથી જોતાંવાર પામી ગઇ કે તે તેણીનેજ મળવા આવતો હતો !

"આવોજી, હું ભુલતી નહીં હોઉં તો જાંહાંગીર જીજીશેઠ તે તમેજ, નહી વારૂ ?"

"હા બેહેન હુંજ-જાંહાંગીર જીજીશેઠનાં નામે દુનીયામાં ઓળખાતો કમનસીબ આદમી હુંજ છું."

"કાંય એમ કાંય બોલોછ ભાઇ ? તમારી રસીલી કલમથી તમે તો એક નામાંકીત માણુસની કીરતી પામેલા ભાગ્યશાળી ગ્રહસ્થ છો."

"હા-એમ કંઇક છે ખરૂં, બેહેન, પણ એ કીરતી જેવું જો કાંઇ હોય તો તે 'કલમની કીરતી' છે-કીસમતની કીરતી નથી. મારૂં કીસમત તો અસલથીજ અને મારા મારતું આવેલું છે અને તેમાં આજકાલ એ કીસમતનો કહેર એટલી હદ સુધી વધી ગયોછ કે-"

"જરા ધીરા પડો ભાઇ, તમે શાંતીથી બેસીને વાત કરો–આવો અંદર આવો–અહીં કયાં સુધી ઉભા રહેશો?" દીનામાય દાવર તે કમનસીબ જવાનને ઓટલાપરથી દીવાનખાનામાં તેડી ગઇ અને તેને એક ખુરસીપર બેસાડી પોતે સામેની ખુરસીપર જગ્યા લીધી. "તમારી અરનવાજ સાથ મને વરસોથી મોહબત છે પણ તમો ભાઇને તો હું ફકત નામથીજ પીછાણુંછ. મેં ગઇ કાલેજ પહેલ વહેલા તમોને દરીયે કીનારે જોયા હતા."

"અને આજે ખુદ તમારાં ઘરમાં જુઓ છો." જાંહાંગીરે દીનામાય દાવરનો વાકય જાણે અધુરો હોય તેમ પુરો કરી આપતાં કહયું. "બહેન દીનામાય, ગઇ કાલે દરીએ કીનારે આપણે મળ્યા નહીં હતે તો આજે આપણું અહીં મળવું થતે નહીં. કાલે આપણે મળ્યાં હતાં તેથી આજે ફરીથી મળવાનું થયું છે."

"એટલે–એટલે? એ બધું નહીં સમજ પડે એવું તમે શું બોલોછ?" દીનુ દાવરને સમજ નહીં પડવાથી પુછવા પડી.

"તમોને સમજ નથી પડતી? તો લેવાની લંબાણ કીધા વગર એકજ વાકયમાં હું કહી દેઉંછ કે હું અહીં મારી અરનવાજતે શોધવા આયોછ."

"એટલે? શોધવા કાંય?"

"એટલે એમ કે તેણી આજે સહવારથી મારી ગેરહાજરીનો લાભ લઇ મારો આશરો તજી ગઇછ."

"એ કયાંની પુનાની વાત કરોછ કે મુંબઇની?"

"પુનાની, દીનામાય, મુંબઇમાં મારૂં ઘેરબાર કયું છે કે એ બનાવ મુંબઇમા બને?"

"ઓ મારા ખોદાયજી! હું એ શું સાંભળુંછ? શું અરનવાજ તમારૂં ઘર તજી ગઇ? એણે આખરે પોતાનોજ બોલ પાળ્યો કે?"

"તમે, હમણાં શું બોલ્યાં બેહેન? 'એણે આખર પોતાનોજ બોલ પાળ્યો કે' એમ બોલવાની તમારી મતલબ શું છે? શું તમે તેણીના આ ઇરાદાથી માહીતગાર હતાં?"

"હા, ભાઇ જાંહાંગીર, હું ખોટું બોલવાની નથી. ગઇ કાલે તેણી અત્રે મારે ત્યાં આવી હતી અને તમોને દરીએ કીનારે પેલી મુગામોદીના મેહેરાં સાથ હાથમાં હાથ લઇ છેક અંધારૂં થયું ત્યાંસુધી એકાંતમાં ફરતા જોઇ એ તમારી ઉપર ઘણી ઉશ્કેરાઇ ને વહેમાઇ ગઇ હતી. દરીઆથી ઘેર તરફ ફર્યાં પછી એ તમારૂં ઘેર કાલને કાલ (યાને આજે) એકદમ છોડી જવાનું બોલી હતી, જે સાંભળ્યા બરાબર મેં

તેને ધમકાવી કહાઢી હતી, પણ મારા કહેવાની તેણીપર કશી અસર થયલી મેં જોઇ ન હતી."

"અરે બેહેન! તમે એ મારી મુરખ મોહોરદારનો એવો ઠરાવ આગમચથી જાણતાં હતાં તો તે વીશે મને ખાનગી રીતે જરા ચેતાવવો હતો." જાંહાંગીર બોલ્યો.

"હું તમોને કેવી રીતે ચેતાઉં મી૦ જહાંગીર! તમારી વચ્ચે સહેજબી ઓલખાણ પીછાણ જેવું હસ્તીજ ભોગવતું ન હતું ત્યાં એવી ગંભીર બીના હું એકદમ તમો પારકા માટીડાની જાણમાં કેવી રીતે લાવી શકું? તમે જાણતા હો કે નહીં તે ખુદા જાણે પણ તમારી મોહોરદાર ગઇ કાલે મને અચબુચ કંઈ વરસો પછી મળવા પામી હતી. તે મારૂં ઘર શોધતી આવી અને મેં મારી સ્કુલની સહી તરીકે તેને મારેથી બની શકતો આવકાર આપ્યો. અમે ઘણાં વરસે મલ્યાથી મને મોટી ખુશાલી પેદા થઇ પણ મેં ઘણા ખેદ સાથ જોયું હતું કે તમારી અરનવાજનો ગઇ કાલે કાંઇ તાળોજ નહીં હતો."

"એટલે તે શું? ને તમોને અહીં મળવા આવી તેનું કંઇ કારણ તો હોવુંજ જોઇએ."

"ખરૂં કારણ શું હશે તે હું શું જાણું, પણ એના બોલવાપરથી મને જણાયું કે તમે મુંગામોદીની મેહેરાં સાથે હદબહાર છુટથી ફરોછ હરોછ તે એને પસંદ નહીં હતું. તેને તમો બેઉની વર્તણુક વીષે ઘણો વેહેમ ઉપજેલો લાગ્યો હતો."

"તોબાહ! તોબાહ! ઓ બેહેન દીનામાય! જેટલાં તમે અને હું એક ભાઇ બેહેન તરીકે નીરદોષ છઇએ તેટલોજ હું મુગામોદીની મેહેરાં સાથ પાક અને ખાલેસ ભાઇબંધી ધરાઉંછ. મારી બઇરી તો અભણ છે અને અભણ માણસો આજના જમાનાની સ્વતંત્રતાની કદર અને કીંમત કેટલી સમજેછ, તે તમે જાણતાં હોવાં જોઇએ."

"ખરી વાત છે, ભાઈ જાંહાંગીર, અરનવાજ અસલથીજ વહેમી છે એમાં તો શકજ નથી, પણ એ વાત તમે સારી પેઠે જાણતા હતા ત્યારે તેના તે વહેમને ઉશ્કેરાવાનું અને વધવાનું કારણ નહીં આપવાની સંભાળ તમે કાં નહીં લીધી? આપણે જાણીએછ કે એક આદમી દાધાબળ્યા અને શકમંદ સ્વભાવનું છે, તો તેને બોટું નહીં મળે તેવી રીતે વરતવાથી આપણી પોતાનીજ વીપતીઓ દુર થાય છે. મેહેરબાનુ મુગામોદી સાથની તમારી મુલાકાતો હમણાં હમણાં ઘણી ગંભીર થઇ પડી હતી એમ એ મને કાલે કહેતી હતી. એ બીના શું ખરી છે?"

"જેને કમળો થાય તેને પીળુંજ દેખાય, બેહેન દીનામાય, એ બેવકુફ બઇરીની બેવકુફાઇપર હું અફસોસ કરૂંછ. હું મુગામોદીની

મેહેરાં સાથ આવીરીતે વરતતો હતો તો એણે તે પુરવાર કાં નહીં કીધું? એ એકદમ આજે મારૂં ઘર તજીને ચાલી શું કામ ગઈ?"

"એ સવાલના જવાબ હું કેમ આપી શકું, ભાઇ, પણ ગઈ કાલે એની સાથ મને જે વાતચીત થઇ તે ઉપરથી હું ખુલ્લેખુલ્લું જોઈ શકી હતી કે મેહેરાં સાથ તમોને પડેલી દોસ્તીથી એ ઘણીજ અધીરી પડી ગઇ હતી."

"શું એણે પોતાના ધણીની નીંદા એવી રીતે તમારી આગળથી કીધી હતી?"

"નીંદા પુછોછ? તમારી પુઠ પકડવા અને તમે ક્યાં જાઓ છો તે જોવા સારૂં તો એ ગઈ કાલે તમારી પાછળ છેક પુનાથી અહીં સુધી દોડી આવી હતી.

"પણ એણે કેમ જાણ્યું કે હું અહીં માહીમમાં આવેલો છું?"

"તે હું શું જાનું, ભાઈ? કોઈ તરતીબથી એણે તમારી પારધ રાખી હશે, તમે આવતી વખતે તેને મળીને આવ્યા હશોની?"

"હાજી હું મળીને આવ્યો હતો."

"તમે ક્યાં જાઓ છો તે વીશે તમે તેને કાંઈ કહ્યું હશેની?"

"હું જુઠું બોલવાનો નથી. મેં તેણીને કહ્યું હતું કે જરા જરૂરનાં કામસર મુંબઈ જઈ આઉંછ."

"ત્યારે તમે તેને ઠગેલી કહેવાય કે નહીં, જહાંગીર? તમે તો કાલે માહીમ આવ્યા હતા ત્યારે તેણી પાસ તમે મુંબઇનું નામ કાં આપ્યું?"

જાંહાંગીર—સતવચની જાંહાંગીર—અહીં લા જવાબ થઈ ગયો. દીના-સાથ દાવર આગળ તે જુઠ્ઠું નહીં બોલ્યો એજ તેનાં જીગરની ખાલેશી પુરવાર કરવાને પુરતું હતું.

"તમે માહીમ આવવાના હતા તો મુંબઈ જાઉં છું એમ તેને ખોટું શું કામ કહ્યું? વારૂ, તમે ક્યાં જાઓ છો તે નહીં કહ્યું તો અહીં કહ્યું પણ કોણને મળવા જાઓ છો અને શું કામે જાઓ છો તે તમે તેણીને જણાવ્યું હતું?"

"નહીં, બેહેનજી, હું કબુલ કરૂંછ કે એ બધી બીનાથી મેં તેણીને અંધારામાં રાખી હતી." જાંહાંગીરે ઝટ કબુલ કીધું.

"તમે એમ શું કામ કીધું? જાંહાંગીર, અરનવાજ તો અભણ હતી, પણ તમો તો શીખેલા, ભણેલા ને કેળવાયલા છો. તમે તે સમજદારી કાં નહીં વાપરી?"

"બેહેન, તમે તો કંઈ તમારી બહીનીજ તરફદારી પકડીને બોલતાં જનાયોછ તે શું છે?" જાંહાંગીરથી પુછાઈ ગયું.

"શું બોલ્યા? મી૦ જીજીશેઠ, તમે મને ગંભીર ગેરઇનસાફ કરોછો. હું જેમ તમારી બૈરીની તરફદારીથી બોલતી નથી તેમ તમારી તરફથીબી બોલવાની નથી." દીનામાય દાવરે રોકડે રોકડું ચુકવી આપ્યું. "હું તો મને જે વાજબી લાગશે તે બોલશ. જ્યાં તમારો વાંક હશે ત્યાં તે તમારે ફાળે નાખસ ને તમારી અરનવાજની ભૂલ હશે તે તેને કહેવા ચુકશ નહીં. મને શું છે? તમો ધણી ધણીઆણી વચ્ચે કેવી રીતની મતફેરી હશે તે હું શું જાણું? કોઇ દહાડે નહીં ને કાલે એ ચાલીચલાવીને આવી ત્યારેજ આપણે જાણ્યું કે તમારો પરણ્યો સંસાર સુખી નથી. તમે એમ કહોછો ભાઈ કે હું મારી સહીની તરફદારી પકડીને બોલુંછ પણ ગઈ કાલે અરનવાજના વાહીયાત વીચારો સાંભળી મેં એને વાજબી રીતે કેવી કેવી ચીમકીઓ લગાવી હતી તે તમે શું જાણો? પરણેલા પાલવપર ખરી ખાતરી થયા વગર હરગેજ વેહેમ નહીં પકડવો એમ મેં તેને શીખામણ આપવામાં ને તમારી-મારી નજરેબી ઓલખ નહીં હોવા છતાં તમારી તરફથી બે સખુન કહેવામાં મેં બાકી રાખેલું નથી-પણ કમનસીબે તેની કસી અસર થઈ નહીં. એ તો તમોપર જબરી વહેમાઇને તમે માહીમમાં કોણુને મળવા આવ્યાછ તે જોવા સારૂ તમારી પારધે લાગીને પુઠે આવી હતી. મેં તેને ઠંડી પાડવા માટે મારેથી બનતું બજાવ્યું, પણ દરીયે કીનારે ગઈ સાંજે દીઠેલા દેખાવ એ અસાધારણ હદ સુધી ઉશ્કેરાઈ ગઇ હતી. ગઈ રાતે હું એને અહીંજ રાખી પાડવાની હતી, પણ એનો જીવ દુઃખી થવાથી એ બોહોંસ કરીને રાતોરાત અહીંથી પુને ગઈ. એ ત્યાં કેટલે વાગે તમારે ત્યાં આવી પુગી જાંહાંગીર?"

જાંહાંગીર થોડુંજ જાણતો હતો કે અરનવાજ પુને કેટલે વાગે આવી હતી! તોપણ તેણે ભરમમાં આટલો જવાબ આપ્યો કે એ પુને સહવારે જઈ પુગી હતી.

"જઇ પુગી હતી?" જાંહાંગીરનો છેલ્લો વાકય સાંભળી દીનામાય અચરત થઇને પુછવા પડી, "એટલે! ત્યારે એ જઈ પુગી તે વખતે તમે કયાં હતા?"

"હું પુનામાં નહીં હતો." જાંહાંગીરને ખરો ખુલાસો ખુલ્લો કીધા વગર ચાલ્યું નહીં. પોતાને ખરાબ લાગે તો ભલે, પોતાનો ભેદ ખુલ્લો થાય તો તેની ચીંતા નહીં, પણ જાંહાંગીરને જુઠું બોલવા ગમ્યું નહીં. તેને જનમથીજ જુઠાંને નામથી ઘણી ચીડ હતી.

"તમે પુનામાં નહીં હતા! એ શું બોલોછ? ગઈ કાલે આપણે લોક દરીએ અચાનુચ મળ્યાં, તે પછી તમે માહીમથી પુને કયારે ગયા? મારી અટકળ મુજબ તો અરનવાજનીબી અગાઉ તમે પુને પુગવા જોઇએ."

" નહીં, દીનામાય હું ગઈ રાતે અત્રે માહીમ ખાતેજ હતો."

" આખી રાત અહીંજ હતા ?" " હા, હું અહીંજ હતો." " અને તેણી મુંગાદીની મેહેરાંને ત્યાંજ, નહીં ?"

" હા !" જાંહાંગીરે કાંકથી શરમાઈ જઈ નજર જમીન તરફ કરી દેતાં ઉતરી ગયલે મોહડે જવાબ આપ્યો.

" જાંહાંગીર ! જાંહાંગીર ! ત્યારે તમે આગમાં જાણતા કે અંજાણતા તેલ નહીં હોમાવ્યું એમ કેમ કહેવાય ?" દીનામાય દાવર, જેણી એક સ્વતંત્ર વીચારની હીમતવાન બોલનારી હતી તેણીએ તે જવાન ગ્રહસ્થને ખુલ્લેખુલ્લા શબ્દોમાં ઠપકો આપ્યો. " અરનવાજ અધીરી છે, અભણ છે, વહેમી છે, બધું છે, પણ તમે તે વેહેમને જોર મળે એવું વર્તન દેખાડેલું તમારાજ બોલવાપરથી સાબેત થાય છે. એક પારકી જવાન ઓરત, જેણીને માથે ધણીનું ઢાંકણ નથી અને જે એક બુઢા અપંગ બાપને આશરે પડેલી છે, તેણીને ત્યાં તમે એક આખી રાત રહો, તો તમારૂં તે રહેવું ગમે એવું ખાલેશ દીલનું હોવા છતાં કોઇને પણ શકમંદ બનાવી વેહેમમાં નાખવાને પુરતું છે. જાંહાંગીર ! જાંહાંગીર ! જોકે તમો ભાઈ સાથ મને છુટથી બોલવા ચાલવાનો કશો વહેવાર નથી, પણ તમારી અરનવાજની એક સહી દાખલ હું તમોને બે સખુનો કહેવા માગું તો કહી શકું કે તમે તમારે હાથે તમારા સંસાર-સુખનું નખ્ખોદ વાળ્યું છે. ગઈ સાંજે દરીએ કીનારે થયલા નાપસંદ દેખાવ પછીથી તમે તુરત અહીંથી એકદમ ગુપચુપ ચાલી જવું હતું. તેમ નહીં બનવાથી અને તમે રાતવાસો માહીમમાં રહેવાથી તમારી ધણીઆણીને ઉપજેલા વહેમને પુરો ટેકો મળ્યો છે."

" ઓ બેહેન જરા મારૂંબી સાંભળશો. હું ગઇ કાલે રાતે માહીમમાં રહયો તે કારણ વગર રહયો નથી, ગઈ કાલે મેહેરાંના પપાની શાલગીરેહ હતી અને મને તે બાપ-બેટીએ બોહોંસ કરીને રાખવાથી હું તે અપંગ ગ્રહસ્થને નારાજ નહીં કરવાના ખાલેશ ખ્યાલથી ત્યાં રહયો હતો."

" કબુલ કીધું, ભાઈ જાંહાંગીર, પણ તમારી એ ખાલેશી તમારી સામે કાંઇ ફરીઆદ નહીં થાય ત્યાંસુધીજ ટકી શકે. વીચાર કરો કે ખુદ તમારી મોહોરદાર પોતેજ જો તમોપર વહેમાઈ છે તો તમારૂં એ વાજબી કારણ પારકાં લોકો એક ઘડીબી માનશે ! વારૂં કબુલ કીધું કે મેહેરાંનાં પપાની શાલગીરેહ હતી તેથી તમોને રાતનાં ખાણાપર એ લોકે બોહોસ કરીને રાખ્યા-રાતનું ખાણું ખલાસ થવા પછી તમે ચાલી કાં નહીં ગયા ? એક પારકાં મકાનમાં એક જવાન વીધવા સાથ તમે રાતવાસો રહેવાની હીંમતબી કેમ કીધી, તે જોઇ હું અજબ અજબ થાઉંછ. ગઇ સાંજે દરીએ કીનારે જે ફારસ થવા પામ્યો તે તમે તમારી નજરોનજર જોવા છતાં તમારી શુદ્ધ નહીં ઉઘડી એ મારી મોટામાં મોટી અજાયબી

છે. તે રાતે તમે ઘેર નહીં જશો તો અરનવાજ જરૂરજ એમ માની લેવાની કે જાંહાંગીર આજે મેહેરાંને ત્યાંજ માહીમમાં રાતવાસો રહ્યા છે; એટલોબી તમોને વીચાર નહીં આવ્યો ?"

દીનામાય દાવરનાં આ રોકડીયાં બોલવાથી ગરીબ બીચારો જાહાંગીર જીજીશેઠ તદન દીગમુઢ જેવો થઇ ગયો. તેણે તે બાહોશ બાનુ માટે મનમાં "આફ્રીન" કીધી કે તેણીનો એકેકો બોલ સોનામોહોર જેવો હતો. તેને હવે ખુલ્લેખુલ્લું લાગ્યું કે આગલી રાતે માહીમમાં તેણે હરગેજ વાસો કરવો નહીં હતો. મુગામોદીની મેહેરાંને ત્યાં રાતવાસો રહેવામાં મોટી નાદાની વાપરી હતી. તે ગમે એટલો નીર્દોષ હતો તે છતાં તેને નીર્દોષ કોણ માનવાનું હતું ?

"તમે જવાબ કેમ આપતા નથી જાંહાંગીર ?" દીનુએ ફરીથી પુછ્યું, જાંહાંગીરને ચુપ થયલો જોઇ તે ચંચળ અબળા મનમાં ચેતી ગઈ કે તેના કહેવાની તે ડાહયા જવાનપર મજબુત અસર થવા પામી છે. "શું મારૂં કહેવું તમોને ખોટું લાગે છે ?"

"નહીં, મારાં મહેરબાન બેહેન નહીં, તમારૂં કહેવું તો હીરામોતીની કીંમતને તોલનું છે. હું તમોને શું જવાબ આપું ? હું મારી ભુલ કબુલ કરૂંછ કે મેં ગધેડાએ ગઈ કાલે મેહેરાંને ત્યાં ખરેજ રાતવાસો રહેવું નહીંજ હતું. એ પગલું ભરીને મેં મોટીમાં મોટી મુરખાઈ વાપરીછ એમ હું એકદમ કબુલ કરૂંછ."

"આફ્રીન છે તમારી સમજદારીપર, ભાઈ જાંહાંગીર, એક ખરા ગ્રહસ્થનું એજ લક્ષણ છે કે પોતાની ભુલ થઇ હોય તો બીનતકરાર કબુલ કરે." દીનામાય દાવર ખુશ થઇને બોલી. "તમોને એવા વીવેક સાથ વરતતા જોઇ મને ખરેજ ખુશી પેદા થાય છે. જુઓ ભાઈ, તમે ગમે એવી નીર્દોષી વચ્ચેબી ત્યાં રહ્યા હશો પણ તમારી ઓરતે તમારી ઉપર જાહેરમાં બોહતાન મુકયા પછી દુનીયાં તે નીર્દોષી માનવાની હતી કે ? કહો ખજુરીનાં ઝાડ હેઠળ પાણી પીનારને જોઈ તેણે પાણીજ પીધું છે એમ કોઈ કહેશે કે ?"

"ખરૂં છે, બેહેન દીનામાય, પણ હાથમાંથી છુટી ગયલો તીર હવે પાછો આવવો મુસ્કેલ છે. જે કાંઈ બન્યું તે મારાં ફુટેલાં કીસમતે બન્યું છે, પણ હવે રસ્તો શો ? મને કંઈ સલાહ આપશો ?"

"હવે હું શું સલ્લાહ આપું ભાઈ !"

"એ અહીં આવીછ કે ?"

"કોણ અરનવાજ અહીં ? કયારે આજે ?"

"હા હું આજનેજ માટે પુછુંછ."

"નહીં—ગઈ સાંજે એ મારે ત્યાંથી ગઈ તેજ છેલ્લી ગઈ તે પછી મેં તેને જોઇજ નથી. એ આજે અહીં આવેલી હોય તો હું હજીસુધી એમ બેસી રહેતે કે!"

"મને પુર ઉમેદ હતી કે એ અહીં મળશે."

"પણ મળે કયાંથી? અહીં આવેલી હોય તો મળે કે?"

"તમે ખાત્રીથી કહોછો બેહેન દીનાબાય, કે એ અહીં નથીજ આવી?"

"ઓ જાંહાંગીર! તમે શું જુલમ કરોછો? શું મેં એક વખત કહયું તે ખોટું ધારોછો કે ફરી ફરીથી ખાત્રી માગોછો?"

"માફ કરો બેહેન, મારી ઉપર નાહક ગુસ્સે ના થતાં, પણ આએ બાબદ પોતેજ ગંભીર હોવાથી ફરી ફરીથી પુછવું પડેછ."

"તેની કાંઈ ફીકર નહીં, મારા ભાઈ, તમે એક મુકીને દશ વખત પુછસો તેનો મને ગુસ્સો નથી, પણ ખાત્રી રાખજો કે દીનાબાય દાવર પાસે તેમ કરવાની કશીજ જરૂર નથી."

જાંહાંગીર નીરાશ થઈ ગયો. અરનવાજ મળે તો માહીમમાં દીનુ દાવરને ત્યાં મળે નહીં તો મળવી મુશ્કેલ એ તેનું પુનેથી ઉપડતી વખતનું અનુમાન હતું, પણ તે અનુમાન ખોટું પડયાથી તેની દલગીરીનો પાર રહયો નહીં.

"તમે શા ઉપરથી ધાર્યું કે એ અહીંજ આવશે?" દીનુએ પુછયું.

"તમારી સાથ એને સહીયારૂં છે તે ઉપરથી."

"પણ કાંય નહીં એ આજે પોતાનાં કોઈ સગાંવાહલાં કે બેસીને ત્યાં ગઇ હોય?"

"એનાં કોઈ બેશી પુનામાં કે મુંબઇમાં નથી."

"ત્યારે કયાં છે?"

"નીઝામ—હૈદરાબાદમાં છે."

"વારૂ એ એની કોઇ બીજી સહીને ત્યાં કાં નહીં ગઈ હોય?"

"તમો સીવાય એની બીજી કોઈ સહી નથી!"

"તે તમે કેમ જાણ્યું?"

"હું જાણુંછ તેથી કહુંછ, એ વારંવાર બોલતી હતી કે મારી એક પુરી સહી છે અને તે દીનાબાય દાવર છે."

"કેવું અજબ જેવું! ત્યારે એ કયાં ગઇ હશે? વારૂ એ પુનેથી ક્યારે ગઇ?"

"આજે સહવારે."

"કેટલે વાગે ?"

"આસરે ૯ અને ૧૦ ની વચ્ચે."

"તે વખતે તમે ત્યાં હતા કે ?"

"હું ત્યાં હતે તો એને જવાબ શું કામ દેતે ? મારી ગેરહાજરીનો તો એણે લાભ લીધોછ."

"ભાઇ જાંહાંગીર હું ઘણીજ દલગીર છું, કે ગઇ રાતે એ મારે ત્યાંથી ગયા પછી મેં એને પાછી જોઇ નથી. જો એ અહીં હતે તો હું પોતે તમો ધણી–ધણીઆણીને સલ્લાહ કરાવવાની કોશેસ કરતે. એવી ભલાઇ લેવાની કોણુનાં નસીબમાં છે. પણ સબર કરો જાંહાંગીર, મને એક બીજો વીચાર આવેછ. તમે કહોછ કે એનાં ખેશીઓ નીઝામ–હેદરાબાદમાં છે તો એ હેદરાબાદજ કાં નહીં ચાલી ગઇ હોય ? પણ ખરી વાત ! અત્યારમાં ક્યાંથી જાય. રાઇચોર મેલ તો હજી રાતે ૧૦ વાગે ઉપડશે. મને લાગેછ કે હાલ એ મુંબઇમાંજ કેથે હોવી જોઇએ ને આજે રાતના મેલમાં જરૂરજ એ હેદરાબાદ ઉપડી જશે, તેથી તમે ત્રેનને ટાઇમે બોરીબંદરપર પુનાની ટીકીટ લઇ હાજર રહેશો તો એ આઇતી છટકામાં આવી જશે ! કેમ, શું ધાર્યું જાંહાંગીર ? મારી સુચના તમોને પસંદ પડેછ કે ?"

"હાજી, ઘણુંજ સરસ 'સજેશન' છે અને હું તે ઉપર આજને આજ અમલ કરવા માગુંછ." જાંહાંગીર આટલું બોલી ઉભો થયો અને દીનામાયને શેકહેન્ડ કરી તેણીને આપેલી તસ્દી માટે દરગુજર ચાહવા લાગ્યો.

"કંઈ ફીકર નહીં, જાંહાંગીર, તમો મારા ભાઈ છો. એમાં તસ્દી શાની ? હજુરથી હું તમને કહી મુકુંછ કે જો એ મુંબઇમાં કોઈ જગે હોય અને તેનો પાકો પત્તો મળે તો મને તુરત જાણ કરજો. હું પોતે આવીને તમો ધણી ધણીઆણી વચ્ચેની મતફેરીને દુર કરવાની મારેથી બની શક્તી દરેક કોશેશ કરીશ."

દીનામાય દાવરના આ અતી માયાળુ શબ્દો સાંભળી જાંહાંગીરનું નરમ હઇડું ભરાઈ આવ્યું. તે ફરી ફરીથી તેણીનો અંતઃકરણપુર્વક ઉપકાર માની તે મકાન દલગીર દીલે છોડી ગયો.

# પ્રકરણ ૪૮ મું.

## સરજતના સંજોગ–"લખ્યા લેખ મીટે નહીં."

### [ દોહરો. ]

કોઉ દુર ન કર શકે, ઉલટે બિધિકે અંક,
ઉદ્દધિ–પિતા તઉ ચંદકો, ધોય ન શકયો કલંક.

[મહા કવી તુલસીદાસ.]

રાત્રે દશ વાગ્યાનો વખત હતો. વીકટોરીઆ ટરમીન્સના સ્ટેશનના પશ્ચીમ તરફના પલેટફોરમ ઉપર, જે વખત જાય છે તેમાં ત્યાંથી ઉપડી જનારો રાઇચોર મેલ ઉભેલો હતો. ચોતરફ ઉતારૂઓની દોડાદોડી ચાલી રહી હતી અને દુરની મુસાફરીએ જનારાંઓને સ્ટેશન સુધી મુકવા આવેલાં તેમનાં સગાં વહાલાંઓ, અકસર કરીને ફ્રસ્ટ અને સેકન્ડ ક્લાસ આગળ એકઠાં થઈ ત્રેન ઉપડે તેટલાં કાંઇને કાંઈ ખુશ ગુફતેગો ચલાવી રહ્યાં હતાં.

એવે સમયે એક જવાન પારસી ગ્રહસ્થ જે એકલોજ મુસાફરીએ જનાર હોય એમ લાગતું હતું, તે એક ઇનટરમીડયેટ કલાસના દરવાજા આગળ એક પગ પ્લેટફોરમપર અને બીજો ત્રેનના ફુટપાથપર ટેકવી ઘણી આતુર ચશમોએ ચોતરફ નજર કરતો જણાતો હતો. તે ત્રેનના એકેએક ડબાઓમાં ઘણી બારીકીથી નજર કરતો ધીમા કદમે હેડ ગાર્ડની બ્રેક સુધી ગયો અને આખા પ્લેટફોરમપર ફરીથી એકવાર ચોગરદમ નજર ફેલાવી મનસાથ બટબટયો. "મહેનત બરબાદ ને ગુન્હા લાઝમ! એ આજે અહીં જણાતીજ નથી. એ આજે અહીં આવીજ નથી. એ આજે ઉપડી જાય એમ લાગતું નથી." એમ વીચારી સ્ટેશનનાં મોહટાં ઘડીયાલપર નજર નાખતાં પાછો બબડયો: "સ્ટેનડર્ડ સાડા દશમાં પાંચ ઓછી છે. આય મેલ ઉપડવાનો વોરનીગ બેલ વાગશે અને પાંચ મીનીટમાં તો આએ અગનની રથ વીજળીને વેગે એક અઝદા મીસાલ ફુંફાડા મારતો આગળ વધશે. એ આવવાની હતે તો હજીસુધી બેસી રહેતે નહીં. મેં એનજીનથી તે ગારડની બ્રેક સુધીનો એકેએક ડબ્બો ચીપીચીપીને તપાસ્યોછ અને હું તદન ખાત્રીપુર્વક છું કે આય ત્રેનમાં તો હજીસુધી બાઇસાહેબ બીરાજેલાં નથી. હજુર બે ચાર મીનીટ બાકી છે. તેટલાં સ્વારી આવી પુગે તો કંઈ કહેવાય નહીં. પણ હવે તેમ બને એ વીશે મને શક છે. એ જો આજે જવાનીજ હતે તો ગાડીના ટાઇમની બરાબર બે કલાક આગમચથી અહીં આવીને બેસતે."

આ જવાન ગ્રહસ્થ કોઇજ નહીં પણ આપણો ભલો મીત્ર જાંહગીર હતો. દીનામાય દાવરે આપેલી સલાહ મુજબ તે દાદર સ્ટેશનપર

પરભારો પુણે ઉપડી જવાને બદલે અરનવાજની પારખ પકડવા માટે અહીં બોરીબંદરના સ્ટેશનપર આવ્યો હતો.

જાંહગીર ઉપલો વીચાર કરે છે, તેટલાં વોરનીંગ બેલ વાગ્યાથી ગારડની એક આગળથી ખસી જઈ તે જે ઇનટરમીડયેટ કલાસમાં પોતે બેસનાર હતો તે કલાસના દરવાજા આગળ જઈ બારણું ઉંઘાડી આગલીજ હાલતે પાછો ઉભો.

પણ તે ભલા જવાનની ભલી મકસદ ત્યાં પાર પડી નહીં. વચ્ચે બાકી રહેલી પાંચ મીનીટ પસાર થતાં વખત લાગ્યો નહીં અને તેમ થવે સ્ટેશનપર ઉભેલો મેલ સાવચેતીની એકજ વ્હીસલ ફોડીને ત્યાંથી ઉપડી જવાથી તે ગરીબ જવાન પણ પોતાના કલાસમાં ઝડપથી બેસી જઈ દલગીર દીલે પુણા તરફ રવાના થયો. રાતનો વખત હોવાથી બીજા ઉતારૂઓએ જ્યારે ત્રેનમાં આરામ લીધો ત્યા ગરીબ બીચારા જાંહાંગીર જીજીશેઠ આજે પોતાપર ગુજરેલા ગજબ ઉપર વીચાર કરતો જાગતો બેસી રહયો. તેનાં મગજપર હજારો વીચારોનો ગલબો એકસરખો ઉલટેલો હોવાથી તેને આરામ લેવાનું મન થાય એ બનવાજોગ હતુંજ નહીં. પુણાનું સ્ટેશન આવી પહોંચ્યું ત્યાં સુધી જહાંગીર ત્રેનમાં જરાએ સુતો નહીં. જો આજે મુંબઇથી ઉપડતી વેળા વીકટોરીઆ ટરમીનસપર અરનવાજ હઇદ્રાબાદ જતી મળી ગઈ હતે તો જહાંગીરની દલગીરી એટલે હદ સુધી હસ્તીમાં રહેવા પામતે નહીં. પણ કમનસીબે તેની બેવફા બાયડી સાથ બોરીબંદરના સ્ટેશનપર કરવા ધારેલી મુલાકાત ફતેહમંદ નહીં ઉતરવાથી અને સ્ટેશનપર તેણીની હસ્તી વટીક નહીં જણાવાથી તે બેવડો ચીંતાતુર બન્યો હતો. "જો એની ને મારી સરજત મળવાની હતે તો હમે આજેજ સ્ટેશનપર સાથે થઈ જતે. પણ મને લાગે છે કે કુદરતની મરજી કંઈ જુદીજ હોવી જોઇએ. જો એ મને મળી હતે તો હું ગમે તેમ કરી એને સમજાવી પટાવી ઘેર લઈ જવા રહેતે નહીં, પણ એ મળી નહીં અને આજે સ્ટેશનપર નજર પડીજ નહીં ત્યારે હું શું કરી શકું?"

અંતે પુણાનું સ્ટેશન આવતાં જાંહાંગીર ત્રેનમાંથી ઉતરી પડયો. તેની જોડે કાંઇપણ સામાન ન હોવાથી તે જેવો પ્લેટફોરમપર ઉતર્યો તેવો ત્યાંજ જરાવાર ઉભો રહયો. તેને કુદરતી રીતે એવી ખાહેશ ઉતપન થઈ કે જઈ જઇને ઘરેજ જવું છ કેની? તેથી એમબી ને એમબી મેલ ઉપડી જાય ને પછીજ જાઉં એમ વીચારી તે વીચારમાં ને વીચારમાં ત્યાંજ ઉભો રહયો. તેનું મન આજે એટલું બધું ઘેરાયલું હતું કે જે ગાડીમાંથી તે ઉતર્યો તે ગાડી કેટલોક વખત સુધી ત્યાં ઉભી રહી, તેનું વટીક તેને ભાન રહ્યું નહીં. પુણા ખાતે રાઇચોર મેલ ખાસો અરધો કલાક પોતાના રાબેતા મુજબ ખોટી થયો; જે દરમ્યાન સેંકડો પેસેનજરો તેની આસપાસથી આમથી તેમ પસાર થયાં પણ જેહાંગીર

જાણે આજે ખુલ્લેખુલ્લી અને દેખતી આંખે ઉભો-ઉભો ઉંઘાતો હોય તેમ તેની આસપાસથી કોણુ કોણુ પસાર થાય છે તે વાતથી તમામ બેખબર હતો. કુદરત આજે કાંઈ જુદોજ ભાગ અહીં ભજી બતાવવા ઉભલી હતી, જેથી, જહાંગીર જીજીશેઠને વગર કારણે અને વગર સબબે લગભગ અરધા કલાક સુધી પોતાનાજ વીચારોમાં લીન થયલી સ્થીતીએ ઉભા રહેવાની મરજી થાય એ બનવાજોગ હતું.

અંતે ટાઇમ થતાં સ્ટેશનનો ઘંટ વાગ્યો. તેની પાછળ ગાર્ડની સીપટી સંભળાઈ અને ઇનજીન ડરાઇવરે તેના જવાબમાં એક ધીમી વ્હીસલ આપ્યા બરાબર રાઇચોર મેલ એકદમ ત્યાંથી ઉપડ્યો.

ટ્રેન ઉપડેલી જોઈ જહાંગીર પોતાના વીચારોમાંથી સહેજ સાવધ થયો. તેને લાગ્યું કે તેની નજર આગળથી તે ગાડી પસાર થાય છે. તે ટ્રેનની બરાબર સામેજ ઉભો રહેલો હોવાથી લગભગ પોણી ટ્રેન તેની નજર આગળથી પસાર થઈ ગઈ ત્યાંસુધી તો તે દરેક ડબ્બામાં એકસરખી નજર કરતો શાંત ઉભેલો હતો પણ ટ્રેનના પાછલા ભાગમાં બાનુઓ માટેના ડબાઓ એક પછી એક પસાર થવા લાગ્યા તેમાંના એક ડબ્બાપર તેની નજર અચાનક પડતાં તેનાથી એકદમ એક મોટી ચીસ પડાઈ ગઈ!

"ઓ મારા ખુદા! એ હું શું જોઉં છ? અરે! આય ડબ્બામાં તો મારી અરનવાજ છે! મેં બરાબર જોઇ!—સાબુત જોઇ!—પક્કે પક્કી જોઈ! અરરરરરરર! મેં કેવી ભુલ કીધી? અરે એ કમબખ્તે મને જબરી છક્કડ ખવાડી! પણ સબર જીવ! એ અરનવાજ હોયજ કેમ? મારી આંખ્યો કાંઈ ઠગાતી તો નથી. એ મુંબઇથી બેસવાની હતી. એટલી બીના જો સાબુત છે તો એ બોરીબંદરપરજ મળવી જોઇતી હતી. ત્યાં તો મેલ ઉપડ્યો તેની છેલ્લી ઘડી સુધી મેં ચોંપથી તપાસ રાખી હતી પણ ત્યાં તો એ મને જણાઈ નહીં. તે પછીથી દાદરનાં સ્ટેશન પરબી મેં ઉતરીને આસપાસ નજર ફેંકી હતી કે અહીંથી કોઇ બઇરી બેસેછ કે નહીં. ત્યાંબી મને જણાઈ નહીં. ત્યારે આય ટ્રેનમાં એ આવી કયાંથી? બોરીબંદરથી એ બેઠી નહીં ત્યારે મને કુદરતી રીતે વ્હેમ ગયો કે મને એની સહી દીનામાય દાવરે વાહચ્યો તો નહીં હોય, અને હું તેણીને મળવા ગયો તે વખતે અરનવાજ તેણીનાંજ ઘરમાં છુપાઈ રહેલી તો નહીં હોય? જો તેમ હોય તો મને બોરીબંદર જવાનું કહી દીનામાય એને જી. આઈ. પી. ના દાદર સ્ટેશનથી બેસવાની નકલ બતાવે એ બનવાજોગ છે. કારણ કે તેણી સહી છે એટલે મારા કરતાં તેની તરફ તેનું દીલ વધુ દોડે એ દેખઇતું છે, એવો ખ્યાલ આવવાથી મેં દાદરના સ્ટેશન ઉપર ઉતરી પડી ચોતરફ નજર કીધી હતી પણ તે સ્ટેશનપર ટ્રેનને ટાઇમે એકબી બાનુ ઉતારૂ મારે નજરે પડી નહીં હતી. વળી મરદ

પેસેન્જરો પણ ગણુત્રીના હોવાથી તેમની ભીડમાં મને તેણી દેખાવા પામી ન હોય એમ પણ ન હતું. અફસોસ! મેં જબરૂં કાચુ કાપ્યું! મુંબઈ અને પુણાની વચ્ચે અવારનવાર જુદાં જુદાં સ્ટેશનો ઉપર ઉતરીને જો મેં બારીક તપાસ કરવી ચાલુ રાખી હતે તો હું જરૂર એ લુચ્છી ઓરતને પકડી કહાડયા વીના રેહતે નહીં."

"કસે કાય, જહાંગીરજી શેઠ અહો આપણ એવડી રાત્રીલા આજ ઇકડે કુઠે?" જહાંગીર પોતાના ખ્યાલમાં મસ્ત હતો તેટલાં એક બ્રાહ્મણ ગ્રહસ્થે પછવાડેથી તેની પીઠપર હાથ મેલી સવાલ કીધો.

જહાંગીર એકદમ ચમકીને પીઠ પાછળ જોવા પડયો "એ કોણ! ત્રીંમબકરાવ? વોટ નોનસન્સ તમે મને કેવો ચમકાવ્યો? મારા સાહેબ એ તે કંઈ રીત છે? ગ્રહસ્થાઈ એટીકેટને શું ગજવામાં ઉચી કીધીછ કે કેમ?"

"એક્ષક્યુઝ મી, માઈ ગુડ ફ્રેન્ડ મેં આપણને આ વખતે સ્ટેશનપર કોની દીવસી નઈ જોયલા તેથી મને મોઠું આશચર્ય વાટયું કે મી० જીજીહઠ ઇકડે કાયંકે વાસ્તે ઉભા રહ્યા." પેલા કોઈ મી० ત્રીંબક-રાવે પોતાની ફરમાસુ ગુજરાતીમાં બચાવ કીધો.

"મી० ત્રીંબકરાવ, તમે ઘેલા તો નથી થયા?" જહાંગીર જે કુદરતી નરમ સ્વભાવનો અને ગરવો જવાન હતો, તેને ઉપલા અચીત્રા હીંદુએ કીધેલી અટકચાળીથી કુદરતી રીતે ગુસ્સો ઉપજવાથી ગરમ થઇને બોલ્યો. એક તો તેનું હઇયું છુપા તાપથી જલજલી રહ્યું હતું તેમાં આ કોઈ સ્ટુપીડ હીંદુએ પીઠ પાછળ અચણુચ હાથ મેલી ચમકાવી આયાંથી તે બહુજ ગુસ્સે થઈ ગયો. "આય એક જાહેર સ્ટેશન છે અને તમારે જાણવું જોઇએ કે રાત્રે કે દીવસે, જયારે ગમે ત્યારે અહીં આવવાને જેટલો તમોને હક છે તેટલોજ મને પણ છે. તમે મારી સાથ વાત કરવી હતી તો સીધે સીધા મોહની સામે આવવું હતું. એમ પીઠ પાછળથી ચીબાવલાપણું દેખાડયું એ એક ગ્રહસ્થ માણસને શોભા આપનારૂં નથી."

જાંહાંગીરનો કાંડો ખીલી ગયલો જોઇ પેલો કોઇ મી० ત્રાંબકરાવ ખસીયાણો પડી ગયો. "અરે સાહેબ—સાહેબ! તુમાલા મેં સાંગતે તે તુમ સુનો તો એમ આમચીયાવર તુમકુ ગુસ્સો કાંઇ આવેચ." તેણે પોતાની તોફી ગુજરાતીમાં ચલાવ્યું. "મીં અસા બોલેચ કે તુમચી જોરૂલા મીં બાયખલ્યાચે સ્ટેશનવર—"

"હેં? એ શું બકેચ!" જાંહાંગીર આ ખુલાસો સાભળતાંવાર પોતાનો ગુસ્સો ભુલી જઇ ઠંડો ગાર થઇ ગયો. તે પેલા મી० ત્રીંબકરાવનું પાંખડું પકડી સ્ટેશનપર મેલેલા એક બાંક તરફ લઇ ગયો અને કાંઇ નવું જાણવાની ઉમેદમાં સવાલપર સવાલ કરવા લાગ્યો.

# પ્રકરણ ૪૯ મું.

## જાંહાંગીર કેમ છેતરાયો ?

[ મનહર ]

'હોની હોને હાર ' છે વીચાર લાખ કરો તોય,
હોય જે લખેલું લેખે તેજ અંતે થાય છે;
ચતુરોની ચંચળાઇ ચાલે નહીં કર્મ કને,
કંઈક પાકા પંડીતોનાં ચીત્ર ચિતરાય છે;
દાનાવોની દુરંદેશી જયાંની ત્યાં રહે પડી,
વડી વાત વીધાતાની પ્રબળતા પાય છે;
દાદી જે બનાવ હોય બનવાના એ તો બને,
પીર પયમ્બરોથી ન થોભાવ્યા થોભાય છે.

"તમે ગુજરાતીમાં જલદી બરાબર બોલી શકતા નથી માટે તમારી મરાઠીમાંજ ખુલાસો કરો—હું મરાઠી અચ્છી રીતે સમજી શકું છું." જાંહાંગીર બોલ્યો, "શું તમે મારી બઇરીને ભાયખલાના સ્ટેશન પર જોઈ હતી ?"

"હા" ત્રીંબકરાવે મરાઠીમાં જવાબ આપ્યો, પણ વાંચનારની સગવડને માટે આપણે તે વાતચીત અહીં ગુજરાતીમાંજ વાંચીશું. "તમારી બાયડી મને ભાયખલાના સ્ટેશનપર મળી હતી."

"ત્યારે તમે શું આજે મુંબઇથી આવ્યા છો ?"

"હા, હું ત્યાં મારા કામને માટે ચાર દીવસની વાતપર ગયો હતો."

"પછી તેણી કયાં ગઇ ?"

"કયાં ગઈ પુછોછો ? ત્યારે શું તમે આ રવાના થયલી ત્રેનમાં તેણીને જોઇ નથી ?"

"મેં તેણીને ત્રેન ઉપડયા પછી અચણુચ જોઈ પણ તેણી કયાં ગઈ છે તે હું જાણુતો નથી." જાંહાંગીર સહેજ અંજાણો થઈ બોલ્યો.

"તમે નથી જાણુતા તો લેવોની હું કહુંછું કે તેણી નીઝામ હેદરાબાદ ગઈ છે."

"એ તમે કેમ જાણ્યું ?"

"હું ભાયખલાના સ્ટેશનપર ટીકીટ ઓફીસ આગળ ટીકીટ લેવા ગયો તે વખતે એક જવાન પારસી બાઈ મારી આગમચની ત્યાં ટીકીટ

લેવા ઉભી હતી. પીઠપરથી પ્રથમ મેં તેણીને પીછાની નહીં. તેણી ટીકીટ લઇને ખસે તેટલાં હું બાજુમાં ઉભો રહયો જ્યાં મેં તેણીને સીંકદરાબાદ દખણની ટીકીટ માંગતાં સાંભળી."

"વારૂં પછી?"

"પછી મને લગાર હસ્તો ચેહેરો કરી પુછ્યું કે એ કોણ—ત્રીંબકરાવ કે?"

"ઓહ્લો! ત્યારે તો તમોને એણે ઝટ ઓળખી કાઢયા, હેં?"

"હા, ઓળખી કાઢયા, એજ નહીં, પણ તેણીને કાંઇક વહેમ પણ ઉપજ્યો કે હું તેણીની પારધે ત્યાં ગયો હતો!" અને આં ત્રીંબકરાવ મોટેથી હસી પડયો.

"એટલે એટલે? તેણીને એવો વહેમ પડવાનું કારણ શું?"

"તે હું શું જાણું—મી૦ જીજીશેઠ? એનું કારણ મારા કરતાં તમને વધારે ખબર હોવું જોઇએ!" તેણે જાંહાંગીરનાં ચહેરાપર પોતાના આ જવાબથી શી અસર થાય છે તે ધ્યાનથી જોવા માટે એકી ટગરે ટીકીને કહયું. "તમો ધણી ધણીઆણી વચ્ચે શું અથડા અથડી થઈ હશે, તે હું શું જાણું."

જાંહાંગીર મન સાથ ચમકયો! તેને લાગ્યું, કે, તેમની વચ્ચે થયલી અથડા અથડીની વાત આ ત્રીંબકરાવ શું જાણે? જ્યાં છે ત્યાં અરનવાજે મુરખાઈ વાપરી એની પાસે બધું પાદેફરા કીધેલું લાગેછ. તેમ હોયા વગર આ 'આંબટ ખાઉ' મને આ રીતે તાણો મારે નહીં; એમ વીચારી જહાંગીરે તે જવાન હીંદુ પાસથી સીફતથી સાર કહાડવાનો મન સાથ મનસુબો કીધો.

"અથડાઅથડી જેવું તો કાંઈ નથી ભાઈ પણ ધારો કે તેવું કાંઈ હોયબી તો તે તમારા જાણવામાં કેવી રીતે આવે? મી૦ ત્રીંબકરાવ એ ઉપરથી તો લાગેછ કે મારી બઇરી સાથ તમુને ભાયખલાના સ્ટેશનપર ઘણી નહીં તો થોડીબી વાતચીત થયલી હોવી જોઇએ." જહાંગીરે નરમાસથી શરૂ કીધું અને તે જવાન હીંદુના ખભાંપર હસતે ચહેરે હાથ મેલી પટામણા દેખાવથી પુછ્યું.

"મેલ આવવાની અમે ટીકીટ લીધી ત્યારે ખાસા અરધા કલાકનો વખત હતો અને તેથી તમારી બાયડી સાથ મને થોડીક વાતચીત થઇ હતી ખરી."

"તમે હમણાં તો એમ બોલ્યા મી૦ ત્રીંબકરાવ, કે, ટીકીટ ઓફીસ આગલ મારી બઇરી તમને જોતાંવાર ચમકીને, તમે તેની પારધે આવ્યા છો. એવા વહેમમાં પડી હતી, જો એમજ હતું, તો તેણીનો વહેમ ભાગયા વીના તમારી સાથ તે વાતચીત કેવી રીતે કરી શકે?

તમુને જોઈ તેણી જો ચમકી હોય તો તમોથી કુદરતી રીતે દુર નાહસવી જોઈએ." ઠાવકા જહાંગીરે ખરૂં શું છે તે સીફતથી જાણી લેવા માટે પેલા ત્રીંબકરાવના કહેવાને જાણે તે માન્ય કરતો નહીં હોય તેવું ડોળ દેખાડતાં પુછ્યું. "મારી મહોરદાર તમોને જોઈ વહેમમાં પડ્યા છતાં તમારી સાથ વાતચીત કરે એ હું માનીજ કેમ શકું, માઈ ગુડ ફ્રેન્ડ?"

પેલા ત્રીંબકરાવ દાદાને તો જાંહાંગીરે દેખાડેલી આ શંકાથી ખસ્યાણું લાગવાથી જહાંગીર જે સીફતથી કુદયો હતો. તે સમજ્યા વગર પોતાનું ખરાપણું દેખાડવાની ખાહેશ થવાથી તે એકદમ બોલી ઉઠયો.

"ત્યારે શું હું ખોટું કહું છું. જાંહાંગીર શેઠ? તમારી ખાત્રી થતી ન હોય તો સાંભળો તેણી મને જોઈ પ્રથમ વહેમાઈ ખરી પણ વહેમાઇને ત્યાંથી ખસી જવાને બદલે હું ત્યાં શા માટે આવ્યો હતો, તથા મને કોણે મોકલ્યો હતો, એવા એવા તરેહવાર સવાલો પુછવા લાગી હતી."

"પછી તમે શું જવાબ આપ્યા?"

"મેં તેણીને કહયું કે આજ ચાર દીવસ થયાં મુંબઈ મારા કામસર આવ્યો હતો અને અત્યારે પાછો પુણા તરફ ફરૂં છું. મારો આ ખુલાસો તેણીએ માન્યો નહીં પણ ખુદાનું કરવું એવું થયું કે તેટલાં મારો એક વાણીયો મીત્ર જે મને સ્ટેશન પર મલવા આવનાર હતો તે આવી લાગ્યો અને આવ્યા બરાબર પોતાની તદન નીરદોશીથી વચ્ચે બોલી પડયો કે 'વાહ વાહ ત્રીંબકરાવ! બહુ સારૂં! આજે ચાર ચાર દહાડા થયાં મુંબઇમાં આવ્યો છો તેટલું છતાં મને મલ્યા વગર પાછા પુણે નહાસો છો નહીં? સારૂં થયું કે અબઘડી મને તુળસીદાસે તમો મુંબઇમાં આવેલા છો અને ભાયખલા સ્ટેશનથી આજના મેલમાં ઉપડનાર છો, એવી ખાતમી આપવાથી હું એકદમ દોડી આવ્યો.' આ રીતે મારા મીત્રે આપેલો આકસ્તરો પુરાવો સાંભળી તમારી બાયડીનો વહેમ એકદમ નાબુદ થઈ ગયો. પેલો મીત્ર મને મળીને ગયા પછી ખાસી પંદરેક મીનીટ સુધી તેણીએ મારી સાથ વાતચીત કીધી હતી."

"પંદર મીનીટ સુધી વાતચીત કીધી ત્યારે તો તમારી સાથ તેણીને ઘણી વાતો થયલી હોવી જોઇએ?"

"હા મારેથી તે ના કેમ પડાય? પણ મી૦ જીજીશેઠ, આ વાત જવા દો! તે સાંભળી તમો ખુશી તો નહીંજ થશો."

"નહીં ત્રીંબકરાવ તેમ બેમ કંઈ બનશે નહીં. જો તું મારૂં સારૂ ચાહનાર હોય તો તેણી સાથ તને શું શું વાતો થઇ તે મને ટુંકમાં કહે."

"હા હું તમારેથી છુપાવવા ઇચ્છતો નથી, પણ તમે તે વાતો સાંભળી નાહક દુ:ખી અને દલગીર થાઓ એટલા માટે હું બોલવાને અચકાઉં છું."

"કાંઈ ફીકર નહીં, ત્રીંબક, તું સુખેથી બોલ ! જો તું માહારો મીત્ર હોય તો ખરેખરૂં મને કહી દે."

"ઠીક છે ત્યારે મારી કયાં ના છે? હું તમારા વીચારની બાહેર નથી. તમારી બાયડી સાથ મને જે વાતચીત થઈ તેનો જો હું એકત્ર સાર ખેચું તો કહી શકું કે, તે વાતમાં કાંઇજ દમ કે જીવ હતો નહીં. તે માત્ર ઘર સંસારી કુથલાઓ હતા."

"શું ઘર સંસારી કુથલાઓ તેણી તમારી પાસે રડવા પડી હતી?" જાંહાંગીરે બહુજ દુઃખાયલા દીલથી પુછયું.

"હા, એમ હતું ખરૂં પણ મેં તેને ઝાઝું વજન આપ્યું નહીં. મેં તેણીને શીખામણ દીધી કે સંસારમાં સુખી કોઈ નથી. શું મોટા કે નાના શ્રીમંત કે ગરીબ, અમીર કે ફકીર, દરેકની પાછળ કાંઇને કાંઈ દુઃખ હોય છે. સંસારમાં કાંઈ પઇસાથીજ સુખી થવાતું નથી. જો આ વાત ખોટી હસે તો ઘણાક લખપતીઓ અને કરોડપતીઓને આપણે દુન્યામાં દુઃખી દેખતે નહીં, પણ મારી આ શીખામણ તમારી ઘણીઆણીના ધ્યાનમાં ઉતરી નહીં અને તમારી વીરૂધ તેણીએ મારી પાસ સખત બખાલા કાઢયા. મેં કહયું કે ગમે એવો ગરીબ હોય પણ પોતાના ધણીની વાત કાંઈ ઓરજ છે. હજાર સગાંવહાલાં હોય, પણ એક પરણેલી સ્ત્રીને તેણીના ધણી સીવાય સંસારમાં બીજું કોઈ કામ આવતું નથી. આ સાંભલીને તેણી વધુ છેડાઇ અને બોલી કે દુન્યામાં બીજી ધણીઆણીઓના ધણી તમો કહો છો તેવા ભલા હશે પણ મારા ભરથારને તો હું તેવો જોતી નથી. આ સાંભલી મેં કહયું કે ગરવો ભરથાર બધીજ મોહેરદારોને મલતો નથી. મારા સખુનો સાંભલી તેણી વધુ તપી ગઈ. તે કહેવા લાગી કે મારો ધણી તમો બધાને ઉપરથી ફરેસ્તા જેવો લાગે છે, પણ બાતેનમાં તો તે એક ખરેખરો સીહા-સેતાન છે. તેણે મને ઠગી છે તે એક પારકી સ્ત્રીના પ્યારમાં પડયો છે કે જેણી એક જવાન પારસી વીધવા છે. મી૦ જીજીશેઠ તમારી મોહેરદારે મેલેલા આરોપો સાંભલી હું તો ફગલાઇને ફાટી રહયો કે તેણી આ શું બોલે છે? શું આ આરોપો ખરા છે?"

ત્રીંબકરાવે કરેલો આ ભયભીત ખુલાસો સાંભલી ગરીબ બીચારા જહાંગીર જીજીશેઠનું જવાન જીગર અંદર ને અંદર જલીબલીને ભસમ થઈ ગયું!

"આ ત્રીંબકરાવ? હું હવે તને શું કહું? હું નીર્દોષ છું કે દોષીત છું તે તુંને જણાવીને મારે શું કરવું છે? તે પરમકૃપાળુ પરમેશ્વર સઉના ભેદોનો જાણનાર છે. બસ કર બાપુ—હવે મને જવા દે! મારે તારી વધુ વાત સાંભળવી નથી."

"જરા સબર કરો, શેઠ, જે કાંઈ કહેવાનું છે તે તો હજી તમને કહયું નથી." પેલો ત્રીંબકરાવ જાંહાંગીરને જતો અટકાવી બોલ્યો. "તમારી સ્ત્રી તમો પર જનાકારીનો આરોપ મેલનાર છે."

"એ તું શું બકેછ ત્રીંબક?" જાંહાંગીર ડોલા ફાડીને પેલા હીંદુ જવાન તરફ જોઈ બોલ્યો. "મારી મોહોરદાર મારી ઉપર જનાકારીનો આરોપ મુકનાર છે?"

"હા—હા—એ તદન ખરી વાત છે!"

"પણ એ વાત તને કોણે કહી?"

"કહે કોણ? ખુદ તમારી બાયડી પોતેજ બોલી કે હું ખરી કે એને એની બુરી ચાલનો સવાદ બરાબર બતાવીશ. મેં પુંછયું કે તું શું કરશે? તેના જવાબમાં એ બોલી કે મને જરા હેદરાબાદ તો જવા દે પછી એની વલે કરૂંછ. હું એ બેવફા ધણી પર પારકી ઓરત સાથ જનાકારી કરવાનો વાંક મેલી છુટા છેડાની ફરીયાદી માડીશ."

ગરીબ બીચારા જાંહાંગીરને તો આ વખતે ગોયા તેનું એકએક રૂવેરૂવું કાંટા મીસાલ ભોકાતું હતું. તેણે વીચાર્યું કે "અરે! મારી બખરી એટલી હદ સુધી મુરખી છે કે આ એક પરકોમી પુરૂષ આગળ એણે મારી આએ રીતની બદનક્ષી કરવાબી ચુકી નહીં? ઓ ખુદા! હવે તો અવધી થઈ! જો ત્રીંબક કહે છે તેમ એ વેહમી ઓરત જો મારી ઇજતપરજ રૂઠી તો મારા બાપદાદાની ખાનદાની કીર્તી વગર શકે ધુલ મળવાની! ઓ ખુદા! બધું કરજે પણ મારી ઇજતની ધુલધાણી નાં કરતો! ગમે એવી ગરીબાઈ હશે તે પેટે પાટા બાંધીને વેઠીશ, પણ ઇજત આબરૂનો નાશ થાય તેને બદલે હજી મરણ આવી પહોંચે તે બેહેતર છે!" એમ વમાસતો તે દુઃખી ભરથાર પુણા સ્ટેશન પરથી ઘર તરફ ફર્યો.

આ વખતે તે કયાં ચાલતો હતો તેની પણ તેને સુધ્ધી નહીં હતી. કારણ કે સ્ટેશનથી થોડે કટકે સુધી ત્રીંબકરાવ સાથે રહી પોતાનું ઘર આવતાં છુટો પડયો તે પછી જાંહાંગીર સીધોને સીધો ચાલ્યાજ કીધો, એટલે સુધી કે તેનું ઘર કયારનું પસાર થઈ ગયું તેનું પણ તેને ભાન રહયું નહીં. અંતે તેને શુદ્ધ આવી ત્યારેજ તેણે જાણયું કે ઘર તો તે પાછળ મેલી આવયો હતો, જેથી આગળ વધતો અટકી તે પાછો ઘર તરફ ફર્યો, કે જયારે બામદાદ કયારની પડી ચુકી હતી.

# પ્રકરણ ૫૦ મું.

## "જો થોડા દહાડા સુકકું-પાકકું ને જેવું તેવું ચલાવી લેશો તો હું ઘરમાંની અડચણ સંભાળી લઇશ."

[ દોહરા. ]

પ્રેમ ન જાણે પિક-પ્રિયા, નેમ ન જાણે નીચ;
ઘાત ન સમજે ઘાતકી, કીડ ન જાણે કીચ.

*   *   *

કીર્તી છે કુળ-બીજની, અન્ય તણે ન અપાય;
ખરૂં ખમીર ન હોય તો, બોલીને બદલાય.

*   *   *

નવશિરવાને પુત્રને, નસિહત કહી છે નેક;
"દોસ્ત હજારો હોય પણ, દુસ્મન કરજે એક !"

[ દીલજાન.

અરનવાજ તેનો આશરો સદાનો છોડી ગઈ છે એવી પક્કી ખાત્રી સાથે તે દુઃખી ભરથાર ઘર તરફ ભારે દુઃખાયલાં દીલ સહીત પાછો ફર્યો. તેની ગેરહાજરીમાં ગઈ કાલે બપોર પછીથી તેનાં બચ્ચાંઓને તેની ભલી પડોશણ મંજુલાએ સંભાળ્યાં હતાં તે આપણે જાણીએ છીએ. તે કમનસીબ નિર્દોષ બાળકોને તેણીએ રાત્રે જમાડી પોતાને ત્યાંજ પોઢાડ્યાં હતાં. તેણીની પ્રથમથીજ ખાત્રી હતી કે જાંહાંગીર રાત્રે દસેક વાગ્યા સુધીમાં આવી પુગવાનું કહી ગયો હતો, પણ તેમ બનવું મહાલ હતું.

બીજી સહવારે જાંહાંગીરને મોહડેથી અરનવાજ હેદરાબાદ જવાની બીના વીગતવાર સાંભળી મંજુલા ઘણી દીલગીર થઈ. ઓછામાં પુરૂં તેણી જાંહાંગીરપર મુગામોદીની મેહેરાં સાથ જનાકારી કરવાનો ગંભીર આરોપ પણ મેલનાર છે, એવી પેલા મી૦ ત્રીંબકરાવ મારફતે મળેલી ખબરથી એક તરફ જેમ જેહાંગીરને તેમ બીજી તરફ તે ભલી હીંદુ પડોશણને બહુજ દુઃખ ઉપજયું. મંજુલા જો કે પારકી કોમની એક અબળા હતી, પણ જાંહાંગીરનું તેણીને કાંઈ નહીં સમજ પડે એટલી હદ સુધી લાગતું હતું. જો જાંહાંગીરની સગી બેહેન હતે તો તેણી પણ મંજુલાના જેટલું જાંહાંગીરપર હેત બતાવતે નહીં એટલી હદ સુધી તે ભલી હીંદુ બાઈ, તે કમનસીબ પારસી જવાનને, એક સગા ભાઇના ભાવથી ચાહતી હતી.

જેઓ નેક છે, તેઓ પોતા જેવાં બીજાં નેક આદમીઓ તરફ તુરત ખેંચાય છે. મંજુલા એક હીંદુ બાનુ છતાં જાંહાંગીર જેવા એક

પારસી જવાન તરફ એક સગી બહેનને છાજતાં વહાલથી ખેંચાઈ તેનુ કારણુ એજ હતું કે જાંહાંગીરમાં તેણીએ ધણાક પ્રકારની નીતિમાન ચાલચણુલ જોઇ હતી. સામાન્ય રીતે આજના પારસી જવાનિયાઓ માટે તે હીંદુ જોડાનું મત કાંઈ જુદાજ પ્રકારનું હતું, પણુ જાંહાંગીરને તેમાં તેઓ એક અપવાદ સમાન લેખતાં હતાં. અરનવાજ હેદરાબાદ ઉપડી જવાની બીના સાંભળ્યા પછી મંજુલા અને નરોત્તમે જાંહાંગીરને ધણોએક દીલાસો આપી કુદરત જે રસ્તો લે તે ઉપર સંતોષ પકડીને રહેવાનો બોધ દીધો. બીચારા જાંહાંગીરને પોતાનાં મહાભારત દુઃખ વચ્ચે આ દીલાસો એક રામબાણુ દવા સમાન હતો. તે પોતે ઓછો સંતોષી નહીં હતો. ગઈ કાલે અરનવાજ તેનો આશરો છોડી ગઈ ત્યારે તે એકજ વાતે દુઃખી થયો હતો કે "મારાં નાનાં, નીર્દોષ ને નીરાધાર બચ્ચાંઓનું હવે શું થશે? તેમને કોણુ સંભાળશે? કોણ ઉછરશે? સુખે–દુઃખે એક જનેતા માવતરની ગેરહાજરીમાં તેમની માવજત કોણ કરશે?" વગેરે. આજે તેની ચીંતામાં એક બીજી વધુ ચીંતાનો વધારો થયો હતો, એ ચીંતા પેલા ત્રીંબકરાવે આપેલી ખબર મુજબ તેની બાયડી તરફથી તેના ઉપર મેલનારા જનાકારીના આરોપ બાબે હતી. ગરીબ બીચારો જાંહાંગીર!

પહેલ્લી વાત તો એ હતી કે અરનવાજની ગેરહાજરીને લીધે તેને અને તેનાં બચ્ચાંને કોઇ રાંધી ખવાડે એવું હતું નહીં. ઘરમાં રાખેલો કાસમ નામનો નોકર અરનવાજના વખતમાં માત્ર રાંધણીનું ઉપરટપકેનું અને ઘરનો કચરો ઝાડવાનું, સરસામાન નુછવાનું કે વાસણો માજવાનું કામ કરતો હતો. રાંધવાનું કામ તો અરનવાજ પોતે પોતાને હાથે બજાવતી હતી. આજે તેણીની ગેરહાજરીમાં જાંહાંગીરને સઉથી પહેલી ફીકર "બાપ્રી કોણુ ખવાડશે" તેની પડી અને તે ખોટી નહીં હતી. કાસમ એક પંદર સત્તર વરસનો નાદાન પોરયો હતો તેને રાંધતા આવડતું ન હતું. મંજુલા અને નરોતમ જાંહાંગીરને મળીને પોતાને ત્યાં ગયા પછી જાંહાંગીરે કાસમને બોલાવ્યો.

"કાસમ, અહીં આવ, લગભગ નવ વાગવા આવ્યાછ અને એક કલાકમાં તો છોકરાંઓ ભુખ્યાં થસે. કેમ બેટા તું ખાણું પકાવી શકશે?"

"સાહેબ, મને બીજું તો કાંઇ આવડતું નથી પણુ ચાવલ દાળ ને પાટીયો અથવા ઓસ્તની વાણી હું સહાઇથી બનાવી શકીશ. ખીમો બનાવવાનું પણુ હું બાઇને પકાવતાં જોઇને શીખેલો છું. જો થોડા દહાડા સુકકુ પાકકું ને જેવું તેવું ચલાવી લેશો તો હું ઘરમાંની અડચણુ સંભાલી લઇશ." કાસમે શેઠને જવાબ આપ્યો.

તે નાદાન છોકરાનો આ હીંમતવાન જવાબ વગર શકે તેના શેઠને તુરત વેળા થોડાક સધીયારો આપવાને પુરતો હતો. ગરીબ બીચારો જાંહાંગીર! કાસમનો આ દીલસોઝ જવાબ સાંભળી તેની આંખોમાં આંસુ આવી ગયાં. તેના આત્માએ તે પરમાત્માનો એક છુપો આભાર લેજ

પણે સ્વીકાર્યો, કારણ કે કાસમ જેવા એક નાદાન અને રમતીયાલ નોકરથી એવો દીલભર જવાબ મળવાની તેણે બીલકુલ વકકી રાખી ન હતી !

"કાંઇ ફીકર નહીં કાસમ, તારેથી જેવું રંધાય તેવું રાંધજે—પણ જા, બાપુ જા, ઝટ બજાર લાવી કાંઇપણ રાંધ કે બચ્ચાંઓ ભુખે ટવળે નહી." જાંહાંગીરે બજારના પઇસા આપી કહયું.

"પપા—પપા, કોઇ બુઢ્ઢા પારસી તમુને પુછેછ." વડા બુચાએ બાપનો ખબર આપી.

"કોણ છે દીકરા ? પાહલણદાર પીપલુ તો નહીં હોય ?"

"નહીં રે પપા, તેવણને તો હું ઓળખું છ. એવણ તો કોઇ શેઠયા જેવા લાગેછ."

"શેઠીયા જેવા ? પણ છે કોણ ?"

"હું ઓળખતો નથી."

"કંઇ નામ—બામ કહ્યું કે ?"

"નહીં મને કંઇ કહ્યું નથી. મને પુછયું કે મી૦ જાંહાંગીરજી-શેઠ અહીં રહેછ ?—મેં હા કહેવાથી તેવણ બોલ્યા કે હું અહીં ઉભોછ—તેવણને જરા બોલાવો."

"તેવણ કયાં ઉભાછ દીકરા ?"

"જી ઓટલાપર."

તરેહવાર અટકળ કરતો જાંહાંગીર ઓટલા તરફ ગયો તેણે પોતાની ભારે અજાયબી વચ્ચે જોયું કે તે મળવા આવનાર બુઢ્ઢા ગ્રહસ્થ કોઇજ નહીં પણ તેના શુભેચ્છક ખેરખાહ ખા૦ બા૦ આદરજી એદલખાન હતા !

## પ્રકરણ ૫૧ મું.

## અચાનક આવી પુગેલો એક દીલસોજ દોસ્ત.

[ દોહરો ]

જસવંતાને જશ જડે, એ કુદરતનો ખેલ;
જળ રેડો જુકતી કરી, તરે ઉપર ઝટ તેલ.

( દીલજાન )

જાંહાંગીર તેમને અચાનક આવી ઉભેલા જોઈ જેમ અચરત થયો તેમ ખુશી પણ થયો. તેની ઉપર આવી પડેલી મોટી મુસીબત વખતે ખા૦

બા૦ એદલખાન જેવા તેના દીલસોજ બુઝર્ગ દોસ્તના મીઠા દીલાસાની વગર શકે તેને આજે જરૂર હતી.

'ઓ ! એ કોણ ? ખાનબહાદુર એદલખાન ? મારા મહેરબાન મુરબ્બીજી ! આવો–આવો ! ભલે પધાર્યા ગરીબની ઝુંપડીમાં !" જાંહાંગીરે તેવણને જોતાંવાર આગળ ધસી જઇ આવકાર આપ્યો.

"જાહાંગીર ! એમ ના બોલો ! હું તે કયા મોટા મહેલમાં વસુંછ કે આવાં સરસ રમકડાં જેવાં મકાનને તમે ઝુંપડીની ઉપમા આપોછ ?" તે લાયકીવાળા ગ્રહસ્થે ઓટલાની ચારે તરફ નજર કરી હસતે સાદે નરમાસથી કહ્યું. "શુકર કરો કે આએ મકાન ભલે નાનુ છે, પણ તમારૂં બાપીકું છે. ભાડેનાં મહેલમાં રહેવા કરતાં પોતાનાં બાપીકાં ઝુપડામાં રહેવું હજાર દરજજે માનભરેલું છે."

"આવો મુરબ્બી સાહેબ, અંદર આવો !" જાંહાંગીર તે બુઝર્ગ ગ્રહસ્થને પોતાનાં ગરીબડાં દીવાનખાનામાં લઇ જતાં બોલ્યો. "આજે એકાએક તમારાં પવીત્ર પગલાં મુજ કમતરીનને મકાને પધારેલાં જોઇ મને નીહાયત ખુશી હાંસલ થઇછ. બેસો, મુરબ્બી સાહેબ, તમે થાકીને આવેલા લાગોછ."

"નહીં જાંહાંગીર દીકરા, હું થાકેલો નથી. એ તો જરા દુર વેરથી છેક સ્ટાફ લાઇન્સથી ચાલીને આયોછ કેની તે સહેજ હાંફ ચહડીછ. હવે બુઢ્ઢું હાડ ને વળતાં પાણી થયાં એટલે આગલી જવાની જેવું જોર –બળ ક્યાંથી હોય ? મને બચપણથીજ પગે ચાલવાનો શોખ ઘણો છે. આજે તંદરોસ્તી આટલીબી ટકીછ તે ચાલવાની અસલથીજ રાખેલી આદતને આભારી છે નહીં તો અત્યારે તો કોણ જાણે કે દહાડાના પાર પડી જતે !"

"અરે અરે–મારા મુરબ્બી ! એમ શું બોલોછ ? તમો જેવા ગરીબોના કદરદાનને ખુદા દર દહાડે વધુ તંદરોસ્તી બક્ષે." જાંહાંગીરે તે ઘરડા ગ્રહસ્થની કદર ખાઇ દુવા દીધી.

"થેંક્યું–મારા જવાન દોસ્ત, ખાલેશ અંતકરણથી દીધેલી દુવા હંમેશા તે દુવા મેળવનારને ફળેછ એમ મારાં બહેસ્તણ માતાજી હંમેશાં કહેતાં હતાં. તમારી એવી સારી લાગણી માટે હું તમારો આભારી છેઉ." અને અહીં ખા૦ બા૦ એદલખાન પોતાના ગજવામાંથી તપકીરની દાબડી કાઢી તેનો સહડુકો નાકમાં ચહાવી રેશમી રૂમાલથી નાક લુછતાં લુછતાં બોલીયા. "શી ખબર છે જાંહાંગીર છોકરાં–બચ્ચાંઓ તો સારી કાની છેની ?"

"હા મારા મેહેરબાન ! સઉ સારી પેઠે છે." જાંહાંગીરને આ જવાબ આપતાં ગળે કાચકી બંધાઇ પણ તે કાંકવાળા જવાને ઝટ સમયસુચકતા વાપરી જવાબ અપયો.

"મારૂં આજે પુણે આવવાનું એકાએક થયું." ખા૦ બા૦ એદલખાન, જેવણ હજી જાંહાંગીરની આજની દુઃખી સ્થીતીથી બેખબર હતા તેવણે અંતઃકરણની તમામ ભોલાઇથી બોલવા માંડયું. "અહીં પુણાની સ્ટાફ લાઇસન્સમાં મારો એક યુરોપીઅન મીત્ર રહેછ, જે એક રીટાયરડ થયલો ઇંડયન મેડીકલ સરવંટ છે તેણે પોતાનું વીલ કીધું હશે તે ઉપર મારી શાખ કરવા સારૂ મને અહીં બોલાવ્યો હતો. હમણાજ હું તેનાં વીલપર એક બીજા સાક્ષી ભેગી શાખ કરી આવ્યોછ અને પાછો સ્ટેશન તરફ ફરતો હતો તેટલામાં મરજી થઇ આવી કે મારા જાંહાંગીરને ત્યાં જરા મલતો જાઉં. તેથી હું સખારામ સ્ટ્રીટ પુછતો પુછતો અહીં આવ્યોછ. ચાલો જાંગુબા, લાવો તમારાં છોકરાંઓ સાથ મારી ઓળખ કરાવો ! હું આજે એ લોકને મળયા વગર અહીંથી જવાનો નથી ! તારી ધણીઆણી અરનવાજ કયાં છે, દીકરા જાંહાંગીર ? બોલાવ તેને ને મારી સાથ ઓળખ કરાવ !"

આજે ખાનબહાદુર એદલખાન કાંઈ એવા ગેલમાં આવેલા હતા કે જાંહાંગીર સાથ બોલતા–બોલતાં તેવણ હવે તેને વહાલથી "તમે–અમેથી" કહેતા–કહેતા એક "દીકરા" તરીકે ચાહીને તેની સાથ "તું–તાં"થી વાત કરવા લાગ્યા. જાંહાંગીરે તેમના એમ બોલવાનું જરાએ અપમાન લીધું નહીં. ઓરબી તે મનમાં ખુશી થયો કે દહાડે દહાડે તે માયાળુ ગ્રહસ્થ તેને એક દીકરા પેઠે ચાહતાં શીખ્યા હતા.

પણ ખાનબહાદુર એદલખાને આજે અચાનુચ આવી પુગી જાંહાંગીરનાં બચ્ચાં તથા મોહોરદારને મળવા માંગયું એ પણ કુદરતનો એક ગુપ્ત મોજેજો હતો. કોઈ દહાડો નહીં ને આજે એકાએક ખાનબહાદુરનું પુણા ખાતે સહવારના પોહોરમાં ફુટી નીકળવું જાંહાંગીર જીજીશેઠને હેરત કરનારૂં તો વગર શક થઇ પડયું. આદરજી એદલખાને તેનાં બચ્ચાંઓ સાથ મળવા માંગ્યું એ તો ગોયા જાંહાંગીરને મનથી એક ખુસાલી હતી, પણ આદરજી એદલખાને જાંહાંનીરની મોહોરદાર કે જેણી હવે આજે આએ મકાનમાં હાજર નથી તેણી સાથ મળવા અને ઓળખાણ પાડવાની ઇચ્છા બતાવી તે જોઈ તે કમનસીબ ભરથારના હોંશકોશ ઉડી ગયા ! જાંહાંગીરને મોટો ધસ્કો પોતાનાં ગરીબ ઘરનો એક ભયંકર ભેદ એદલખાન જેવા એક માયાળુ મુરબ્બી કને ખુલ્લો કરવાની ફરજજ પડશે એવો ઉપજ્યો અને તેમ કરતાં તે બુઝગ શુભેચ્છકને તેની આબરૂ માટે કાંઈ હલકો વીચાર રખેને બેસી જાય એ તેની બીજી ફીકર હતી, કે જે ફીકરથી તે ફાટી રહયો હતો !

"શું છે જાંહાંગીર? તમે બોલતા કેમ નથી? તમારૂં મોહડું કુમલાયલું જેવું કેમ દીસેછ?" ખાનબહાદુરને જાંહાંગીરનો રડમસ થયલો ચહેરો જોઈ વહેમ પડવાથી તેવણ ગભરાઈ જઇને સવાલ પર સવાલ કરવા લાગ્યા. "મને તમારો કંઈ ભેદ સમજ પડતો નથી. ઓ જાંહાંગીર દીકરા, તું રડેછ કાંય? મેં અંજાણપણામાં તારૂં કાંઈ દીલ તો નથી દુઃખવ્યું? પણ સબર? મેં પુછીપુછીને પુછયુંબી શું? તારૂં દીલ દુઃખાય એવું તો હું કાંઈ બોલ્યોજ નથી, બેટા? ખરે! પણ તું રડેછ કાંય? જાંહાંગીર!"

## પ્રકરણ પર મું.

## "દુનીયામાં 'સહેલી જીંદગી' લોકો ધારેછ તેટલી સહેલી નથી!"

"ઓ જાંહાંગીર—જાંહાંગીર! મારા બાપ! એ આજે તું એમ શું કરેછ? કંઈ સમજ તો પડે?" ખાનબહાદુર એદલખાન જાંહાંગીરની લાગણીમાં અચબુચ થઈ ગયલો આ ફેરફાર જોઈ ધબરાઈ જઈ ફરી ફરીથી પુછવા પડયા. "દીકરા મારા કંઈ બોલવાથી તારૂં દીલ તો નથી દુઃખાયું?"

"નહીં, મારા મુરબ્બી સાહેબ, નહીં. તમે મારૂં કશું દીલ દુઃખવ્યું નથી. હું તો મારાં ફુટેલાં કરમને રડુંછું." જાંહાંગીરે જેમ તેમ જવાબ આપ્યો.

"પણ છે શું? કંઈ સમજ તો પડે?" પુરતા ખુલાસાની ગેરહાજરીમાં તે બુઝર્ગ ગ્રહસ્થનો ગુંચવાડો દર પળે વધતો જવાથી તેવણ પાછું પુછવા પડયા. "એકાએક તારા ચહેરામાં એમ ફેરફાર થઈ જવાનું કંઇબી મુસ્તકીમ ને મોતેબર કારણ હોવું જોઇએ."

"હા, આદરજી બાવા, મારાં કમનસીબે તેવુંજ કારણ મને મળવા પામ્યુંછ." જાંહાંગીર આટલું મુશ્કેલીથી બોલ્યો. તે બોલતાં તેની આંખોમાં આંસુ આવી ગયાં. "તમે મારી બૈરી સાથ ઇનટ્રોડયુસ થવા ઇચ્છોછ, પણ એ મુરખ મોહોરદારને હું હવે ક્યાંથી લાઉં?"

"એટલે–એટલે? 'ક્યાંથી લાઉં' એમ બોલવાનો કંઈ સબબ?" ખાનબહાદુર એદલખાને હજી ખરો મામલો ખુલ્લેખુલ્લો સમજ નહીં પડવાથી પુછવા લાગ્યા. "અરનવાજનાં જીવને કંઈ અસુખ તો નથીની? પણી અહીં તમારે ત્યાંજ છેની?"

"મારે ત્યાં હતે તો પછી દુઃખજ શાનું હતું. મારા મુરબ્બી? મારાં ફુટેલાં તકદીરની કાહાણી હું તમોને શું કહું. મારી બૈરી મારો

આશરો છોડી ગઇછ." અને એમ બોલવાની સાથેજ જાંહાંગીર જે ખુરસીપર બેઠો હતો ત્યાં એક બચ્ચાં મીસાલ છોડી દીધું.

"છોડી ગઈ? ઓ જાંહાંગીર! દીકરા, એ તું શું બોલેછ? તારી બૈરી તારો આશરો છોડી ગઈ?"

"હા, છોડી ગઈ, બાવા મારી બૈરી મારો આશરો છોડી ગઈ!"

"કયારથી છોડી ગઈ?"

"ગઈ કાલથી."

"ઓ મારા ખુદા! એ હું શું સાંભળુંછ? જાંહાંગીર, વગર શકે તારો સંસાર હવે દુ:ખી થઈ પડવાનો, દીકરા!"

"મારો સંસાર સુખી તો કોઈ દહાડે હતોજ નહીં, મારા મુરબ્બી, પણ 'પત્થર કરતાં ઈંટ પોચી' તેમ હાલની હાલત કરતાં તે આગલી હાલત હજાર દરજજે સારી હતી."

"પણ એમ બનવાનું કારણ શું?" કુદરતી રીતે આ બનાવ કેવી રીતે બનવા પામ્યો તે જાણવાની હવે ખા૦ બા૦ એદલખાનને ઇનતેજારી ભરેલી આતુરતા પેદા થઈ. "પહેલાંથી છેલ્લાં સુધી મને વીગતવાર બ્યાન કરીને કહે, જાંગુબા. તારી કમનસીબીની કહાંણી મારે ધીરજથી સાંભળવીછ. દીકરા, મને ખોટું કહેતો ના—જયાં તારો વાંક હોય ત્યાં તેબી કબુલ કરજે. હવે બન્યું તે કંઈ નહીં બન્યું થવાનું નથી મને તારી ઉપર પુરતો ઇતબાર છે."

"એક હરફબી હું જુઠ્ઠું બોલવાનો નથી, સાહેબ, શાને સારૂં જુઠ્ઠું બોલું? મારી એકાદ—બે ન્હાની ભુલો સીવાય મારૂં દીલ મને જરાબી ડંખતું નથી. ખાત્રી રાખજો, ખાનબહાદુર, કે મારી ઉપર ગુજરેલી મુસીબતોની ખરેખરી વીગતોથીજ હું તમોને વાકેફ કરીશ." અને અહીં જાંહાંગીર જીજીશેઠે અરનવાજને અધીરાઇ કેમ ઉપજી—મુંગામોદીની મેહેરાં તેને પુને મળવા આવવાથી તેણી કેવી વેહમાઈ ગઇ—તે પછી અરનવાજે ઘેરમાં કેવાં કેવાં તોફાનો અને હક્તેખાન જગાડયાં—પોતાની પાછળ પારધે પડીને મેહેમ સુધી દીનામાય દાવરને ત્યાં છુપી રીતે આવી એક સાંજે જાંહાંગીરને અને મુંગામોદીની મહેરાંને મેહેમનાં દરીયા કીનારાપર સાંજનાં ઝઝકલાં વચ્ચે હાથમાં હાથ લઈ એકલાં ફરતાં તેણીએ કેવાં પકડી કહાડયાં, તે તથા તેની બહારવણે ઘરમાંની દરેક જણસભાવ અને રોકડ રકમ તથા કપડાંચપડાં લઇને તે દુ:ખી ભરથારનો આશરો કેવી દયાહીન રીતે તજી ગઈ તથા પોતાનાં પેટનાં ફરજંદો વટીકની તેણીએ કેવી દરકાર કીધી નહીં તે રડતી ચશમે જાંહાંગીરે બોલેબોલ ખા૦ બા૦ આદરજી એદલખાન પાસે બ્યાન કીધું.

જ્યાં જ્યાં પોતાને શક જેવું લાગ્યું ત્યાં ખાનબહાદુરે જાંહાંગીરને એક બેરીસ્ટરના તોરથી ઉલટપાલટ સવાલો કરી બારીકાઇથી તપાસ્યો. તેવણુ બધું સાંભળી રહી, થોડીવાર ગંભીર વીચાર કરતા ચુપ બેઠા. તે પછી તેવણુ ધીમા સાદે બોલ્યા કે—" જાંહાંગીર દીકરા, તારાં કમનસીબની આએ દુઃખદાયક કાહાંણી સાંભળી હું અંતઃકરણથી દલગીર છું. પોતાના ધણીનું ઘર તજી જનારી ધણીઆણી દુન્યામાં કદી સુખી થતી નથી. બેશક, તારી મોહોરદારે તારી સાથે ઘણીક નાલાયક અને નાતરસ ચાલ ચલાવીછ, પણ તારેજ મોહડેથી હું જે કંઈ સાંભળું છ તેમાં થોડોક તારો પણ કસુર છે એમ મને જણાવ્યા વગર ચાલતું નથી. દીકરા, દુનીયાંમાં પરણેલી જીંદગી લોકો ધારેછ તેટલી સેહેલી નથી. સુધરેલા સંસારમાં એ જીંદગી જેમ એક આશીર્વાદ જેવી જણાઇ છે, તેમ બાજે વખત 'કાંટાનાં બીછાનાં' માં બદલાઈ જતાંબી એને વાર લાગતો નથી. એમ કહી હું તુંને ઠપકો આપું છ એમ સમજતો ના. ફક્ત એટલું છે કે તારી મોહોરદાર સાથની આએ ખટપટમાં બીજી રીતે નીતી—રીતીનાં વર્તનમાં તું નીર્દોષ હશે એમ હું ખાત્રીથી માનું છ, પણ તારેથાબી એકાદ બે ગંભીર ભુલો થયલી છે, દીકરા જાંહાંગીર ? હું ઇચ્છું છ કે એ ભુલો તારેથી થવા પામી નહીં હતે. તારી મોહોરદારના વીચારો ગમે એવા સાંકડા હતા, પણ તેને સીફતથી સુધારીને ખરી રાહપર તજવીજે લાવવાનું કામ તારૂં હતું. એ તારી પહેલી ભુલ છે. તારી બીજી ભુલ તારી મુલાકાતે આવેલી બાનુથી તેણીને અંજાણી રાખવામાં છે. તેમ તારે હરગેજ કરવું નહીં હતું. તે બન્ને વચ્ચે પુરતી ઓળખાણ પડાવવી જરૂરની હતી, જેમ કીધાથી તેઓ એકમેકનાં ગુણ—અવગુણથી જાણીતાં થતે તો આજે ગંભીર પરીણામ આવવા પામ્યું છે, તે કદાચ નહીંબી આવતે. તારી ત્રીજી ભુલ તેણીને વહેમ ઉપજવા છતાં તારી બાનુ—મીત્ર સાથ ગમે એવી નીર્દોષતા વચ્ચેબી ચાલુ રાખેલી છુપી મુલાકાતો છે. તારી આ ભુલ આગલી ભુલો કરતાં વધુ ગંભીર છે. તું તારાં દીલથી પાક હશે, પણ તારી બૈરીને વહેમજ ઉપજ્યો, તો તારી ફરજ હતી કે તેણી કેવી મોટી ભુલ કરતી હતી તે તેણીને તારાં પવીત્ર વર્તનથી સાબુત કરી આપી તેણીનાં વહેમી વીચારોમાં આગલ વધતી તેને અટકાવવી હતી. તેં તેમ કીધું હોય એમ તારા ખુલાસાપરથી જણાતું નથી. તું પુણેથી પરમદીને માહીમ ગયો તે જો તેણીને ખરૂં કહીને ગયો હતે તો તેને વાહીયાત વહેમો ઉપજતે નહીં. તું તેણીને મુંબઈ જવાનું કહીને ગયો અને વળી ક્યાં જાય છે—કોણને મળવા ચાહે છે અને શું કામ છે તે તેણીએ જાણવા ઇચ્છવા છતાં તેં તેણીને જણાવ્યું નહીં એ પણ તારી એક મોટી ભુલ છે. જો મહેરબાનુ મુંગામોદી સાથ તું બીજી રીતે આડી રીતના સંબંધમાં નહીં હતો તો પછી તુંને ડરવાનું કારણજ શું હતું ? તુંજ કહે છે તેમ વરસોની તેણી સાથની માત્ર પીછાનને લીધે, તેના અપંગ પીતાની અશક્તીનો ખ્યાલ કરી પરમાર્થીપણે તું તેણીનાં કામમાં તેને મદદ કરતો હતો. તારી બૈરી જો એવાં કીટાયલાં ભેજાંની હતી, તો તારે તેણીથી બહુ ચોંકીને ચાલવાનું

હતું. દુનીયામાં આપણને જેટલું ભણેલાંઓથી તેટલું અભણ માણસોથી ચોંકીને ચાલવાનું છે. સો સ્યાણાં પરવડે, પણ એક અભણ, વ્હેમી અને ભેજાં—ફાટેલ નહીં પરવડે. પોતાનાં નાનાં, નીરાધાર ને નીર્દોષ ફરજંદોને વટીક તારી બૈરી તડાકામાં તજી ગઈ, એ ઉપરથી જણાય છે, કે તેણીમાં ખરેખરા માણસાઈ ખવાસની ખચીતજ કમતરતા હોવી જોઇએ. હવે એ બધું તો થયું, પણ હજુર મને એક બીના તને ખાસ કહેવી છે, કે જે ભવીષમાં તારી વીરૂધ જવા વીનાં રહેવાની નથી. તું હમણાજ બોલ્યોછ, જાંહાંગીર, કે આજે બામદાદે પુણાનાં સ્ટેશનપર તુંને અચણુચ મળેલા તારા પેલા કોઈ હીંદુ મીત્રે તને આપેલી ખબર મુજબ જો તારી બૈરી તારી ઉપર જનાકારીની ફરયાદી હોકવા ઇચ્છતી હોય, તો માહીમમાં એક રાત તું પેલી મુંગામોદીની મહેરાંને ત્યાં તેણીનાં પીતાની શાલગીરેહનાં કારણથી રહયો હતો એ તારૂં પગલું તુંને ઘણુંજ બેજાલત આપનારૂં થઇ પડશે અને જો એ વીશે તારી બૈરી પાકી પુરવારી આપવામાં ફત્તેહમંદ નીવડી તો એમજ જાણજે કે તું ગમે એવો નિર્દોષ હોવા છતાં, કોર્ટ તારી બાયડીને છુટાછેડાનું હુકમનામું કરી આપ્યા વિના રહેશે નહીં."

જાંહાંગીર એક હરફ બોલ્યો નહીં. તે જે ખુરસીપર બેઠો હતો તે ખુરસીમાં માથું નીચું નમાવી ગુપચુપ બેસી રહયો. ખાનબહાદુર એદલખાન કેવા સ્વતંત્ર ને સાચ્ચા હતા તેનો ખરો ખ્યાલ તેને આજેજ આવ્યો. પોતે તેનાં હીતચીંતક હોવા છતાં જ્યાં જાંહાંગીરની ભુલો જણાઈ, ત્યાં તેને કહેવાને તેવણ ચુકયા નહીં એ જોઈ ખુદ તે દુઃખી ભરથાર પણ મનમાં ને મનમાં તેમની તારીફ કરવા લાગ્યો.

"તું જવાબ કેમ દેતો નથી. જાંહાંગીર?" ખા૦ બા૦ એદલખાન જાંહાંગીરને એકદમ ચુપકીદી પકડી બેઠેલો જોઈ પુછવા પડયા. "કદાચ તું જાણતો નહી હશે મારા દીકરા કે હું જનમથીજ એક રોકડયા ખવાસનો આદમી છું. મારેથી સગા બાપનીબી રૂખ રખાતી નથી, તેથી તારી વીરૂધ મેં આપેલા વીચારોથી તુંને કાંઈ માઠું લાગ્યું હોય તો તે કાજે હું જેમ ખુશી નથી તેમ દલગીર પણ થવાનો નથી."

"ઓ નહીંરે મારા મુરબ્બી!" જાંહાંગીર જીજીશેઠ એકદમ બોલી ઉઠયો "હું સારી પેઠે જાણુંછ કે 'કડવું ઓસડ વહાલેશ્રીજ પાય' છે. તમે મારી ભુલો બતાવી તેથી મારાં મનમાં દુઃખ માની લેવાનું મને જરાએ કારણ નથી. તમે તમારૂં સ્વતંત્ર મત આપવાને મુખત્યાર છો. તમો સાહેબે મારી જે જે ભુલ દેખાડી તે હું કાન પકડીને કબુલ કરૂં છું. હા મારેથી એ ગંભીર ભુલો થવા પામી છે ખરી પણ હવે તે સુધારી શકાય એમ નથી. મારાં નસીબમાં એવા દુઃખના દહાડા ભોગવવાના હશે તેથી મનેબી સારૂં સુજયું નહીં. હવે તો ખુદા જે કાંઈ મુસ્કેલી મોકલે, તે ધીરજથી સહન કીધા વગર છુટકો નથી."

"આવું મહાભારત દુઃખ છતાં તું આવો સંતોષ ધરાવેછ તે જોઇ હું ખુશી છું દીકરા જાંહાંગીર" ખાનબહાદુર એદલખાન તે દુઃખી જવાનની દયા ખાઈ બોલ્યા. "એ બધું તો થયું પણ તારાં નીર્દોષ કમનસીબ ભુલકાંઓ કયાં છે?"

"અંદર છે સાહેબ, હું તેમને આય બોલાવી લાઉં છું." એમ બોલી જાંહાંગીર ઘરના અંદરનાં ભાગમાં ગયો.

જાંહાંગીર પોતાનાં છોકરાંઓને લઇ ત્યાં આવી લાગ્યો. તે ત્રણે ભુલકાંઓ ત્યાં આવ્યા બરાબર, જાંહાંગીરે તેમને આગમજથી સુચના આપ્યા મુજબ તે બુઝર્ગ ગ્રહસ્થને વાંકા વળીને પગે પડયાં. આ વખતનો તે નીરદોષ ભુલકાંઓને નાજુક પણ દયાજનક દેખાવ ગમે એવાં સખતમાં સખત હ્રદયાંનાં માણસમાં પણ દયા ઉપજાવવાને પુરતો હતો!

## પ્રકરણ ૫૩ મું.

## "એ બચ્ચાંઓ માટે તારે કોઇપણ પ્રકારની ગોઠવણ કરવાની જરૂર નથી–એ ગોઠવણ હું પોતે કરી લઇશ."

### (મીસરો.)

ભલાં કરે છે ભલાઈ હરદમ, ભલાં ભલાં વિણ કાંઈ ન જાણે;
બુરાં કરે છે બુરાઈ હરદમ, બુરાં બુરાં પર તન–મન તાણે!

જો એક સખ્તમાં સખ્ત હૈયાંનાં આદમીને પેલા નીર્દોષ ભુલકાંઓને જોતાંવાર દયા ઉપજે એમ હતું, તો ખા૦ બા૦ એદલખાન જેવા રગેરગમાં દયાનો અંશ ધરાવનારા દયાળુ ગ્રહસ્થ તે બાળકો તરફ દયાથી નહીં દોરવાય એ શું બનવાજોગ છે?

તેવણુ જાંહાંગીર જીજીશેઠનાં તે ત્રણે ભુલકાંઓને જો કે એક દુઃખી સંજોગ વચ્ચે પહેલવહેલા મળવા પામ્યા હતા, તે છતાં, વગર શકે તે એક સુખી સંજોગ હોવો જોઇએ; કારણ કે તે નીર્દોષ બચ્ચાંઓનો ગરીબડો દેખાવ તે જઇફ ગ્રહસ્થના જઇફ જીગરમાં મોટી દયા ઉપજાવ્યા વીના રહયો નહીં. તેવણુને તે ત્રણે ભુલકાંઓ ઘણાંજ ગમ્યાં. જેમનાં માઆપ ખુબસુરત હોય તેમનાં બચ્ચાં વગર શકે ગોરી ચામડીનાં અને દેખાવડાં હોવાં જોઇએ. જાંહાંગીરનાં બાળકો તેવાંજ હતાં તેમને બાપનું શીક્ષણ સારૂં હતું; જો બાપનાં શીક્ષણ સાથ માનાં શીક્ષણનો લાભ પણ તેમને મળતે તો તેઓ હજી વધુ ચંચળ અને વધુ નમાનાં બન્યા વીના રહેતે નહીં.

પણ કમનસીબે ને લાભ તેમને મળ્યો નહીં. જાંહાંગીર જીજીશેઠનો એવો દહાડો આવવાનો નહીં હોતે તો તેનાં બચ્ચાંઓને માથે તેમની માનો છાંયો હંમેશાં રહેતે, પણ તે છાંયો જીવતી મા છતાં સરજતના એક સીંહા સંજોગથી રહેવા ન પામવાથી આજની મુશ્કેલી ઉભી થવા પામી હતી.

" ગરીબ બીચારાં નીર્દોષ ભુલકાંઓ ! અરેરે ! દીકરા જાંહાંગીર, મને એ ગરીબ ગુલાબોની કેવી દયા લાગેછ ! ખચીત તારી ઐરી ખરેખરી ખાટકણ હોવી જોઇએ, કે એવા ખીલતા ગુલાબોને દુન્યાની દયાપર છોડી એક માવતર તરીકેની તેમની તરફની પોતાની ફરજપર ઘડીની વચ્ચે ઢાંકણું વાળવાને ચુકી નથી. જાંહાંગીર ! એ બચ્ચાંઓનાં બાબમાં તું હવે શું કરવા ઇચ્છેછ ?" ખાનબહાદુર એદલખાને તે દુ:ખી બાપને અહીં ઘણી લાગણી સાથ સવાલ કીધો.

" હું શું કરવા ઇચ્છું મારા મુરબ્બી ? તે નાકદર માવતર એ ખીલતા ગુલાબોને તરછોડીને ચાલી ગઇછ, તેમ કંઈ મારેથી તરછોડાવાનાં હતાં ? હું ચટણી અને રોટી ખાઇશ કે ગમે એવાં દુ:ખ અને દલદેશરી વેઠીશ પણ એક પીતા તરીકેની ફરજને હું ખોટો નીવડીશ નહીં. તુરતવેળા તો મેં એમને માટે કશો વીચાર કીધો નથી, સાહેબ, પણ મને લાગેછ કે મારી પોતાની ગમે એવી દેખરેખ અને કાળજી છતાં બચ્ચાંઓની સંભાળને માટે મારે કાંઈ ખાસ ગોઠવણ કરવી પડશે." જાંહાંગીરે ગગળતે જવાબ આપ્યો.

" કાંઈ ફીકર નહીં જાંહાંગીર, જરા ધીરો પડ ને હું કહુંછ તે સાંભળ." ખા૦ બા૦ એદલખાન જાણે પોતેજ તે કુટુંબના વડા હોય અને એક કુટુંબનો વડો પોતાનાં ફરજંદોને હુકમ ફરમાવતો હોય તેવા દબદબા અને દમામથી બોલ્યા. " એ બચ્ચાંઓ માટે તારે કોઇપણ પ્રકારની ગોઠવણ કરવાની જરૂર નથી. એ ગોઠવણ હું પોતે કરી લઇશ."

તે જઇફ ગ્રહસ્થના આ છેલ્લા શબ્દો સાંભળી જાંહાંગીર અચરતીથી દંગ થઈ જઈ તેમનું કોહું ટીકવા પડયો !

" ઓ મારા મહેરબાન અને કદરદાન મુરબ્બી ! એ તમારી કેવી અને કેટલી ભલાઈ કહેવાય ?" જાંહાંગીર જીજીશેઠ ખા૦ બા૦ એદલખાનની અનંત મહેરબાનીથી છક થઈ બોલ્યો. " હું કોણ—તમે કોણ ? મને અને તમોને લાગેવળગે શું અને આ રીતની અસાધારણ મહેરબાની ? કુદરતની એ છુપી બક્ષેશ મારાં કયાં સારાં આચરણ ઉપરથી ઉતરવા પામી છે તેનો ભેદ હું સમજી શકતો નથી !"

" ધીરેથી હળવે હળવે આપ મેળે સમજાયા કરશે, દીકરા જાંહાંગીર ! ચાલ હું હવે જાઉંછ, પણ સાંભળ; આજે મંગળવાર છે. આવતા

મંગળવારે, આજથી બરાબર આઠમાં દીવસે, હું તારાં ભુલકાંઓને અહીંથી મુંબઇ લઇ જઇને મારી પોતાની સંભાળમાં રાખવા માટે લેવા આવીશ. તેટલાં તું તારી બીજી ઘરસંસારી જરૂરી ગોઠવણો કરી લેજે. જો તુંને ગમે તો તું પોતેબી મુંબઈ આવીને રહે તો મને કોઇ રીતની અડચણ નથી. એરબી હું ઘણો ખુશી થવસ અને તારી સંગતમાં મારો એકાંતવાસ મને સોહવાઇ જશે."

"તે બધી વાત ખરી, પણ મારા મુરબ્બી! તમારે ત્યાં મારાં બચ્ચાંઓને સંભાળે એવું બૈરૂં માણુસ કોણ છે કે તમે એ ભુલકાંઓ સંભાળવાનું માથે લેવા ઇચ્છોછો?"

"તેની કાળજી તારે નહીં પણ મારે કરવાની છે. મેં જે આઠ દીવસનો વાયદો કીધો છે તે એજ ગોઠવણ કરી લેવા માટે છે. મારી એક દુરની જઇફ સગી છે જે બચ્ચાંઓ તરફ ઘણીજ માયાળુ છે અને વરસોથી મારી મદદને આશરે પડેલી છે. તે ડોસાંને હું આપણે ત્યાં બોલાવી આએ બચ્ચાંઓની માવજત મારા ખરચે સોંપવા માગુંછ. ખબરદાર! એ કામમાં તેં મને જરાબી દલગીર કીધોછે તો તારી વાત તેં જાણી?"

અને એમ કહી તે ત્રણે ભુલકાંઓનાં નાજુક ગાલોપર કીસ લઇ ખા૦ બા૦ એદલખાન જાંહાંગીર સાથ 'શેકહેન્ડ' કરી તે મકાન છોડી ગયા. જાંહાંગીરે સ્ટેશન સુધી જવા માટે ગાડી મંગાવવાની ઇચ્છા જણાવી તે તેવણે મંગાવવા દીધી નહીં અને પગે ચાલતાજ ઝડપ કદમે નીકળી ગયા. એટલુંજ નહીં, પણ જાંહાંગીરે સ્ટેશન સુધી તેવણુની સાથ જવા ઇચ્છયું, તે માગણી પણ, 'બચ્ચાંઓ આગળ તમે અહીં ઘરમાંજ રહો—મેં રસ્તો જોયલો છે' કહી તેવણે નામંજુર કીધી.

## પ્રકરણ ૫૪ મું.

## બઇરી વગરનો ઘરસંસાર!—એક ચિત્ર.

[ દોહરા. ]

વનિતા જ્યાં વશ હોય છે, સેવાય ત્યાં સુખ સર્વ;
ભલી પ્રિયાથી હોય છે, ગરીબને પણ ગર્વ.
ગોળ વિના કંસાર સમ, સ્ત્રી વિણુ છે સંસાર;
હોય ભલે ધનનો ધણી, સ્ત્રી પર સકળાધાર!
ભલી ભામિની હોય તો, ભવનો બેડો પાર;
ભુંડી ભાર્યા જો મળે, આફત અપરમપાર.

(સાજનભાઇ નાનજી.)

ખા૦ બા૦ એદલખાનના જવા પછી જાંહાંગીર જીજીશેઠની અજાયબીનો પાર રહ્યો નહીં. તેની મહેરદાર અરનવાજ તેને અચબુચ તજી જવાથી તે જે મોટી મુસ્કેલીમાં આવી પડયો હતો તે મુસ્કેલી જાંહાંગીરનાં એકજ વાકયમાં સમાયલી હતી કે 'ઓ ખુદા! મારાં બચ્ચાંઓની સંભાળ હવે કોણ લેશે?' એનો જવાબ જાણે કુદરતે આગમચથી તૈયાર કરી રાખ્યો હોય તેમ ખાનબહાદુર એદલખાન બીજેજ દીને અચબુચ પુને આવી લાગ્યા અને સર્વે મામલાની ખબર પડતાંજ 'એ બચ્ચાંઓ માટે તારે કોઇપણ પ્રકારની ગોઠવણ કરવાની જરૂર નથી-એ ગોઠવણ હું પોતે કરી લઇશ.' એવો વક્કી નહીં રાખેલો સધીયારા ભરેલો અતી દીલસોજ જવાબ આપ્યો!

ખાનબહાદુર રવાના થયા પછી કાસમે પકાવેલા ખીચડીપાટીયાનું સાદું પણ સ્વાદીષ્ટ ખાણું પોતાનાં બચ્ચાંઓ સાથે જાંહાંગીર પહેલ વહેલું જમ્યો. આ વખ્તે બેવફા અરનવાજની ગેરહાજરી તેને હૈયે ચઢી આવ્યા વીના રહી નહીં. તે કમનસીબ ભરથારને પોતાના કમનસીબીનો તે શીહા સફો ફરીથી યાદ થતાં તેની આંખમાં પાણી આવી ગયાં, પણ બચ્ચાંઓનાં જોવામાં તે મામલો આવશે તો તેઓ હેબતાંને નવેસરથી દુ:ખી થશે એમ વીચારી જાંહાંગીરે મહોડાંપરનો પરસેવો નુછવાને મસે સીફતથી આંખો નુછી પોતાના દલગીરીને એકદમ દાબી દીધી. આ સાવચેતી વાપરવામાં જાંહાંગીરનો હેતુ માત્ર એટલોજ હતો કે તે કમન-સીબ બાળકોને તેમની બેકદર માતાની યાદ પડવા પામે નહીં.

પણ તે દુ:ખી પીતાએ વાપરેલી આ દુરઅંદેશી જગેજ રહી ગઇ. જે વખ્તે જાંહાંગીર બચ્ચાંઓને તે નાકદર માવતરની યાદ નહીં થવા દેવાનો મન સાથ મજબુત ઠરાવ કરતો હતો તેજ વખતે બુચી સનોબર પોતાની તોતડી ભાષામાં તમામ નીર્દોષપણે પપાને પુછવા પડી "પપાધી અમાલાં માયજી શું કલતાં ઓથે? બીતાલાં ધમાઆં ઓથે કે ધમવાનાં ઓથે?"

બુચી સનોબરનું આ નીર્દોષ બોલવું તે દુ:ખી બાપનાં દુ:ખી જીગરમાં એક કાતીલ કાપ પાડનારૂં થઇ પડયું. જે બચ્ચાંઓને તેમની માતાની યાદ ન પડે એવું તે ઇચ્છતો હતો, તેજ કોમળ બાળકો પોતાની તમામ નાદાન્યત અને નિર્દોષી વચ્ચે તેજ બેવફા અને બેકદર માતાને અંતઃકરણની કાળજી અને કદરથી યાદ કરતાં હતાં એમ જોઇ ગરીબ બચારા જાંહાંગીરનું જીગર અંદરને અંદર જળી ગયું. તે સમજી નહીં શકયો કે તે નીર્દોષ બાળકે પુછેલા સવાલનો તેણે શો જવાબ વાળવો. અરનવાજે તેની જોડે ચલાવેલી નાતરસ ચાલથી જીગર એટલું તુટી ગયું હતું કે, પોતાની ગરીબ ઝોપડીમાં તે નાલાયક સ્ત્રીનું નામ સાંભળવાને તે ખરેખર નારાજ હતો.

"દીકરી સનોબર, બેટા તું આગળ જોઇને જમ! કંઇ ખીચડી બીચડી જોઇયેછ.? જરા પાટયો મુકું? કેમ રતન–ફેકી, તમુ લોકને કંઇ લેવુંછ?" જહાંગીરે બુચી સનોબરનો સવાલ ઉડાવી નાખતાં બચ્ચાંઓનું ધ્યાન બીજી બાબદ પર ખેંચવાની કોશેશ કરી પુછયું "મારાં વહાલાંઓ, શરમાતા નાં જેને જે જોઇએ તે સુખેથી માંગજો."

જહાંગીરે વાત ઉડાવી નાખવાની પક્કાઇ વાપરી ખરી, પણ આ તરફ તે ચંચળ બાળકો કાંઇ ખાંડયાં જાય એવાં ન હતાં. બુચી સનોબર તો પપાએ વાત વીસરાવાથી પોતે પુછેલો સવાલ વીસરી જઇ 'પપાધી મને તીતલી નતી ધોઇતી' એવો ભોળાઇમાં જવાબી વટીક આપી ચુકી, પણ વડો દીકરો રતનશાહ જે એક ચગોર છોકરો હતો તેનાં મનનું સમાધાન થઇ શકયું નહીં જેથી તેણે એકદમ સવાલ કીધો કે "પપાજી સનોબર શું પુછેછ તે તમો સાંભળોછ કે નહીં? એના સવાલનો જવાબ તો તમે આપોજ નથી ને તેને બદલે ખીચડી પાટયો સાનો પુછોછ? જો પપા જરા કેવોની એવન બીચારા જમ્યાં હોસે કે?"

અરનવાજના ચાલી જવાથી જાહાંગીરને જેટલું દુઃખ નહીં લાગ્યું, તેટલું તેનાં નીર્દોષ બચ્ચાંઓએ જમતાં જમતાં કીધેલી પોતાની બેકદર માતાની કાળજીભરી યાદથી તેનું જીગર ગોયા ચીરાઇ ફસાઇ ગયું.

જહાંગીરે તેનો બેટો રતનશાહ જે તેની પંડોશમાંજ આવી બેઠો હતો તેનાં કાનપર પડી બીજાં છોકરાંઓ નહીં સાંભળે તેમ ધીમા સાદે કહ્યું "હમના એવી વાત ના કર. તારે તો ઉલટી તારાં નાના ભાઇબેનોને માયની યાદ વીસરાવવી જોઇએ, બેટા!"

"ઓ પપાજી! તમે એમ શું કરોછ? હું સનોબર કે કેકીને માયની યાદ આપી કંઇ રડાવવા ઇચ્છતો નથી." વડા દીકરા રતનશાહે તેવાજ ધીમા સાદે જહાંગીરના કાનમાં જવાબ આપ્યો. "હું તો ફકત માયજીની કદર કરૂંછ, પપા?"

"તે બધું ખરૂં પણ તમો નીર્દોષ બચ્ચાંઓની કદર તે બેકદરે કેટલી કીધી?" જહાંગીર, જે પોતાનાં બચ્ચાંઓ પાસે એવી એવી વાતો હરગેજ નહીં કાહડવાનો ઠરાવ કરી ચુકયો હતો તેનાથી ઉભરાતું માયું બોલાઇ જવાયું. "એવી કદર કરવાનો હાલ વખત નથી. મારા દીકરા, તું તેની કદરથી યાદ કરેછ પણ તમારા લોકની કદર તે નાપાકે કીધીછ? ચાલ હવે એ વાત ફેરવી નાંખ."

વડો દીકરો રતનશાહ જે જરા સમજતો હતો તે પોતાના બાપના આ અસરકારક ઉદગારો સાંભળી તુરત ચુપ થઇ ગયો અને "વારૂં બાવાજી હું નહીં બોલશ." એમ કહી ગુપચુપ જમવા લાગ્યો.

આ રીતે તે દુઃખી ભરથારને એક ધરધણીઆણીની ગેરહાજરી કેવી કાતીલ હોય છે તેનો કડવો અનુભવ તેણીની ગેરહાજરીના બીજાજ દીવસે પહેલવહેલો મળવા પામ્યો.

# પ્રકરણ ૫૫ મું.

## ખાનદાની અમીર કેવું હોય?—એક સંતોષી ખાવીંદની સહનશીળતા.

[ બયત ]

નહીં હોય સૌમાં અમીરી ખમીર,
ગુણોની બુલંદી ગણાવે અમીર.
ખરા ખાનદાની ભલે હોય રંક,
દિપાવે સુગુણથીજ કુળને નિઃશંક.

[ દીલજાન. ]

જ્યારે મંજુલાએ જાણ્યું કે જાંહાંગીરનાં બાળકો મુંબઇ ખાતે કોઇ મીત્રની સંભાળમાં જનાર છે, ત્યારે પ્રથમ તેણી જરા દલગીર થઇ પણ મુંબઇ જવાથી તે બાળકોનાં હકમાં થતા ફાયદાનો ખ્યાલ થતાં તેણીને ખુશાલી ઉપજ્યા વીના રહી નહીં.

" તમો તો અહીંજ રહેશોની, જાંહાંગીરભાઇ." જાંહાંગીરનાં બાળકોને મુંબઇમાં રાખવાનું નક્કી કર્યું છે એમ જાંહાંગીરથી જાણી મંજુલાએ જાંહાંગીરને સવાલ કીધો.

" હા, હાલતુરત તો અહીંજ છું. પછી કાલની વાત ખુદા જાણે."

" ના, ભાઇ, એમ બનશે નહીં. અઠવાડયામાં એક બે વાર સુખેથી મુંબઇ જઇ તમારાં બાળકોને મળી ભેટી આવજો, પણ તમે અમારા ભલા પાડોશી તો અમારી પાડોશમાંજ રહેજો."

" હાલ તો મેં એ બાબે કશો વિચાર કીધો નથી, પણ ભવીષમાં મારૂં નસીબ મને કયાં લઇ જનાર છે તે હું જાણતો નથી. મારા કદરદાન અને માનવંત મીત્રે મને પણ મારાં બચ્ચાંઓ જોડે આવી વસવાનું ઉદાર દીલથી આમંત્રણ કીધુંછ, પણ હું તેવણની મહેરબાનીનો હદબહાર લાભ લેવા ઇચ્છતો નથી. તુરતવેળા—મારી જીંદગીમાં કાંઇ નવા બનાવો બને નહીં ત્યાંસુધી તો હું અહીંજ છું."

વચ્ચે અઠવાડીયું બોલ બોલતાં પસાર થઇ ગયું અને બરાબર આઠમે દીવસે ખા૦ બા૦ આદરજી એદલખાન સહવારના પોહોરમાં જેહાંગીરના મકાનમાં પોતે કરેલા વાયદા મુજબ ટકોરા બંધ આવી ઉભા.

તેવણે આગલે દીવસે પોતે આવતી કાલે આવી પુગનાર છે એ મકસદનો કાગળ જાંહાંગીરપર લખ્યો હતો. જેની આગમચ જાંહાંગીર

તે બાળકોના કપડાં–ચપડાં બાંધી–બંધાવીને સર્વે પ્રકારની તૈયારી કરી ચુકયો હતો.

"કેમ, જાંહાંગીર! છોકરાંઓ તૈયાર છે કે? હું તો મારી કબુલાત મુજબ એ લોકને લેવા આયોછ જો?" ખા૦ બા૦ એદલખાને ઘરમાં પગ મુકતાંવાર જાંહાંગીર જીજીશેઠ સાથ શેકહેન્ડ કરતાં હસ્તે ચહેરે પુછ્યું.

"હા મુરબ્બીજી સાહેબ, છોકરાંઓ સરવે તૈયાર છે અને મારાં એ ગરીબ ભુલકાંઓબી આજના દીવસની ઇનતેજારીથી રાહ જોઇ રહેલાં છે."

"ખરેખર? ત્યારે તો શુકર ખુદાના કે આજનું મુહરત કંઇ સારૂંજ હોવું જોઇએ." ખાનબહાદુરે હરખ બતાવ્યો. "શું એ બચ્ચાંઓ પાસે તમે એ વાત કાધી હતી કે?"

"હા તેમ કીધા વગર હું તેમનું મન કેમ મનાવી શકું? મુરબ્બી સાહેબ, બચ્ચાંઓની સમજ બચ્ચાંઓની રીતે થવી જોઇએ અને તે મેં મારી નાદાન સમજ મુજબ થોડીઘણી સારી રીતે કાધીછ એમ હું ધારૂંછ."

"સાંભળીને હું ઘણો ખુશી છું જાંહાંગીર" ખાનબહાદુરે ખુશાલી દેખાડતાં કહયું. "વારૂં, એ નીર્દોષ ભુલકાંઓ મારી સાથે આવવાને ખુશી તો છેની?"

"એક પગે તૈયાર છે, સાહેબ! બચ્ચાંઓને એક જગોથી બીજી જગે જવાનું કયારે પસંદ નથી પડતું? એ તો તેમના કુદરતી સ્વભાવનો એક કાયદોજ છે."

"હું ઇચ્છું છું કે તેમને આજે ઉપજેલો હરખ મારે ત્યાં આવ્યા પછી હંમેશનો થઇ પડે અને મારા સહવાસમાં રહેતાં તેઓ કંટાળે નહીં."

"તે વીષે હું જરાબી શકમંદ નથી સાહેબ! મારાં ત્રણે બચ્ચાંઓ ગરવાં ને તાબેદાર છે. એક બાપ તરીકે હું તેમની બડાઇ હાંકતો નથી, પણ ઘટતી મગરૂરીથી કહી શકુંછ કે જો તેમને માવતર તરફની તરબીયત અચ્છી રીતની મળી હતે તો હાલના કરતાં તેઓ કાંઇ જુદીજ સ્થીતીએ હતે."

"તોબી હાલ કાંઇ ખરાબ સ્થીતીમાં નથી, જાંહાંગીર."

"હું તે કબુલ કરૂંછ સાહેબ, પણ તેવું જો જરાસરતી તેઓમાં કાંઇ હોય તો તે તેમનાં પોતાનાં બાપીકાં અંગત ગુણને આભારી છે. મા તરફની કેળવણી તો એ બાપડાંઓને મળીજ નથી." જાંહાંગીરે અફસોસ કરતાં જે ખરો મામલો હતો તે ખુલ્લો કરી દીધો.

"છોકરાંઓનાં ગરમ કપડાંબી પુરતાં છે કે જાંહાંગીર?" તેવણે ભોળાઇથી પુછ્યું. "નહીં હોય તો કાંઇ ચીંતા નહીં–હું સીવડાવી લઇશ–પણ હું ધારૂંછ કે પેલી રૂ. ૩૦૦ ની રકમમાંથી તમે એ બચ્ચાંઓના કપડાં કદાચ કાધાં હશે એમ—"

જાંહાંગીરે તેમનાં મોહડાંમાંનો છેલ્લો વાકય સાંભળતાંજ કપાળ કુટી માથું નીચે નમાવી દીધું.

આ મામલો જોઇ શેઠ આદરજી એદલખાન ઘબરાઇ ગયા.

" વળી શું છે, જાંહાંગીર ? "

" કાંઇ નહીં, મારા મુરબ્બી કાંઇ નહીં." જાંહાંગીરે વાત ઉડાવવા ચાહી, પણ હવે તેમ કરવા માટે તે ઘણો મોડો હતો. ખા૦ બા૦ એદલખાને બજીદ થઇને એ શું ભેદ હતો ને જાણવા ઇચ્છવાથી તે કમનસીબ અભાગ્યા ખાવીંદે આંખમાં આસું લાવી ઉત્તર આપ્યો કે—"મારાં ફુટેલાં કરમની શી શી કહાણી કહું અને શી શી રાખું મારા મુરબ્બી ? એ રૂ. ૩૦૦)ની તમારી નાદર નવાજેશમાંથી મારાં બચ્ચાંને એક પઇ વટીક પચવા પામી નથી. એ કમજાત કમઅસીલ ઓરત મારૂં મકાન તજી ગઇ તેની સાથે જે જે હતું નહીં હતું તે બધું સમરેટીને લેતી ગઇ છે અને તેમાં રૂા. ૩૦૦) ની રકમ, જે તેણીએ મારી પાસેથી પહેલ્લેજ દહાડે મારામારી કરીને લઇ મુકી હતી તેબી તેણી સાથે લેતી ગઇ છે."

આ ભેદ સાંભળ્યા પછી ખા૦ બા૦ ની ખાત્રી વધુ ને વધુ થવા વીના રહી નહીં કે અરનવાજ કોઇ બડી લુચ્ચી અને પાખંડી સ્ત્રી હોવી જોઇએ અને જાંહાંગીરે જેવા ગરવા સ્વભાવના ગરીબ ખાવીંદને માહુ માહુ બોલાવ્યો હશે તેમાં નવાઇ નહીં.

" લ્યાનલ છે એવી નાલાયક ને આપસ્વાર્થી માતા ઉપર ! " ખાનબહાદુર અરનવાજ તરફ તીરસ્કાર બતાવી બોલ્યા. " ભાઇ જાંહાંગીર, કીસમતમાં લખેલું કદી ટળતું નથી. તે નાપાક ઓરત પોતાના સગાં બચ્ચાંઓની હકની રકમ ચોરી ગઇછ તો જવા દેવો, તેનું સઉ થઇ રહેશે. પણ જયારે આટલે ગંભીર દરજજે વાત પોહોંચી છે અને તમો કેહોછ તેમ ઘરમાં જે કાંઇ હતું નહીં હતું તે સઘલું સમેટીને તેણી લઇ ગઇ છે, તો તે વીશે તમોએ કાયદાસરના પગલાં ભરેલાં છે ? ".

" નહીં ! મેં કશું કીધું નથી. "

" ઓ જાંહાંગીર એ તું શું બોલેછ ? તું તો કેથો જબરો ભોલો ભોલાનાથ દેખું ! તારા ઘરમાંથી તારી બૈરી તારી રજા વગર તારો આશરો છોડી જાય અને જાય તો જાય, પણ સાથે ઘરમાનાં કીમતી કપડાંચપડાં, જરજાગુસ, દર દાગીના જોડે રોકડ અવેજબી લેતી જાય તે છતાં તું હજુર ચુપચુપ બેસી રહ્યોછ એ તો તાહારી કેવી જાતની ભોળાઇ ! તારે ત્યાં ધોળે દીવસે ખાતર પાડવામાં આવે તે છતાં તું પોલીસને ખબર નહીં આપે ? " ખા૦ બા૦ આદરજી એદલખાન અહીં કાંઇક ચીચવાઇને જાંહાંગીરને પુછવા લાગ્યા.

"કેમ ખબર આપું મુરબ્બીસાહેબ, એ ચોરી ઘરમાંના કોઇ નોકર નફરે કીધી હતે તો એક જુદી વાત હતી." જાંહાંગીરે ઘણાજ ધીમા સાદે નરમાશથી જવાબ આપ્યો. "પણ અહીં તો મામલો જુદોજ છે. એ ચોરી કોઇ નોકર ચાકરે નહીં પણ મારી પોતાની પરણેલી મોહરદારે કીધીછ અને તેણીને કાયદાની ચુંગાળમાં સપડાવવા જતાં મારી ઇઝત આબરૂની ધુળધાણી થઇ જાય તેનો ડર કરી હું ચુપ બેઠોછ."

જાહાંગીરનો આ જવાબ સાંભળી ખાનબહાદુર એદલખાન ચુપ થઇ ગયા. તેવણને લાગ્યું કે તેનાં કહેવામાં વગર શકે વઝુદ હતું ! ખરી વાત તો એ હતી કે ખાનબહાદુર પોતે પોલીસને ખબર આપવાની વિરૂધ વિચાર ધરાવનારા હતા, જેથી તેવણે આજે જેહાંગીરને આ સવાલ કીધો હતો. આ સવાલ કરવામાં તેમની નેમ માત્ર એટલીજ હતી કે જાંહાં-ગીરને પોતાના બાપદાદાની અને પોતાની ઇઝતનો ખ્યાલ કેટલી હદસુધી છે અને તે ઇઝત કરતાં પોતાની ગુમ થયલી માલમતાને તે વધુ કીમતી ગણે છે કે નહીં તે જોવા–તપાસવાનો તેમનો હેતુ હતો, જેમાં જાંહાંગીર બાપદાદાની ઇઝતને ચાહનારો પુરવાર થવાથી તેવણ ખુશખુશ થઇ ગયા.

"ચાલ હવે જાંહાંગીર અમોને ખોટી ના કર." ખાનબહાદુરે છોકરાંઓને લઇ જવાની ઉતાવળ કીધી.

"નહીં મુરબ્બીસાહેબ. જરા સબર કરો–એમબી ને એમબી આજે ગરીબને ત્યાંનું બુમલો–રોટલી જમીને જજો." જાંહાંગીર જીજીશેઠે તે બુઝર્ગ દોસ્ત આગળ બેઉ હાથ જોડી માગી લીધું. "મારાં બચ્ચાંઓને હું આજથી તમારા નેક હવાલામાં સોંપુંછ, ખુદા તેમનો નીગેહબાન થાય, પણ હું અહીંથી તેમને ભુખ્યાં કેમ મોકલું ?" અને તે ભલા જવાનની ખાહેશ મુજબ બપોરનું ખાણું સાંજ લેવાનું તેવણે ખુશીથી કબુલ કીધું.

બચ્ચાંઓને મસે આજે ખાનબહાદુર આદરજી એદલખાન જેવા પોતાના એક અતી દીલસોજ બુઝર્ગ મુરબ્બીની સહેજ પહરોણાગત કરવાનો જાંહાંગીરને પ્રસંગ મળ્યો તે જોઈ તેના હરખનો પાર રહયો નહીં. તેણે પોતાથી બની શકતી દરેક સેવા બજાવવામાં કોઇ રીતની કસર કીધી નહીં.

ખાનબહાદુર તે મામલો તમામ સમજી ગયા કે બચ્ચાંઓને મસે જાંહાંગીર આજે મારી મદારત કરે છે. તે દાનાવ મહસ્થે તે બાબે કાંઇપણ મત ન આપતાં જાંહાંગીર જીજીશેઠનો હરખ ધરાવા દીધો.

"ગરીબ બીચારો !" તેવણ મન સાથ બબડ્યા. "એ પોતાનાં દિલમાં કેટલો દુઃખી છે તે છતાં મારાં માનને માટે આજે એણે ખુશાલી માની લીધીછ તો તે ખુશાલીમાં મારે ખલલ કરવી નહીં જોઇએ એને ગમે તે કરે. એ કેટલો બધો સહનશીલ છે ? કોઇ બીજો ખાવંદ હતે તો ધણીઆણીની એવી નાફરમાની અને બેવફાઇ જોઇ ગેર દાકતે."

અંતે બપોરનું ખાણું ખલાસ થયું. ખાનબહાદુર એદલખાન જાંહાંગીરે કરેલાં તેમનાં સન્માનથી ખુશ ખુશ થઇ ગયા અને બચ્ચાં છોકરાં સરવે એક સુફ્રે બેસી ધરાઇને જમી પરવાર્યાં.

જાંહાંગીરનાં ત્રણે ભુલકાંઓ ખાનબહાદુર એદલખાન જોડે જવા સારૂં એટલાં બધાં હરખમાં આવી ગયાં હતાં કે બપોરનાં ખાણાં પછી ઝડપથી તૈયાર થઇ ગયાં. મુંબઇ આવવાની તેમની એટલી બધી અસાધારણ ઉલટ જોઇ તે બુઝર્ગ ગ્રહસ્થને રમુજ ઉપજ્યા વીના રહી નહીં.

જાંહાંગીરનાં બચ્ચાંઓ આજે મુંબઇ રહેવા જાય છે એમ તેમનાં પાડોશીને ખબર હોવાથી બપોરે ૧ વાગે ભલી મંજુલા અને તેણીનો ધણી મળવા આવ્યાં. મંજુલાએ તે નીરદોષ અને કમનસીબ બચ્ચાંઓને ઘણાં હેતથી પ્યાર કીધો, ને પોતા તરફની એક નાની યાદગારી તરીકે તે દરેક બચ્ચાંને આંગલીએ બરાબર બંધબેસ્તી આવે એવી અક્કેકી નાની સોનાંની વીંટી તેમને ભેટ કીધી. તે ભલી પાડોશણની આ ભલી લાગણી માટે જાંહાંગીર જીજીશેઠે તેણીનો જીગરથી આભાર માન્યો. તેણે તે ભલાં ધણી–ધણીઆણી સાથ ખા૦ બા૦ આદરજી એદલખાનને ઓળખ કરાવી અને સુખમાં કે દુઃખમાં એ ભલું જોડું પોતાને આજસુધી કેવું કામ લાગ્યું હતું તેની વાજબી વખાણથી તેમને વાકેફ કીધા. આ સાંભળી ખાનબહાદુરે પોતા તરફથી તે હીંદુ જોડાનો ઘણો આભાર માન્યો અને ભલાંઓ પોતાની ભલાઇ શું જાત કે પરજાત વચ્ચે એકસરખી ફેલાવે છે અને કશો અંતર સમજતાં નથી, તે બાબે પોતાનો મોટો સંતોષ જાહેર કીધો.

એ પછી ખા૦ બા૦ એદલખાન અને જાંહાંગીરનાં ત્રણે છોકરાંઓ સર્વને મલી ભેટી મુંબઈ રવાના થયાં. જાંહાંગીર તેમને મેલવા સારૂ ઠેઠ મુંબઈ સુધી સાથે ગયો. ઘરમાંથી નીકળતી વખતે જાંહાંગીરને પોતાનાં બાળકો સાથે આવા દુઃખી સંજોગો વચ્ચે તેમને આ પગલું લેવું પડતું હતું તે બાબે તેમને ઉપજવા પામેલા ઉભરાનું વર્ણન કરવું વગર શકે અશક્ય છે. તેઓ ઘરથી નીકળ્યાં તે વખ્તે જાંહાંગીર, તેના છોકરાં, ખા૦ બા૦ એદલખાન, મંજુલા અને તેણીનો ધણી નરોત્તમ, એ દરેકની આંખોમાંથી આંસુની ધારા ચાલી રહી હતી !

# પ્રકરણ ૫૬ મું.

## આફતપર આફત–જાંહાંગીર જીજીશેઠપર જનાકારીની ફરીયાદી.

( દોહરા. )

કદી લીમમાં નાંખશો, સો મણ સાકર રોજ;
મળે ન મીઠાં લીંમડાં, કડવો તે કડવોજ.

*   *   *

એકેક ચીજે ઇશ્વરે, મુકી વિલક્ષણ વાત;
મુળો ટાઢો તોય પણ, ગરમ ગણ્યું છે પાત.

*   *   *

[ દાદી ]

જાંહાંગીર પોતાનાં છોકરાંઓને મુંબાઈ સુધી મુકવા ગયો ખરો, પણ મુકીને આવતી વેળા તેને એટલું ભારી પડી ગયું કે પોતાની જીંદગીમાં તેને એવી દુઃખદાયક લાગણી કોઇ દહાડે ઉપજી નથી એમ કબુલ કીધા વિના તેને ચાલ્યું નહીં. તે તેજ સાંજે અથવા રાતે પુણે પાછું ફરવાનું મંજુલાને કહી ગયો હતો પણ ખા૦ બા૦ એદલખાને તેને ત્રણ દીવસ સુધી મુંબઇમાં રાખી છોકરાંઓને પોતાને ત્યાં ઠર પાડીને જવાનું ફરમાવવાથી તે મુંબઇમાં ત્રણ આખા દીવસ રહી ચોથે દીને પુણે પાછો ફર્યો.

જાંહાંગીરનાં ભુલકાંઓને મુંબઇમાં જાંહાંગીરથી છુટાં પડતી વેળા કુદરતી રીતે "તીમરાં" તો આવી ગયાં પણ થોડીજ વારમાં ખા૦ બા૦ એદલખાનની માયાળુ સમજાવટથી તેઓ પાછાં પોતાના પિતાની જુદાઇ ભુલી ગયાં. આ કુદરતી જાતી–ગુણ અહીં તેમને બહુ ઉપ્યોગી થઇ પડયો. જોકે એકજ અઠવાડયાંના અંતરમાં મા અને બાપથી જુદાં પડવાની કમનસીબ સંરજત તે કમતાલે બાળકોનાં બાળમાં દેખાવ દેવા પામી હતી, તે છતાં તેઓ સહનશીળ અને સંતોષી ખવાસનાં હોવાથી આટલી નાદાન વયે પણ તે જાલેમ જુદાઇ ખમી શકવાને કુદરતે તેઓમાં જાણે એક પ્રકારનું છુપ્યું ખમીર મુકયું હતું.

જાંહાંગીર જીજીશેઠ મુંબઇમાં "ઠર પાડી" પાછો પુણે ફર્યો ત્યારે તેનું ઘર ગોયા તેને કરડવા આવ્યું. જે ઘર બચ્ચાંઓની રાત દીવસની ચાલુ ગડબડથી ગાજી રહેતું હતું, તે એક એકાન્ત કબરસ્તાન હોય તેવું તેને જણાવા લાગ્યુ. એક અઠવાડયું સુધી તેને કશી કળ વળી નહીં. દીવસ કરતાં રાત પસાર કરવી તેને બેવડી મુશ્કેલ થઇ પડી, કારણ દીવસે તો કાસમ

નોકર જોડેથી જરા મોહડું હીલવવાનો 'ચાન્સ' મળતો હતો, પણ રાતે તો તે બાપડો તદન એકલો પડી જઇ એકેક રજની દીને કયામતના જેવી પસાર કરતો હતો !

પેલી તરફ જાંહાંગીર કરતાં જાંહાંગીરનાં બચ્ચાંઓ જાંહાંગીરને જેવાં એકલ કે બેઆરામ બનવા પામ્યાં નહીં, કારણ કે ખા૦ બા૦ એદલખાનની દયાળુ મુરબ્બીગીરી હેઠળ એવો સુખવાસી આશરો મેળવવા પામ્યાં હતાં કે પુણાં ખાતેનાં તેમના રહેવાસ દરમ્યાન તેઓનાં બાપીકા મકાનમાં પણ તેમને તે પ્રકારનાં સુખ અને આનંદનો અનુભવ મળી શકયો નહીં હતો.

એક અઠવાડયું સુધી તો જેહાંગીરનું ધ્યાન તેનાં કશાં કામકાજપર લાગ્યું નહીં, પણ તે પછી તેણે દીલ મોટું કરી ખા૦ બા૦ એદલખાનને સોંપેલાં પેલાં મહાભારત પુસ્તક "શાહનામા"નો ગુજરાતી બેતબાજીમાં તરજુમો કરવાનું યાદગાર કામ ખુદાનું નામ લઇ ઉમંગથી શરૂ કીધું.

ખા૦ બા૦ આદરજી એદલખાને ગરીબ બીચારા જાંહાંગીર જીજીશેઠને "શાહનામા" નો ગુજરાતી તરજુમો બેતબાજીમાં કરવાનું કામ સોંપ્યા પછી આજ સુધી તે બાપડાને તે કામ ઉલટથી શરૂ કરવા માટે એક ઘડીની જપ મળી ન હતી. જાણે આ કામ સોંપાયું ને સોંપાયું જાંહાંગીરનાં ઘરસંસારનો તાળોજ જોતાં—જોતામાં ફેરવાઇ ગયો અને તે બાપડો તે નવાં કામ માટે મહીને દહાડે રૂ. ૧૦૦) ની સંગીન પેદાયશ કરવાને એક તરફ નહીં ધારેલો નસીબવંત નીવડયો, ત્યારે બીજી તરફ તેજ વખતથી તેની સંસારી જીંદગીપર આફતની એક સીહા વાદળી એકદમ ચઢી આવી !

જાંહાંગીરે "શાહનામા" નું કામ શુરૂ કીધાને એક માસ પસાર થઇ બીજો શુરૂ થયો નહીં, તેટલાં પેલું ડોળા ઘુરકતું સીહા ભવીષ્યય પણ હળવે તેની નજદીક આવતું ગયું. પહેલી શુરૂઆત તેના નોકર કાસમથી થઇ. જાંહાંગીર પોતે હાલમાં એકલો હોવા છતાં તેને નોકરની જરૂર હોવાથી કાસમને મળપા રૂ. ૫) ના માસીક પગારમાં રૂપીઆ બે વધારી રૂ. ૭) ખાવાપીવા સાથે કરી આપ્યા હતા. એ નોકર જાંહાંગીરનાં બાળકો મુંબઇ જઇ વસવા પછી જાંહાંગીરને ત્યાં ભાગ્યે એકાદ મહીનો રહેવા પામ્યો. તે પછી તે સીક હોવાનું બહાનું કાઢી એક અઠવાડયું સુધી નોકરીપર આવ્યો નહીં. આ વખત દરમ્યાન જાંહાંગીરને ઇરાનીનાં હોટલનું ખાણું મંગાવવાની ફરજ પડી ઇરાની હોટલોનાં ખાણાં કેવાં "સુરીયાણાં" હોય છે તે વાંચનાર જાણે છે. અઠવાડીયું પુરૂં થવા છતાં કાસમ નોકરીપર નહીં આવવાથી જાંહાંગીરે ફરીથી પરપુછ કીધી જેનાં પરીણામમાં ભારે અજાયબી વચ્ચે તેની માતાએ જવાબ મોકલ્યો કે "હવે કાસમ દીકરાની ઉમેદ કરશો નહીં—તે તો વધુ પગારની નોકરીપર બાહે-

રગામૂ ગયો છે !" જાંહાંગીર આ જવાબથી દલગીર થયો. કાસમ જુનો, ઘડાયલો અને તેનાં ઘરસંસારી મામલાથી માહીતગાર થયલો હોવાથી એક નવા નોકર જોડે નવી માથાકુટ કરવાનો વખત આવી પુગેલો જોઇ કુદરતી રીતે તેનો જીવ રંજીડા થઇ ગયો.

તેણે એક બીજો નોકર તુરત ભેળા રાખી લઇ તેની મારફતે પોતાનાં ઘરસંસારનું કામ ચુપચુપ લેવા માડયું. તે સમજી નહીં શકયો કે સેહેજબી સબબ આપ્યા વગર કાસમ તેની નોકરી છોડી ગયો, તેનું કારણ શું હતું. કાસમ નોકરી છોડી જવાનો સબબ કાંઇ જુદોજ હતો, જે તેના પ્રસંગોપાત વખતે આપણે આપમેળે જાણીશું.

નવા નોકરને નોકરીએ રાખી જાંહાંગીર ઠર પડયો તેને પંદરવાડીયું પસાર થયું નહીં તેટલાં તે કમનસીબ જવાનપર એક નવી આફત આવી પડી. જાંહાંગીરની મોહોરદારે પોતાના ભરથારપર જનાકારીનો વાંક મેલી મુંબઇની ચીફ પારસી મેત્રીમોન્યલ કોર્ટમાં છુટાછેડાની ફરીયાદી માંડી હતી !

એક સાંજે જાંહાંગીર મુંબઇથી પોતાનાં બચ્ચાઓને મળી ભેટી પુણાનાં સ્ટેશનપરથી ચાલતો પોતાનાં ઘર તરફ ફરતો હતો. તેટલાં રસ્તાની અધવચ્ચે તેને સીદા દેખાવનો એક મરાઠો સામે મળ્યો. તે એક જવાન આદમી હતો અને હીંદુભાઇના ધોતીયાં-બંડી અને ટોપીના સાદા પોશાકમાં સજ થયલો હતો..

"સાહેબ—સાહેબ, જરા ઉભે રહા." પેલો મરાઠો જાંહાંગીર સાથ સામસામો મળી જતાં રસ્તે ચાલતો અધવચ્ચે અટકી તેને કહેવા લાગ્યો. "જાંહાંગીર જીજીશેઠ નાંવાંચે પારસી ઇકડે કુઠે રાહતાત તે આપલ્યાસ ઠાઉક આહે ?" (જાંહાંગીર જીજીશેઠ નામના પારસી અહીં કયાં રહે છે તે તમે જાણોછો ?)

"જાંહાંગીર જીજીશેઠ મીંજ !" (જાંહાંગીર જીજીશેઠ હું જ છું !) તે ભોળા જવાને ભોળાઇમાં જવાબ આપ્યો.

"અરે પરમેશ્વરા!" પેલો મરાઠો અજાયબ થઇ કાંઇક હસ્તે ચેહરે બોલ્યો. "તુજી કૃતી તુલાજ ઠાઉક આહે !" (અરે ખુદા ! તારી રચના તનેજ ખબર છે !) "અહો જાંહાંગીરજી શેઠ, આજ દુપાર પાસુન આપલ્યાસ ઢુંઢણ્યાં કરીતાં ફીરૂન ફીરૂન થકલોં, પરંતુ આપલી ગાંઠ પડલી નાહીં, આણી પડલી તેવ્હાં આપણ સ્વતાચ ભેટલે ! જરા થામા સાહેબ ! આપલે નાંવાચે એક 'સમન્સ' આહે !" (અરે જાંહાંગીરજી શેઠ. આજે બપોરથી તમારી શોધમાં ભટકીને થાકયો પણ તમારો પતો મળ્યો નહીં. અને જ્યારે મેલાપ થયો ત્યારે તમે પોતેજ મળ્યા ! જરા સબર કરો, સાહેબ, તમારે નામનો એક 'સમન્સ' છે !)

"માઝે નાંવાચા 'સમન્સ' આહે?" (મારે નામનો 'સમન્સ' છે?) જાંહાંગીર એકદમ ચમકીને પુછવા પડયો.

"હોય સાહેબ," (હા સાહેબ,) પેલો મરાઠો જે એક બેલીફ હતો તે બોલ્યો. "જાંહાંગીર જીજીશેઠ આપણચ ના?" (જાંહાંગીર જીજીશેઠ તમેજ છેવોની?)

"હો, પરંતુ માઝે નાંવાચા સમન્સ મહણજે" (હા, પણ મારે નામનો સમન્સ એટલે–) અને અહીં જાંહાંગીર વધુ બોલે તેટલાં—

"તે મલા કાય માહીત, સાહેબ, કી કસલા વં કુઠલા આહે?" (તે મને શું ખબર, સાહેબ, કે તે શાનો અને કયાંનો છે?) પેલા બેલીફે ઝટ જવાબ આપ્યો, "હે ગ્યા આણી પહાં–ત્યાંત સર્વ લીહલેલા અસેલ" (આએ લેવો અને જુઓ–એમાં બધું લખેલું હશે.)

એમ બોલી પેલા બેલીફે ઝટ ખીસામાંથી એક 'સમન્સ' કાઢી કાંઇક ખુશાલ દેખાવે જાંહાંગીરના હાથમાં પકડાવી દીધો!

તે 'સમન્સ' જોતાંજ જાંહાંગીર ઝબકયો! તેણે ઝડપથી તે સરકારી કાંગળીયાંમાં નજર નાખી તો ત્યાં આબાદ તેનું અને તેની બાયડીનું નામ તેનાં વાંચવામાં આવ્યું. મથાળેજ મુંબઇની ધી ચીફ પારસી મેત્રીમોન્યલ કોર્ટનું નામ અને હેઠળ કોર્ટનો સીક્કો તથા સહી જોઈ તે બાપડો ફાટી રહયો!

તેને ઉપજેલો ધભરાટ જોઈ પેલા મરાઠા બેલીફને પણ તેની દય આવ્યા વીના રહી નહીં.

"ધાભરૂ નકા, સાહેબ, પ્રસંગ સર્વાવર અસ્તો!" (ધભરાવો ના સાહેબ, પ્રસંગ બધાપર આવે છે.) "મેહેરબાની કરૂન આપલી પ્રત આપલ્યા જવળ ઠેવા આણી માઝી પ્રતાવર આપલી સહી કરા! હે ગ્યા, મજ જવલ લેખણી દઉત તઇયાર આહેત!" (મેહેરબાની કરી તમારી નકલ તમે રાખો અને મારી પ્રતપર તમારી સહી કરો! આ લ્યો, મારી કને કાગળ–કલમ તૈયાર છે!)

ગરીબ બીચારો જાંહાંગીર! બેલીફે આપેલી ધીરજથી તે જરા સાવધ થયો અને તેણે રજુ કરેલી કલમ લઈ એક છુપા નીસાસા સાથ ચુપચુપ તે ઉપર સહી કરી આપી ઘણીજ ગભરાટ ભરેલી સ્થીતીમાં પોતાનાં ઘર તરફનો રસ્તો લીધો.

# પ્રકરણ ૫૭ મું.

## "મારાં તન–બદનનું ચામડું ઉતારી તમારાં સ્લીપર સીવાડું તોબી તમારા અનંત ઉપકારને હું એક રતીભાર ફેડી શકું એમ નથી."

### ( ઇંદ્રવિજય છંદ. )

તે જુવતીનું વૃથા જગ–જીવન પ્રેમ ધરી પતિવ્રત્ત ન પાળ્યું;
તે ધનવાન તણાં ધનને ધિક્કાર! જો નહિ દીન તણું દુઃખ ટાળ્યું;
તે અબળા અભિમાનિ ખરેખર રૂપ છતે જીવ–જોબન બાળ્યું;
તે 'દિલજાન' નિર્થક છે, નહિ જો હયશાન ન વાપસ વાળ્યું;

વગર શકે અરનવાજે અવધી કીધી હતી !

તેણી પોતાના ખાવીંદનો આશરો છોડી જવા છતાં આટલી હદ સુધી એકદમ આગળ વધશે એવી કોઇને વક્કી નહીં હતી, પણ તે વક્કી નહીં ધારેલી ખરી પડી.

પેલા બેલીફે સમન્સ પકડાવ્યા પછી તે બાપડો રડમસ ચેહેરે ઘર તરફ આવ્યો અને પોતાપર આવી ઉભેલી આ નવી મોટી આફત જોઈ તે ગોયા ફગલાઇને ફાટી રહયો.

"ખુદા! હવે શું કરૂં?" પોતાના ગરીબ મકાનમાં એક ભાંગી ઇઝીચેરપર બેઅખ્ત્યાર પટકાઈ પડતાં તે દુઃખી જવાન મન સાથ એકલો બડબડવા લાગ્યો. "એ આફત મારાથી કેમ ખમાશે? એ જુલમ મારાથી કેમ વેઠાશે? એ નામોશીમાંથી હું હવે કેવી રીતે બચીશ? જોકે હું તમામે તમામ નીર્દોષ છું, પણ મારી નીર્દોષીના ખા૦ બા૦ એદલખાન કહે છે તેમ મારી કને પુરાવાજ શું છે? હું હજારગણો નીર્દોષ હોઉં, પણ દુનીયાં તે કેમ કબુલ કરશે? પોતાનું વેર વાળવા સારૂ આએ ખોટો મુકદમો એણે મારીપર માંડયોછ, તો તેની પુરવારી માટે એ ખોટા સાક્ષીઓબી ઉભાં કરી લાવવાની! એ મોટા ખરચોને હું કેમ પુગી શકીશ? તે હું ક્યાંથી લાવીશ? પઇસા વગર હું મારો બચાવ કેમ કરી શકીશ? એક તરફ આબરૂ જવાનો સોદો છે; બીજી તરફ ખાનદાની કીર્તીને કલંક લાગે છે–ત્રીજી તરફ પઇસા સંબંધી કંગાળીઅત ડોળા ઘુરકે છે અને ચોથી તરફ ખરેખરી નીર્દોષી છતાં દોષીત બની નામ અને નાક જવાનો અતી બારીક મામલો આવી પુગયો છે ચારે તરફથી ગોયા મુશ્કેલીના મહાસાગરમાં ડુબકી મારૂં છું. ઓ દાદગર દાવર! આએ વખતે તું

મારો દસ્તગીર થા!" અને અહીં જાંહાંગીર જીજીશેઠ પોતાનાં વીચારોમાં આગળ વધતો હતો તેટલાં તેનો નવો નોકર લાલુ ખાણું તઇયાર છે, સાહેબ! એવી ખબર આપવા આવ્યો.

"લાલુ, મારે આજે જમવું નથી. મારી તબીઅત બરાબર નથી માટે મને ભુખ નથી; તેથી તું જમી બધું રોજની માફક સરખું બંધબસ કરી સુવા જા." જાંહાંગીરે હુકમ આપ્યો.

તે રાત જાંહાંગીરે એક કયામતની રાત જેવી પસાર કીધી. તેને ઉપજેલા ગભરાટનો આજે પાર હતો નહીં. તેનાં મનને એક મીનીટની પણ જપ ન હતી. અરનવાજ ઘરમાંથી ચાલી ગઇ તેનું તેને જેટલું દુ:ખ નહીં લાગ્યું તેટલું તેણીએ માંડેલી જનાકારીની ફરીયાદીથી લાગ્યું.

આપણે જાણીએ છીએ કે આ બાબતમાં જાંહાંગીર તમામ નીર્દોષ હતો. મુઆ મોદીની મહેરાં સાથ તે ગમે એટલી છુટથી ફર્યો હતો, તે છતાં નીતીની બાબતમાં તે બન્ને જણા પાક અને પવીત્ર હતાં. એક સગા ભાઇ બહેનમાં મોહબતનો જે ભાઇચારો વસવા પામે તે સીવાય કોઈ રીતની અમર્યાદાભરેલી મોહબત તેઓમાં વસવા પામી ન હતી, પણ જ્યાં જુઠું જ તરકટ જોડાય ત્યાં ઉપાય શો?

ગરીબ બીચારા તે કમતાલેનાં દુ:ખી જવાને તે રાત નહીં વર્ણવી શકાય એવી બેકરારી સાથ પુરી કીધી અને બામદાદ થતાંજ આખી રાતનાં જાગરણને લીધે માથું અસાધારણ દુ:ખતું હતું તે છતાં ઉઠીને જલદીથી નાહી લીધું. નહાયાથી તેના જીવને જરા કરારી મળી.

જાંહાંગીર નાહીધોઈ ચાહ પી કપડાં બદલીને તુરત મુંબઈ ઉપડી ગયો. પોતાપર આવી પડેલી આ નવી આફત વિષે પોતાના ભલા પાડોશીઓને જાણ કરવાને ગોયા તેનું નાક કપાઈ ગયું. તે કેવી રીતે કહે? વગર શક આ બનાવે તો તેનું ગોયા મોતજ પાસે આણ્યું હતું.

તે મુંબઈ ગયો તે માત્ર પોતાના એક દીલસોજ શુભેચ્છક દોસ્તને ત્યાંજ ગયો, જે કોઇજ નહીં પણ ખા૦ બા૦ એદલખાન હતા.

જાંહાંગીરપર આવી પડેલી આ મોટી મુશકેલીથી ખા૦ બા૦ આદરજી બહુ દલગીર થયા. એટલું છતાં તેવણે જાંહાંગીરને હીંમત આપવામાં કસર રાખી નહીં. "દીકરા, તું જરાબી ડરતો ના. જ્યાંસુધી હું જીવતો છું ત્યાંસુધી તારે ડરવાનું નથી." તે ઉમરાવ દીલના બુઝર્ગ શહસ્થે જાંહાંગીરને હીંમત તથા દીલાસો આપતાં કહયું. "તું તારી ગરીબાઇને લીધે મુઝાય છે, પણ આએ મુકદમામાં જે કંઈ ખરચ થશે તે હું પોતે તારી તરફથી ભર્યા કરીશ. તારે તે બાબે કશી કાળજી કરવી

નહીં, પણ તારો મુકદમો કોઈ સારા વકીલોના હાથમાં મેલી કાબેલમાં કાબેલ બેરીસ્ટરોને રોકી હીંમતથી સામો થા! હું તારી પાછળ કુમક માટે બોસ્તવાર ઉભેલો છું-તે બાબે તારે કશી ફીકર કરવી નહીં."

ઉપલા શબ્દો કોણ બોલે છે કે જેને જાંહાંગીર જોડે નથી કાંઇ સગાઇનો સંબંધ, નથી કાંઈ આગલી પાછલી જુની કે ધાટી મીત્રતા. નથી એ બુઝર્ગ શેઠ આ દુ:ખી જવાનના કોઈ રીતના આભારમાં દબાયલા કે નથી બીજી કોઇ રીતે એ શેઠ તેને મદદ કરવાને ફરજથી બંધાયલા, તે છતાં આવા જીવ સટોસ્ટ પ્રસંગે પઇસા પઇસાને માટે હાલ અને તંગી ભોગવતા આ તરૂણ જવાનને એવો ઉદાર આશરો કોણ આપે? સગો બાપ કે મા જણ્યો ભાઈ પણ એવી વખતે કુમકે આવતા નથી, એ આપણે જાણીયે છીયે તો આ ખા૦ બા૦ એદલખાન પોતાના તન મનથીજ નહીં પણ ધનથીબી ચાહે?

કહેવત જાણીતી છે કે નીર્દોષનો વાલી ખુદા તે શું ખોટી છે?-નહીં!-તે વગર શકે સચ્ચાઇથી ભરપુર છે-વગર શકે તેમાં સચ્ચાઇનો અંશ છે-તે દયાળુ દાદગર વગર શકે ગરીબનો બેલી છે. કોઇના ને કોઇના દીલમાં રહેમ મુકી તે મહાન માલેક તેની મદદે આવે છે.

એજ રીતે ખા૦ બા૦ આદરજી એદલખાન આપણા જવાન મીત્ર જાંહાંગીર જીજીશેઠની મદદે આવ્યા. તેવણે પહેલો ઉપકાર તો તે કમનસીબ દુ:ખી ભરથારપર તેનાં બચ્ચાંઓની સંભાળ પોતે પોતાને હસ્તક લઇને કીધેલોજ હતો, પણ આ બીજો ઉપકાર તો તે આગલા ઉપકારનો ઢાંકી નાખે એવો મહાભારત હતો. કોરટ દરબારના હજારો રૂપીઆના ખરચનો બોજો પોતાને માથે ઉંચકી લેવો અને તે પણ તે બાબે પોતાને માગણી કે અરજ થયા વગર ઉંચકી લેવો-એ કાંઇ નાનુસુનું હાતમદીલ તેવણે દેખાડયું નહીં હતું. જાંહાંગીર કોણ? જાંહાંગીર સાથ તેવણને લાગે વળગે શું? મહીના બે મહીનાની તે માત્ર નવી મીત્રાચારી હતી. તે નવી મીત્રાચારીએ આટલા ટુંક વખતમાં ધાડી મોહબતનું રૂપ લીધું એ પણ તે બુઝર્ગ ગ્રહસ્થની અસાધારણ માયાળુપણાંનેજ આભારી હતું. જાંહાંગીર બીજી રીતે ગમે એવો કમનસીબ હોય, પણ ખા૦ બા૦ આદરજી એદલખાનની નહીં ધારેલી મેહેરબાની મેળવવામાં તે ખરેજ મોટો નસીબવંત નીવડયો હતો.

"ઓ સાહેબ! હું તમારો આભાર કેમ ફેડીશ? મારાં તન બદનનું ચામડું ઉતારી તમારાં સ્લીપર સીવાડું તોબી તમારા અનંત ઉપકારને હું એક રતીભાર ફેડી શકું એમ નથી." જાંહાંગીર ગળગળો પડી બોલ્યો. તે વખતે તેને ઉપજેલી લાગણીઓનું વર્ણન કરવું અશક્ય છે. "અરે! મારો સગો બાપ કે મા જણ્યો ભાઈ હતે અને તે જેટલી

હદ સુધીની દયા કે દીલસોજી મારી એવી આફતના વખતમાં બતાવી નહીં શકે તે કરતાં દશ દરજ્જે આલા કદરદાની તમોએ બતાવી છે. એ હેશાનનો માત્ર ઉભરો દેખાડવા માટેબી મારી કને પુરતા શબ્દોનું બળ નથી."

"તે નથી તો તેની અહીં જરૂરબી નથી. જાંહાંગીર દીકરા," ખા૦ બા૦ બોલ્યા. "હાલ ઉપકાર ને આભાર માનવાનો વખત નથી. એવી ચીજનો હું ભુખ્યો નથી. હું તો તારી ઇજતનો બચાવ થાય તે જોવા ઇચ્છું છું. તું હવે વગર ઢીલે તારા બચાવની કોશેશ કર. લે આએ બે હજાર રૂપીઆ તુરતવેળા ખરચ સારૂ તારી પાસે રાખ અને ચાલ મારી સાથે–હું તુને મારા વકીલને ત્યાં લઈ જાઉંછ. આપણે પ્રથમ તેની સલાહ લઇએ અને પછી આગલ જે કાંઈ કરવું ઘટે તે કરીશું. દીકરા આજનો જમાનો ઉંધો છે. આજે દુનીયામાં નેકીની કીંમત નથી, પણ તેથી આપણને ડરવાનું નથી. નેકી આખરે પણ નેકીજ છે. તેનો બદલો મોડે વહેલે પણ મલ્યા વીના રેહેતો નથી. હું નહીં ધારતો હતો કે, તારી બઇરી આટલી હદ સુધી આગળ પગલાં ભરશે. એણે જ્યારે એટલી બધી હીંમત કીધીછ, ત્યારે મને લાગેછ, કે એને કોઇનીબી કુમક ને હીંમત હશે. જનાકારીનો તારી ઉપર ગંભીર વાક હોવાથી તેમાંથી નીર્દોષ ઠરવા માટે તારે મજબુત સાક્ષીઓ રજુ કરવા જોઇશે. આ મુકદમો મને બહુ ગંભીર લાગેછ અને તું નીર્દોષ હોવા છતાં માહીમમાં એક રાત તું પેલી મેહેરબાનુ મુંગામોદીને ત્યાં રહયો હતો એટલીજ બીના જો તેણી સાબેત કરશે તો કોર્ટ તે પુરાવાપરથી તને આરોપી ઠરાવી છુટા છેડા આપ્યા વીના રહેશે નહીં. પણ હવે કુદરતને જે ભાવે તે ખરૂં. આફત જોઇને ડરી જવાને બદલે તે આફતને બની શકતા ઉપાયોથી ટાળવાની કોશેશ કરવી એ આપણું કામ છે. ચાલ, તું મારા વકીલોને ત્યાં આવ–તેમની સલાહ લીધાથી આપણને આગળ રસ્તો સુજ પડશે."

તન, મન અને ધનથી મદદ કરનારો એવો એક માયાળુ મુરબ્બી કાંઇ બધાનેજ જડતો નથી. તે જોકે દીલથી દુ:ખી હતો, તે છતાં આવી પડેલી આફતમાંથી બની શકતો છુટકો કરવાને તથા તેની ઉપર તેની ઓરતે મુકેલા જનાકારીનાં વાકને ખોટો પાડવાને તે પોતાના મેહેરબાન મુરબ્બીની મદદથી તઇયાર થયો. ખા૦ બા૦ એદલખાન તુરત તૈયાર થઇ પોતાના વકીલોને ત્યાં લઇ ગયા અને તેને તેજ દહાડે સર્વ મસલત તથા ગોઠવણો કરી જાંહાંગીર પોતાનો બચાવ તે કાયદાના હીમાયતીઓના હાથમાં મુકયો.

# પ્રકરણ ૫૮ મું.

## દીકરીને દિલાસો-નિમકહરામ નોકર.

### ( કુંડળિયો )

જનો જુવાની જાય છે, પલક વિષે જયમ પુર;
ખાળ પાપનો થાય છે, ભુંડાંથી ભરપુર.
ભુંડાંથી ભરપુર, કૃર કામો કરી કોટી,
દાનત રાખે દુષ્ટ, ધરી આશા દિલ ખોટી.
હે સજ્જન! સુણ આ સાર, અતિ પાપી અટવાય છે;
ઓ દાદી કર શુભ કૃત્ય, જનો જુવાની જાય છે.

સહવારનો વખત હતો. સીકંદરાબાદ દખણમાં રેલવે સ્ટેશનપરથી મુંબાઇનો મેલ ઉપડવાની તઇયારીમાં હતો. ઉતારૂઓ પોતપોતાનાં ડબાંઓમાં બેસવાની દોડાદોડીમાં પડયા હતા. જે વખત જાય તેમાં ત્રેન ઉપડે એમ હતું. તે ત્રેનના એક સેંકડ કલાસમાં બે પારસી વીધવાઓ, બે પારસી જવાન બાનુઓ, એક પારસી જવાન ગ્રહસ્થ અને એક મધરાસી આયા એમ છ જણાં બેઠેલાં હતાં. આયાના હાથમાં છ માસનું એક નહાનું ગુલગુલીયું ખોળામાં સુવાડેલું હતું, જે ઉપર પેલી જવાન બાનુઓ માહેલી એક વારંવાર હરખાયલે હઇડે નજર કરી મનમાં ને મનમાં મલકાયા કરતી હતી.

તેઓ સઘળાં મુંબાઈ જતાં હતાં. તેમને વળાવવા સારૂ સીકંદરાદનાં સ્ટેશનપર તેમનાં એકાદ બે સગાંઓ અને બે ત્રણ મીત્રો આવ્યાં હતાં, જેમને મળી ભેટી તેઓ હસ્તે ચહેરે ગાડીમાં બેઠાં.

તે કલાસમાં બેઠેલાં એક આસામી સીવાય બીજાં બધાં આદમીઓનાં ચહેરા હસ્તા અને ખુશાલ હતા. પેલું છ મહીનાનું ન્હાનું ભુલકું જે પોતાનાં ન્હાનાં મુખમાં એક નહાની ચુસવાની બોટની પકડી આયાના ખોળામાં ઉંઘી ગયું હતું, તે સુકોમળ બાળક પણ ઉંઘમાં ખુશી થનારા દેખાવો જોતું હોય તેમ જરા વારે હસ્તો ચહેરો કરી પેલી બોટનીપર એકાદ બે હોઠ બચક બચક મારી પાછું ભર નીંદ્રામાં પડતું હતું !

માત્ર એકજ જીવડો ગમગીન દેખાતો હતો અને તે કોઇજ નહીં પણ પેલી બે જવાન પારસી બાનુઓ માહેલી એક હતી, જેણી ઉમરે વડી જણાતી હતી.

"આલાંમાય, વહેલાં આવજો !" ત્રેન ઉપડવાનો વોરનીંગ બેલ થયા પછી પ્લેટફોર્મ પર ઉભેલી વળાવવા આવેલી સહીઓ માહેલી એક જવાન બાનુ હસ્તે ચહેરે બોલતી સંભળાઇ. "જો-બેબીને તપાસજો.

જો જુઓરે જુઓ, મેહરાંમાસી એ પોઢેલું છે તોબી કેવું મનમાં ને ખુશી થાએછ !"

"નાનાં ભુલકાંઓને તો 'વેમાય' રમાડેછ, દીકરા તેથી નાદાન બચ્ચાંઓ જાગૃત કે પોઢેલી હાલતમાં ખુશી થાએછ." પેલા કંપાર્ટમેન્ટમાં બેઠેલી બે વીધવાઓ માંહેલા એક જવાબમાં કહ્યું. "ખરૂં છે માય. રાતની ઠંડીમાં એ ગુલગુલયાંને આજે ખુબ તપાસવું પડશે."

"આવતી કાલે આએજ વખતે હાડકાં ઠેકાણે પડશે !—કેમ બોલ્યાં નહીં બચાંમાય ?"

પેલાં બચાંમાય જેવણુ એક ઉમરે પુગેલાં બુઝર્ગ બાનુ હતાં, તેવણુ પેલા જવાન ગ્રહસ્થનાં ઉપલાં રમુજી વાકયથી સુગાઈ ઉઠયાંઃ "વાય, વાય, સધાવતી વખતે એવું ગાંડું–ઘેલું તે કેવું બોલવાનું હોય, કાવસશાહ? સુખેથી હસ્તાં રમતાં સધાવી આવો મરૂં ! મેહેરબાઈ—આલીબાઈ—અરનવાજ, મુંબઈ પુગીને તુરત કાગજ લખજો જો—વીસરી ના જતાં !"

"અરે નહીંરેજી, મુંબઇથી કાલને કાલ કાગજ લખશું." મહેરાંમાસીએ જવાબ દીધો.

અને અહીં ત્રેનના ગાર્ડ સીપટી વજાડી, જે સાંભળતાંજ એનજીન ડ્રાઇવરે એક તીણી વીસલ સાથ પોતાની લંબાણુ સફર શુરૂ કીધી. આવજો—આવજોના રાએતાના પોકારો સાથ મેલ જોતાં જોતાંમાં સીકંદરાબાદનાં સ્ટેશન પરથી ઉપડી ગયો !

"કેમ અરનવાજ તમે બોલતાં કેમ નથી ? દલગીર જેવાં કેમ દીસોછ?" ત્રેન ઉપડયા પછી કાવસ કાલાપેસીએ અરનવાજને સવાલ કીધો.

"નહીરે, દલગીર શાની ? હું તો અમથી બેઠીછ."

"પણુ ત્યારે તમે બોલતાં કેમ નથી ?" અહીં આલાંમાય વચ્ચે બોલી. "અહીં આખો દીવસ ને આખી રાત ત્રેનમાં લેવાની છે—ને આજે પુનેમ હોવાથી રાતે કેવી ખુશનુમા ધોળા દીવસ જેવી ચંદની પડશે—તેવા રળયામણા દેખાવમાં હસતાં બોલતાં મુસાફરી કરશું તો આપણે 'એનજૉય' કરતાં જઇશું. તે સાથે રસ્તો કયાં કપાશે તે ખબર પડવાની નથી. તમે એમ ગુપચુપ ગમગીન બેસી રહેશો તો તમોને એમ જોઈ બીજાંઓને હસવા બોલવાની ઉલટ છુટશે નહીં, કેમ મેહેરાંમાસી ખરૂં કેની ? કેમ માયજી, તમે બોલતાં નથી ?"

"ખરૂં છે દીકરી—'હસનાર બોલનારની બલા દુર' એ કહેવત છે તે કંઇ ખોટી છે ?" મેહેરાંમાસી બોલ્યાં.

"અને હું બી તારા વીચારથી બાહાર નથી." મેહેરાંમાસી કરતાં ઉંમરે વડાં વીધવા બાઈ બોલ્યાં. આ ત્રેનમાં બેઠેલો કાવસ

કાળાપેસી તે કોઇજ નહીં પણ પેલા સીંકદરાબાદવાળા અથંગ જાદુગર "હઝરત મોહીનુદીન સાબ" નું પોકળ પકડી આપનાર પેલો જવાન પારસી સાધુ હતો. તે ઘરડી ઓરત તે આ ત્રેનમાં બેઠેલી મેહેરાંમાસી હતી અને પેલી જવાન બાનુ તે તેમની જોડે હાલ વાત કરતી આલામાંય હતી, જે પાછળથી એજ સાધુ સાથે પરણીને આજે એક ગુલાબ જેવાં ગુલગુલ્યાની માતા થવા પામી હતી. ત્રેનમાં એક મધરાસી આયાના ખોલાપર જે કોમળ બાળક બેઠેલું છે તે એજ આલાંમાય અને કાવસ કાલાપેસીનું ફરજંદ હતું. આલાંમાય જે બાનુને ગમગીન નહીં રહેવાનું સમજાવતી હતી તે તેણીની બહેન અરનવાજ હતી. હવે ત્રેનમાં બેઠેલાં એકજ માણસની ઓળખ આપવાની બાકી રહી છે, જે પેલાં બે વીધવાઓ માહેલાં એક હતાં. બીજાં વીધવા, જેવણ મેહેરાંમાસી કરતાં પણ ઉમરે વરાં છે, તેવણને આપણે આજેજ પહેલાં જોયા છે. એ બુઝર્ગ બાનુ અરનવાજ અને આલાંમાયનાં માતા હતાં.

અરનવાજ જે આટલો વખત દલગીર દેખાવે બેસી રહી હતી તેણીએ જરા હસતો ચહેરો કરી જવાબ આપ્યો કે—"તમો મારે લીધે હસવા—બોલવાને અચકાતાં ના. હું બી તમારી સાથે બોલવા ચાલવામાં બની શકતો ભાગ લેવસ. હું દલગીર થઇને શું કરૂં? એ દુ:ખ તો મુવું હંમેશનું નસીબમાં લખાઈ ચુકેલું છે."

અરનવાજે આપેલા ઉપલા જવાબથી દરેક જણ ખુશી થયાં.

"દીકરી તું તારા મુકદમાની ઇનતેજારી ના રાખ. જે, કંઈ નસીબમાં બનવાનું હશે તે બનશે." સુનામાય એનડરસને દીકરીને દીલાસો દીધો. "રોજ મરે તેને કોણ રડે? એમ એકને એક દુ:ખ પકડીને પીલાયા કરીએ તો હાડકાંની માળા કરવી પડે. બધું પીઠ પાછળ પખોડીને ફરીએ. ધીરજનાં ફળ મીઠાં છે."

"હું બી બહેન અરનવાજને એજ કહેવા માગુંછ કે તમે ગમ કરવાનુ મુકી દેવો ને મન મોટું કરીને ફરો—હરો." કાવસ કાલાપેસી બોલ્યો. આલાંના ભરથાર તરીકે તે હવે અરનવાજનો બંધેવી થવા પામ્યો હતો "ચાલો મેહેરાંમાસી આપણને તો બા કડકી પડીછ તેથી મેહેરબાની કરી ભાતીયું છોડો. જરા નાધલો જેવો નાસ્તો કરી લેતે! કેમ આલાં ડીયર?"

"હું બી હમણા એજ કહેવા જતી હતી," આલાંએ હસીને જવાબ આપ્યો. "ચાલો, માસીજી, તમારે હાથની રોસ્ટ કીધેલી મરઘી કેવી સ્વાદ લાગે છે તે મને ને મારા કાવસને અજમાવવા દેવો."

અને અહીં તે બંને બુઝર્ગ બાનુઓએ ભાત્યું છોડી કલાસના વચલા બાંકપર પીરસનું અને આયા સીવાય બધાં જણાં કુંદવા મંડી ગયાં.

પારસી લોકની મુસાફરી એટલે ભાતીયાંમાં સમાયલી હમાચીજોનું પુછવુંજ શું પડે?

"તમારો ઇમદાદખાં રહી જશે તો ચાલશે પણ કાસમ રહી જવો નહીં જોઇયે. એનું આપણુને મુંબઇમાં કામ છે." મહેરમાસી બોલ્યાં. જણાવવાની જરૂર નથી કે એ તેજ નોકર હતો જે નોકરને આપણે પુણા ખાતે જાંહાંગીર જીજીશેઠનાં ઘરમાં જોયો હતો. જાંહાંગીરના કમનસીબે પાછળથી એ નોકર અને તેની લાલચુ માતાની દયાનતદારીમાં તફાવત પડવાથી કાસમ જાંહાંગીરને ત્યાંની નોકરી પ્રથમ માદગીનાં બહાનાથી અને તે પછી દેશાવર ખાતે ચાલી ગયો છે એવાં નીમીતથી તજી ગયો હતો. ગરીબ બીચારા જાંહાંગીરને તે વખતે સ્વપને પણ વક્કી નહીં હતી કે કાસમ તેને ત્યાંની નોકરી તજી ગયો તેનું ખરૂં કારણ શું હતું? ખરૂં કારણ તો એ હતું કે અરનવાજ હેદરાબાદ ગયા પછી જાંહાંગીરપર જનાકારીની ફરયાદી માડવાનું નક્કી થતાંજ ત્યાંથી એક ખાસ માણસ પુણે મોકલી કાસમને મોટી રકમની લાંચ આપી હેદરાબાદ લઈ જવામાં આવ્યો હતો અને ત્યાં તે પોતાના આગલા શેઠને નીમકહરામ નીવડયો હતો. અરનવાજ અને મેહેરાંમાસી વગેરેએ કાસમને તેના શેઠ જાંહાંગીર જીજીશેઠ તથા પેલી નિર્દોષ બાનુ મેહેરા મુંગામોદી વીરૂધ જબાની આપવાને તે આવ્યા પછી પુરતા પાઠ ભણાવેલા હોવાથી કાસમભાઈ પૈસાની મોહીનીપર પોતાનાં ઇમાનને વેચી ચુકયા હતા.

"અરનવાજ, મુંબઇથી તમારા વકીલનો કંઈ કાગજ આયો કે? સમન્સ 'સર્વ' થયા કે?" કાવસે નાસ્તો જમી રહી હાથ લુછતાં પુછયું.

"હાજી, ગઈ કાલેંજ કાગજ આયો તેમાં લખેછ કે દરેક જણુને 'સમન્સ' લાગી ચુકયાછ." અરનવાજે જવાબ આપ્યો. "કાલે સાંજે તમે બહાર સધાવેલા હતા તેથી હું તમોને કહેવાને ભુલી ગઈ."

"તેની હરકત નથી." કાવસ બોલ્યો, "તમારા નેકનામ જાંહાંગીરને પણ લાગ્યો કે?"

"હાજી."

વાંચનાર અહીં યાદ કરશે કે આલાં એનડરસન સાથ પરણવા આગમચ એજ કાવસ કાલાપેસી જાંહાંગીર જીજીશેઠ એક ખરાબ માણસ હોય એમ માનવાને ના પાડતો હતો, આજે તેના તે વીચાર ફેરવાયા છે. 'ફરેએ ફરેસ્તા ફરે' તેમ જેવા આચાર-વીચારના લોકો સાથ આપણો વસવાટ હોય તેવા આપણા આચાર-વીચાર થાય એ કુદરતનો કાયદો છે. જે જાંહાંગીરને તે એક નામાંકીત લેખક, એક લોકપ્રીય કવી અને પુણાનો એક ખાનદાની ગ્રહસ્થ ગણતો હતો, તેને આજે અરનવાજનાં

ઢોંગી રડવાથી અને સાચાં-જુઠાં સમજાવવાથી એક લુચ્ચો, એક ઘાતકી અને એક બદમાશ ભરથાર તે ગણવા લાગ્યો હતો.

કાસમ કોઈ બીજા સ્ટેશનપર ઉતરી નહી પડે અથવા રહી નહી જાય તે બાબે કાળજી રાખવાનો કાવસે ઇમદાદખાને હુકમ કીધો.

આખો દીવસ અને રાત તેમની સફર ઘણી ખુશનુમા પસાર થઈ. નાસ્તા પછીથી અરનવાજને લગતી કશી વાત તેઓ વચ્ચે નીકલી નહીં. ખાસ કરીને આલાં અને કાવસે સાવચેતી વાપરી તેવી કશી વાત નહીં કાઢવાથી તેમની મુસાફરી ઘણી મોજીલી નીવડી. બીજે દીને સહવારે ૭ વાગયામાં તેઓ મુંબઈ ખાતે બોરીબંદર સ્ટેશનપર સુખરૂપે આવી પુગાં.

## પ્રકરણ ૫૯ મું.

## છુડાછેડાનો એક પારસી મુકદમો.

( બયત. )

નસીબો રૂઠે જયાર ઇનસાનનો,
જુલમ તે ખમે છે બધી જહાંનનો.
[ દીલજાન. ]

ઇ૦ સ૦ ૧૮—ના ફેબરવારી માસની તેરમી તારીખનો દીવસ હતો. મુંબઇની ચીફ પારસી મેત્રીમોનીઅલ કોર્ટની એક બેઠક ઓનરેબલ મી૦ જસ્ટીસ—અને બાર પારસી ડેલીગેટોની સમક્ષ મળી હતી. નામદાર હાઈ કોર્ટનો ગંજાવર હોલ પારસીઓથી ચીકાર ભરાઈ ગયો હતો, કારણ કે એક ચર્ચાભરેલા છુટાછેડાના પારસી સંસારી મુકદમાની આજે ત્યાં તપાસ ચાલનાર હતી, જે મુકદમામાં એક જવાન ધણીઆણીએ પોતાના જવાન ખાવીંદ ઉપર એક જવાન પારસી વીધવા સાથ જનાકારીનો વાંક મેલી નામદાર કોર્ટથી તલાક મેળવવાની માંગણી કીધી હતી. તમો સારી રીતે જાણો છો કે આપણા જવાન મીત્ર જાંહાંગીર જીજીશેઠપર તેની વહેમી મહેરદાર અરનવાજે મહેરબાનુ મુંગામોદી સાથ કહેવાતી જનાકારી કરવાનો આરોપ મુકયો હતો.

આપણી પારસી કોમમાં એવો કોઇ વરઘોડો કોર્ટે ચઢે છે ત્યારે આખી કોમનું ધ્યાન તે ઉપર ખેંચાય છે, તેજ રીતે આ જનાકારીનો મુકદમો, જે વીષે મુંબઈ તેમજ પુણાનાં પેપરોએ પોતાનાં વાંચક વર્ગને એક પખવાડયું આગમચથી ખબર આપી સઘળે હો હા કરી મેલી હતી, તે મુકદમો જયારે ઠરાવેલે દીવસે મુંબઇની નામદાર હાઇ કોર્ટમાં નીકળ્યો, ત્યારે પુષ્કળ પારસીઓ એ કેસ સાંભળવાને કોર્ટમાં ઉતરી પડયા હતા.

આ મુકદમાની સઉથી પહેલી ખબર પુણાના એક પેપરે અરનવાજ તરફથી આપવામાં આવેલી ખાનગી ખબરને આધારે છાપી મારી હતી જેથી પુણાની ટુંક પારસી વસ્તીમાં ભારે ચર્ચા જન્મ પામી હતી. પુણાનાં ઉપલાં પેપર ઉપરથી મુંબઇનાં તમામ વર્તમાન પત્રોએ તેનો ઉતારો કીધો હતો. એટલુંજ નહીં પણ અરનવાજના મદદગાર મીત્રોએ પોતાનો લાગવગ લગાડી દખણ હેદરાબાદમાં પ્રગટ થતાં વર્તમાનપત્રોમાં પણ એ ખબર છપાવી તે બનાવને બની શકે એટલી જાહેરાત આપી હતી.

બરાબર અગીઆર કલાકે તપાસનું કામ શુરૂ થયું. નામદાર જજ ન્યાયાસન ઉપર આવી બીરાજયા બરાબર ડેલીગેટેનાં નામ પોકારવામાં આવ્યાં અને મુંબઈ શહેરના બાર મોભાદાર ગ્રહસ્થોનું એક ડેલીગેટ મંડળ ગોઠવવામાં આવ્યું.

વાદી બાઇ અરનવાજ તરફથી મી○ મંચેરશાહ મારસલ, પ્રતીવાદી જાંહાંગીર જીજીશેઠ તરફથી મી○ નવરોજી નાજર અને મહેરબાનુ મુંગામોદી તરફથી મી○ બહમનશાહ બક્ષી નામે હાઈ કોર્ટ વકીલો હાજર થયા હતા. વાદી અરનવાજ પોતે પોતાનાં સગાંઓ સાથ તથા પ્રતીવાદી જાંહાંગીર ખા○ બો○ એદલેખાન અને પોતાના વકીલ હાજર થયા હતા, તેમજ મહેરબાનુ મુંગામોદી પોતાના એક બુઝર્ગ બેશી સાથ કોર્ટમાં જાતે હાજર થઈ હતી. જે એવા દાખલાઓમાં અસાધારણ બનાવ હોવાથી કોર્ટમાં મુકદમો સાંભળવાને ભેગા મળેલાં લોકોમાં અતી અજાયબીભરેલો અને ધ્યાન ખેંચનારો બનાવ થઈ પડયો હતો. બેઉ ધણી ધણીઆણીને જોઈ તમાશગીરોમાં બેવડો ઉમંગ ફેલાયો હતો. તપાસની શુરૂઆતમાં વાદીના વકીલ મી○ મંચેરશાહ મારશલે વાદીનું ફરીયાદનામું નામદાર કોર્ટ અને ડેલીગેટો સનમુખ વાંચી સંભળાવ્યું.

વાદીનું ફરીયાદનામું કોર્ટમાં વંચાઈ રહેવા પછી પહેલા જવાબદાર જાંહાંગીર જીજીશેઠનું જવાબનામું નામદાર કોર્ટ અને ડેલીગેટો સનમુખ વાચવામાં આવ્યું.

જે બાદ અરનવાજે મી○ નવરોજજી નાજર વકીલની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે મારા ભરથાર સાથ છેલ્લાં સાત વરસની વાતપર હું પરણી હતી. તે વખતે મારી ઉમર ૨૧ વરસની અને મારા ખાવીંદની ઉમર ૨૭ વરસની હતી. હું તેને એક માતબર ધણી તરીકે ધારીને પરણી હતી.

મી○ નાજર—તમારો સંસાર સુખી નહીં હતો તે શાથી?

સાક્ષી—મારા ભરથારની આડી ચાલચલણથી.

મી○ નાજર—મહેરબાનુ મુંગામોદીને તમે સૌથી પહેલી કયાં જોઈ હતી?

સાક્ષી—પુને અમારાં મકાનમાં.

મી૦ નાજર—તેની આગમચ તેણીને તમોએ કોઇ ઠેકાણે જોઇ હતી ?

સાક્ષી—નહીં.

મી૦ નાજર—મહેરબાનુ મુંગામોદી તમારા ભરથારને મળવા જયારે પુણે આવી ત્યારે તમારો ધણી ઘરમાં હતો ?

સાક્ષી—નહીં, તેવણ મુંબઈ સીધારેલા હતા.

મી૦ નાજર—તમે તેણીને તેની મુલાકાતનું કાંઈ કારણ પુછયું હતું ?

સાક્ષી—તેણીએ કહ્યું કે મારે તેવણને એક ખાનગી કામસર મળવું છે, જે હું તમુને જણાવી શકતી નથી.

મી૦ નાજર—એક સુધરેલા વીચારની સ્ત્રી એક સુધરેલા વીચારના ગ્રહસ્થની મુલાકાતે જાય અથવા તેની જોડે કાંઈ ખાનગી વાત કરે તો તે શું અમર્યાદાશીલ કેહેવાય ?

સાક્ષી—નહીં.

મી૦ નાજર—તમારા ભરથારની મુલાકાતે આવેલી સુધરેલા વીચારની એક સ્ત્રીને માટે તમો ખોટો ખ્યાલ કેમ લઈ ગયાં ?

સાક્ષી—મને વહેમ પડયો તે ઉપરથી.

મી૦ નાજર—શું તમો એવું મત ધરાવોછો કે ખુબસુરત સ્ત્રીઓ અનીતીવાન હોય છે ?

સાક્ષી—(ચીચવાઇને) નહીં.

અત્રે વખત થઈ જવાથી વધુ તપાસ બીજા દીવસપર મુલતવી રાખી કોરટ ઉઠી હતી.

## પ્રકરણ ૬૦ મું.

## અરનવાજનો ઇતરાટ અવળો નિકળી ગયો.

### (ગરબી.)

નર છે, નાર છે, નાર છે રે, કોઇ રૂડી, ભુંડી કોઇ નાર છે—(ટેક)
સવળો સુરજ જેને ઉગ્યો છે માથે, તેને સુખી સંસાર છે રે—કોઈ૦ ૧
પુર્વજનમનાં પુણ્યો છે જેનાં, તેનાં સુખી ઘરબાર છે રે—કોઈ૦ ૨
અફળ ગયો અવતારજ આખો, જેની ભુંડી મોહરદાર છે રે—કોઈ૦ ૩
દેખે ન બાપડો સુખી દિવસ તે, એળે ગયો અવતાર છે રે—કોઈ૦ ૪
નારી રૂડી જે નરને મળે છે, તેનો બધો ભવ પાર છે રે—કોઈ૦ ૫

નારી ભુંડી જે નરને મળે છે, તે તો દોજખને દ્વાર છે રે–કોઇ૦ ૬
જેને મળી ત્યાં ભાર્યા ભલી છે, તેનું સુખી પરીવાર છે રે–કોઇ૦ ૭
જેને મળી ત્યાં ભાર્યા ભુંડી છે, જીવતો મુવો ભરથાર છે રે–કોઇ૦ ૮
ભુંડી સ્ત્રીઓથી ભુમી ભરી છે, ખરેજ ભુમીપર ભાર છે રે–કોઇ૦ ૯
ભલી સ્ત્રીઓ છે વિશ્વમાં વિરલી, એજ સંસારી શણગાર છે રે–કોઇ૦ ૧૦
પાડ પ્રભુનો તું માન દાદી, તારો સુખી સંસાર છે રે–કોઇ૦ ૧૧

બીજે દીને, નામદાર હાઇ કોરટનું સેસન્સ વાળું મોટું આલી-શાન દીવાનખાનું, આગલા દીવસ કરતાં વધુ તમાશગીરોથી ચીકાર ભરાઇ ગયું.

વાદી અરનવાજને તુરતજ સાક્ષીનાં પીંજરાંમાં દાખલ કરવામાં આવી અને ૧ લા પ્રતીવાદીના વકીલ મી૦ નાજરે તેણીની મુલત્વી રહેલી ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મારાં લગન મુંબઇમાં થયાં હતાં અને પરણ્યા પછી બીજેજ દીનથી અમે પુણે રહેવા ગયાં રતાં. પુનાની સખારામ સ્ટ્રીટમાં મારા ખાવીંદનું એક નાનું બાપીકું ઘર છે ત્યાં અમે વસતાં હતાં.

નામદાર કોર્ટ–તમારૂં મહીરૂં કયાં છે?

સાક્ષી–નિઝામ હેદરાબાદમાં.

નામદાર કોર્ટ–તમારાં માતપીતા હઇયાત છે?

સાક્ષી–જી, મારાં માતાજી હઇયાત છે–બાવા હઇયાત નથી.

ફોરમેન–તમારાં કોઈ ભાઈ–બેહેન છે?

સાક્ષી–મારો કોઈ ભાઈ નથી, પણ એક પરણેલી બેહેન છે.

મી૦ નાજર–એજ બેહેન બનેવી તમોને આએ મુકદમામાં મદદ કરેછ નહીં?

સાક્ષી–નહીં.

મી૦ નાજર–મી૦ મારશલની ઓફીસમાં તમોને કોણ લઇ ગયું હતું?

સાક્ષી–મારા બંનેવી કાવસશાહ કાલાપેસી.

મી૦ નાજર–તમારાં એક માસી તમોને ઘણાં ઉપયોગી થઇ પડે છેની?

સાક્ષી–તેમાં નવાઇ જેવું શું છે?

મી૦ નાજર–તમારૂં મમશાળ તરફનું આખું કુટુંબ વેહેમી કહેવાય છે એ વાત ખરી છે?

સાક્ષી–નહીં, એ ખોટી વાત છે.

મી૦ નાજર–તમારા માય, માસી અને બેહેનો સઇયદો તથા હઝરતોને માને છે અને તેમનાં ઉપર વિશ્વાસ રાખે છે એ વાત ખરી છેની?

સાક્ષી–તે હું જાણતી નથી.

મી૦ નાજર—તમારા વરને વશ કરવા સારૂ તમારી તરફથી તમારાં માય, માસી અને બેહેન સીકંદરાબાદ તથા હૈદ્રાબાદ ખાતે તમારા લખવા ઉપરથી મેહેનત લેતાં હતાં એ વાત ખરી કે?

સાક્ષી—મને તેની ખબર નથી.

મી૦ નાજર—હઝરત મોહીનુદીન નામના એક હમારા મુસલમીનને થોડુંકની વાતપર સીકંદરાબાદનાં કેનટોનમેંટ મેજીસ્ત્રેટની કોર્ટમાં ત્યાંની પોલીસે ઉભો કરી તેને દંડ તથા કેદની સખત સજા કરાવી હતી તે તમોને યાદ છે?

સાક્ષી—હું તે જાણુતી નથી.

મી૦ નાજર—તમે સોગંદપર કહો છો કે હઝરત મોહીનુદીનનું નામ તમે જાણુતાં તથી?

સાક્ષી—હા, મેં તેને નજરે જોયો નથી કે કાને સાંભળયો નથી.

મી૦ નાજર—ઠીક છે, કાંઈ ફીકર નહીં. (સાક્ષીનાં હાથમાં એક કાગજ આપીને) મેહેરબાની કરી કહેશો, બાનુ કે આએ હરફ કોણુનાં છે?

સાક્ષી—હું ઓળખી શકતી નથી.

મી૦ નાજર—ત્યારે એ કાગળની નીચે 'સહી' કોણુની છે તે વાંચો.

સાક્ષી—મારી.

મી૦ નાજર—ત્યારે એ કાગજનાં લખનાર તમે હતાં એ વાત ખરી છેની?

સાક્ષી—હું કહી શકતી નથી.

મી૦ નાજર—સીધો જવાબ આપો! આએ કાગજપરનાં હરફ કોણુના છે?

સાક્ષી—હું કહી શકતી નતી.

નામદાર કોરટ—(સાક્ષીને) આ કાગળ, જે તમારા હાથમાં છે તેમાંના હરફ તમારા હરફને ઘણે દરજ્જે એકમળતા આવે છે કે નહીં?

સાક્ષી—(જરા વીચાર કરીને) હા.

ફોરમેન—(સાક્ષીને) જો એ 'સહી' તમે કહોછો તેમ તમારી નહીં હોય તો તે ખોટી અને બનાવટી હોવી જોઇએ કે નહીં?

સાક્ષી—નહીં.

નામદાર કોર્ટ—ત્યારે તમે એમ કહેવા માંગો છો કે તમારે નામે કોઇએ ખોટી સહી કીધી છે?

સાક્ષી—તેમ પણુ નહીં. તે હું શું જાણું?

નામદાર કોર્ટ—(સાક્ષીપર ચીરડાઇને) તમે કોર્ટનું અપમાન કરો છો અને વારંવાર ચેતવણી આપવા છતાં સીધા જવાબ આપતાં નથી

માટે હું તમોને રૂ. ૨૦ નો દંડ કરૂંછું. એ દંડ ભરપાઈ કીધા વગર તમોને અત્રેથી જવા દીધામાં આવશે નહીં.

દંડનું નામ સાભળતાંજ અરનવાજ ચમકી. તેની અક્કલ આટલો વખત ચરવા ગઈ હતી. તેને એકદમ શુદ્ધી આવી. તેણીના હાથ પગ થરથર ધ્રુજવા લાગ્યા.

મી૦ નાજર—તમારા હાથમાં આપેલું કાગજ નામદાર કોર્ટને વાંચી સંભળાવો.

સાક્ષી—( વાંચે છે ): "સદા મેહેરબાન નેકનામ મુરબ્બીજી વાહલાં
"માસીજી મેહેરાંમાંસીની સેવામાં લખવા અરજ એ છે જે તમારો તા૦
"૭ મીનો કાગજ આજે સહવારે પુગો છેજી માસીજી તમે પેલા ( અહીં
"અરનવાજ જરા અચકે છે ) હઝરત મોહીનુદીનની હકીકત લખી તે
"વાંચી રોશન થઈ છું. મારા ધનધન ધોરી ધણીજી વીશે તમે એવણને
"પુછ્યું હશે તે વીશે પુછવા સારૂ મેં તમુને આગલાં કાગજે લંબાણથી
"લખ્યું હતું પણ તેનો જવાબ તમારાં આજનાં કાગજમાં લખતાં તમે
"ભુલી ગયલાં લાગોછ, તેથી વાહલાં માસીજી, તમે હઝરત સાહેબ પાસે
"ફરીથી જઇને તેવણને બરાબર પુછીને વીગતવાર લખજોજી. મારો
"જાંહાંગીર અંદરખાને કેવી ચાલચલણનો છે, તેબી પુછજોજી. મારી
"તરફ વફાદાર છે કે નહીં તે તો ખાસ પુછજોજી. એને કેવી રીતે વશ
"રાખવો ને તેમ કરવાને માટે મારે શું શું કરવું જોઇયે તે પુછીને
"મેહેરબાની પુરી વીગતવાર લખજોજી. હઝરત મોહીનુદીન સાબ કંઈ
"મંતરેલું માદરીયું અથવા તાવીજ કે બીજી કંઈ એજમતી ચીજ
"આપવા ચાહેછ કે કેમ તેબી પુછીને વીગતે જણાવજોજી. માસીજી, મેં
"આગલાં કાગજમાં અમારા નોકર કાસમની માએ રેહમતબીનું સરનામું
"મોકલેલું છે તેજ સરનામે એવાં ખાનગી કાગજ લખજોજી. મારે
"સરનામે લખશો નાજી. રહેમતણને મેં કહી રાખેલું છે વાસ્તે સરના-
"માપર × ચોકડી કીધેલું કાગજ તમારી તરફથી આવતાંવાર સમજી
"જઈ તે મને તરત પુગાડી જશે તે વીશે બેફીકર રહેજોજી. ભુલમાં
"મારે સરનામે એવું કાગજ મોકલશો નાજી. નહીતો જાંગીરનાં
"હાથમાં ગીયું તો બધો પાટલો ફુટી જશે ને મને ભોંય ભારી પડશે.
"હમારા ધણીજી તો ઘણા સુધરેલા વીચારના છે તેથી લખુંચ. મુરબ્બી
"માતાજીને તથા બેહેન આલાંને મારી દુવા કહી તમો વાહલાં માંસીજીબી
"કબુલ કરજોજી. પુણા, તા૦ ૧૨ મી જુલાઈ.

"લી૦ હું છું તમારી વાહલી દીકરી અરનવાજ જાંહાંગીર જીજીશેઠની દુવા વાંચજોજી."

ઉપલું કાગજ અરનવાજને ફરજયાત વાચવું પડવાથી તેણી ફગલા-ઘાને ફીકી મારી ગઇ. તેણીએ તે કાગળ મોટી મુશકેલીથી પુરૂં કીધું.

તેણી સમજી નહીં શકી કે એ કાગળ તેણીના ભરથારનાં હાથમાં કેવી રીતે જવા પામ્યું.

આગળ વધતાં અરનવાજે જણાવ્યું કે આએ કાગજ મારૂં નથી. મેં એવું કાગજ લખ્યું નથી. એ કાગજ કોણે લખ્યું છે તે હું જાણતી નથી એ કાગજ ઉપરનાં હરફ મારા નથી. એ કાગજપર કીધેલી સહી મારા પોતાના હાથની નથી.

નામદાર કોર્ટ—તમારી સહીની એવી ખોટી બનાવટ કરવાની કોઇને શું જરૂર હોય?

સાક્ષી—તે હું કહી શકતી નથી.

નામદાર જડજ—તકરારને ખાતર કબુલ કીધું કે તમારી વિરૂધ તરકટ રચવા સારૂં એવું કાગજ કોઇએ ઉભું કીધું હોય પણ તે ઉભું કરનાર તમારા હરફની આબેહુબ નકલ કેમ કરી શકે?

સાક્ષી—એ મારાજ હરફ છે એમ અત્રે પુરવાર થયું નથી.

અરનવાજનાં ઉપલા જવાબથી આખી કોર્ટ દંગ થઈ. મી૦ નાજરે પોતાના કુળ જાંહાંગીર સાથ મસલત કરી એકેક કરતાં બીજાં ત્રણ કાગજો કાઢી એક પછી એક સાક્ષીનાં હાથમાં મેલ્યાં અને ઉપર કોણના હરફ છે તે જાણવા માગયું.

સાક્ષી—(નાચારીથી) હા, એ મારા અક્ષરો છે.

મી૦ નાજર—હવે મહેરબારી કરી પેલાં આગલાં કાગળ સાથ આએ ત્રણ કાગળોનાં હરફ તમેજ સરખાવો અને કહો કે તે એકમળતા છે કે નહીં!

સાક્ષીને આ સવાલ ઘણોજ ગરમ પડી ગયો. લગભગ એક મીનીટ સુધી તેણી વિચારના વમળમાં મી૦ નવરોજજી નાજરનાં ચેહેરા સામે એકસરખી ટીકવા લાગી અને જ્યારે મી૦ નાજરે તેણીને "જવાબ આપો!" કહી ફરીથી ચમકાવી ત્યારેજ તેણીએ પેલાં કાગજો તરફ નીચે નજર કીધી. આ વખતે તેણીનાં હાથ પગ અને ટેટાં થરથર ધ્રુજતાં હતાં અને આખી કોર્ટમાં દરેક જણ તે દેખાવ ખુલ્લેખુલ્લો જોઈ શકતું હતું.

## પ્રકરણ ૬૧ મું.

## "સાક્ષી એક ઘણીજ કંટાળાભરેલી અને હુજતખોર સ્ત્રી છે!"

(શયર.)

સઉહરકો, બીબી હોકે સતાતી હય અપની,
પયદાશ કમઅસીલ બતાતી હય વો અપની.

બદજાત આખિર જાતપે જાતી હય વો અપની,
હાથોંસે સરપર ફુલ બલા લાતી હય વો અપની.
બિલ્લાહ! અયસી બીબીઓંકે મુહ નહીં બતાય!
અલ્લાહ અયસી ઓરતોંસે મરદોંકો બચાય!

[દીલજાન.]

મી૦ નાજર—પેહલાં અને પાછળાં કાગળોના હરફ શું એકસરખા નથી?

સાક્ષી—હું કહી શકતી નથી.

નામદાર કોર્ટ—(સાક્ષીને) જે ચાર કાગળો તમારા હાથમાં છે તે ચારેપરની સહી એકજ આસામીને હાથની હોવી જોઇએ એમ તમે કબુલ કરો છો કે નહીં?

સાક્ષી—નહીં.

અત્રે નામદાર કોર્ટે તે અસલ કાગળો જોવા માગ્યાં અને પોતે જોકે ગુજરાતી ભાષાથી બેમાહીતગાર હતા, તે છતાં ઇન્ટરપ્રેટરની મદદથી ચારે કાગજોપરની સહી જોઇ પોતે જે કાંઇ મત બાંધવાનું હતું તે બાંધી લીધું.

ફોરમેન—એ નામના બાનુને તમે ઓળખો છો?

સાક્ષી—(કાગળપર જોઇને) અહીં મારેજ નામની સહી કીધેલી છે ખરી, પણ એ મારાજ હરફ છે એ વિષે મને શક છે.

ફોરમેન—(અજાયબીથી) શક છે? ત્યારે એ હરફ તમારા છેજ નહીં એમ તમે ખરી ખાત્રીથી તો કહી શકતાંજ નથી, નહીં?

સાક્ષી—નહીં

નામદાર કોર્ટ—જે દીવસે એ કાગળ લખાયો છે તે દીવસે તમે પોતે કયાં હતાં?

સાક્ષી—(લગાર અચકીને તથા ફ્ગલાઇ જઇને) પુણામાં.

નામદાર કોર્ટ—એ કાગજ જે દીને લખાયું તે દીને તમારાં માસી નિઝામ હેદરાબાદમાં નહીં હતાં એવો કોઇ દસ્તાવેજી પુરાવો તમે રજુ કરી શકશો?

સાક્ષી—(જરા વિચાર કરીને) નહીં.

નામદાર કોર્ટ—એજ કાગળની સાથે બીજાં ત્રણ કાગળો, જે તમારા હાથમાં પકડેલાં છે તે ઉપરના અક્ષર, સહી એટલુંજ નહીં પણ એકજ જાતનાં કાગળ અને એનવેલોપ પણ એક મળતાં જણાય છે તે વિષે તમારૂં કહેવું શું છે?

સાક્ષી—એક જાતના કાગળ અને એનવીલોપ હોય તો તે એક અકસ્માતિક સંજોગ હોવો જોઇએ.

નામદાર કોર્ટ-(સાક્ષીને ફરીથી) તમે સોગંદપર કહો છો કે તે તમારાં નથી?

સાક્ષી-(અચકી જઇને) નહીં, હું સોગંદપર કહી શકતી નથી.

એક ડેલીગેટ-(સાક્ષીને) તમે તમારા ધણીનો આશરો છોડી ગયાં તે આગમચ તમોને એવું પગલું કદાચ લેવું પડશે એવો ઇશારો તમારા ખાવીંદને તમે કોઇ વાર કીધો હતો?

સાક્ષી-અનેક વાર કીધો હતો.

બીજા ડેલીગેટ-તેમ કરવાનું તમોને શું કારણ મલ્યું?

સાક્ષી-એ મેહેરબાનુ મુગાઓદીની પાછળ મારો ધણી ઘેલો થઇ ગયો હતો! તે ઘરમાં જરાબી પગ થેપીને રહેતો નહીં હતો!

નામદાર જડજ-(વકીલને) મી૦ નાજર, શું તમે વાદીનાં નાનાં બુલકાંઓને અત્રે સાક્ષી તરીકે રજુ કરવા ચાહો છો?

મી૦ નાજર-હા, મારા લોર્ડ!

નામદાર જડજ-તેઓ સમજદારીથી સાક્ષી આપી શકે તેટલી ઉંમરના છે?

મી૦ નાજર-નહીં, તેઓ ઉંમરે નાદાન છે, પણ પોતાની તમામ નિર્દોષી વચ્ચે જે કાંઇ ખરો મામલો હશે તે ખુલ્લો કરી આ મુકદમાપર મોટું અજવાળું નાખશે એમ હું ધારૂં છું.

એક ડેલીગેટ-તમારો ધણી તમોપર ઘાતકીપણું ગુજારતો હતો તથા તમોને મારઝૂડ કરતો હતો એ બાબે તમારી કને કાંઇ પુરાવાઓ છે?

સાક્ષી-(ભીજાજમાં) તેવા કોઇ સાક્ષીઓ હું ધરાવતી નથી. મારા ધણીને ત્યાં એકજ નોકર હતો અને તે મારો સાક્ષી છે. મારી ઉપર દરરોજ ગુજરતું દયાહીન ઘાતકીપણું તે નજરે જોતો હતો, તેથી હું તેને સાક્ષીમાં બોલાવવા માગું છું.

## પ્રકરણ ૬૨ મું.

### "જડજ સાહેબ! માફ કરો!-હું હવેથી એમ નહીં કરીશ."

[ દોહરો ]

અલ્પ તોય નહિ આવડે, જ્યાં નવ જેનું જ્ઞાન;
ધાંચી જો ગાંધી બને, ખચિત ખમે નુકશાન.

[ દાદી. ]

મી૦ નાજર–તમે ફરીયાદનામાંમાં જણાવો છો કે "તમારા ધણીએ અતેરૂંજ કરવા માંડવાથી મારાં સાસરીયા સંસારમાં મારો નીભાવ થઇ શક્યો નહીં" તે અતેરૂં શું હતું?

સાક્ષી–મારા ભરથારે પારકી ઓરતો સાથ મારી નજરની સામે હદબહાર છુટો લેવા માંડી હતી.

મી૦ નાજર–મહેરબાનુ મુંગામોદી સીવાય બીજી કેઇ બાનુઓ સાથ તમારા ધણીએ છુટ લીધી હતી તેમનાં નામો કહેશો?

સાક્ષીએ આ સવાલનો કશો જવાબ દીધો નહીં. તેણીનો ચેહેરો વધુ ઉતરી ગયલો જણાયો.

મી૦ નાજર–એ બધા બનાવો તમારા ઘરમાં બન્યા હતા?

સાક્ષી–નહીં. કોઇ ઘરમાં અને કોઇ બહાર.

મી૦ નાજર–તમે એમ કેમ બોલો છો? તમે તમારાં ફરીયાદનામાંમાં જણાવોછો કે મારા ભરથારે પારકી ઓરતો સાથ "મારી નજરની સામે" છુટ લીધી હતી ત્યારે બાહેરના બનાવો તમે કેવી રીતે જોઇ શકયાં?

સાક્ષી–કદાચ તે મેં નજરે જોયા નહીં હોય તેથી શું થયું? મને ખબર મળ્યા વગર કંઇ રહે કે?

નામદાર કોર્ટ–સાક્ષી તમારો સવાલ સમજેલી જણાતી નથી.

મી૦ નાજર–સાક્ષીને હું એજ સવાલ ફરીથી પુછું છું બાહેરના બનાવો તમે કેવી રીતે જોઇ શકયાં?

સાક્ષી–મારા નોકરને હું હંમેશાં તેવણુની પાછળ મોકલતી હતી.

મી૦ નાજર–(સાક્ષીને) તમારા જાસુસો કોણ હતા?

સાક્ષી–મારો નોકર કાસમ.

અહીં મી૦ નાજર વકીલે મી૦ જાહાંગીર જીજીશેઠ સાથ કાંઇ મસલત કીધા પછી પુછ્યું એ કોણનો તમારો નોકર હતો કે તમારા ધણીનો?

સાક્ષી–અમો બેઉનો.

મી૦ નાજર–એ કાસમ નોકર શેઠ કરતાં બાઇ તરીકે તમારો ઘણો ડર કરતો હતો નહીં વારૂ?

સાક્ષી–હું નોકરને નોકરની રીતે રાખનારી છું.

મી૦ નાજર–હું એમ પુછુંછ કે તમારો નોકર કાસમ દરેક વાતમાં તમોને રાજી અને ખુશી રાખવાની કોશેષ કરતો હતો એ વાત ખોટી કે ખરી?

સાક્ષી–(ચેતી જઇને) તે હું જાણુતી નથી!

મી૦ નાજર–એ કેટલા વખતથી તમારે ત્યાં નોકરી હતો?

સાક્ષી—હું પરણીને આવી ત્યારથી.

મી૦ નાજર—(સાક્ષીને) તમારો ધણી તમોને સખત માર મારતો હતો તે નજરે જોનારા તમારા કોઇ સાક્ષીઓ છે ?

સાક્ષી—હા, છે.

મી૦ નાજર—અને તે કોણ ? પેલો કાસમજ કે ?

સાક્ષી—હા.

મી૦ નાજર—તમારી પડોશણ મંજુલા સાથ તમોને સારી પીછાણ હતીની ?

સાક્ષી—(ભરકાટથી) ખોટી વાત !

મી૦ નાજર—મંજુલાનાં છોકરાંઓ તમારે ત્યાં અને તમારાં છોકરાંઓ મંજુલાને ત્યાં રમવા સારૂ જતાં આવતાં હતાં એ વાત ખરી છેની ?

સાક્ષી—કદાચ તેના છોકરાં આવતાં હોય પણ, મારા છોકરાં ત્યાં ગયાં નથી !

મી૦ નાજર—તમો કહો છો કે તમારો ધણી સખત માર મારતો, દીવસો સુધી ભુખમરો પાડતો અને ઓરડામાં બંધ કરી બાહેરથી તાળું દઇ સહવારથી સાંજ સુધી કેદ કરી મુકતો તેની પુરવારી તમારા પાડોશીઓ આપી શકશે ?

સાક્ષી—તે હું શું જાણું ?

મી૦ નાજર—તમારા ધણી તમોને દરરોજ મારતા હતા ?

સાક્ષી—હા.

મી૦ નાજર—અને તેટલું છતાં તમારા પાડોશીઓને ખબર નહીં પડતી ?

સાક્ષી—નહીં.

મી૦ નાજર—સગાંવાહલાં, દરદોસ્તદાર કે પાડપાડોશીઓમાં તમારી ઉપર ગુજરતા જુલમ વીશે ફરીયાદ કીધાથી તમારા ધણીપર તેમનાં ખાસડાં પડતે અને તેથી તેનાં મનપર અસર ઉપજ્યા વગર રહેતે નહી. ત્યારે આ બાબત પુરવાર કરવા માટે તમારી પાસે કોઇ સાક્ષી છેજ નહીં કે ?

સાક્ષી—મારો કાસમ છે તો ખરો !

મી૦ નાજર—તમારા અંગત નોકર સીવાય કોઇ સ્વતંત્ર સાક્ષી શું છેજ નહીં ?

સાક્ષી—નહીં—એકપણ નહીં.

મી૦ નાજર—(નામદાર કોર્ટને) તમો નામદારે અને ડેલીગેટ સાહેબોએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે સાક્ષીના પોતાનાજ કહેવા મુજબ એવી મારફાડ તેને ત્યાં દરરોજ થતી હતી, તો શું પાડોશીઓનું એકબી દહાડે તે ઉપર ધ્યાન ખેંચાયું નહીં? સાક્ષીએ દેખાડેલી આ સરયામ બનાવટી દલીલ શું માનવા જોગ છે?

અત્રે કોર્ટ ટીફીન લેવા ઉઠી હતી.

## પ્રકરણ ૬૩ મું.

## "ધન છે તારી ધવાહતીને!"

### (ગઝલે મુફતી.)

તુમ્હારી કઉન થી માદર, ખુદા જાને–ખુદા જાને!
હુવા કહાંસે યેહ પયદા નર, ખુદા જાને–ખુદા જાને!
તુમ્હારી રોશનીસે હમ, ઉજાલા દેખતે હરદમ;
કહાં ઉસકા છુપા હય ઘર, ખુદા જાને–ખુદા જાને!

[શાયર "મુફતી."]

ફોરમેન—તમે તમારા ખાવીંદને ખબર આપ્યા વીના ઘરમાંથી એકદમ ચાલી ગયાં હતાં એ વાત ખરી છે?

સાક્ષી—નહીંજી, મારીપર એ એક જુઠું તરકટ ઉભું કીધેલું છેજી.

એક ડેલીગેટ—તમારા વર ઉપરનું વેર તમે બચ્ચાંઓ ઉપર શા માટે વાળ્યું? તમે તે નીર્દોષ ભુલકાંઓને ઘણી દયાહીન રીતે તરછોડી ગયાં હતાં એમ તમારો ભરથાર પોતાના જવાબનામામાં જણાવે છે એ ખરૂં છે?

સાક્ષી—(ઉશ્કેરાઇને) જુઠું—સદનતર જુઠું!

ના૦ જ૦—તેઓપર વધુ હેત કોણનું છે?—તમારૂં કે તમારા ધણીનું?

સાક્ષી—મારૂં!

ના૦ જ૦—જો તમે બચ્ચાંઓ તરફ હેતજ ધરાવતાં હતાં તો તેમને તરછોડી શા માટે ગયાં?

સાક્ષી—સાથે હું કેવી રીતે લઇ જાઇ શકું? સાથે લઇ જઇને તેમને ખવાડું શું? તેમનું પોષણ કોણ કરે?

નામદાર જજ—તમે તમારા ધણીનું ઘર છોડી ગયા પછી તમારૂં પોષણ કોણે કીધું?

સાક્ષી—મારાં મુરબ્બી માતાજીએ.

નામદાર જજ—તમારૂં પોષણ તમારાં માતાજીએ કીધું તો તમારાં બચ્ચાઓનું પોષણ તેઓ શું નહીં કરતે?

સાક્ષી આ સવાલનો કશો જવાબ આપી શકી નહીં.

મી૰ નાજર—તમો તમારાં ફરીઆદનામામાં જણાવો છો કે "મારાં ફરજંદોને મારી સાથે લઇ જવા માટે મેં ઘણી કોશેશ કીધી, પણ મારા ક્રૂર ભરથારે મને તેનો કબજો આપ્યો નહીં અને સામો મને મરણતોલ માર માર્યો," એ બધી બીના ખરી છે?

સાક્ષી—(ઉસ્કેરાઇને) બોલેબોલ ખરી!

મી૰ નાજર—અરનવાજ, તમે કેટલું જુઠું બોલો છો તેની હદ હવે રહી નથી. તમે તમારા ધણીનું ઘર તજી ગયાં ત્યારે તે ઘરમાં હતો?

સાક્ષી—નહીં.

મી૰ નાજર—તમારાં ફરજંદોનો કબજો તમારા ધણીએ તમને નહીં આપ્યો તો તમે તે જોરજબરીથી કાં નહીં લીધો?

સાક્ષી—કેવી રીતે લેઉં?

મી૰ નાજર—તમે હમણાજ કબુલ કીધુંછ કે તમે તમારા ધણીનું ઘર તજી ગયાં ત્યારે તે ઘરમાં નહીં હતો, તો તેજ તકનો લાભ લઇ તમારાં બચ્ચાંઓને સાથે લેતાં કાં નહીં ગયાં?

સાક્ષી—હું ઉસ્કેરાયલી હતી તેથી ધકમાં ને ધકમાં એકલી ચાલી ગઇ—મને મારાં બચ્ચાંઓનું ધ્યાન રહયું નહીં.

મી૰ નાજર—જો જતી વેળા તમે ઘણીજ ઉસ્કેરાયલી હાલતમાં હતાં તો પેટનાં બચ્ચાંને ભુલી જઈ નક્કર સામાનની એક મોટી ટ્રંક તમારી સાથે લઇ જવાને તમે કેમ ભુલ્યાં નહીં?

સાક્ષી—તે તો મારાં કપડાંની પેટી હતી અને તે મારી પોતાની મીરાસ હતી.

મી૰ નાજર—અને તેજ પેટીમાં એક શુભેચ્છક દોસ્તે તમારાં નીર્દોષ બાળકો માટે ભેટ મોકલેલી રૂ. ૩૦૦) ની રકમ પણ તમારી પોતાની અંગત મીરાશ હતી કે તેબી તમે ગુંડાળી ગયાં હતાં?

સાક્ષી—એ એક નવું તરકટ છે. હું એ અવેજ લઈ ગઈ નથી.

મી૰ નાજર—તમારા ભરથારપર તમે જે જવાન બાનુ સાથ જનાકારી કરવાનો આરોપ મેલ્યો છે, તેના નજરે જોનારા સાક્ષીઓ તમો રજુ કરશો?

સાક્ષી—નહીં, નજરે જોનાર સાક્ષી હું ધરાવતી નથી.

મી૦ નાજર—(સાક્ષીને) તમે કેવા પ્રકારના સાક્ષીથી જનાકારી કરવાનો આરોપ પુરવાર કરનાર છો?

સાક્ષી—જનાકારીનો આરોપ હું એવા પ્રકારના સાક્ષીથી પુરવાર કરીશ, કે જેમની આગળ મારા ભરથારે પોતે તે વીશે એકરાર કીધેલો છે!

અરનવાજનો આ જવાબ સાંભળી આખી કોર્ટ દંગ થઇ ગઇ! ખુદ જાંહાંગીર જે પોતાના વકીલ મી૦ નવરોજજી નાજરની પડોશમાંજ એક ખુરસીપર ઘટતા સવાલો કરાવવા માટે બેઠેલો હતો, તે પણ આ જવાબ સાંભળી ફાટી ગયો!

મી૦ નાજર—પોતે જનાકારી કરવાનો એકરાર મી૦ જાંહાંગીરે કેટલાં માણસો આગળ કીધો છે?

સાક્ષી—મારી પાસે તેવો એકજ સાક્ષી છે.

મી૦ નાજર—મેહેરબાનુ મુંગામોદીને તમારા ધણી સાથ કયારથી પીછાન પડી?

સાક્ષી—મારી જાણ મુજબ નજદીક એક વરસ થયું એ મામલો શુરૂ થયો છે.

મી૦ નાજર—મેહેરબાનુ તમારે ત્યાં પુને આવતી હતી?

સાક્ષી—એકવાર આવી હતી.

મી૦ નાજર—તે આગમચ તમે તેણીને ઓળખતાં હતાં?

સાક્ષી—નહીંજી.

મી૦ નાજર—તેણીએ આવીને શું કહ્યું?

સાક્ષી—મારા વર સાથ મળવા માગ્યું.

મી૦ નાજર—શું કહીને મળવા માગ્યું?

સાક્ષી—કહયું કે મને તેવણ સાથ ખાનગી વાત કરવીછે.

મી૦ નાજર—પછી તમે શું કહ્યું?

સાક્ષી—મને તેનો ખુબસુરત ચેહેરો ને ઠઠેરાબંધ દેખાવ જોઇ વહેમ પડયો કે આવી નવજવાન બૈરીને મારા વર સાથે એવી તે શી 'ખાનગી વાત' કરવાની હોય.

મી૦ નાજર—તેણી તમારા ધણીને શું કામ મળવા આવી હતી તે જાણવાને તમે અસાધારણ હદ સુધી અધીરાં બન્યાં હતાં?

સાક્ષી—(મરકાટથી) નહીં—હું અધીરી બનીજ નથી.

મી૦ નાજર—તેણીએ ખાનગી વાત તમોને કહેવાને ના પાડવાથી તમે છેડાઇ પડયાં હતાં અને તેણીને ઘણુજ હલકાઇભરેલાં અપમાન અને ગાળ-ગલોચથી આદરભાવ આપ્યો હતો એ વાત તો ખરીજ છેની?

સાક્ષી–તેને મારી પાસ પોતાનો ભેદ છુપાવ્યો અને મારા ધણી સાથ શું કામ હતું તે મને જણાવ્યું નહીં તેથી મને રીસ આવી અને મેં તેને ઝાઝું કોહુ આપ્યું નહીં.

મી૦ નાજર–તેણી તમારા કરતાં ઘણી ખુબસુરત છેની ?

સાક્ષી–(મરડાટમાં) હું જાણતી નથી!

મી૦ નાજર–તમે તેણીને એક આબરૂદાર બાનુ ગણોછો કે નહીં.

સાક્ષી–નહીં.

અહીં મી૦ નાજરે વાદીની ઉલટપાલટ તપાસ પુરી થયલી જાહેર કીધાથી છુટકારાનો એકદમ ખેંચી અરનવાજ સાક્ષીનાં પીંજરામાંથી બાહેર આવી.

## પ્રકરણ ૬૪ મું.

## વાદી પક્ષનો પહેલો સાક્ષી–કાસમ–બીન હાસમ!

( બયત. )

ફરિસ્તેભી ન જબ છુટે, જહાંમે દામે ઇસ્યાંસે,
ખતાહીસે મુરક્કબ હય, ખતા હો કયું ન ઇનસાંસે ?

[ મુનશી તાલીબ. ]

વળતા દીવસની તપાસમાં જાંહાંગીરના પેલા બેવફા નોકર કાસમને વાદી તરફના પહેલા સાક્ષી તરીકે રજુ કરવામાં આવ્યો.

કાસમનુ લંબાણ સોગંદનામુ વંચાઇ રહ્યા પછી મી૦ નાજર વકીલની ઉલટપાલટ તપાસમાં ઉપલા સાક્ષી કાસમે જણાવ્યું કે હું પુનાનો રહીશ છું પણ છેલ્લા ત્રણ માસથી પુનામાં રહેતો નથી.

મી૦ નાજર–એ છેલ્લા ત્રણ માસ તમોએ નીઝામ–હેદરાબાદ ખાતે પસાર કીધા હતા એ વાત ખરી છેની ?

સાક્ષી–હા, હું મારી ફુઇની દીકરીને ત્યાં ગયો હતો.

મી૦ નાજર–તમારી ફુઇનું નામ શું ?

સાક્ષી–(જરા અચકી વીચાર કરીને) ખ–ખ–ખ–ખ–ખતીજાબી.

મી૦ નાજર–અણુદેવી ગામમાં એક લુચ્ચા આદમી તરીકે તમારો દાદો લાલુ મીયાં મશહુર હતો એ વાત તમારા સાંભળવામાં કોઇ તરફથી આવી હતી ?

સાક્ષી—નહીં સાહેબ !

મી૦ નાજર—તમારાં માબાપ હઇયાત છે?

સાક્ષી—બાપ મરી ગયો છે—મા હઇયાત છે.

મી૦ નાજર—તમારી મા લોકોનાં છુપાં કાગળો પુગાડવાનાં કામમાં ઘણી કીસબી છેની ?

સાક્ષી—( ફુગલાઇ જઇને ) હું તે જાણુતો નથી, સાહેબ !

મી૦ નાજર—તમારા બપાવા લાલુ મીયાંને કેટલાં ફરજંદ હતાં?

સાક્ષી—મારો બાપ હાસમ કહેતો હતો કે મારા દાદા (બપાવા) ને પેટે તે એકલોજ અવતર્યો હતો.

મી૦ નાજર—તમે હમણુંાજ બોલ્યા છો કે તમારી એક ફુઇ નીઝામ હેદરાબાદમાં વસે છે—ત્યારે શું પેલી ખતીજાબી તમારી કોઇ કલ્પીત ફુઇ છે કે? તમે તો તમારી બાઇ અરનવાજનાં મહેરાં માસીને ત્યાં પરોણા ઉતર્યા હતા એ વાત ખરી છેની? એજ તમારી ખતીજા ફુઇનું ઘર હતુંની ?

સાક્ષી આ સવાલ સાંભળતાંજ ઠંડોગાર થઈ ગયો. તે થરથર ધુજતો નીચી મુંડીએ સાક્ષીના પીંજરામાં ગુપચુપ ઉભો રહયો.

સાક્ષી—મારી ભુલ થઇ સાહેબ મને માફ કરો !

મી૦ નાજર—ત્યારે આ વાત ખરી છેની કે તમે નીઝામ—હેદરાબાદમાં મહેરાં માસીને ત્યાં પરોણા ઉતર્યા હતા ?

સાક્ષી—હા સાહેબ !

મી૦ નાજર—આ વાત પણ ખરી છેની કે તમોને અરનવાજે પુનેથી હેદરાબાદ તેડાવ્યા હતા ?

સાક્ષી—( ગભરાઇ જઇને ) હા—નહી—હા—નહીં—નહીં, મારા મહેરબાન, નહીં તેમ નહીં ! મારા બાપ હાસમની બહેન કોઇ હતીજ નહીં ! હું હેદરાબાદ ગયો ત્યાં મારી ઓળખનું કોઇ નહીં હોવાથી હું બે દહાડા તો અહીંથી તહીં ભટકયો અને જાહેર રસ્તાપર સુતો પણ ત્રીજે દહાડે હું એક મહોલામાંથી પસાર થતો હતો તેટલાં મેં એક બુઢ્ઢાં પારસી ડોસાં સાથે મારાં બાઇને ઘરના ઓટલાપર ઉભાં રહેલાં જોયાં ! અને મેં ભારે અજાયબી વચ્ચે તેમને સવાલ કર્યો કે બાઇ, તમે શું અહીં રહો છો? મને જોઇ મારાં બાઇ ખુશી થયાં અને મને ત્યાંજ રાખ્યો કે અહીં અમારે ત્યાંજ ખાજે—પીજે.

મી૦ નાજર—તમે તમારા શેઠની નોકરીમાંથી કેમ નીકળ્યા તે વીષે શું તમારી બાઇએ તમોને કાંઇજ પુછયું નહી ?

સાક્ષી—ના, એક હરફ પણ નહીં !

મી૦ નાજર—"તમે પુનાની નોકરી છોડી દઇ હૈદરાબાદ આવો ત્યાં હું તમોને વધુ પગારની નોકરી અપાવીશ" એવી રીતે તમારાં બાઇ તરફથી લખાઇ આવેલાં એક કાગળપરથી તમે હૈદરાબાદ ઉપડી ગયા હતા એ વાત ખરી છેની?

સાક્ષી—(ફીકો પડીને) હા સાહેબ, ખરી વાત છે!

મી૦ નાજર—તમારી બાઇ તમારા શેઠ સાથ રોજ કજીઓ કરતી હતી તે તમે જાણતા હોવા જોઇએ?

સાક્ષી—(સવાલ સમજ્યા વગર) હા સાહેબ!

મી૦ નાજર—તમારા શેઠનો મીજાજ કેવો છે?

સાક્ષી—ઘણોજ કડક અને તીખો.

મી૦ નાજર—એમ તમે શા ઉપરથી કહો છો?

સાક્ષી—શેઠ બાઇને રોજ મરણતોલ મારતા હતા તે ઉપરથી.

મી૦ નાજર—તમે મહેરબાનુ મુંગામોદી નામનાં પારસી બાનુને ઓળખો છો?

સાક્ષી—હું તેવણને માત્ર નજરે ઓળખું છું.

મી૦ નાજર—તેવણને પુનામાં કેટલીવાર અને કયાં જોયાં હતાં?

સાક્ષી—માત્ર એકજવાર તેવણ મારા શેઠને મળવા આવ્યાં હતાં ત્યારે શેઠને બંગલે જોયાં હતાં.

મી૦ નાજર—તેવણ શા માટે આવ્યાં હતાં?

સાક્ષી—તે હું જાણતો નથી.

મી૦ નાજર—તેવણને કોણે આવકાર આપ્યો શેઠે કે બાઇએ?

સાક્ષી—તે વખતે શેઠ ઘરમાં હતા નહીં. તેવણ તે દીવસે સહવારથી મુંબઇ ગયા હતા.

મી૦ નાજર—ત્યારે તમે એમ કહેવા માગો છો કે મહેરબાનુને તમારા શેઠે નહીં પણ બાઇએ આવકાર આપ્યો હતો?

સાક્ષી—ના સાહેબ તેવણને કોઇએ આવકાર આપ્યો નહીં હતો!

કાસમે વકીલની વધુ ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે મેહેરબાનુ મુંગામોદીને જોવાં બરાબર મારાં બાઇને તેવણનું આવેલું ગમ્યું નહીં હોય એમ મને લાગ્યું હતું.

મી૦ નાજર—તમે શા ઉપરથી ધાર્યું?

સાક્ષી—તેવણે તેણીને ઘણોજ ઠંડો આવકાર આપ્યો તે ઉપરથી.

મી૦ નાજર—પછી શું થયું?

સાક્ષી—બાઇએ તેવણુ શા માટે આવ્યાં હતાં તે જાણુવા ચાહ્યું, પણુ તે ખુલાસો આપવાને તેવણે ના પાડી જેથી મારાં બાઇને ઘણું ખરાબ લાગ્યું. મારાં બાઇ છેડાઇ પડયાં અને તે બાનુનાં છાલ છોડાં કાઢી નાખ્યાં.

મી૦ નાજર—મેહેરબાનુ ગયા પછી તમારાં બાઇ કાંઇ બોલ્યા હશેની ?

સાક્ષી—તેવણે તેની પીઠ ફરતાંજ તેને ગાળ ગલોચથી ધોઇ નાખી અને ફીકર કરવા લાગ્યાં કે એવી એવી ખુબસુરત બઇરીઓ જો મારા વરને મળવા આવે ને તેવણ સાથ દોસ્તી રાખે તો કેમ થશે.

મી૦ નાજર—તમારા શેઠને મેહેરબાનુ મુંગામોદીને સાથે ફરતાં તમે નજરે જોયા હતા ?

સાક્ષી—નહી સાહેબ !

મી૦ નાજર—તમારાં બાઇએ કે તમે તમારા શેઠને તેણી સાથ નાલાયક રીતે વરતતાં નજરે જોયા હતા ?

સાક્ષી—નહીં ?

મી૦ નાજર—તમારાં બાઇ કોઇ કોઇવાર જોઇએ તે કરતાં વધુ તીખ્ખાં થઇ જાય છે એ વાત ખરી છેની ?

સાક્ષી—( ફુલણુજી થઇને ) હા સાહેબ એમ ખરૂં !

મી૦ નાજર—હવે કાસમ કહો કે એમાં ખરૂં કલાંટ કોણુ ? તમારાં શેઠ કે બાઇ ?

સાક્ષી—( હળવે સાહડે ) બાઇ !

મી૦ નાજર—તમે સોગંદ પર કહો છો કે તમો કોઇ પર હાથ ઉંચકે એવો તમારો શેઠ નથી ?

સાક્ષી—હા સાહેબ !

મી૦ નાજર—ત્યારે તમે થોડાક વખતપર એમ કાં જણાવ્યું કે મારાં બાઇને મારો શેઠ મરણુતોલ માર મારતો હતો ?

સાક્ષી આ પેચદાર સવાલથી સપડાઇ ગયો. હવે તેનાથી 'ના' કે 'હા' થઇ શકે એમ ન હોવાથી ફગલાઇને ફીકો પડી જઇ ગુપચુપ ઉભો રહયો.

મી૦ નાજર—તમારા શેઠે તમારાં બાઇને મારયાં હતાં એ વાત ખોટી છેની ? ધભરાવો ના.

સાક્ષી—હા સાહેબ !

મી૦ નાજર—ત્યારે તમે પહેલાં ખોટું કાં બોલ્યા હતા ?

સાક્ષી—મારેથી ભુલમાં બોલાઇ ગયું.

મી૦ નાજર—ભુલમાં બોલાઇ ગયું કે કોઇએ શીખવ્યાથી બોલ્યા હત

સાક્ષી—(ગભરાઇ જઇને) નહીં, સાહેબ, મને—મને—કોઇ—કોઇ—કોઇએ શીખવ્યો ન—ન—

મી૦ નાજર—ભલે નહીં શીખવ્યા હોય, પણ "કોર્ટમાં પુછે તે 'શેઠ બાઇને મરણતોલ મારતા હતા' એમ બોલજે" એવું તમોને કોણે કહ્યું? બાઇએ કે મોટાં બાઇએ?

સાક્ષી—તે તો બાઇનાં માસી છેની તેવણે કહેલું.

મી૦ નાજર—કોર્ટમાં સાક્ષી કેમ આપવી તેબી તમોને તેવણે શીખવ્યું હતુંની? આએ મુકદમામાં તમારાં બાઇ તરફથી આગેવાન ભાગ કોણ કોણ લે છે?

સાક્ષી—બાઇના બંધેવી ને બાઇનાં માસી.

મી૦ નાજર—ત્યારે એ બેઉ જણે તમોને કોર્ટમાં સાક્ષી કેમ આપવી તે શીખવેલું કે એકજ જણે?

સાક્ષી—મહેરાં માસી, બાઇનાં માસીએ!

મી નાજર—તમે સોગંદપર કહો છો કે તમે કોર્ટમાં સાક્ષી કેમ આપવી તે વીશે તમોને શીખવનાર બાઇનાં માસી સીવાય બીજાં કોઇ નહીં હતાં? માસી સીવાય બીજાં કોઇએ તમોને શીખવ્યા હતાની?

સાક્ષી—(હળવેથી) હા સાહેબ, મારાં બાઇએ!

મી૦ નાજરે સાક્ષીના જવાબની નોંધ લેવાડી હતી.

મી૦ નાજર—મહેરબાનુ મુગામોદીને તમે કેટલીવાર જોયાં હતાં?

સાક્ષી—એકજ વાર જોયાં હતાં!

મી૦ નાજર—કયાં જોયાં હતાં?

સાક્ષી—પુનામાં.

મી૦ નાજર—વારૂં તે પછી બીજી વાર તમે તેવણુને કયાં જોયાં?

સાક્ષી—મેં બીજીવાર તેવણુને કેથે જોયાં નથી.

મી૦ નાજર—એમ કેમ? તમે તમારી જબાનીમાં જણાવ્યું છે કે (સોગંદનામુ વાંચીને) મહેરબાનુ મુગામોદી નામની એક ઘણીજ ખુબસુરત ને જવાન બાઇ મારા શેઠને ઘણીવાર મુંબઇ તરફથી પુણે મળવા આવતી હતી તે શું તમે ખોટું કહ્યું હતું.

સાક્ષી આ સવાલનો કાંઇપણ જવાબ નહીં આપતા નીચી મુંડીએ ચુપ ઉભો રહયો.

મી૦ નાજરે આ સવાલની પણ નોંધ લેવડાવી.

મી૦ નાજર—બચ્ચાંઓ પર ઘણું હેત કોણનું હતું? શેઠનું કે બાઇનું?

સાક્ષી—(ભોળાઇથી પણ સ્વતંત્રપણે) શેઠનું.

અત્રે મી૦ નવરોજજી નાજરે સાક્ષીની ઉલટપાલટ તપાસ પુરી થયલી જાહેર કરવાથી કોરટ ઉઠી હતી.

## પ્રકરણ ૬૫ મું.

## એક જવાન પારસી બાનુની જબાની.

( દોહરો. )

સર્વોત્તમ સુખ સત્યમાં, પદ્ધિ શ્રેષ્ટ પમાય;
જાણો જીંદગી જુઠની, પાપી પરવશ થાય.

[ દાદી. ]

પાંચમાં દીવસની તપાસમાં વાદી બાઇ અરનવાજ તરફના બીજા સાક્ષી તરીકે માહીમવાળી દીનામાય દાદીબા દાવરને રજુ કરવામાં આવી. મી૦ મારશલ વકીલની તપાસમાં જબાની આપતાં જણાવ્યું કે હું મુંબઇ માહીમ ખાતે મારા ધણી મી૦ દાદીબા દાવર સાથ વસું છું. ત્યાં અમારો પોતાનો બંગલો છે, હું મુંબઇ યુનીવરસીટીની એક ગ્રેજયુએટ છું અને બી. એ. ની પદવી ધરાવું છું. મારી ઉમર ૩૭ વરસની છે. અરનવાજ કુમારી હતી ત્યારથી હું તેને પીછાનું છું. અમો એકજ સ્કુલમાં સાથે શીખતાં હતાં, તેણી કુમારી હતી ત્યાંસુધી અમો અવારનવાર મહીને પંદર દહાડે મળતાં હતાં, પણ સાત—આઠ વરસની વાતપર અરનવાજ પરણી ગયા પછી હું તેણીને ભાયગે બે ચારવાર મળી હોઇશ.

નામદાર જજ—તેમ થવાનું કારણ શું?

સાક્ષી—કારણ કે તેણી પરણીને પુને રહેવા ગઇ હતી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે અરનવાજનાં લગન પછી બીજેજ વરસે હું પણ પરણી ગયલી હોવાથી અમારી વચ્ચે વધુ અંતર પડવા પામ્યો હતો. મને યાદ છે કે અરનવાજ પરણી ગયા પછી તેણી સાથની મીત્રાચારી ચાલુ રાખવા માટે શુરૂઆતમાં મેં બે ચાર કાગજો અવારનવાર લખ્યાં હતાં પણ તેના તેણી તરફથી મને કશા જવાબો મળયા નહીં, જે પછી મેં ચુપકીદી પકડી હતી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે વાદી મને સઉથી છેલ્લી માહીમ ખાતે મારા બંગલામાં મળવા આવી હતી. તેણી માહીમ ખાતે પહેલીજવાર આવી હતી. આવવાનું એક ઘણું નવાઇ જેવું કારણ મને જણાવ્યું હતું કે

તેણી માહીમમાં પોતાના ભરથારની ચોરી પકડવા આવી હતી! તેણી બપોરે ૧ વાગે આવીને રાતે ૯ વાગે પાછી માહીમથી પુને ઉપડી ગઇ હતી. પોતાની પરણેલી જીંદગીને મારી પાસે 'એક અતી દુઃખી અને કંગાળ જીંદગી' તરીકે જાહેર કીધી હતી. તે દીને તેણી પોતાના ધણીની પારધે માહીમ સુધી આવી હતી, કારણ કે તે દીવસે તેણીનો ભરથાર મુંબઇ જવાનું ખોટું બહાનું બતાવી માહીમ ઉતરી પડયો હતો. તેણી બોલી હતી કે મારી આગમચની ટ્રેનમાં એ અત્રે આવી પુગો છે. મેં પુછ્યું કે અહીં શા માટે કયાં અને કોણને ત્યાં આવ્યો છે? તેના જવાબમાં તે બોલી હતી કે મેહેરબાનુ મુંગામોદી નામની એક જવાન અને ખુબસુરત પારસી વીધવાનાં ખ્યાલમાં તે પડેલો છે અને આખો વખત તેની સાથ બહાર ભટકે છે. વગેરે વગેરે ઘણું બોલી. પ્રતીવાદી મી૦ જહાંગીર જીજીશેઠને મેં અગાઉ કદી જોયા નહીં હતા પણ અરનવાજ જે દીને તેવણનો આશરો છોડી ગઇ તેજ દીને તેવણ પુનેથી માહીમ ખાતે મારો બંગલો પુછતા અને અરનવાજ મારે ત્યાં આવી છે કે કેમ તેની ખબર કાઢતા મારે મકાને આવ્યા. આ મુલાકાત દરમ્યાન મી૦ જાંહાંગીરે પોતે મારી પાસે કબુલ કીધું હતું કે **અરનવાજ જે દીવસે તેવણની પારધે આવી ગઈ તે દીન રાતે તેવણ આખી રાત માહીમ ખાતે મેહેરબાનુ મુંગામોદીનાં મકાનમાં હતા.**

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે અરનવાજ જે દહાડે માહીમમાં મને મળવા આવી હતી તે દહાડે સાંજે પાંચ વાગે હું તેણીને માહીમનાં દરીયા કીનારા પર મારી સાથે ફરવા લઇ ગઇ હતી. ત્યાં અમે લગભગ અંધારૂં થાય ત્યાં સુધી હતાં. તે વખતે મેં ત્યાં મી૦ જાંહાંગીર જીજીશેઠને મેહેરબાનુ મુંગામોદી સાથ ફરવા આવેલા જોયા હતા.

નામદાર જજ—(સાક્ષીને યાદ આપીને) તમો વાદી અરનવાજ તરફનાં સાક્ષી છો?

સાક્ષી—(હસીને) હા નામદાર, પણ તેથી શું થયું? હું એક સ્વતંત્ર સાક્ષી તરીકે અત્રે આવી છું. મને તો જે વાજબી અને ખરૂં લાગશે તેજ બોલીશ.

નામદાર જજ—(સાક્ષીને) મીસીસ દાવર, હું ઇચ્છું છ કે આ કોર્ટમાં સાક્ષી આપવા આવનારાં દરેક સાક્ષીઓ તમારા જેવા વીચારનાં હોય.

દરીયે કીનારે અરનવાજ અને મેહેરબાનુ વચ્ચે થયલી તપાતપીની વીગતો આપ્યા બાદ તેણીએ જણાવ્યું કે પછી અમે ત્યાં ઝાઝીવાર ખોટી થયાં નહીં. મહેરબાનુ ચુપ થઇ જવાથી અરનવાજ પોતાની ફત્તેહ થયલી ધારી અંદરખાનેથી ઘણી ખુશી થયલી જણાઇ. અમો બંને જણાં ત્યાંથી ઝડપ પગલે ઘર તરફ પાછા ફર્યાં. દરીયા કીનારાપર જોયલા દીલ ઉશ્કેરનારા દેખાવે તેણીને વધુ દુઃખી કીધેલી હોવાથી રાતનું ખાણું લઇ તેણી તેજ દહાડે પુને ઉપડી ગઇ હતી. તેણી મારી આગળ ઉશ્કેરાઇને

બોલી હતી કે આજથી હું મારા પરણેલા સંસારને છેલ્લી સલામ કરવા માગું છું. મેં અરનવાજનો આ વીચાર તેજ ઘડીએ હસી કાઢયો અને એવાં નજીવાં કારણપરથી પોતાનો પરણયો સંસાર સદાનો તરક કરવાનો તેનો વીચાર મુર્ખાઇ ભરેલો છે એમ જણાવ્યું. મેં જોઇ લીધું હતું કે અરનવાજ જયારથી આવી ત્યારથી પાછી ગઇ ત્યાં સુધી પોતાના ધણી વીરૂદ્ધ જે જે બખાળાઓ મારી પાસે કાઢયા તે દરેકમાં મને તેણીનોજ વાંક અને મુર્ખાઇ જણાયાં હતાં. તે પછી તેજ રાતે મી૦ જહાંગીર મેહેમમાં મેહેરબાનુ મુંગામોદીને ત્યાં રહ્યા હતા એ વાત જયારે તેવણુનેજ મહોડે મેં બહારવણે સાંભળી ત્યારે તેવણનું તે પગલું મને ઘણુંજ નાલાયક લાગ્યું અને ત્યાં મને સેહેજ વેહેમ ઉપજયા વીના રહયો નહીં કે અરનવાજની ફરીયાદ કદાચ ખોટી નહીંબી હોય.

નામદાર જજ—હજી પણ તમારૂં તેજ મત છે?

સાક્ષી—હું ચોક્કસપણે કહી શકતી નથી.

નામદાર જજ—તમે હમણાંજ બોલ્યાં કે 'અરનવાજની ફરીયાદ કદાચ ખોટી નહીંબી હોય.'

સાક્ષી—મારા કહેવાની મતલબ એ છે કે મેં કાંઇ તે વીશે મારૂં ચોકસ મત બાંધ્યું નહીં હતું. પણ મને 'સેહેજ વહેમ' ઉપજયો હતો.

મી૦ નાજરે સાક્ષીના આ ખોલાસાની નામદાર જજ પાસે નોંધ લેવાડી હતી.

અત્રે મી૦ મારશલે જાહેર કીધું કે સાક્ષીની જબાની પુરી થઇ છે! મી૦ મારશલ દીનામાય દાવર પાસેથી વધુ સવાલોના જવાબો કઢાવવાની વક્કીમાં હતા પણ તે કેળવાયલી બાનુએ સ્વતંત્રપણે જબાની આપવાથી તે જબાની પોતાના કુળની વીરૂદ્ધ જતી જોઇ મી૦ મારશલે ટુંકમાંજ આટોપી લેવાનું પસંદ કીધું હતું.

અત્રે મી૦ નવરોજજી નાજર વકીલે દીનામાયની ઉલટ પાલટ તપાસ લીધી.

મી૦ નાજર—અરનવાજ અને તમારી વચ્ચે ઘણું ઘાડું સહીપણું હતું?

સાક્ષી—નહીં.

મી૦ નાજર—પોતાના ધણીની પારધે પડીને અરનવાજ તમારે ત્યાં આવી હતી તે વખતે તેણી સાથ થયલી વાતચીતપરથી તેણી એક અધીરી, ઉછાછળી અને વહેમી સ્ત્રી તમોને લાગી હતી કે નહીં?

મી૦ નાજર—માહીમને દરીયે કીનારે મી૦ જહાંગીર જીજીશેઠ અને મીસીસ મુંગામોદીને ફરતાં તમે તમારી નજરે દીઠાં હતાં?

સાક્ષી—હાજી.

મી૦ નાજર—તમોને કોઇ ઓળખીતો ગ્રહસ્થ પોતા જોડે દરયા કીનારે ફરવા જવાની ઓફર કરે તો તમે ના પાડો કે?

સાક્ષી—નહીં, શા માટે ના પાડું?

મી૦ નાજર—તમે મી૦ જીજીશેઠને તથા મીસીસ મુગામોદીને સાથે ફરતાં જુઓ તો તેમને માટે કંઇ ખરાબ મત બાંધો કે?

સાક્ષી—તેટલાજ દેખાવપરથી તો કદી નહીં બાંધું.

મી૦ નાજર—પેલાં બાનુ જેવણ સાથ મી૦ જીજીશેઠ ફરતા હતા, તેવણ ઉશ્કેરાયાં હતાં?

સાક્ષી—નાહીંજી.

મી૦ નાજર—કોઇની વચ્ચે તડાતડી થઈ હતી?

સાક્ષી—હાજી, અરનવાજ અને મહેરબાનુ વચ્ચે.

મી૦ નાજર—તેમાં સખ્ત શબ્દો કોણે વાપર્યા હતા?

સાક્ષી—અરનવાજે.

મી૦ નાજર—તેણીએ મહેરબાનુ મુગામોદીપર તેટલાજ દેખાવપરથી વહેમાઇ જઇને ગંભીર તહોમતો મેલ્યાં હતાંની?

સાક્ષી—તેણી 'તેટલાજ દેખાવ' પરથી વહેમાઇ હતી કે નહીં તે હું જાણુતી નથી, પણ તેણીએ ઘણું ગંભીર તહોમત મહેરબાનુપર મેલયું હતું એ વાત ખોટી નથી.

મી૦ નાજર—તમારી સાથની મુલાકાત દરમ્યાન મી૦ જહાંગીર શું એવું બોલ્યા હતા કે બીચારા અપંગ ગ્રહસ્થને નારાજ નહીં કરવાના ખ્યાલથી હું ગઇ રાતે આખી રાત માહીમમાં હતો?

સાક્ષી—હાજી, એ એકરાર તેવણે વાતચીત દરમ્યાન પોતેજ કીધો હતો.

નામદાર જજ—(મી૦ મારશલને) સાક્ષી કોઇ 'અપંગ ગ્રહસ્થ' નો ઇસારો કરે છે તે કોણ? જે બાનુપર જનાકારીનો આરોપ મુકવામાં આવ્યો છે તેના બાપ?

મી૦ મારશલ—હા મારા લૉર્ડ!

મી૦ નાજર—તમે મી૦ જેહાંગીરને સંપુર્ણ આબરૂદાર સમજો છો?

સાક્ષી—પેલી માહીમવાળી એક રાતના મારા મનમાં રહી ગયલા સેહેજ શક સીવાય, વગર શકે હું તેમને આબરૂદાર કહું છું.

મી૦ નાજર—તમોને એ શક પેદા થવાનું મુળ કારણ મી૦ જહાંગીર રાતવાસો માહીમમાં રહ્યા તેજ લાગે છેની?

સાક્ષી—હાજી.

મી૦ નાજર—આ વાત ખરી છેની કે મી૦ જહાંગીર જયારે તમારે ત્યાં પોતાની મોહોરદારને શોધતા આવી લાગ્યા હતા, ત્યારે તેઓએ તમને કહ્યું હતું કે મેહેરબાનુ મુંગામોદી સાથનો મારો સંબંધ એક ભાઇ બહેન વચ્ચે હોતી ખાલેસ ભાઇબંધીથી વધુ નથી?

સાક્ષી—હાજી, તેવણ એમ બોલ્યા હતા.

મી૦ નાજર—તમે મી૦ જહાંગીરની મેહેરબાનુ સાથની એક ભાઇને છાજતી મીત્રતાને જો માન્ય કરો છો તો તમે પોતે શું મત બાંધી નથી શકતાં કે એક વહેમી ઓરતે ઉભા કીધેલા કલ્પીત સંજોગોને આધારે તમે ચાલવા માંગો છો?

સાક્ષી—મને પોતાને પણ તે રાત વીષે જરા શક જેવું લાગે છે.

મી૦ નાજર—ભલે પણ મહેરબાનુના પીતાજીનો વીચાર દેખાડી તમારી ખાત્રી કીધી હોય તો?

સાક્ષી—કેવી રીતે?

મી૦ નાજર—કે જે દીને મી૦ જહાંગીર જીજીશેઠ માહીમમાં મેહેરબાનુ મુંગામોદીને ત્યાં રાતવાસો રહ્યા હતા, તે દીનેજ મેહેરબાનુના પીતાજીની વરસગાંઠ પડી હતી, જેથી ' કાગનું બેસવું અને તાડનું પડવું ' બધું એક થઇ ગયું હતું.

સાક્ષી—હશે, હું તે ના પાડતી નથી કે તે દીવસે સાલગીરેહ નહીં હોય, પણ તેથી કંઇ મી૦ જીજીશેઠ પર ઉપજવા પામતો શક ખોટો ઠરતો નથી. ઉલટો એ બનાવ તો મેહેરબાનુ સાથનો તેવણનો વધુ ધાડો સંબંધ રજુ કરે છે.

મી૦ નાજર—ત્યારે શું તમે ભાર મુકીને એમ કહેવા માંગો છો કે તે દીને રાતે તેઓ ગેરવાજબી રીતે વરત્યાં હતાં?

સાક્ષી—એક જવાન બાનુ અને તે પણ વીધવા બાનુના ઘરમાં મી૦ જહાંગીર રાતવાસો રહ્યા તે માટે—કે જે ઘરમાં તેણીના એક અંપગ બાપ સીવાય બીજા કોઇની વસ્તી ન હતી. મી૦ જહાંગીર જેવા એક પરણેલા પુરૂષ માટે આ એક ઘણુંજ ગંભીર અને હુલ્લડ પગલું હું માનું છું અને તેથી મને માત્ર શક રહી ગયો છે.

મી૦ નાજર—શું ત્યાં રાતવાસો રહેવામાં એ જવાન ગ્રહસ્થ નિર્દોષ હોય એ બનવાજોગ નથી?

સાક્ષી—હોયબી, હું તે ના પાડી શકતી નથી.

મી૦ નાજર—તમે મને એવું કહેવા માગો છો કે મી૦ જહાંગીર વીષે ઇંચે ઇંચ તમે ઉંચુ મત આપ્યું હતું?

સાક્ષી—હાજી.

મી૦ નાજર—ત્યારે તમારો પેલો શક કદાચ ખોટોબી હોય એમ ખરૂં કે?

સાક્ષી—બનવાજોગ છે!

અત્રે સાક્ષીને મી૦ નાજરે ઉલટપાલટ તપાસ પુરી કરી બેઠક લીધી હતી.

મી૦ મારશલ—( નામદાર કોર્ટને ) અમારી તરફના વધુ સાક્ષીઓ હોવા છતાં અમો તેમને બોલાવવા ઇચ્છતા નથી, માટે મી૦ નાજરે હવે પોતાના સાક્ષીઓ બોલાવવા.

આ ઉપરથી પ્રતીવાદી મી૦ જહાંગીર જમશેદજી જીજીશેઠનું નામ પોકારવામાં આવ્યું અને મી૦ જહાંગીર તુરતજ સાક્ષીના પીંજરામાં આવી ઉભો. હવે તે પોતાનો બચાવ કેવી રીતે કરે છે તે જોવા માટે કોરટમાં ભેગી મળેલી ઠઠ ગંભીર ચુપકીદી પકડી જોતી ઉભી.

તેણે લંબાણથી પોતાનો ખુલાસો રજુ કીધો. અરનવાજના ખવાસની પુરવારીમાં તેણી આશરો છોડી ગઈ તે વેળા જે લંબાણ કાગજ લખી ગઈ હતી તે રજુ કીધું.

નામદાર જજ—એ પત્ર ગુજરાતીમાં લખાયલો છે કે?

સાક્ષી—હા મારા લોર્ડ!

નામદાર જજની ખાહેશથી તે કાગળ મી૦ નાજરે રજુ કીધો, જેની અસાધારણ લંબાઇ જોઇ નામદાર જજે ટીકા કીધી કે વગર શકે તેની બાયડીએ ગોયા એક દસ્તાવેજ લખેલો લાગે છે! નામદાર જજે ફોરમેનને કહ્યું કે "એ કાગળ તમે પોતે વાંચો, અને તમારા ભાઇબંધ ડેલીગેટોને સમજાવો તથા તેના મુખ્તેસર સારથી મને વાકેફ કરો."

તુરતજ તે કાગળ ફોરમેનના હાથમાં ગયો. ફોરમેન સાહેબે બુલંદ અવાજે તે કાગળ કોર્ટમાં વાંચી સંભળાવ્યો.

ફોરમેન—(નામદા જજને) મારા લોર્ડ! આ કાગળ ઘણોજ અગત્યનો છે. તમો નામદારની જાણને માટે હું એનો મુખ્તેસર સાર કહી જાઉં છું. પણ હું ઇચ્છું છું કે એનો અંગ્રેજી તરજુમો કરવાનો હુકમ તમો નામદાર આપશો તો આવતી કાલે તમો નામવર તેની લીટીએ લીટીથી વાકેફ થઇ શકશો.

નામદાર જજે મી૦ ફોરમેનની આ સુચના તુરત સ્વીકારી બીજે દીને તપાસ શુરૂ થાય તેની આગમચ તેનો ઇંગ્રેજી તરજુમો તઇયાર કરવાનો હુકમ આપ્યો. તુરતવેળા ફોરમેને તેવણને મુખ્તેસર સાર કહી સંભળાવ્યો.

નામદાર જજ—(પ્રતીવાદી—સાક્ષીને) તમારી સ્ત્રી ઘણી દ્રવ્યલોભી છે એમ તમે તમારી જબાનીમાં જણાવ્યું છે એ બીના તમો સત્તાદાર રીતે પુરવાર કરશો ?

સાક્ષી—હા નામદાર, મેં રજુ કરેલાં તેણીના પોતાના હાથદસ્તકના આ કાગળમાંજ તેણે પોતે તે વીષે એકરાર કરેલો છે.

## પ્રકરણ ૬૬ મું.

## એક કવી—લેખકની કહાણી.

કુંભારનું ચક્ર જુઓ ફરે છે, દ્રષ્ટી ભણી ભાગ જુદો ધરે છે;
ક્ષણે ક્ષણે આ જગમાં લગાર, થતો દિસે તેમજ ફેરફાર.
જ્યાં વસ્તી છે, ત્યાં વન છે થવાનું, અરણ્યમાં પુર થશે પ્રજાનું;
બની રહે ઉત્તમ ત્યાં બજાર, થતો દીસે તેમજ ફેરફાર.
સમુદ્ર પાછળ હઠતો જણાય, કોઇ સ્થળે તે વધતોજ જાય;
જ્યાં પૃથ્વિ છે ત્યાં જળ કોઇ વાર, થતો દિસે તેમજ ફેરફાર.

[ કવીશ્વર દલપતરામ. ]

કોર્ટ પાછી બેસતાં નામદાર જજે આગલે દીને આપેલા હોકમ મુજબ અરનવાજવાળાં પેલાં કાગળનો ઇંગ્રેજી તરજુમો રજુ કરવામાં આવ્યો, જે વાંચી તે નામાંકીત ન્યાયાધીશ પોતે પણ ઓછો હેરત થયો નહીં.

મી૦ જહાંગીર જીજીશેઠ સાક્ષીનાં પીંજરાંમાં હાજર થયો અને તેની જબાની મી૦ નાજરની તપાસ હેઠળ આગળ ચાલી.

ફોરમેનના પુછવાથી સાક્ષીએ અરનવાજ પોતા જોડે શું શું ચીજો ચોરીને લઇ ગઇ હતી તેનું વીગતે બ્યાન કીધું.

મી૦ નાજર—તમે તમારી ધણીઆણીને બચ્ચાંઓનો કબજો કાલાવાલા અને મીનતજારી સાથ માગવા છતાં આપ્યો નહીં એમ તેણી જણાવે છે એ વાત શું ખરી છે ?

સાક્ષી—તેણી ગઇ ત્યારે હું ઘરમાં તો નહીંજ પણ ખુદ પુનામાં પણ નહીં હતો. તેવા સંજોગોમાં તેણી બચ્ચાંઓનો કબજો કેવી રીતે માગી શકે ?

નામદાર જજ—મેહેરબાનુ મુગામોદી નામનાં બાનુને તમે ઓળખો છો ?

સાક્ષી—હા, મારા નામદાર !

નામદાર જજ—એ બાનુ સાથ તમો કેવા પ્રકારનો સંબંધ ધરાવો છો ?

સાક્ષી—એક સગો ભાઇ પોતાની બહેનને ચાહી શકે તેવા પ્રકારને નીખાલેસ ખ્યાલોવાળો.

મી૦ નાજર—તમારી મોહોરદારે તમોપર આરોપ મેલ્યો છે કે મેહેરબાનુ મુગામોદી નામની જવાન બાનુ સાથ તમો આડો વહેવાર ધરાવો છો. એ વાત ખરી છે ?

સાક્ષી—મેં કદીપણ તેણી જોડે તેવી બુરી ચાલ ચલાવી નથી, એટલુંજ નહીં, પણ મેં તેવો નીચ ખ્યાલ વટીક કોઇ દહાડે મારાં મગજમાં વસાવ્યો નથી. મારા નોકર કાસમે મારી વીરૂધ જબાની આપી છે તે બોલેબોલ જુઠી છે. મારી મોહોરદારે તેને લાંચ આપી ખોટી રીતે પોતા તરફ ખેંચી લીધો છે. દીનામાય દાવરને હું ઓળખું છું. તેણી એક ભણેલી બાનુ છે તેણી મારી મોહોરદારની સહી થાય છે, તેણી માટે મને મોટું માન છે.

અત્રે મી૦ નાજરે સાક્ષીની જબાની પુરી થયલી જણાવ્યાથી મી૦ મારશલ ઉલટપાલટ તપાસ કરવા ઉભા થયા હતા.

મી૦ મારશલ—(સાક્ષીને) એક જરનાલીસ્ટ તરીકે તમે શું કમાવો છો?

સાક્ષી—મહીને દહાડે ૫૦ રૂપીઆ.

મી૦ મારશલ—આ વાત ખરી છે કે રૂપીઆ પચાસની કંગાળ આવક તમારા કુટુંબનાં ખરચને માટે પુરી નહીં પડવાથી તમે તમારા મીત્રોની દયાપર લટકતા રહો છો ?

સાક્ષી—નહીં, મેં મારાં ગુજરાનની બાબતમાં કોઇબી દહાડે કોઇબી મીત્ર પાસે હાથ ઓલ્યો નથી.

મી૦ મારશલ—ત્યારે શું તે ૫૦ રૂપરડીમાંજ તમે તમારી બાયડી અને ત્રણ બચ્ચાંનું પોષણ કરી શકતા હતા ?

સાક્ષી—હા, એ નાની રકમમાંથી હું મુસ્કેલીથી ગુજરાન કરી શકતો હતો.

નામદાર જજ—એ ઉપરાંત તમોને કાંઇ બીજી પેદાસ છે ?

સાક્ષી—હા નામદાર, છેલ્લા ત્રણ માસ થયાં હું રૂ. ૫૦ ની રકમ ઉપરાંત બીજા રૂ. ૧૦૦ દર માસે કમાઉં છું.

નામદાર જજ—તે કેવી રીતે ?

સાક્ષી—મારા એક માનવંત બુઝરગ મીત્રે ફીરદોસી તુસીનાં ફારસી શાહનામાનો ગુજરાતી બેતબાજીમાં તરજુમો કરવાનું કામ મને સોંપ્યું છે, જેની રૂહે દર માસે ૧૦૦ નું લવાજમ મને છેલ્લા ત્રણ માસથી મળ્યું જાય છે.

મી૦ મારશલ—તમે તમારી મોહોરદારને મરણતોલ માર મારવામાં પણ ઘણા 'કવી' અને 'કાએલ' કહેવાવો છોની ?

સાક્ષી—એ એક બનાવટી આરોપ છે,

મી૦ મારશલ—તમારી પરણેલી મોહોરદારને પડતી મેલી તમોને બીજી પારકી સ્ત્રીઓ સાથ ફરવા હરવાનું ઘણું પસંદ છેની ?

સાક્ષી—નહીં.

મી૦ મારશલ—ત્યારે શું તમે તમારી મોહોરદાર સાથ હમેશાં ફરો છો ?

સાક્ષી—નહીં, તેણી સાથેબી નહીં.

મી૦ મારશલ—પણ આ વાત ખરી છેની કે તમે બીજી બીજી પારકી સ્ત્રીઓ સાથ ભટકતા તેથી તેણી તમારી સાથ ફરવા આવવાને ના પાડતી હતી ?

સાક્ષી—એ એક સદંતર જુઠી અને જોડી કહાડેલી વાત છે.

મી૦ મારશલ—તમારી ધણીઆણીનો મહેરબાનુ વીરૂધ સખત અણગમો હોવા છતાં તમે તેણીને ચાહો છો એ વાત ખરી છેની ?

સાક્ષી—નહીં, મારી અને મેહેરબાનુ વચ્ચેની ખાલેશ મીત્રતાને મારી મોહોરદાર ખોટા વહેમને વશ થઇ જુદાજ પ્રકારની સમજી છે.

મી૦ મારશલ—ઘડીભર કબુલ કીધું, પણ મેહેરબાનુ સાથનો તમારો સંબંધ તમારી ધણીઆણીને નાપસંદ હતો એ વાત ખરી છેની ?

સાક્ષી—(પ્રમાણીકપણે) હા.

મી૦ મારશલ—તમારી મોહોરદારે દેખાડેલા અણગમા પછી મેહેરબાનુ મુગામોદી સાથની તમારી મીત્રાચારી તમે બંધ પાડી હતી ?

સાક્ષી—નહીં.

એક ડેલીગેટ—તેમ કાં નહીં કીધું ?

સાક્ષી—અમારી વચ્ચેનો સંબંધ એક સગાં ભાઇ બહેન વચ્ચે હોતાં નીખાલેશ વહાલ જેવો હતો અને તે છતાં મારી બઇરી તે તરફ વહેમની નજરથી જોતી હતી એમ જોઇ મેં તેની મુર્ખાઇપર હસીને તેના બોલવાની દરકાર કીધી નહીં.

મી૦ મારશલ—મેહેરબાનુ સાથની તમારી મુલાકાત તમારી મોહોરદારથી તમે છુપાવતા હતા એ વાત ખરી છેની ? શા માટે છુપાવતા હતા ?

સાક્ષી—તે એક ખાનગી કારણ હતું

# પ્રકરણ ૬૭ મું.

## "નહીં સાહેબ! હું ત્યાં રાત રહયો હતો!"

### ( અબયાત. )

ચાલ ચલના ચાહિયે દુનિયાંકા ચક્કર દેખ કર,
ખુદ કુવેમે કોઇ ગિર સકતા હય કયુંકર દેખ કર?
ચાલ દુનિયાંમે ચલે બિહતરસે બિહતર દેખ કર,
આદમી જો પાંવ ફયલાયેં તો ચાદર દેખ કર.

[ તાલીબ. ]

સાક્ષી–તે 'ખાનગી કારણ' એ હતું કે મીસીસ મુંગામોદી વીધવા બન્યા પછી તેવણુને પોતાના ખાવીંદની મીલકતનો પ્રોબેટ મેળવવાની ફરજ પડી હતી, જે કામમાં તેમના પિતાજીના અંધાપાને લીધે હું તેમને મદદ કરતો હતો.

મી૦ મારશલ–એમાં મદદ કરવા જેવું શું હતું? મીસીસ મુંગામોદીએ એ કામ એક વકીલને તો સોપ્યુંજ હશેજ, ત્યારે તમારી મદદની તેવણુને શી જરૂર પડી?

સાક્ષી–મારી મદદની નહીં પણ મારી સલાહની તેમને જરૂર હતી. તેણીએ પોતાનાં ખાવીંદના વીલનો પ્રોબેટ માગ્યો તેની સામે તેણીના સસરાએ 'કેવીએટ' ફાઇલ કરાવ્યું કે એ વીલ કરનારે પોતાના પુરતી શુદ્ધિમાં કીધેલું નથી.

મી૦ મારશલ–મીસીસ મુગામોદીના બાવા હઇયાત છેની!

સાક્ષી–હાજી.

મી૦ મારશલ–પોતાની દીકરીને સલાહ આપવા તથા રસ્તો દેખાડવા માટે તેઓ પુરતા તાકતવાન છેની?

સાક્ષી–હા, માત્ર તેવણુ કામેકાજે બાહેર જઇ શકતા નથી તેમજ કશો ધંધોધાપો કે કામકાજ પોતાના અંધાપાને લીધે કરી શકતા નથી.

મી૦ મારશલ–તમોને પહેલ્લી પીછાન કોણુ સાથ પડી હતી? મહેરબાનુના બાવા સાથે કે મહેરબાનુ સાથ?

સાક્ષી–મહેરબાનુના બાવા સાથ.

મી૦ મારશલ–તે પીછાન ખુદ મહેરબાનુ તરફનાં તમારાં ખેંચાણુને લીધેજ પડી હતી, નહીં વારૂં?

સાક્ષી–નહીંજી, તેવું કશું હતું નહીં.

મી૦ મારશલ—કબુલ કીધું પણ તે પીછાન પાડવાનું કારણ તો તેવણુની બેટી હતી, નહીં? તેણી જોડે ઓળખાણ પાડવા માટેજ તમે પ્રથમ મી૦ મંચેરજીની દોસ્તી સાંધી હતી, કેમ?

સાક્ષી—તમારી આ તરકો તદન ખોટી અને ગેરઇનસાફ કરનારી છે. મને મી૦ મંચેરજી સાથ પહેલી પીછાન થઇ ત્યારે તેવણુની બેટીની સ્થીતીબી હું વાકેફ નહીં હતો.

મી૦ મારશલ—તમારી ધણીઆણી કરતાં મહેરબાનુ મુગામોદીને તમો વધુ ચાહો છો એ વાત ખરી છેની?

સાક્ષી—એ બેઉ તરફનો મારો ચાહ જુદા જુદા પ્રકારનો હોવાથી તમારા સવાલનો જવાબ હું આપી શકતો નથી.

મી૦ મારશલ—( સાક્ષીને ) તમારી ધણીઆણી મહેરબાનુ મુંગામોદી સાથની તમારી મુલાકાત નાપસંદ કરતી હતી એ વાત ખરી છે?

સાક્ષી—તેણીને તે વિષે અણગમો હતો.

મી૦ મારશલ—મીસીસ મુગામોદી તમારે ત્યાં પુને વારંવાર આવતી હતી નહીં.

સાક્ષી—કોઇ દહાડેબી નહીં.

નામદાર જજ—તેણીને પુને આવેલી તમોએ કોઇ દહાડે જોઇ નથી?

સાક્ષી—( માન સહીત ) નહીં મારા લૉર્ડ! મેં તેણીને પુનામાં કદી જોઇ નથી.

ફોરમેન—મીસીસ મુગામોદીને તમે કયારથી પીછાનો છો?

સાક્ષી—છેલ્લાં પંદર વર્ષથી હું તેણીને પીછાનું છું.

ફોરમેન—મીસીસ મુગામોદીને વીધવા થવાને કેટલો વખત થયો?

સાક્ષી—આશરે ૧૫ા વરશની વાતપર તેણી વીધવા થઇ હતી.

મી૦ મારશલ—તમે પુનેથી મુંબઇ જતા ત્યારે તમારી સ્ત્રીને કયાં જાઓ છો તે કહી જતા હતા કે?

સાક્ષી—કોઇવાર કહેતો અને કોઇવાર નહીંબી કહેતો.

મી૦ મારશલ—નહીં કહેવાનું કારણ?

સાક્ષી—બાઇ સાહેબની 'સ્ટીમ' જરા ચડેલી હોય ત્યારે હું તેણીને ઝાઝું કોડું આપતો નહીં.

મી૦ મારશલ—તમારી મોહોરદાર સાથ તમે મીસીસ મુગામોદીની ઓળખ પીછાન કરાવી હતી?

સાક્ષી—નહીં.

મી૦ મારશલ—તમે તમારી મોહોરદારને શું કામ ઠગી ?

સાક્ષી—મેં તેણીને ઠગી નથી, યા ઠગવાના હેતુથી મેં તેણીને અંજાણી રાખી નથી. મીસીસ મુગામોદીને હું એક બેહેન સમાન ચાહતો હતો તે છતાં, અમારી તરફ તેણી વહેમ ધરાવતી હોવાથી હું કયાં જાઉ છું તે બીના તેણીથી છુપી રાખવામાં મેં ફાયદો વીચાર્યો હતો.

ના૦ જજ—તમે મીસીસ મુગામોદીને દરરોજ મળતા હતા ?

સાક્ષી—નહીં સાહેબ, કોઇ કોઇ દહાડો મુંબઇમાં મળતો હતો.

ફોરમેન—મુંબઇમાં કોણને ત્યાં ?

સાક્ષી—તેણીની એક સગી કોટમાં રહે છે, જ્યાં મીસીસ મુગામોદી દર આતવારે આવતી હતી.

મી૦ મારશલ—જે દીને તમે મુંબઇ જવાનું કહી માહીમ ખાતે તમારાં માનીતાં મીસીસ મુગામોદીને મળવા ઉતરી પડયા હતા, તેજ દીને સાંજે છેક સાંજના અંધારામાં દરીયા કીનારા જેવી એકાંત જગામાં હાથમાં હાથ લઇને તમો બેઉને તમારી મોહોરદારે અચબુચાં પકડી પાડયાં હતાં ?

સાક્ષી—હું સેહજ અજબ થયો હતો કે એ અચબુચ અહીં કયાંથી આવી લાગી.

મી૦ મારશલ—મને કહેવાની મહેરબાની કરશો કે મીસીસ દાવર પાસે તમે એવો એકરાર કીધો હતો કે જે દહાડે તમોને તમારી ધણી-યાણીએ માહીમનાં દરીયા કીનારાપર પકડી પાડયાં તેજ દહાડે રાતે તમે આખી રાત માહીમમાં મીસીસ મુંગામોદીને ત્યાં રાતવાસો રહયા હતાની ?

સાક્ષી—હાજી.

ના૦ જજ—તમે તે રાત્રે શું પુને ગયા ન હતા ?

સાક્ષી—(પુર ગંભીરાઇ, ધીરજ અને સચ્ચાઇથી) નહીં સાહેબ ! હું ત્યાં રાત રહયો હતો !

આખી કોર્ટ જહાંગીરના આ છેલ્લા જવાબથી દંગ થઇ ગઇ. મી૦ મારશલ તુરતજ એવું જાહેર કરીને બેસી ગયા કે પ્રતીવાદીની તપાસ હું હવે વધુ લંબાવવા ચાહતો નથી.

જહાંગીર જીજીશેઠ સાક્ષીનાં પીંજરામાંથી બાહેર આવ્યો અને તેની પાછળ મી૦ નાજરે જહાંગીરનાં ત્રણુ બુલકાંઓનાં નામ પોકારવી તેમને હાજર કીધાં.

તે ત્રણે બાળકોને નામદાર જડજ અને ડેલીગેટોએ થોડાક સવાલો પુછયા. તેઓ નાદાન હોવાથી તેમની જબાની લેવામાં આવી નહીં પણ

તેમને થોડાક સવાલો કીધા, જેનાં પરીણામમાં તે ત્રણે ભુલકાંઓએ રડતાં જઇ પોતાની માવતર તેમને કેવી દયાહીન રીતે તજી ગઇ હતી તે કહાણી કહી સંભળાવી. કોરટમાં એકએકની આંખો તે વેળા ભીંજાયલી હતી !

એ પછી મંજુલાને સાક્ષી તરીકે રજુ કરવામાં આવી. આ જવાન હીંદુ બાનુએ તે કમનસીબ ધણીનો સંસાર અરનવાજ જેવી એક વહેમી અને અપટ સ્રીથી કેવી કંગાળ સ્થીતિએ પુગો હતો તેનું પોતાના જાતીઅનુભવથી આપેલું ચિત્ર, વગર શકે તે અભણ ઓરતને આબાદ તેનાં ખરા આકારમાં રજુ કરનારૂં થઇ પડયું. મંજુલાએ જહાંગીરને એક નમાના, રાંક સ્વભાવવાળા ધણી તરીકે જાહેર કરી આ નાપસંદ મુકદમો માત્ર ખોટા વહેમી વિચારોથી ઉભો થવા પામ્યો છે એમ ખુલ્લેખુલ્લું જણાવ્યું.

પ્રતીવાદી તરફના સાક્ષીઓ પુરા થતાં મી૦ મારશલે પોતાનું ભાષણ શરૂ કીધું અને પડેલી જબાનીઓપર લંબાણ નુકતેચીની કરી પ્રતીવાદીપર જનાકારીનો આરોપ પુરવાર કરવાને પોતાની પક્ષ ફત્તેહમંદ નીવડી છે એમ જણાવ્યું. ખસુસ કરીને માહીમના દરીયા કીનારાપર પ્રતીવાદી આરોપી બાઇ જોડે ફરતો પકડાયો હતો તે તથા માહીમમાં તેણીનાં મકાનમાં એક રાત રાત-વાસો રહયો હતો તે બનાવોપર વાદીના વકીલે બહુ મજબુતીથી ભાર મેલ્યો.

મી૦ મારશલનું ભાશણ પુરૂં થવે પ્રતીવાદીના વકીલ મી૦ નાજરે એજ રીતે લંબાણથી પોતાના કુળનો બચાવ કીધો અને આ જનાકારીનો આરોપ માત્ર વહેમ અને કલ્પીત ખ્યાલોથી ઉભો થયલો જણાવી નામદાર કોર્ટ તથા ડેલીગેટોને પ્રતીવાદીને નિર્દોષ ઠરાવી છોડી મેલવાની અરજ કીધી.

બેઉ પક્ષના વકીલોનાં ભાષણો પુરાં થવા પછી નામદાર જજે મુકદમામાં પડેલી જબાનીનો સાર કહી સંભળાવી તે બાબે કાયદો શું કહે છે તેની સમજ આપી અને તે પછી તેનો ન્યાય કરવાનું કામ તેમની સાદી સમજને સોપ્યું !

ડેલીગેટો એ પછી વિચાર કરવા ગયા. કમનસીબે તેઓ બે ભાગમાં વહેંચાઇ ગયા. તકરાર અને મતફેરીનો મુખ્ય સવાલ પ્રતીવાદી જહાંગીર જીજીશેઠ માહીમમાં રાત-વાસો રહયો તે કેવા સંજોગો વચ્ચે રહયો હતો તે હતો. અરધા કલાકની ભારે રીકઝીક પછી તેઓ પાછા પોતાની બેઠકપર આવ્યા, અહીં તાજના મુનશીએ ફોરમેનને સવાલ કીધો કે "ગ્રહસ્થો, તમે બધા એકમત થયા છો?"

ફોરમેન—નહીં. કમનસીબે અમારાં મત વહેંચાઇ ગયાં છે. અમો ૭ વીરૂધ ૪ મતે પ્રતીવાદીને આરોપી તરીકે જાહેર કરીએ છીએ અને જનાકારી થયલી માન્યે છીયે.

આખી કોર્ટ ડેલીગેટોના આ અભીપ્રાયપર અચરતીથી દંગ થઇ. નામદાર જજને પોતાને પણ તે અભીપ્રાય રૂચ્યો હોય એમ લાગ્યું નહીં. તે નામદારના ચહેરાપર પણ દલગીરીનો છાપ ખુલ્લો પ્રગટી નીકળ્યો.

નામદાર જજ—(ફોરમેનને) મી० ફોરમેન, તમો પૈકી ૭ જણાએ કયા મુદાઓપર ખાસ ભાર મેલ્યો છે?

મી० ફોરમેન—માઇ લોર્ડ! અફસુસ કરીને બે મુદાપર! એક મુદો માહીમમાં પ્રતીવાદી આખી રાત રહયો હતો એ પુરતું પુરવાર થયલું ગણીને તથા બીજો મુદો પ્રતીવાદીના ખુદ પોતાના એકરારપરથી.

નામદાર જડજ—શું પ્રતીવાદીએ એવો એકરાર કીધો છે કે તેણે જનાકારી કીધી હતી?

મી० ફોરમેન—નહીં મારા નામદાર, તેમ નહીં. પ્રતીવાદીએ જનાકારીનો ઇનકાર કીધો છે, પણ રાતવાસો રહેવાનો એકરાર કીધો છે.

નામદાર જજ—પ્રતીવાદી એક પ્રમાણીક માણસ હોય અને તે પવિત્ર એકરાર કરી સાચેસાચું કહી દે કે હું રાતે ત્યાં હતો તેથી શું જનાકારી પુરવાર થઇ? જનાકારી પુરવાર કરનારી નજરે જોનારી સાક્ષી કયાં પડી છે?

મી० ફોરમેન—નહીં સાહેબ, નજરે જોનાર કોઇ સાક્ષી નથી.

નામદાર જજ—મી० ફોરમેન, તમે પોતે કઈ પક્ષમાં છો?

મી० ફોરમેન—મારા લોર્ડ! હું આરોપીને નીર્દોષ માનું છું. મારાં મતને બીજા ત્રણજ ગ્રહસ્થોએ ટેકો આપ્યો છે.

હવે માત્ર જજમેંટ આપવાનું બાકી હતું, જેથી સર્વે કોઇની નજર તે તરફ ખેંચાઇ.

નામદાર જજે ડેલીગેટોનો અભીપ્રાય જાણ્યા પછી ચુકાદો આપતાં આખા મુકદમાપર પડેલી જુદી જુદી જબાનીઓપર નુકતેચીની કરી આ મુકદમાને એક બનાવટી અને ઉભો કીધેલો જણાવ્યો. આટલું છતાં તે નામવરે ઘણુંજ દલગીર દીલથી પ્રતીવાદીને આરોપી ઠરાવ્યો. તેમ કરતાં નામદાર જજે કરેલા ટીકા ઘણા જાણવાજોગ હતા. તમામ જબાનીપર નુકતેચીની કીધા પછી છેવટે તે નામદારે જણાવ્યું કે—

"ખરું પુછો તો આ મુકદમો એક તદન સાદો અને સુતરો મુકદમો છે. વાદી બાઇ એક વહેમીજ નહીં પણ આકળી, ઉછાછળી અને એરડી બાયડી છે, વાદી બાઇએ આ કોર્ટમાં આપેલી પોતાની જબાની બોલેબોલ જુઠી છે. તેણીના નોકર કાસમને તેણીએ લાંચ આપી પોતા તરફ ખોટી રીતે ખેંચી લીધા હતો અને તેથી તે નોકરની જબાનીપર જરાએ વિશ્વાસ

મેળી શકતો નથી. વાદી તરફથી સાક્ષી આપવા આવેલી તેણીની સહી દીનામાય દાવરને હું એક સ્વતંત્ર વીચારની અને સાચું બોલનારી સ્ત્રી લેખું છું. આ ભણેલી બાનુએ ખોટી સાક્ષી આપીને પોતાની ઉંચી કેળવણીને એબ લગાડી નથી. દીનામાય દાવરની સાક્ષીથી વાદી પોતે પોતાનાં ખરેખરાં રૂપમાં અત્રે રજુ થઇ છે. હવે પ્રતીવાદીની સાક્ષીપર આવ્યે. હું ખાત્રીથી માનું છું કે પ્રતીવાદી પોતાની હદ બહાર ભોળાઇ અને ભલાઇનો એક નિર્દોષ ભોગ થઇ પડયો છે. તેની આખી જબાની મેં ધ્યાનથી સાંભળી છે. જબાની દરમ્યાન એક પણ બાબતમાં મને તે ખોટા જવાબો આપતો હોય એમ લાગ્યું નથી. જે ધણીએ આટલી મજબુતીથી પોતાની આબરૂનો બચાવ કીધો તેજ ધણી માહીમનાં દરીયા કીનારાની મુલાકાત તથા માહીમમાં રાતવાસો રહેવાની વાત એકદમ સેહેલાઇથી કબુલ કરી દેશે? તમોએ ૭ વીરૂધ ૪ મતે પ્રતીવાદીને આરોપી ઠરાવ્યો છે, પણ મારાં મત મુજબ તમે માહીમવાળા તે એકજ બનાવપર વહેમાઇ તથા દોરવાઇ ગયા છો. હું બહુજ દલગીર છું કે કાયદામાં એ બાબે જજને ઝાઝી મુખત્યારી આપેલી નથી. મોટો આધાર ડેલીગેટોના અભીપ્રાયપર લીધેલો છે. જો તમો ૧૧ ગ્રહસ્થોમાંથી ૬ વીરૂધ ૫ મતે તમે એવો ઠરાવ કીધો હતે તો હું મારાં બન્ને મતોનો ઉપયોગ કરી આરોપીને નીર્દોષ ઠરાવી આ દાવો ઉરાડી નાખતે. નજરો નજર જોનાર એક પણ સાક્ષીની જબાની વગર માત્ર સંજોગોપર દોરવાઇ તમે આરોપીને અપ્રાધી ઠરાવી ચુકયા છો તે તરફ મારો સંપુર્ણ અણગમો બતાઉં છું. તમો વધુ મતે એકમત હોવાથી હું લાચારી સાથ **પ્રતીવાદીને આરોપી તરીકે જાહેર કરૂં છું તથા વાદી બાઇએ માગેલું છુટાછેડાનું કાચું હુકમનામું કરી આપું છું, જે છ માસ પછી પાકું કરી આપવામાં આવશે.**"

આ અજબ જેવા ચુકાદાથી આખી કોર્ટ દંગ થઈ. ત્યાં હાજર રહેલા દરેક તમાશગીરને વકી હતી કે અરનવાજ કેસ જરૂર હારી જવાની, પણ તેને બદલે ડેલીગેટોએ કીધેલી કચુબરથી મામલો અચણુચ ફેરવાઇ ગયલો જોઇ તેઓમાં ભારે ખળભળાટ ઉત્પન થયો.

જજમેંટ અપાયું ત્યારે મેહેરબાનુ કોર્ટમાં હાજર હતી, તે જજમેંટ સાંભળતાંવાર બેશુદ્ધ થઇ ગઇ. તેણીને મુસ્કેલીથી હુશીયાર કરાવામાં આવી. તેણી હુશીયાર થઇ ત્યારે જહાંગીરને પડોશમાંજ ગમગીન ચહેરે ઉભેલો જોતાંજ તે બોલી "ઓ જહાંગીર! ભાઇ! આપણી નીખાલેશ આબરૂપર આએ કેવો કાળો કલંક શું ઇંગ્રેજી રાજમાંબી હજુર એવો ઇનસાફ છે?"

જહાંગીરે એટલોજ જવાબ આપ્યો કે "બહેન મેહરાં, ખુદાપર સબુરી પકડો! દુનીઆં તજશે પણ તે દાદાર આપણને તજવાનો નથી.

આજે નહીં તો પાંચે દહાડેબી તે આપણુને ઇનસાફ આપશે અપાવશે. મારે લીધે તમારી જવાન જીંદગીને નાહક નામોશી પહોંચી છે માટે હવે બેહતર રસ્તો એજ છે કે આપણે એકમેકથી સદાનાં છુટાં પડવું. યાદ રાખજો કે એક બહેનનાંજ વ્હાલથીજ જહાંગીર તમોને ચાહતો આવ્યો છે, પણ આજ પછીથી હું હરગેજ તમારા સમાગમમાં આવવાનો નથી. ખા૦ બા૦ એદલખાન, તમોને તમારા પીતાજીને ત્યાં પહોંચાડી આવશે.''

એમ બોલી તે દુ:ખી જવાન અતીશય દુ:ખાયલાં અને દર્દમંદ દીલ સાથ કોર્ટનું મકાન છોડી ગયો અને તેજ સાંજે ખા૦ બા૦ એદલખાનની પુષ્કળ સમજાવટ છતાં પોતાનાં પ્યારાં પોપટાંઓને તેમનીજ માયાળુ સંભાળમાં સોંપી પોતે દુ:ખનો માર્યો કોઇ તરફ નીકળી ગયો.

## પ્રકરણ ૬૮ મું.

## "લેને ગઇ પુત ઓર ખો આઇ ખસમ!"—"હાથનાં કીધાં હઇએ વાગે."

**( બયત. )**

દર બાજી રસમે ઇ અફા સાત,
ગેહ બોરદ શવદ ગહી શવદ માત.

**અર્થ:—**

[ શેતરંજની બાજીમાં એવી રસમ છે કે મોહરાંની ફરતે કોઇ વખત બરદ થાએછ અને કોઇ વખત મહાત થાએછ. ]

[ શાયર વલી. ]

વહાલાં વાચનાર! આજે આપણે દશ વરસનાં એક લાંબા દાહેકાપર એકદમ કુદકો માર્યે છીયે. જહાંગીર જીજીશેઠ મુકદમો હારીને મુંબઇ છોડી ગયા પછી મહીનાઓ સુધી જાહેર છાપામાં અને ખાનગી મંડળોમાં એજ બીના ચરવાયા કીધી, પણ જેમ એક નવી બીના જનમ પામતાં જુની બીના ઝટ વીસરાઇ જાય છે, તેમ થોડુંક સુધી આખી પારસી કોમમાં આ ચર્ચાભર્યા મુકદમા વિષે ચકચાર ચાલ્યા પછી બીજા નવા બનાવો બન્યાથી તે બાબતપર આપમેળે પડદો પડયો.

આખાં બે વરસ સુધી જાંહાંગીર જીજીશેઠ કયાં હતો તેની કોઇને ખબર પડી નહીં. ખુદ ખા૦ બા૦ એદલખાન જેવા તેના મહેરબાન મુરબ્બીને વદીક તે દુ:ખી જવાને પોતે કયાં વસતો હતો તે જાણવા દીધું

નહીં. તે બુઝર્ગ ગ્રહસ્થે જાંહાંગીર દુ:ખનો માર્યો કયાં નીકળી ગયો તેની પુષ્કળ શોધખોળ ચલાવી અને બારીક તલાસ કીધી, પણ તેનો કશો પત્તો તેવણને મળ્યો નહીં. જહાંગીરની ગેરહાજરીમાં તેનાં પેલાં ત્રણ ભુલકાંઓ તેવણને વધુ વહાલાં લાગવા માંડયાં. જહાંગીર જતી વેળા કહી ગયો હતો કે "મારા મુરબ્બી મારૂં મન હાલ તદ્દન અશાંત છે. માટે મારા દેશવટા દરમ્યાન મારેથી જો મારાં બચ્ચાંઓની ખબરઅંતર નહીં પુછાય તો મારે માટે બેદરકારીનો, બેપરવાહીનો કે આપઘાતથી મારી જીંદગીનો અંત લાવ્યાનો હલકો ખ્યાલ હરગેજ કરશો નહીં. મને દુ:ખમાં દુ:ખ એજ લાગ્યું છે કે હું આટલો નીતિથી ચાલવા છતાં આજે મને એવું લાંછન લાગું છે અને મારી કમજાત ઓરત ખોટી રીતે મારી ઉપર ફાવી ગઇ છે. મારી ગરીબાઇને લીધેજ તેણીએ મને હીણ્યો છે, પણ એક દહાડે એનો પસ્તાવો એ કુપાત્ર કાબાને થવા વિના રહેવાનો નથી." જહાંગીરના જતી વખતના આ સખુનો ખા૦ બા૦ એદલખાનનાં મનમાં રમી રહયા હતા, જેથી બબ્બે વરસ સુધી જહાંગીર કયાં છે તેનો પત્તો નહીં મળવા છતાં તેવણને ધીરજ રહેવા પામી હતી કે તે ડાહયો જવાન દુ:ખથી ઉસ્કેરઇ જઇ પોતાના જાનને જોખમ પુગાડવાની મુર્ખાઇ હરગેજ કરવાનો નથી. તેનું મન શાંત થતાંજ તે પોતે આપોઆપ પાછો આવશે અથવા તો પોતે કયાં છે તેની મને ખબર આપશે.

ખા૦ બા૦ એદલખાનની એ અટકળ ખોટી પડી નહીં. બે વરસ વીત્યા બાદ એક દહાડે જહાંગીર તરફથી તેવણને એક કાગળ મલ્યું તેમાં પોતાપર ગુજરેલી મુસીબતોને ઘણા દુ:ખ સાથ યાદ કરી વધુ અફસોસ પોતાના બચ્ચાંઓ જોડે થવા પામેલી જુદાઇનો તેણે કીધો હતો. તે એક લંબાણ પત્ર હતો. પણ તેનો પાછલો ભાગ જાણવાજોગ હોવાથી વાંચનારની જાણને માટે તે અત્રે રજુ કરીશું.

"મારા મહેરબાન અને માયાળુ મુરબ્બી ! મારાં બચ્ચાંઓ વગર જાણે છતી આંખે હું આંધળો બનેલો છેઉં, હું સમજી નથી શકતો કે તમો જેવા એક હાતમદીલ મુરબ્બીનો શીતળ છાંયો મને મળ્યો નહીં હતે તો મારૂં અને મારાં બચ્ચાંઓનું આજે શું થતે? મને ઉમેદ છે કે મારાં બચ્ચાંઓની કેળવણી અને અભ્યાસ ચાલુજ હશે. મુંબઇ છોડયા પછી બે વરસ વીતી જવા છતાં મેં તમો મહેરબાન પર કાગળનો એક ટુકડો વટીક લખ્યો નથી તેની મને માફી બખશજો. દુ:ખનો માર્યો મેં આ દેશવટો લીધેલો છે. મારૂં મન હજી પુરતી શાંતી પામ્યું નથી. તે શાંતી મળવા વગર હું મુંબઇ આવવાનો નથી.

"તમો મુરબ્બીજી જાણીને ખુશી થશો કે તમારાં ફરમાવેલાં ફીરદોસીનાં શાહનામાંનો ગુજરાતી બેતબાજીમાં તરજુમો કરવાનું કામ છેલ્લાં દોઢ વરસથી મેં અમુક હાથ ધરેલું છે. એ કામમાં રોકાયાથી હું મારૂં દુ:ખ ઘણે દરજજે વીસારી શકું છું. મને માફ કરજો કે મારેથી મારા કોલ

મુજબ દર માસે તમોપર એ લખાણુ મોકલી શકાયું નથી, કારણુ કે એક બે વરસ હું તદન છુપો રહેવા ઇચ્છતો હતો. હાલ જયારે હું પહેલું કાગજ લખું છું તે આજ સુધીમાં રચાયલી ૩૦૦૦૦ બેતો તૈયાર થવાથી લખુંચ. મહેરબાની કરી મને કાગજ લખો તે મારાં ખરાં નામે લખશો નાજી. સરનામાપર તેમજ કાગજની અંદર પણુ મારૂં હાલનું ધારણુ કીધેલું નવું નામ લખજોજી. મેં મારૂં નામ એરચશાહ એદુબામ રાખ્યું છે. છેલ્લાં ૭ માસ થયા હું રાવલપીંડીમાં છું. અહીંનું હવાપાણી મને ખુશનુમા લાગતું હોવાથી અહીંજ એક ખુણામાં પડી રહેવા ઇચ્છું છું. મને કાગળ લખો તો c/o Post Office, Begum Bazar, Ravalpindi ને સરનામે લખજોજી. તમોને છપાવવાને બની આવે તેટલા માટે શાહનામાનું ટાઇટલ પેજ, દીબાચો વગેરેબી મેં લખી મોકલ્યું છે. માટે પારસલ પુગેથી છપાવવાનું કામ હવે સુખેથી ચાલુ કરજોજી. હવેથી હું દર માસે તમોપર એના હફતા મોકલ્યો જઇશ તે જાણજોજી. મારાં વહાલાં બચ્ચાંઓને પ્યાર કરજોજી અને મારી યાદ આપજોજી.''

જહાંગીરના કાગજથી ખાનબહાદુર ખુશી થયા તે કરતાં જહાંગીરે મોકલેલાં ફીરદોશીનાં શાહનામાં વાળા ગુજરાતી બેતબાજીના તેના તઇયાર કીધેલા તરજુમાંથી બેવડા ખુશી થયા.

"શું એનું બળવંત ભેજું હશે!" તેવણુ તે હાથની લખેલી બેતો એક પછી એક નંબરવાર ઉકલાવતા જઇ બોલ્યા. "ખરેખર એ લખવા પડયો હશે ત્યારેજ એનું દુઃખ થોડું ઘણું વીસરી શકયો હશે એમાં નવાઇ નથી. દહોડ વરસમાં ૩૦૦૦૦ બેત રચી કાઢી? આજે આએ લખાણોને જોઇ લઇ આવતી કાલથી લાગલું ખુદાનું નામ દઇને છાપવા આપી દેઉં. મારેબી મારી ફરજ બજાવવી જોઇયે. એણે બરાબર અરધું દફતર તઇયાર કીધુંછ એટલે અરધી રકમનો એ માલેક કહેવાયો. પણ પરાયા પરદેશ વચ્ચે હઠી–ત્રણ હજારની રકમ તેને પુછાવ્યા વગર મોકલી આપવી મને ઠીક લાગતી નથી વાસ્તે હાલ તુરત આજ ને આજ રૂ. ૫૦૦ નો એક ચેક એને બીડી દેઉંછ." એમ પોતાનાં દીલ સાથ એકલા વીચાર કરતા ખા૦ બા૦ એદલખાન તે સુંદર બેતબાજીવાળો રૂસ્તમ અને અસપંદીઆરની લડાઇવાળો અસરકારક ભાગ કાઢી એક ઇઝીચેર પર મોટે સાહાડે રાગ કાઢી રસ લઇ લઇને વાંચવા પડયા.

* * * * *

પેલી તરફ અધીરી અરનવાજની હાલત શી હતી? તેણી કેસ જીતી ખરી પણુ જીત્યા છતાં હારવા કરતાં તેણીની હાલત ખરાબ થઇ પડી. પહેલી વાત તો એ હતી કે તેણી જીતવા છતાં બેઉ પક્ષનો તમામ ખરચ તેણીને માથે પડયો હતો, જે જાણે 'તેણીની જીતનો દંડ' હતો! તેણીએ અરધી મદદ પોતાની બેહેન તથા માસી તરફથી મેળવીને તથા અરધી રકમ માટે પોતાના દરદાગીના વેચીને ફકડી ચટકીને

ભરપાઇ કીધો. અહીંથીજ તેની કમબખ્તી હવે શરૂ થઇ. કોર્ટમાંથી જીતીને નીકળવા છતાં તમામ તમાશગીરોએ તેણીને હડધુત અને પાણી-ઉતાર કરવાથી તેમજ બહારવણે તે ચુકાદાપર છાપાવાળાઓએ ઉધડો લેવાથી તેણીનાં છાલછોડાં પુરાં નીકળી ગયાં. અરનવાજ વીરૂધ જહાંગીર જીજીશેઠવાળા મુકદમામાં ડેલીગેટો માત્ર શક ઉપરથી દોરવાઇ ગયા અને ૭ વીરૂધ ૪ મતે પ્રતીવાદીને દોષીત ઠરાવ્યો એ કેવળ અન્યાય થયલો જણાવી કાયદાનું બંધારણ સુધારવા માટે નામદાર સરકારને જાહેર છાપાએ બહુ આગ્રહપુર્વક ભલામણ કીધી. કેટલાક પેપરવાળાઓએ તો એટલા વટીક મત આપ્યું કે ડેલીગેટોની દરકાર કીધા વીના નામદાર જડજે પ્રતીવાદીને શકનો લાભ આપી નિર્દોષ ઠરાવી છોડી મેળવો હતો !

એ રીતે "અરનવાજ વીરૂધ જહાંગીર જીજીશેઠ" વાળો મુકદમો આખી પારસી કોમમાં અતી ચર્ચા ઉત્પન્ન કરનારો નીવડયો. અરનવાજ તેમાં ફાવી ગઇ પણ કોર્ટની બાહેર નીકળ્યા પછી તેણીને લાગ્યું કે તેણી જીતીને નીકળી તે કરતાં હારીને નીકળતે તો સારૂં કારણ કે કેસ પુરો થતાં ત્યાંને ત્યાંજ તેણીને ઘણી તાનાજાની ભર્યાં સુખનો સાંભળવા પડયા.

જો કે તેણી જહાંગીર જીજીશેઠ સાથ છુટાછેડાનો કાયદાસર હુકમ મેળવીને કોર્ટ બહાર નીકળી હતી અને હવે ખરૂં પુછો તો તે ગરીબ ભરથાર સાથ તેણીને કાંઇ પણ લાગતુંવળગતું કાયદાથી કે કુદરતથી રહયું ન હતું.

"આપ હાણ અને જગ હસી" તે એનું નામ ! અરનવાજ કરવા ગઇ સીધું, પણ થઇ ગયું ઉલટું ! ઓ પરણેતરો ! આ અરનવાજના દાખલાપર જરા ગંભીરાઇથી વીચાર કરો ! તમારો ધણી ગમે એવો ગરીબ કે કંગાળ સ્થીતીમાં હોય, તોપણ તે તમારો ધણી, તમારા સરનું તાજ, તમારૂં શીરછત્ર છે, તેને હીણીને તમે કદી સુખી થશો નહીં. ધણીની તજનારી ધણીઆણી કદી સુખી થતી નથી. પાછલે દહાડે તેઓ પસ્તાયા વીના રહેતી નથી.

અધીરી અરનવાજના દાખલામાં તો તેણીને પહેલેજ દહાડે પસ્તાવો ઉપજ્યો ! "તાતે ધાએજ તવાથો" પડવાનું લખાઇ ચુકેલું હોવાથી તેણી કેસ જીતીને કોર્ટમાંથી બાહેર પડી નહીં તેટલાં તમાશગીરોએ તેણીને હડધુત કરી મેલી કોર્ટનાં કમપાઉંડમાં અને કમપાઉંડની બાહેર "ધીકાર ! ધીકાર !—ધીક્કાર છે તારા જેવી બેકદર બઇરીપર !" એવા પોકારો કરી તમાશગીર આલમે તેણીને પહેલે તડાકેજ હેબતાવી મેલી.

# પ્રકરણ ૬૯ મું.

## દસ વરસની દસસેં કહાંણી!

### ( દોહરા. )

સાંઇ અપને ચીતકી, ભુલ ન કહીયે કોય,
તબલગ મનમે રાખીયે, જબલગ કારજ હોય.
[ મહાકવી તુલસીદાસ. ]

તે અવીચારી ઓરતને થોડીજ ખબર હતી કે તેણીને હજી પુષ્કળ દુ:ખરૂપી ડુંગરો ચઢવાના છે. પહેલેજ દહાડે તેને એટલો પસ્તાવો થયો ત્યારે તે પછીનાં દસ વર્ષનો એક આખો દાહેકો તેણીએ કેમ ગુજાર્યો હશે તે વીચારવું મુશ્કેલ નથી.

તેઓ છુટાછેડા મેળવી પરસ્પરનાં જોડાણથી જુદાં થયાં બાદ દસ વર્ષ દરમ્યાન જાહાંગીર જીજીશેઠે પહેલાં પાંચ વર્ષ પુરાં થાય તે આગમજ ખા૦ બા૦ આદરજી એદલખાને સોંપેલો પેલો શાહનામાનો ગુજરાતી બેતબાજીનો મહાભારત તરજુમો પુરો કીધો, જે ખાનબહાદુરે પોતાના ખરચે છપાવી ગુજરાતી સાહીત્યને અર્પણ કીધો. પોતાની જીંદગીની આ મોતેબર ઉમેદ જાંહાંગીર જીજીશેઠ મારફતે બર આવવાથી ખા૦ બા૦ બહુજ ખુશ થઇ ગયા. તેવણે મેહેનતનાં બદલામાં પોતે જે મોટી રકમનું દામ કબુલ્યું હતું તે જાંહાંગીરપર મોકલી આપવા ઉપરાંત રૂ. ૧૦૦૧ નું વધુ રોકડું ઇનામ પણ મોકલ્યું.

જાંહાંગીર જીજીશેઠ એક દાહેકા પછી જાહેરની વખાણ મેળવવાને નસીબવંત નીવડયો. જાંહાંગીરે અરનવાજ સાથ છુટાછેડા મેળવ્યા પછી મહેરબાનુ જોડે ઝટ પરણી જવાને બદલે મુંબઇથી દેશવટો લઇ દુર થયો, ત્યારેજ સઉને તેની અંદરખાનેની ખરેખરી નીર્દોષ સ્થીતીનો ખાલેશ ખ્યાલ થયો. ત્યારેજ પેલી નીતિવાન બાનુ મેહેરબાનુને નીંદક જીભલીઓએ કેવો ઘાતકી ગેરઇનસાફ કીધો હતો અને પેલા ન્યાય કરવા બેઠેલા ડીલેગેટોએ તે જવાન વીધવાનો કેવો ધર્મ લીધો હતો તે લોકોને આપમેળે દેખાઇ આવ્યું. જો જાંહાંગીરને મેહેરબાનુ સાથ કાંઇ આડો વહેવાર ખરેખર હતે અને તેઓ એકમેકપર પ્રેમાકર્ષણથી ખરેજ ખેંચાયલાં હતે તો અરનવાજ સાથ છુટાછેડા થયા પછી મહેરબાનુ સાથ પરણી જવાને તેને શી હરકત હતી?

એટલુંજ થઇને રહ્યું નહીં પણ જયારે મેહેરબાનુ નીર્દોષ જણાઇ, ત્યારે તેના જેવી એક ભલી અને જાહેર પ્રજાની કસોટીપર કસાઇને પુરવાર થયલી નીતિમાન નારીનો હાથ મેળવવા માટે કેળવાયલા જવાનોની ગેથા હરીફાઇ ચાલી અને અંતે તે ભલી બાનુ વીલાયતના M. D. ની પદવી પામેલા એક બાહોશ પારસી ડાકટર સાથ પરણીને સુખી થઇ.

બીજી તરફ દશ વર્ષના એ દાહેકામાં અરનવાજનો હાલ કેવો હતો? જે દીવસથી તેણી કેસ જીતીને કોર્ટમાંથી બહાર પડી તે દીવસથી તેણીની કમબખ્તીનોજ ગોયા પાયો બેઠો હતો. દહાડે દહાડે તેણીનો વખત ઘણો ખરાબ આવતો ગયો. કુદરત જાણે તેને મુગી શીક્ષાજ કરવા બેઠી હોય તેમ કેસ જીત્યા પછી ૭ માસ નહીં ગયા તેટલાં તેનાં મેહેરામાસી મરણ પામ્યાં, જેથી અરનવાજ પોતાની બેહેન આલાંને આધારે જઇ પડી.

અરનવાજના દાધાબલ્યા સ્વભાવે બેહેનબેહેનો વચ્ચેના મીઠા સંબંધમાં ધીમે ધીમે ભંગાણુ પડવા માડયું. અરનવાજ પોતાનો વખત જોઇને વાત કરતી ન હતી. જે સાહેબી અને સત્તા તેણીએ પુના ખાતેનાં પોતાના ખાવીંદનાં મકાનમાં ભોગવી હતી તેવી સત્તા અને સાહેબી તેણીએ બેહેન બનેવીનાં ઘરમાં ચલાવવા માંડી, જે આલાંને રૂચી નહીં, પણ તેણીના ખાવીંદ કાવસ કાલાપેસીએ બની શકયું ત્યાં સુધી તેણીને શાંત રાખવાની કોશેષ કીધી. તે બેઉ માટીબઇયરે તેણીનો બહુ જુલમ પાંચ વરસ સુધી ખમ્યો, પણ પછી તેઓથી વધુ તામોસ થયું નહીં. નરમાસ અને મીઠાસથી રહીને તેમના આશ્રયમાં શાંતીથી દહાડા કાહડવાનું ડહાપણ દેખાડવાને બદલે અરનવાજે ખુદ આલાં અને તેણીના ધણી ઉપરબી સાહેબી કરવા માંડી. જયારે મામલો ઘણે દરજ્જે વધી ગયો ત્યારે તે ધણીધણીયાણીને બોલ્યા વીના ચાલ્યું નહીં કે "ગરીબ બીચારા જાંહાંગીર જીજીશેઠને તેં એમજ દુ:ખી કીધો હશે-અમે પહેલાં તેનો વાંક કાહડતાં હતાં પણ ખરી વાત તો એ છે કે તું પોતે ભુંડી છે. તું તારા ધણીનાં ઘરમાં નહીં સમાઇ તો અમારે ત્યાં સમાઇને અમોને શું જશ આપવાની હતી?"

આલાંએ વાપરેલી આ સખુનબાજીથી અરનવાજને ભારી ચટકો લાગ્યો. તે બન્ને બહેનો વચ્ચે તે ઉપરથી સખત બોલચાલ થઇ, જેનું પરીણામ એ આવ્યું કે આલાં અને કાવસે અરનવાજને પોતાનાં ઘરમાંથી તુરતજ કહાડી મુકી!

તેણી ચદરઘાટથી નીકળીને સીકંદરાબાદ રહેવા ગઇ. ત્યાં એક નાની કોટડી ભાડે લઇ તેમાં જઇ રહી. થોડેક વખત પોતા પાસે થોડાક પઇસા હતા તેપર ગુજારો ચાલ્યો, પણ જાતે ઉડાઉ હોવાથી તથા આવકનું સાધન કશું નહીં હોવાથી થોડા માસમાં તો ખાખાવરખી થઇ ગઇ.

તેણીના ડોળા ઉપર આવ્યા!-હવેજ તેણીને પોતાના ગરીબ ધણીની ગરજ જણાવા લાગી તથા હવેજ ધણીને તજનારી એક ઓરત તરીકે તેણીની હાલત કેવી 'નહીં ઘરની કે ઘાટની' જેવી થઇ હતી તેનો વિચાર આવ્યો!

સીકંદરાબાદમાં સબડીને તેણી મોટી મુશ્કેલીથી એમથી તેમ પેટના ખાડા જોગા પઇસા એકઠા કરી મુંબઇ આવી. અહીં તેણી એક પારસી કુટુંબને ત્યાં રાંધવાની નોકરીપર પગારદાર રહી. ગમે એવી ગરીબાઇ વચ્ચે

પણ જે ઓરતે પોતાના ધણીને ત્યાં 'એક રાજ' જેવું ભોગવેલું તેણી એ રીતે કંગાળ હાલતમાં સબડતી લોકોને ત્યાંનાં ટુકડા ખાતી થઇ એજ દેખાડી આપે છે કે એક ગરીબ ખવાસના ખાવીંદને અને નીર્દોષ બચ્ચાંઓને તમામ બેકદરી વચ્ચે છોડી જનારી તે બેરેહેમ બઇરીપર કુદરતનો કોપ કાં નહી ઉતર્યો હોય?

જ્યારે ઇનસાન ગીરદેશીના ઘેરામાં સપડાય છે, ત્યારે ચારે બાજુએથી મુસીબત તેની ઉપર હુમલો લઇ જાય છે. તેણી જે પારસી કુટુંબમાં નોકરી રહી હતી તે કુટુંબની જાણમાં કાંઇ અનાયાસે આવ્યું કે એજ પેલી અરનવાજ છે, જેણીએ પોતાનાં નીર્દોષ ખાવીંદપર જનાકારીનો જુઠ્ઠો આરોપ મેલી છુટાછેડા મેળવ્યા હતા. તે કુટુંબનાં વડાં બાનુની પરપુછમાં અરનવાજે એવું સમજીને 'હા' પાડી કે તેણી તરફ તેનાં બાઇની દીલસોજી ઉશ્કેરાશે પણ દીલસોજીને બદલે તેને તે ઘડીએ તેણીનો ચઢેલો પગાર ચુકવી આપી પાણીચું પકડાવવામાં આવ્યું!

સારે નસીએ ગ્રાંટરોડ તરફ તેજ દીવસે તેણીને એક બીજી નોકરી મળી, પણ ત્યાંબી તેણી ઝાઝો વખત ટકવા પામી નહીં. આ રીતે કાંઇ ને કાંઇ કારણે તેણીને ડજનેક ઠેકાણેથી નોકરીપરથી કાઢી મેળવામાં આવી. બધા દુર્ગુણોનું તેણીમાં ગોયા સંગ્રહસ્થાનજ હોવાથી ગ્રહદશાના આ ઘેરા દરમ્યાન તે પુર પ્રબળતાથી ખીલી નિકળ્યા. તેણી જ્યાં જતી ત્યાં હાડમાર થતી હતી. તેણીનું બોલેલું ચાલેલું તથા કીધેલું મુકેલું કોઇનેબી પસંદ આવતું નહીં. જ્યારે તેણીએ પોતાને તમામ લાઇલાજ જોઇ ત્યારે અંતે પોતે ફરીથી કોઇ સાથ પરણીને સુખી થવા(?)નો વીચાર કીધો! તેણીએ તે બેવકુફ ખ્યાલ ઉપજતાંજ તેને ઉપાડી લીધો અને બે પાંચ તરફ ફાંફાં માર્યાં, પણ તેણીનું નામ ખરાબ થયલું હોવાથી તેમજ તેણીનો હાલનો અવતાર ઘણોજ કંગાળ અને હાલહવાલ હોવાથી કોઇએ તેને કબુલ કીધી નહીં.

જેમ જેમ મુસ્કેલી વધતી ગઇ તેમ તેમ તેણીને દુન્યામાં એકેક દહાડો પસાર કરવો વધુ ને વધુ કઠણ લાગવા લાગ્યો. હવેજ તેને ભરથારની કદર ઉપજી, હવેજ તેને બચ્ચાંઓ તરફની પોતાની બેદરકારી માટે બળાપો ઉત્પન થયો. હવેજ ચોતરફની ભયભીત મુફલેસી જોઇ તેણીના ડોળા ઉપર આવ્યા!

આટલો વખત તો હાથપગ ચાલવાથી તેણી લોકોની નોકરી ચાકરી કરી શકી પણ હાડમારી અને ભુખમરાથી તેની તબીયત એવી બગડી ગઇ કે મેહેનત-મજુરી કરવાનીબી તેનામાં તાકત રહી નહીં. તેણી આખર માંદગીથી પટકાઇ પડી મરતી મરતી મુસ્કેલીથી બચવા પામી. આ વખતે તેણી જેકબ સરકલ તરફની એક નાનકડી ગીચ ચોલી, જ્યાં ગરીબ વાંધેનાં તમામ મરાઠાઓ અને ઘાટીઓ વસ્તા હતા ત્યાં એક કંગાળ

ઓરડી ભાડે લઇ ત્યાં રહેતી હતી. ચોતરફની હાડમારીને લીધે તેણીનાં ઉડાઉપણાંપર અંકોશ પડેલો હોવાથી જુદે જુદે ઠેકાણે કીધેલી નોકરીમાંથી રૂપીઆ પચાસેક તેની પાસે એકઠા થયલા હતા, તેજ તેની માયાપુંજી અને માલમીલકત હતું. સરસામાનમાં એક દેવદારી ખોખાં સીવાય બીજું કાંઇ ન હતું. તે દેવદારી ખોખામાં બે ત્રણ સુતરાઉ સાડી, બે ત્રણ સુતરાઉ ઇજાર, પાંચ સાત સદરા અને ત્રણ ચાર માથાંબાના એ તેણીની પોશાકી હતી.

આ હાડમારીઓ થોડી હોય તેમ અરનવાજ ઉપર એ વખતે મજબુત તાપે હુમલો કીધો. અરનવાજની માંદગી દરમ્યાન એકાદ બે દયાળુ ઘાટણોએ તેણીને કાંજી વગેરે પાઇ ગરીબ વર્ગનાં હીંદુઓમાં આજારી માણસોમાં જે પ્રકારે માવજત થાય છે તે પ્રકારની માવજત કીધી.

વગર શકે આ ભયંકર માંદગીમાંથી અરનવાજ મરતી મરતી બચી. જો પેલી બેઉ પડોશણે આટલીબી દયા દેખાડી નહીં હતે તો પોતાની જાતી–મુર્ખાઇથી સંસારનું મોતેબર સુખ ખોહી બેઠેલી આ ઉછાછળી ઓરત તે ગીચ ચેલીની કંગાળ અંધારી ઓરડીમાંજ પોંહતી થઇ જાત–પણ કુદરતને હજી કાંઇ જુદુંજ મંજુર હતું. સૃષ્ટીનો સરજનહાર હજી એ અભાગણીને જીવાડીને તેનાં પાપનો પુરેપુરો પશ્ચાતાપ કરાવવા ચાહતો હતો, જેથી ઉપલી મોટી માંદગીમાંથી તેણી ઉઠવા પામી.

પણ આગલી અરનવાજ અને હાલની અરનવાજમાં જાણે આસમાન જમીનનો ફેર પડી ગયો હતો. તેણીની આગલી ખુબસુરતી તમામ કરમાઇને ઝાંખી પડી ગઇ હતી. તેણીના ભરેલા ગુલાબી ગાલ સુકાઇ જઇને દાચાં બેસી ગયાં હતાં. તેણી જવાન છતાં દુઃખથી અને માંદગીથી એકાદ ઘરડી સ્ત્રી જેવી દેખાતી હતી.

અરનવાજના દીલની હવે માત્ર એકજ ઉમેદ હતી. તે ઉમેદ શું હતી? તેણીનાં દીલમાં કુદરતી રીતે એવી ઉમેદ પેદા થઇ કે "એક વખત મારા જાંહાંગીર સાથ મને કોઇ મેળવે તો હું તેનાં પગપર માથું મુકી તેની માફી ચાહું."

અરનવાજને ઉપજેલી આ ઉમેદ 'રાંડયા પછીનાં ડહાપણ' સમાન હતી, પણ કુદરતના કાયદાથી ઉલટી કે અકુદરતી નહીં હતી. અંતઃકરણનો ડંખ એવોજ કાતેલ હોય છે. પોલાદ જેવી વજ્ર છાતીના પુરૂશોને અંતઃકરણનાં ડંખે પીગળાવીને પાણી સમાન બનાવ્યાના દાખલા તવારીખમાં ઓછા જડતા નથી.

મરણતોલ માંદગીમાંથી ઉઠયા પછી જાંહાંગીરને મળીને તેની માફી ચાહવાની ઉપજેલી ઉમેદે તેનું જીગર એવું કોતરી ખાધું કે હવે એ બાબે શું કરવું અને કોણની મદદ માંગવી તે ઉપર તેણી મગજ કસવા લાગી.

તેણીને એકાએક યાદ આવી ગયું કે માહીમવાળી તેની આગલી સહી દીનામાય દાવર વગર આ કામ બીજા કોયથી બની શકવાનું નથી. તેણી લાંબા વખતથી ગીરદેશીના ઘેરામાં એવી ફસી ગયલી હતી કે દીનામાય દાવરની આટલા વરસ દરમ્યાન તેણીને આજેજ યાદ થઇ હતી! આ યાદ થતાંજ તેણી મરતી-પડતી માહીમ ગઇ. તેની છેલ્લી મોટી બીમારી પછીથી તેજ દિવસે તેણી પહેલવહેલી બહાર નિકળી હતી.

## પ્રકરણ ૭૦ મું.

## અરનવાજની આંખ ઉઘડે છે!

### ( દોહરો. )

ભલઇ કરત લાગે બિલમ, બિલમ ન બુરાઇ વિચાર;
ભબન બનાવત દિન લગે, ઢાહત લગઇ ન બાર.
અંતર અંગુરિ ચારકો સાચ જુઠમે હોય;
સબ માને દેખી—કહી, સુની ન માને કોય.
તુલસી રેખા કર્મકી, લલાટપે લિખ દીન;
પુર્વ-જન્મ પુન-પાપ તેં, અખિલ જગત આધીન.

[ મહા કવિ તુલસીદાસ ]

"ઓ માયરે! એ કોણ?"

"જી જી, કોઇ નહીં—એ તો હું છેઉં!"

"પણ તમે કોણ? તમારૂં કંઇ નામ-નીશાન? તમે એકદમ પુછ્યા પરાછ્યા વગર પારકાં ઘેરમાં ધસી કેમ આયાં?"

"ઓ દીના દીના દીનામાય! શું તમે મને ઓળખતાં નથી? અરે! કેવું અજબ જેવું? શું મારા ચેહરા પરથીબી તમે મને પારખી નથી શકતાં? દીનામાય, હું તમારી સહી અરનવાજ છેઉં!"

"કેઇ અરનવાજ? જાંહાંગીર જીજીશેઠની?" દીનામાય દાવર તેને ટીકી ટીકીને જોવા લાગી, "ખરેખર! મને માફ કરજે અરનવાજ, મેં તને પહેલા ઓળખી નહીં. એ તારામાં કેટલો ફેરફાર? તું એવી કેમ થઇ ગઇ?"

"દુઃખે દુઃખે મારો હાલ ને અવતાર એવો બન્યોછ!" અરનવાજ રડી પડીને બોલી. "ગરીબાઇની તમામ પ્રકારની ગીરદેશી છેલ્લાં દશ દશ વરસમાં મારી ઉપર ગુજરી ચુકીછ. દીનામાય, મારા ફરેસ્તાઇ

ખસલતના ભરથારપર પકડેલા બુરા વહેમનો પુરતો બદલો હું મારી પર ઉતરેલા આએ કુદરતી કહેરથી પામી ચુકીછ. હવે મને દુનીયાં ઝેર જેવી લાગેછ."

દીનામાય દાવર તેણીની તમામ સ્થીતી એક તડાકે પામી ગઇ કે જે ઉછાછળું પગલું તેણીએ ભર્યું હતું, તેનો હવે પસ્તાવો થતો હતો અને ધણીનું સુખવારી છત્ર છોડી જવાની સજામાં તેણી હવે એક કંગાળ અને એકલવાઇ જીંદગીમાં રીબતી હતી !

"મારો જીવ બલ્યા કરેછ કે તારી એવા કંગાલ હાલથી ને તારાં દાચાં પણ બેસી ગયલાં હોવાથી મેં તુને તુરત નહીં પીછાનતાં અંજાણુ-પણે અપમાન કીધું."

"નહીં, મને તમે કશું અપમાન કીધું નથી. મારા દેખાવ અને પહેરવેશમાં આજકાલ જે મોટા ફરક પડી ગયોછ તે ધ્યાનમાં લેતાં કોઇબી મને એકાએક ઓળખી નહીં શકે એ બનવાજોગ છે."

"અરનવાજ ! તું તો કેવી ખુબસુરત ને દેખાવડી હતી ?—તારી સીકલ એમ બેસીકલ કેમ થઇ ગઇ ?"

"મારા એવા હાલ મારી 'કીધી કરણી'એ થયા." અરનવાજે જવાબ આપતાં સાથેજ તેની આંખ્યોમાંથી બોર બોર જેવડાં આંસુ ટપકી પડયાં.

"તારી આંખમાં ખાડા કેટલા પડી ગયાછ ? જાણે આગલી અરન-વાજ તું છેજ નહીં !" દીનુ દાવરે બળાપો કરી પુછયું. "જરા શાંત થા, ને પછી મને તારી સઘળી કહાણી કહી સંભળાવ."

અરનવાજે જહાંગીર જીજીશેઠ સાથ પોતાને છુટાછેડા મળ્યા પછી પોતાપર આજ સુધીમાં શું શું ગુજર્યું અને શું શું વિત્યું તે રડતી જાઇને તમામ બયાન કીધું, જે સાંભળી દીનામાય દાવરનું રૂવેરૂવું કમકમાયા વગર રહ્યું નહીં.

"અરનવાજ ! તારી આજની આએ સ્થીતીને માટે તું કોઇનેબી આભારી હોય તો તારી પોતાની મુર્ખાઇને છે." તમામ હકીકત સાંભળી રહયા પછી દીનામાયથી બોલ્યા વિના રહેવાયું નહીં. "તુને યાદ છે, બહેન, કે તારા ધણીપર વહેમાઇને તું તેની પીઠ પાછળ પારધે પડીને અહીં માહીમ ખાતે તેની તપાસ કરવા આવી હતી તે દહાડે દરીયે કીનારે જવાની આગમચ અને પછી મેં ખતી ખતીને તુને કહયું હતું કે તારા ધણી વીરૂધ હરગેજ કાંઇ હુલ્લડ પગલું તું ભરતી ના. મારી તે સારી શીખામણ તેં માની હતે તો આજે તારો આએ દહાડો આવતે નહીં અને આએ રીતે તું દુઃખી થતે નહીં."

"મને તાણા ના મારો! સો સો ખાસડાંએ તોબાહ કરવા હું તૈયાર છું. ખુદા ખાતર દુઃખીની કોઇ દયા કરો!" અરનવાજ ગળગળી પડીને બોલી. "આજે હું એકજ ઉમેદથી અહીં આવીછ, દીનામાય તે એટલીજ છે કે મને મારા જાંહાંગીર સાથ એકજ વખત મેલાપ કરાવો! હું તેને પગે પડી મારી નાતરસ ચાલની તેની પાસે માફી માગું, બસ એ સીવાય મને બીજું કંઇ જોઇતું નથી."

"અરનવાજ! તું ઘેલી તો નથી થઇ? જેનું જીગર તેં નાતરસપણે એકવાર ચીરી–ફાંસી નાંખ્યું, જેની ઇજતના તેં કાંકરે કાંકરા કીધા, જેનાં તમામ સંસાર સુખનો તેં તારી મુર્ખાઇથી નાશ કરી નાખ્યો તે ધણી તુંને મળશે? અને મળશે તો તુંને માફ કરશે? નહીં, અરનવાજ નહીં. એ કોઇ કાળે બનવાનું નથી. તારો જાંહાંગીર હવે તુને માફ કરે એમ મારૂં દીલ કબુલ કરતું નથી. તારાં દુઃખથી તો તે બીચારાએ જનમનો દેશવટો લીધોછ."

"શું બોલ્યાં?—ઓ દીનામાય તમે હમણાં શું બોલ્યાં? મારાં દુઃખને લીધે જાંહાંગીરે જનમનો દેશવટો લીધોછ? શું આએ વાત તદન ખરી છે?" આ નવો ખુલાસો સાંભળી તેણીની છાતીમાં પડેલા જખમોમાં એક વધુ નવા જખમનો વધારો થયો.

"અરનવાજ, તે તો બીચારો કેસ હાર્યો બરાબર મુંબઇ શાહેર પર પુરો મુકી કોણ જાણે કેઇ તરફ દેશવટો લઇને દુર ઉતરી પડયોછ. આજે દશ વરસનો એક દાહેકો પસાર થવા છતાં કોઇ જાણતું નથી કે તે બીચારો કયાં છે અને તેનું શું થયું."

"રખે મને એવફા થયલી જોઇ જીવબીવ પર કીધું હોય?" અરનવાજ ગભરાઇ જઇને બોલી.

"અરનવાજ મારી એટલી તો ખાત્રી છે કે તું ધારેછ તેમ જહાંગીર કોઇ અવીચારી પગલું ભરી પોતાની જીંદગીનો અંત લાવે એવો નાદાન નથી. તેં લગાડેલા ડાઘની ખેજાલત તેનાથી નહીં ખમાયાથીજ તે દેશવટો લઇ દુર નીકળી ગયોછ."

"પણ તેની સાથેજ કોણ છે? પેલીજ મુગામોદીની મેહ—"

"એકદમ ચુપ થઇ જા! અરનવાજ! તારી પર આટલું આટલું પડયું પણ હજુ સુધી તારાં મગજમાંથી વહેમ રૂપી વસવસાઓ દુર થયા નથી એ કેવું દુઃખદાયક છે? તે બીચારી બાનુ તો આજે પાંચ વરસ થયાં વીલાયતથી M. D. થઇ આવેલા એક બાહોશ પારસી ડાકટર સાથ પરણીને કયારની સુખી થઇ ગઇછ, અને હાલ ત્રણ બાળકની માવતર બનીછ. તે નવજવાન વીધવાપર જીંદગીના છેડા સુધી ઉખેડી નાખનારૂં આળ મેલી તેણીને તેં ભયંકર નુકશાન પુગાડયું હતું, તેમાંથી

પરવરદેગારે અંતે તેને ઇનસાફ અપાવ્યો છે. અરનવાજ, તારા તમામ વહેમો ખ્યાલી અને તકલીદી હતા. હવે જોકે તેનું પરીણામ કેવું બુરૂં આવ્યું છે. તેં છુટાછેડા મેળવ્યા ખરા પણ જીતીને તેં મેળવ્યું શું? હજી તું હારીને ઉતરી હતે તો તારા હકમાં ફાયદો હતો કે તારાં માથાંપર તારા ધણીનો છાંયો તો રહેતે?"

અરનવાજ શું જવાબ આપે? તે ઝાર ઝાર રડતી નીચી નજરે બેસીને સાંભળ્યા કરતી હતી.

દીનુ દાવરે પાછું ચલાવ્યું. "હવે તારો જહાંગીર તુંને માફ કરે એ એમનો સુરજ એમ ફરે તોબી નહીં બને એવું છે; પણ તે છે કયાં કે આપણે તેને કસોટી લઇએ?"

"ઓ દીનામાય! કંઇબી કરો અને મારા ધણીનો મને પત્તો કહાડી આપો! તે દેશનાં કોઇબી ખુણામાં હશે ત્યાં હું પગે ચાલતી ને ભીખ માંગતીબી જવસ પણ એક વખત મારે તેની માફી તો ચહાવીછ ને ફર ચહાવીછ! અરે બદનસીબ! મારા જાંહાંગીરમાં મને એક ફરેસ્તો મલ્યો હતો, પણ હું નાપાક તેને એક સેતાન સમજી! કહોની દીનામાય મને મારા જાંગળાનો પત્તો કેયેથીબી મેળવી આપશો કે?"

"પણ એ પત્તો હું કેમ ને કેવી રીતે મેળવું અરનવાજ? ખુદ ખા૦ બા૦ એદલખાન જેવા તેના જીવેજાન દોસ્ત અને માયાળુ મુરબ્બી જેવાને તે કયાં છે તેની ખબર નથી તો મને કયાંથી હોય?"

"મહેરબાની કરી તે બાબે તમે ખા૦ બા૦ ની મારફતેજ ખબર કહાડી નહીં શકો?"

"હા, ખુશીથી પુછપરછ કરસ, પણ મને તો ઉમેદ જેવું લાગતું નથી. પણ સબર! સારી યાદ આવી! ખા૦ બા૦ ને ખબર હોવીજ જોઇયે તેનો મને આટલો વખત ખ્યાલ રહયો નહીં."

"એટલે તે શું?"

"તે એમ કે તારા જાહાંગીરને ખા૦ બા૦ એદલખાને ફારસી શાહનામાનો જે ગુજરાતી તરજુમો બેતબાજીમાં કરવાનું કામ સોંપ્યું હતું, તે તૈયાર થઇને હમણાંજ ત્રણ ચાર મહીના થયાં બાહાર પડયોછ. તું જાણેછ, અરનવાજ, એવું ગંજાવર પુસ્તક ગુજરાતીમાં આજ સુધી કોઇએ રચ્યું નથી એવી મોતેબર કીર્તી તારા ધણીએ મેળવી છે. થોભ! મારા દાદીબાએ એ ગ્રંથની નકલ ખરીદેલી છે તે હું તુને બતાઉં." એમ બોલી દીનુ દાવરે લાયબ્રેરીવાળા ઓરડામાંથી આયા પાસે એક જબરદસ્ત ચોપડી મંગાવી અરનવાજની સામે રજુ કીધી.

તે પુસ્તકનું ગંજાવર કદ અને તેનું ગીલીટ પુઠું જોઇ અરનવાજ ઘડીભર હેરત રહી. તેણીએ ધ્રુજતે હાથે સહેજ ઉઘાડવાની તજવીજ

કીધી, તો ટાઇટલ પેજની સામેજ જહાંગીર જીજીશેઠની એક સુંદર તસ્વીર અચખુચ નીકળી આવી. તે વ્હાલા ચહેરાપર નજર પડતાંજ અરનવાજ અચખુચ ચમકીને મોટેથી રડી પડી.

"એ જહાંગીર ! જહાંગીર ! એ મારી આંખના આરામ ! કેટલી મુદતે તારી મીઠી સુરત મારી નજરે પડીછ !—દીનામાય એ ચોપડી ક્યારે બહાર પડી ?"

"ત્રણ ચાર માસ થયાં."

"કોણે બહાર પાડી ?"

"ખાં૦ બા૦ એદલખાને. અરનવાજ, એ મહાન પુસ્તકની આજે છાપે છાપે તારીફ થાયછ. હું તો એમ કહુંછ કે તારા ખાવીંદે પોતાની ગયલી આબરૂ આ યાદગાર ગ્રંથ રચીને પાછી મેળવીછ. કુદરતે અંતે સચ્ચાઇને બાહેર લાવી તેની નેકીનો બદલો કેવી રીતે આપ્યો તે જોયો? જે ખાવીંદને તેં જનાકારી કરનાર અને જુલમગાર જાહેર કીધો હતો તે એક નીર્દોષ ને માયાળુ ખવાસનો મહેનતુ નર પુરવાર થયો છે. મને લાગેછ કે ખાં૦ બા૦ એદલખાનને પેટે કોઇબી ફરજંદ નહીં હોવાથી અને તારા જહાંગીર પર તેવણનું બહુજ દીલ દોડતું હોવાથી પાંચે દહાડે પોતાની મોટી દોલતનો વારસો તેવણ જહાંગીરનેજ આપી જશે, એટલુંજ નહીં, પણ તે વખત આવી પુગે તેટલાં, જહાંગીરે શાહનામુ રચી આપીને તેવણની જે મોટી મુરાદ પાર ઉતારી આપી છે તેનાં હેશાનમાં તેવણ પોતાના મોટા લાગવગનો ઉપયોગ કરી એને સારા ધરખમ પગારની કોઇ નોકરી અપાવશે."

"પણ ત્યારે મારાં બચ્ચાં? એ મારાં ગાય—ગોલાઓ કાંહ છે? તેનેબી એવણ સાથે લઇ ગીયાછ કે દીનામાય? એ વિષે તમુને કંઇ ખબર હશેની?" અરનવાજને આજે બચ્ચાંઓની યાદ થઇ!

"તારાં બચ્ચાંઓ ખાં૦ બા૦ એદલખાનને ત્યાં ઘણાં સુખમાં છે. મારી છેલ્લી ખબર મુજબ એવણ એ ભુલકાંઓપર એટલા રીદા છે કે એ ત્રણેની માવજત સારૂ તેવણે એક અનુભવી પારસી ડોસાંને ખાસ નોકરીએ રાખેલાં છે એજ નહીં પણ તેમની કેળવણી ઉપર ખાં૦ બા૦ ની પોતાની ખાસ દેખરેખ છે."

"અરે મુઈ હું અભાગણી ! મેં મારાં બચ્ચાંઓ તરફની કશી ફરજ બજાવી નથી." અરનવાજ રડીને બોલી. "ચાલો દીનામાય, હવે હું રજા લેઉંછ. મહેરબાની કરી મને ખાં૦ બા૦ નું રહેવાનું ઠેકાણું લખી આપો. હું આજ ને આજ ત્યાં જવસ."

દીનુ દાવરે અરનવાજની ખાહેશ મુજબ ખાં૦ બા૦ નું ઠેકાણું લખી આપવા ઉપરાંત રૂ. ૫૦) ની એક નોટ અને થોડાંક રેશમી તથા સુતરાઉ

કપડાની એક ગાંસડી પોતા તરફથી આપી, જે તેણીએ ઘણા આભાર સાથ કબુલ રાખી.

"દીનામાય, જતી વખતે મારી એક અરજ છે." તેણી જવા ઉઠતાં ઉઠતાં બોલી. "તમે એક ચીઠી ખા૦ બા૦ પર લખી નહીં આપો? તેવણ મને એવી ચીથરેહાલ જોઇ દાદ આપશે નહીં. એ ચીઠીમાં તમે એટલુંજ લખો કે મને મારાં બચ્ચાં સાથ મળવા દે અને મારો જહાંગીર કાંહાં છે તેનો પત્તો આપે."

"મને ખા૦ બા૦ સાથે એટલો બધો પરીચય નથી. પણ આએ ચીઠી આપુંછ, જે ઉપર અમલ કરવાનું કામ તે બુઝરગ ગ્રહસ્થનું છે. હું ધારૂંછ ત્યાંસુધી તેવણ તુને ના તો નહીં પાડશે."

"કંઇ નહીં, દીનામાય, મારા કીસમતમાં જે કંઇ લખેલું હશે તે થશે." અરનવાજે તે ચીઠી ગજવામાં મેલતાં તેણીનો ઉપકાર માન્યો. "મારી વકી કરતાં તમે મને સારો આવકાર આપી તન-મન અને ધનથી મદદ આપીછ એ હેશાન હું મારી જીંદગીના છેડા સુધી હરગેજ ભુલવાની નથી. મારી કકળતી આંતરડીને આજે ઘણી રાહત મળીછ." અને એમ બોલી શાહનામાનાં તરજુમાવાળી પેલી ચોપડી જે હજી ત્યાં ટેબલ પર પડેલી હતી તે ઉઘાડી જહાંગીરની તસ્વીરપર વાંકી વળી તે પસ્તાયલી બીચાએ ગમનાં એક આસું સાથ તે ઉપર એક ચુંબન કરી ત્યાંથી રૂખસદ લીધી.

## પ્રકરણ ૭૧ મું.

## "મને મારા જાંહાંગીર સાથ મેળવો!"

"દુનીયાંસ્ત કે આરામ દરૂ પયદા નીસ્ત,
જુજ નાકામી કામ દરૂ પયદા નીસ્ત,
પેવસતે બ યક ચીઝ ગોઅતલ દારદ.
ગર જામ બુવદ બાદે દરૂ પયદા નીસ્ત."

(૧) દુનીયા જે છે તેમાં આરામ પયદા નથી, સીવાય કે નામુરાદી વગર કશી મકદુર તેમાં પયદા નથી. (૨) હમેશાં એકેક ચીજ વગર તે અટકેલ રાખે છે, અગર શરાબની જામ હોય છે, તો શરાબ તેમાં પયદા નથી.

"સુ બંદે બ વેહમ સરસરી શોદ,
પા બંદ બરૂત બએ ખરી શોદ."

(અય ઇનસાન ! તું જાણ કે) જ્યારે કે તું વહેમનો ગોલામ થયો (ત્યારે ગોયા) પગ બાંધેલા ગધેડાના મરતબાનો થયો ! [વલી.]

સાંજનો વખત હતો.

લગભગ પાંચ વાગવા આવ્યા હતા. ખંબાલા હીલપર આવેલા એક દીલખુશ બંગલાના ઉમદા ટેસ્ટથી શણગારેલાં દીલપસંદ દીવાનખાનામાં એક બુઝર્ગ ગ્રહસ્થ ખુરસીપર બેસી પોતાની સામે મેળેલાં સ્લોપવાળાં સ્ટુલપર એક મસમોટો પોથો અઠીંગાવી તેનાં પાના ઉઠલાવતા હતા.

તે દીવાનખાનામાં બીજું કોઇ હતું નહીં. એક નોકરે આવી તેમને ખબર આપી કે "સાહેબ, કોઇ બાઇ તમોને મળવા માંગેછ."

"બાઇ ?" તે ઘરડા ગ્રહસ્થે પોતાના આઇગ્લાસમાંથી પેલા નોકર તરફ જોતાં અચરત થઇને પુછ્યું. "તેવણને અંદર લઇ આવ." તેવણે હુકમ આપ્યો અને માણસ પેલી બાઇને બોલાવવા ગયો.

બદહાલ પોશાકની દાચાં બેઠેલી એક જવાન પારસણ સાં દાખલ થઇ. તેણીને દીવાનખાનામાં દાખલ કરી નોકર પાછો ચાલી ગયો. ધીમા કદમ અને ધ્રુજતા હાથે દીવાનખાનાની અધવચમાં જઇ તે બાઇ મુંગીમંતર થઇને ઉભી રહી.

તે ગરીબ દેખાવની સ્ત્રી આપણી નામવર 'હીરોઇન' અરનવાજ હતી અને પેલા બુઝર્ગ ગ્રહસ્થ ખા૦ બા૦ આદરજી એદલખાન હતા !

આજે મરે તો કાલે બે દહાડા થાય તેવી તરતનીજ માંદગીમાંથી ઉઠેલી અરનવાજને તેવણે પુછ્યું "તમે કોણ છો, બાઇ ? અહીં કોણને પુછોછ ?"

"જી, હું એક ગરીબ લાચાર ઓરત છું અને ખાનબહાદુર એદલખાનને મળવા આવીછ." તેણીએ જવાબ આપયો. "હું ધારૂંછ કે તે ગ્રહસ્થ તમો મુરબ્બીજી પોતેજ છેવો."

"હાજી, તમારી અટકળ ખરી છે. પેલી ખુરસીપર બેસોજી."

"મને માફ કરો મુરબ્બીજી, હું ઉભી રહીનેજ તમારી સાથ વાત કરસ." અરનવાજે જરા ઓસકાઇને ખુરસી લેવા ના પાડી.

"નહીંજી, એમ કંઇ બને ? બેસોજી, કોઇ રીતે ઓસકાવાનું કારણ નથી. બોલોજી, તમારો શું હુકમ છે ?" અરનવાજને બેસવા દઇ ખાનબહાદુરે ઠંડે પેટે સવાલ પુછ્યો.

"જી હું તમો મુરબ્બીજીપર એક ચીઠી લાવીછજી."

ખાનબહાદુર સમજ્યા કે આ કોઇ પારસી બાઇ તેવણ કને કાંઇ પઇસા સંબંધી મદદ મેળવવા આવી છે. અરનવાજ તે મામલો ચેતી ગઇ, જેથી ઝટ ખુલાસો કીધો કે "નહીં મુરબ્બી સાહેબ, હું તમારી પાસે પઇસા સંબંધી મદદ માંગવા નથી આવી. કોઇ બીજાજ પ્રકારની તમારી મદદની મને જરૂર છેજી અને તેવી મદદ માટે મેહેમવાળાં મીસીસ દીનામાય દાવરે તમો મહેરબાનપર મને ચીઠી આપીછ."

તે ચીઠ્ઠી વાંચી રહેતાંજ તેવણના ચહેરામાં ફેરફાર થઇ ગયો. તેવણ અરનવાજને ઓળખતા નહીં હતા, માત્ર તેણીનાં નામથી તેવણ માહીતગાર હતા, ફક્ત તેવણે કોર્ટમાં દુરથી તેને જોઇ હતી. દીનામાય દાવરની ચીઠી વાંચ્યા બરાબર તેવણનો ચહેરો લાલ થઇ આવ્યો કે આ તો કેથાં તેવણનાં માનીતા જાંહગીરનાં અરનવાજબાઇ હતાં!

રખેને બુઢાજી જાંહાંગીર તરફથી ઉશ્કેરાઇને ત્યાં અપમાન આપી હડધુત કરીને હાંકી મેલે એવી તેણીને ધાસ્તી ઉપજી, જે તુરતજ ખોટી પડી.

"ઓહ હો! માફ કરજો બાઇ, મેં તમને પહેલાં ઓળખ્યાં નહીં." તે ઘરડા ગ્રહસ્થે તુરતજ ટચકો કીધો. "દીનામાયની ચીઠી વાંચી ત્યારેજ મેં જાણ્યું કે તમે અરનવાજ છો! તમોને મેં કોર્ટમાં જોવાતાં તેમાં ને હાલના તમારા ચહેરાના દેખાવમાં કેટલો ફેરફાર થઇ ગયોછ? તે પરણેલી જીંદગીમાં તો તમે દુઃખી હતાં પણ હાલની સુખી જીંદગીમાં દુઃખી કરતાંબી દેખાવમાં બતેતર દેખાવોછ તેનું કારણ શું? તમારા પેલા લુચ્ચા ધણીથી છુટા છેડા મેળવ્યા પછી તમે સુખી તો છોની, બાઇ?"

"ઓ મુરબ્બીજી! મને તાણારૂપી તીરથી વીંધી ના નાખો! ખુદા ખાતર મારી દયા કરો! ખરી લુચ્ચાઇ તો મેં કીધી હતી? તે ફરેસ્તાઇ ખસલતના ઉમરાવ ધણીને મેં નાહક વેહમી બનીને દુઃખી કીધોછ. આજથી દશ વરસની વાતપર દેખતી આંખે હું આંધળી બનેલી હતી. માડો ડોળા તે વખતે પીઠ પાછળ ગયા હતા. મારો પરણેલો સંસાર મારૂં નાનું જેવું રાજ હતું, મારા નેક ખસલત ખાવીંદને નહીં માફ થઇ શકે એવો ગંભીરમાં ગંભીર ગેરઇનસાફ કરી હું તેની ગુનેહગાર બનીછ. ખુદા તે ગુનાહમાંથી જયારે મારો ધણી મારો ગુનાહ માફ કરે ત્યારેજ છુટકો કરશે, જો તેમ નહીં બને તો દોજખનો રોજે રસ્તાખેજ સુધીનો આજાબ ભોગવ્યા વગર મારો છુટકો નથી. મારા મેહેરબાન મુરબ્બી! જે કંઇ બન્યુંછ તેને માટે હું પુરેપુરી પસ્તાઇને પશેમાન થાઉંછ. હવે મારાં દીલની બેજ ઉમેદો છે. એક ઉમેદ એ કે મારાં બચ્ચાંને મળવાને હું તરસી રહીછ. એક સગી માવતર તરીકે મારાં તે નીર્દોષ બચ્ચાંઓ તરફ મેં જે કરડી ને બેરેહેમ ચાલ ચલાવીછ, તે મારાં પાપનો બદલો દશ વરસના આએ દાહેકા દરમ્યાન કુદરત તરફની સજામાં

હું પુરતો પામી ચુકીછ. ખાવીંદ અને બચ્ચાંઓની મુંગી હાય મને નડયા વગર રહી નથી. જે સગાંવહાલાંઓની કુમકપર હું કુદતી હતી તેઓ મને આખરે બેવફા થયાં છે. મારાં કોઇ ખેશીઓ મને કામ આવ્યાં નથી. **ધણી અને બચ્ચાંઓને તેમનાં વગર વાંકે ને વગર તકસીરે તજી જવાનો નતીજો હું પુરેપુરો પામી ચુકીછ.** મારી અરજ હવે એટલીજ છે કે મને ઉપજેલો આ પુરેપુરો પસ્તાવો મારા જહાંગીરની જાણમાં લાવી મારા ગુનાહની મને તેની પાસે માફી અપાવો ! હું તમારી પાસે બેઉ હાથ જોડી કરગરીને નમનતાઇ સાથે અરજ કરૂંછ ! એક દુઃખી અબળાના આશીષો ઘણા મોટા હોય છે. મારાં દુઃખની મારી ખાહેશ મુજબ દવા કરી તે આશીષ તમે મેળવો. મારો જહાંગીર તમારો સખુન હરગેજ નીચે નાખતો નથી એવી ખાત્રીપુર્વક ખબર મેળવીનેજ હું અહીં આવીછ"

આ બોલી અરનવાજે પોતાની ખુરસીપરથી ઉઠીને ઝડપું પગલે ખાનબહાદુર બેઠા હતા તે તરફ જઇ ગુંઠણમંડીયે વાંકા વળી પોતાના બન્ને હાથે તેમના પગ પકડી લીધા.

"બાઇ, તમે એમ ના કરો ! ખુદા ખાતર મારા પગ છોડો !" ખાનબહાદુર તે દુઃખી સ્ત્રીને આટલી હદ સુધી પશેમાન થયલી તથા શરણે આવેલી જોઇ દયાની લાગણીથી ઉશ્કેરાઇને બોલ્યા. "ઉઠો ! અરનવાજ, જોકે તમારો ગુનાહ બહુ ગંભીર છે, પણ ગનીમત છે કે તે માટે મોડેથીબી તમોને પસ્તાવો પેદા થયો છે. જે કાલાવાલા તમે મારા કરો છો, તેટલી આજરખાહી તે કરીમે કારસાજની કરો કે તે મહા દયાળુ બાપ તમારા મોટા ગુનાહની તમને માફી બક્ષે !"

અને એમ બોલી જોર વાપરીને ખાનબહાદુર ખુરસીપરથી ઉઠી ઉભા થવાથી અરનવાજને તેવણના પકડેલા પગ છોડી દેવાની ફરજ પડી,

વગર શકે તે એક કરૂણાજનક ચીતાર હતો ! આગલી અભીમાની અરનવાજ જાણું આજે ત્યાં હસ્તીમાં હતીજ નહીં !

"એક દુઃખી અબળાપર દયા કરો ! મુરબીજી સાહેબ ! મારા જહાંગીરને સમજાવી મારો ગુનાહ મને માફ કરાવો !" તેણીએ ફરીથી કરગરીને અરજ કીધી.

તે બુઝર્ગ શહસે ફરીથી પોતાની બેઠક પર જગા લઇ નરમાસભરેલા ધીમા સાદે જરાએ અભીમાની દેખાડયા વગર વીવેકથી જવાબ વાળ્યો. "તમારી બેઉ માગણી ઘણી ગંભીર છે. કદાચ એક માગણી માટે હું મારૂં મન મનાવી શકું, તો જોકે જહાંગીરની રજા વગર તેનાં ફરજંદો જે હાલ તેનાં કબજામાં કહેવાય, તેમને તમારી સાથ મળવા દેવાનો પણ હું તેનો ઠપકો ખેંચી લેઉં એમ છે, તે છતાં તે બાબે હું થોડું પણ કદાચ બજાવી શકીશ, પણ ખુદ જહાંગીર સાથ તમોને મેળવીને તમારા ગુનાહની માફી બક્ષાવવાનું કામ તમો ધારોછ તેટલું સહેલું નથી."

"ઓ નહીં! એમ ના બોલો! એક દુઃખી અબળા તરફ દયાને ખાતર તમારી મદદ ત્યાં કામે લગાડો! હું મારા ધણી પાસે આવી મેળવવા સીવાય બીજું કંઇ માગતી નથી."

"તે ખરૂં છે, પણ તમે જે ચીજ માંગોછ તે એવી મોટી ચીજ છે કે જ્યાંસુધી તે ભલો જવાન હાતમદીલ દેખાડે નહીં ત્યાંસુધી તે ચીજ તમોને મળી શકે નહીં."

"ખાનબહાદુર શેઠ? મહેરબાની કરી મને કહો કે મારો જાંહાગીર હાલ ક્યાં છે?

"તે ક્યાં છે તે હું જાણુંછ, પણ તેની રાજી-રજાવંદી વગર તેનો પત્તો હું તમોને કેમ આપું?"

"હું કંઇ પારકી નથી, હું તેવણની પરણેતર છું."

"બાઇ, તમે ભુલી જાઓછ કે જાંહાંગીર કોઇબી ધણીઆણીનો આજે ધણી નથી. તમે એકવાર તેનાં પરણેતર હતાં, પણ આજે નથી."

અરનવાજના ચહેરો આ સખુનો સાંભળી મોતના જેવો ફીકકો મારી ગયો!

"ખરૂં છે, હું અભાગણી એકવાર તે વ્હાલાની પરણેતર ગણાતી હતી તેમ આજે નથી, પણ કાંઇ નહીં તો તે આગલી પરણેતર તરીકેનો મારો હક ધ્યાનમાં લઇ મને તે અમીરી ખવાસના ખાવીંદનો પત્તો—"

"સાહેબ, આએ તમારે નામના બે 'ટેલીગ્રામ' છે!" અરનવાજ પોતાનો વાકય પુરો કરે તેટલાં એક નોકરે આવી ખાનબહાદુર એદલ-ખાનનાં હાથમાં બે તાર મુકયા.

અચબુચ એકને બદલે બબે તાર જોઇ ખાનબહાદુરનો ચહેરો સહેજ ફીકકો પડી ગયો. બેમાંનો એક તાર તેવણે તુરતજ ઉખેડ્યો જે નીચે મુજબ હતો:—

" કલકતા ટર્ફ કલબના આનરરી સેક્રેટરી તરફથી—

"ચાલુ સાલની ડરબી સ્વીપ નો પહેલો ઘોડો 'બર્નસ્ટીક' તમે ખરીદેલી 'બુચી સનોબર' વાળા તખલ્લુસની ૩૩૯૯૯ નંબરની ટીકીટને લાગ્યો છે. તમારી મજકુર ટીકીટ ૪॥ લાખ રૂપયાની કીમતે ખરીદવાની માનપુર્વક ઑફર કરીએ છીએ. વળતે તારે તાકીદે જવાબ આપો."

"શુક્રર ખુદાના! શુક્રર ખુદાના!" ખાનબહાદુર તાર વાંચી એકદમ ખુશી થતા ખુરસીપરથી ઊછળીને ઉભા થયા.

"બાઇ તમારૂં પગલું વગર શક મને આજે ફળ્યું છે તમે જાણીને ખુશી થશો, અરનવાજ, કે **તમારી ખુચી સનોબરને કલકતા ટર્ફ** **ક્લબની સોરટીનો પહેલો ઘોડો લાગ્યોછ** અને કલબવાળાઓ આ ાર મારફતે સાહડાચાર લાખ રૂપીએ તે ટીકીટ વેચાતી લેવાની ઑફર નાકલેછ."

આ સાહડાચાર લાખ રૂપયાની રકમનો ગંજાવર આંકડો સાંભળતાંજ અરનવાજનો દમ ગોયા બંધાઇ ગયો! વાંચનારને યાદ હશે કે ગરીબ જહાંગીર જીજીશેઠને એજ ડરબી સ્વીપનું ઇનામ નહીં લાગવા માટે એકવાર એજ અરનવાજે હદ બહાર પજવ્યો અને દુઃખી કીધો હતો. આજે તેજ જહાંગીરને તે સોરટી નસીબ થઇ હતી. પ્રથમ આ ટીકીટ જહાંગીરને નામે ખાનબહાદુર લેવા ઇચ્છતા હતા અને તે વીશે તેવણે જહાંગીરને આગમચથી લખીને પુછાવ્યું હતું. પણ તેના જવાબમાં જહાંગીરે પોતાને નામે ન લેતાં ખુચી સનોબરને નામે મંગાવવાની રજા લખી જણાવી હતી.

એ રીતે જહાંગીરને નહીં તો જહાંગીરની ખુચી સનોબરને નામે લાગેલી સોરટી પણ ખરૂં પુછો તો જહાંગીરનેજ લાગેલી કહેવાય. એમ હોવાથીજ ખાનબહાદુરે દેખાડેલી ખુશાલીથી અરનવાજનો દમ ગોયા બંધાઇ ગયો!

વળી કુદરતી સંજોગો કેવા પ્રસંગોપાત હોય છે તે પણ ઉપલા બનાવપરથી આપણને શીખવાનું છે કે જે દહાડે ખાનબહાદુરે એદલ-જીનની મુલાકાતે અરનવાજ આવેલી હતી, તેજ દહાડે અને તેજ વખતે કલકત્તાથી તે બુઝર્ગ ગ્રહસ્થપર આ ખુશ ખબર આવી પહોંચવાથી તે એક કરૂણાજનક ચીત્ર થઇ પડયું હતું. જે મહેરબાનુ મુગામોદીપર અરનવાજ શીએ ખોટા વહેમો પકડયા હતા તેણી પાછળથી ઇનસાફ પામીને અંતે એક માલબર ખાવીંદ જોડે પરણીને આજે ઉમદા પ્રકારનું સંસાર-સુખ ભોગવતી થઇ, તથા જે ખાવીંદપર ખોટા આરોપો તેણીએ મેલ્યા હતા તે પણ આખરૂ દશ વરસના દાહેકા બાદ આપમેળે ચોખ્ખી થઇ કુદરતની મહેરબાનીથી તે એક બાદશાહી દોલતનો ધણી થયો એ બધું જાણે અરનવાજની આંખો સામે આવી ઉભું અને પોતાની ગુપ્ત ભાષામાં જાણે યા એમ કહેવા લાગ્યું કે 'એ અદેખી અને અધીરી ઓરત! જો આ તારી અભીમાનીનો અંત! જો આ તારા બુરા પ્રયત્નનું પરીણામ! જો આ કુદરતની કરામત! જો આ ઇશ્વરી ચમત્કાર! જો આ નેકીનો નેક બદલો! જેમને તેં હીણ્યાં છે-વગોવ્યાં છે-નીંદયાં છે, તેઓ પાછાં બુલંદ સ્થીતીએ પહોંચ્યાં છે જ્યારે તું તો જે ગરીબ અવસ્થામાં હતી તેમાંથી પણ ગબડી પડી છેક કંગાલ્યતમાં જઇ પડી છે?'

# પ્રકરણ ૭૨ મું.

## જહાંગીર મુંબઇમાં-અચ્ચાંઓ અને જહાંગીર સાથ અરનવાજનો મેલાપ-અરનવાજ જહાંગીર સાથ પાછી પરણે છે!-સુખી સેવટ.

( દોહરો. )

ક્ષમાવાન થા માનવી! ક્ષમા એજ છે ધર્મ;
સાર્થક છે સંસારનું, ક્ષમા શ્રેષ્ટ સત્કર્મ.

[ દીલજાન. ]

ખાનબહાદુર એદલખાને તે પછી તુરતજ કલકત્તા ટર્ફ કલબપર વળતો તાર કરી તે ઑફર ખુશીથી કબુલ રાખીને મુંબઇ બેંક મારફતે તારમાં નાણાં મોકલી આપવા જણાવ્યું.

તે તાર રવાના કીધા પછી તેવણે પેલો બીજો તાર ઉખેડયો. તે તાર રાવલપીંડીથી જહાંગીરે કીધો હતો અને આવતા બુધવારે પોતે દશ વરસના એક દાહેકા બાદ પહેલવહેલો મુંબઇ આવી પુગવાની તેમાં ખુશ ખબર આપી હતી.

ખાનબહાદુર એદલખાન વર્ષોથી લખી લખીને થાકી ગયા છતાં જહાંગીરે મુંબઇ આવવાને ધસીને નાજ પાડયા કીધું હતું. આજે તેવણની ભારે અજાયબી વચે તેના આવી પુગવાનો તાર તેવણને નહીં ધારેલો મળ્યો હતો, જેથી તેવણની આજની ખુશાલી બેવડો વધારો કરનારી થઇ પડે તો તેમાં કાંઇ નવાઇ હતી?

"મારો જહાંગીર બુધવારે મુંબઇ આવેછ?" તાર વાંચવા બરાબર ખાનબહાદુર એદલખાનપર તે ખુશ ખબરે એટલી બધી અસર ઉપજાવી કે અરનવાજની હાજરી ભુલી જઇ તેઓ આનંદી ઉભરામાં મોટેથી બોલી પડયા, પણ તેજ પળે અરનવાજપર નજર પડતાં સાબુત કાચું કપાઇ ગયલું જોઇ તેવણે જીભ કરડી.

"ખાનબહાદુર શેઠ, કોણ આવેછ? શું મારો જહાંગીર મુંબઇ આવેછ? તમે હમણાં શું બોલ્યા?" જહાંગીરનું નામ સાંભળતાંજ અરનવાજ ઉસ્કેરાઇને પુછવા પડી.

"એ કંઇ તમારો જહાંગીર નથી, બાઇ, એ તો જુદો જહાંગીર છે!" ખાનબહાદુરે ફેરવી તોલવા ચાહયું, પણ અરનવાજ ચેતી ગઇ કે તેવણથી કાચું કપાયલું હોવાથી તેણીને હવે ઉડાવવા ઇચ્છે છે.

"મને ઉડાવો ના! તમારા સખુનો મેં સાબુત સાંભળ્યાછ!" અરનવાજે તેવણને પકડમાં પકડીને કહયું. "ખુદા ખાતર ખરૂં કહી દઇને મનેબી તમારી ખુશાલીમાં ભાગ લેવા દેવો! ખોદાને ખાતર કહેવો કે આએ તાર મારા જહાંગીર તરફનો છે?"

"અરનવાજ, પાક ખાલેકનું નામ તું વચ્ચે લાવીછ, ત્યારે હું ખરૂં કહીશ. કે આએ તાર તું ધારેછ, તેજ ધણીનો છે!"

"કેવી ખુશાલી! આજના એક પછી એક બનેલા બનાવો પછી મને લાગેછ કે મારી ગીરદેશીનો ધેરો ખરેજ ખતમ થતો આવ્યોછ! જે વ્હાલાને મળવાને આએ ઇંતેજાર આંખો તરસી રહીછ, તેજ વ્હાલો અહીં આવેછ એ શું ઓછી ખુશાલી છે? જુઓ શેઠ! કુદરત પોતે ગોયા મને મદદ કરવા ઇચ્છેછ, તો તમારી મદદ શું મને મળવી નહીં જોઇએ? હું તમોને હાથ જોડીને અરજ કરૂંછ કે મને એકજ વખતે તે વ્હાલા સાથ મેળવજો અને પછી હું સુખેથી મરસ."

ખાનબહાદુર એદલખાનને આજના બનાવોથી એવી ખુશાલી ઉપજી હતી કે અરનવાજ તરફ તેવણ વધુ ઉદાર બન્યા.

"હું મારેથી બનતું કરશ, બાઇ, પછી તો તારાં નસીબ!"

"બસ! મને એટલોજ સધ્યારો જોઇતો હતો." અરનવાજે દુરથી બેઉ હાથે પગે પડી કહયું. "ત્યારે એ વાહલાને મળવા માટે હું કયારે આઉં?"

"જહાંગીર અહીં આવ્યા પછી તેનો રાહઘાટ જરા નજરે જોવા બાદ કયારે આવવું તે હું દીનામાય દાવરને લખી જણાવીશ. તે મુજબ તમે અહીં આવજો."

"બહુ સારૂં, મારાં રૂવેરૂવાંથી હું આજે તમારી આભારી થઇછ. હવે મારી એકજ ઉમેદ બાકી રહી! દયા કરો અને મને આજે મારાં બચ્ચાંઓ સાથે જરા મેળવો!"

અરનવાજનું આ બોલવું અને કુદરતી સંજોગ એવો થયો કે તેજ વખતે છોકરાંઓ બહારથી ફરીને ઘરમાં આવ્યાં! આ વખતે સાહડા છ થઇ ગયા હતા.

"કેમ આજે એટલાં જલદી?" તેઓ દીવાનખાનામાં દાખલ થતાંજ ખાનબહાદુરે પુછયું. "શું છે તમે આજે વહેલાં કેમ આવ્યાં?"

"સનોબરનું જરા માથું દુ:ખેછ, બાવાજી." જહાંગીરના વડા બેટા રતનશાહે જવાબ આપ્યો.

"નહીં બાવાજી મને કંઇ નથી. જરા મારા જીવને ગમ્યું નહીં તેથી અમે જલદીજ ઘેરે આયાં." સનોબરે લગાર અણગમ્યા મનથી જવાબ દીધો.

આ વખતે અરનવાજ દુરથી પોતાનાં ત્રણે વ્હાલાંઓને ધારી ધારીને જોતી હતી અને છુપ્યાં ડચકાં ભરતી હતી. તેની આંખોમાંથી આંસુની ધારા ચાલી રહી હતી. રતનશાહ, સનોબર અને કેકી ત્રણે છોકરાં હમણાં જવાનીના ખીલતા બહારમાં ખીલી નીકળ્યાં હતાં. રતનની ઉમર હાલ ૧૭ વરસની, સનોબરની ૧૫ વરસની અને કેકીની ઉમર ૧૩ વરસની હતી. તે ત્રણે ફરજંદોનો દેખાવ, અદબઅદા, સુખી પહેરવેશ, અને વાતચીત જોઇ અરનવાજ અચરતીથી દંગ થઇ હતી. સનોબર ખીલતાં હોશાનમાં ઉધરતી એક ગુલબદન ગુલછડી સમાન ચેહેરેનમુન પુતળી બની હતી અને એકવારની એ તોતડું બોલનારી બુચી આજે સાડી પહેરતી એક નવજવાન કુમારીકા બની હતી. તેણીનો દીલકશ ચેહેરો, ઉભાં રહેવાની દીલજીત અદા, તથા વાતચીત કરવાની સફાઇ તથા ચપળાઇ જોઇ અરનવાજે પોતાનાં મન સાથ અફસોસ કીધો કે પોતે સગી મા હોવા છતાં તે પેટનાં બચ્ચાંઓને તેણી આજસુધી કાંઇજ કામે લાગી શકી ન હતી!

"આએ કોણ છે, બાવાજી? આએ બઇરાં અહીં કહાંથી આયાંછ?" સઉથી પહેલી નજર અરનવાજપર સનોબરની પડી, જેથી તેણીએ તુરતજ ખાનબહાદુરને તે બાબે સવાલ કીધો. "એવણ કોણને પુછેછ ને શું કહેછ?"

સનોબરના આ સાદા સવાલનો જવાબ તેવણ શું આપે?

જહાંગીરના બેઉ બેટાઓ પણ તે બાઇ કોણ છે તે જોવા લાગ્યા. કોઇ દહાડે નહીં ને આજે છેક સાંજે આ કોણ બાઇ અહીં આવીછ એ ખ્યાલે કુદરતી રીતે તેમનું ધ્યાન રોકયું.

"વળી કોણ હોય? બીચારી કોઇ ગરીબ લાચાર વીધવા જેવી લાગેછ." આદરજીબા જવાબ આપે તે આગમજ સનોબરના વડા ભાઇ રતનશાહે અટકળ કીધી. રતને આ અટકળ કીધાથી ખાનબહાદુર ખુશી થયા, કારણકે પોતે શું જવાબ આપવો તેની મુસ્કેલીમાં તેવણ આવી પડયા હતા. "વાખાની મારેલી બાવાજી પાસે કંઇ મદદ માંગવા આવી હશે."

"દીકરા તારી ભુલ છે. જરા પાસે જઇને જો–તું તો એવણને ઓળખેછ?"

રતનશાહ અચરત થતો બે ચાર ડગલાં આગળ ગયો અને અરનવાજ તરફ જોઇને બોલ્યો. "નહીં બાવાજી, મેં એવણને કોઇ દહાડે જોયાં નથી."

ખાનબહાદુર આ જવાબથી અજબ થયા. અરનવાજને આ જવાબ એક કારી તીર જેવો લાગ્યો. તેટલું છતાં તેણીએ ઝટ પોતાના મન સાથ તે વડા દીકરાને ઇનસાફ આપ્યો કે "ઓ દીકરા! તારો શું વાંક કાઢું? મેંજ મુંઇ અભાગણીએ તમોને સારી રીતે સપોડ્યાં હતે તો મારો આએ

દહાડો શું કામ આવતે ? તું મને નહીં ઓળખે તેમાં તારો વાંક નથી મારો હાલનો અવતારજ એવો છે !"

સનોબર પણ અરનવાજને ધારી ધારીને જોવા લાગી. પહેલાં જરા દુરથી ઉભી રહી પછી બે વધુ ડગલાં ભર્યાં. ત્યાંથી બરાબર ચહેરો ધ્યાનમાં નહીં આવવાથી ફરીથી આગળ ચાલી અને થોડીવાર ધારી ધારીને જોયા પછી તેણીથી એકદમ એક ચીસ પડાઇ ગઇ !

"ઓ કોઇ આવોરે ! એ તો મારાં માયજી છે !" સનોબર બોલી પડી અને એક ચીસ પાડી તેણીએ દોડી જઇને ખાનબહાદુર એદલખાનને પકડી પાડયા. આ વખતે તેણી થરથર ધ્રુજતી હતી !

"એટલું બધું બીહવાનું શું છે, દીકરા ?" ખાનબહાદુરે તેણીને ધીરજ આપતાં જાણે પોતે અજાણ્યા હોય તેવા દેખાવે પુછ્યું, "શું એવણ તારાં માયજી થાય ?"

"હા—કે જેવણ અમોને તજીને ચાલી ગયાં હતાં !" તીખા દેખાવે અને ગંભીર દમામથી તડી ઉભી રહી તે જવાન કુમારીકાએ જુસ્સો બતાવ્યો.

"શું એવણ આપણાં માય ?" રતનશાહ અને કેકી સનોબરને પુછવા પડયા. "હું નહીં માનું, સનોબર તું કંઇ ભુલ કરેછ."

"નહી, મારી આંખનાં નુર, નહીં ! હુંજ તમારી અભાગણી માતા અરનવાજ છેઉં ! ઓ વહાલાંઓ ! તમોને એક દુઃખી માવતરની દયા આવતી હોય—મોતને કાંઠે આવેલી સગી માય તરફ કુદરતે તમોને કાંઇ હેત બક્ષેલું હોય તો મારી પાસે આવો અને મને ભેટો !"

"નહી, ખબરદાર, રતન—કેકી ! આ દીલ ઉશ્કેરનારા સખુનો સાંભળી ખેંચાતા ના ! પપાને પુછ્યા વગર કે તેવણુની રજા લીધા વગર આપણાથી કંઇજ થઇ શકે નહીં." સનોબરે પોતાના ભાઇઓને ધમકાવી કહાડયા.

"ઓ દીકરી—દીકરી ! એક દીકરી તરીકે તારે તો મારૂં સામુ હેત ખાવું જોઇએ તેને બદલે એમ—"

"સબર કરો ! જે દીકરીને ફરજ શીખવવા નીકળ્યાંછો તે દીકરીનાં માવતર તરીકે તમે કેવી ફરજ બજાવી હતી તે યાદ કરો ! જે દીકરીનાં હેતપર આજે તમારો હક દેખાડોછો, તે દીકરીનાં માતા તરીકે તમે તેનીપર કેટલું હેત દેખાડયું હતું તેનો વીચાર કરો !"

"ઓ દીકરી ! તાણાથી મને વીંધી ના નાખ ! આ કલેજામાં સેંકડો સુરાખ પડી ચુકેલાં છે. ઓ ખાનબહાદુર સાહેબ ! એ વહાલાંઓને તમે સમજાવી લેવો ! ખુદા ખાતર મારી ઉપર દયા કરો."

તેવણે તુરતજ સનોબરને ઠંડી પાડી કહ્યું.—"મારાં વહાલાંઓ ! ખરી વાત કે તમારી માતાએ તમારી સાથ ને તમારા પપા સાથ સારી ચાલ ચલાવી નથી, પણ જયારે એનાથી તમારી જુદાઇ સહન નથી થઇ ત્યારેજ એ આપણું ઘેર શોધતી આવીછ. ગમે તે પણ એ તમારી માય છે અને તમે એનાં બચ્ચાં છો. બચ્ચાંની ફરજ છે કે માબાપને તાબે રહેવું."

"એવણે એક મા તરીકેનો પોતાની ફરજ કયાં બજાવીછ, બાવાજી ?" અહીં વડા દીકરા રતનશાહનું ઉકળી આવ્યું.

"હું તે વખતે ઘણો નાનો હતો, પણ અમોને તરછોડીને ચાલી જતી વખતે એવણને અમારી દયા આવી હતી કે તે તો જરા એવણને પુછો ?" નાના કેકીએ વાજબી ઉભરો કહાડયો. "એવણ અમારાં મમ્મા હતાં તો પપાને છોડીને ચાલી શું કામ ગયાં ?"

"એ સવાલ તારા પપા ને મમ્માની વચેનો છે. દીકરા કેકી, એને તમો સાથ સંબંધ નથી. ગમે એવી હોય પણ એ તમારી માય છે. તમે એને માન આપવું જોઇએ."

ખરેજ જાતવંત ફરજંદોને બે વાર કહેવું પડતું નથી. રતન તુરત ઉઠયો અને અરનવાજની પાસે જઇ કોઇના જરાએ સુચવ્યા વગર પોતાની માતાને પ્રથમ પગે પડયો અને પછી જોરથી કોતી કીધી. આ વખતે તે દીવાનખાનામાં હાજર રહેલાં એકેએકની આંખો આંસુથી ભીંજાયલી હતી ! વગર શકે તે વખતનો દેખાવ અતીશય હરદયભેદક હતો !

"ઓ મારી આંખનાં રતન ! મને માફ કરજે—દીકરા—મને માફ કરજે ! મુંઇ હું તારી માયની થતી !"

એજ રીતે સનોબર અને કેકી અરનવાજને મળ્યાં. લોહી લોહી પર દોડયા વીના કદી રહેતું નથી.

ત્રણે છોકરાએ અરનવાજને હેતપ્રીતથી વળગી પડયાં અને તે દુઃખી માતાનાં દીલમાં ચીથરે હાલ કપડાં હતાં તેની પણ કશી પરવા કીધી નહીં !

પણ સનોબરને વળગતાંવાર અરનવાજ તો બેસુદ્ધ થઇ ગઇ ! આખ્ખા દિવસમાં ઉપરાસાપરી ઉસ્કેરનારા બનાવો બનેલા હોવાથી અરનવાજનાં મન ઉપર ઘણી ઉંડી અસર થવાથી તે બેફામીમાં પડી. તેઓએ નોકરોની મદદથી તેણીને ઉંચકાવી અંદરનાં ઓરડામાં લઇ ગયા અને સનોબરે ખાસ પોતાનાં બીછાનાપર સુવાડીને તેણીને હુસ્યાર કરવાની દોડાદોડી કરી મેલી.

વાંચનાર ! ગમે તે પણ મા ! ભુંડી હોય કે ભલી હોય પણ મા જેવા મીઠા એવો કોણને અઝીઝ હોય ? તેણીને એક તરફ હુશીઆર કરવાના ઉપાયો યોજવા જોડે બીજી તરફ સનોબરે તે ચીથરેહાલ પોશાક કાઢી

નાખી પોતાનાં સોજ્નં કપડાં પહેરાવ્યાં. ખાનબહાદુરે દુરઅંદેશી વાપરી તે કપડાં જહાંગીરને બતાવી તેની ખાત્રી કરવા એક નોકર પાસે ગાંસડી બંધાવી જાળવી રખાવ્યાં.

એવી વકી હતી કે દશ વીસ મીનીટમાં અવનવાજ હુશીઆર થશે પણ તેમ ન થવાથી તેઓએ ડાકટર બોલાવ્યો, જેને તપાસી મત આપ્યું કે 'અચાનક મગજપર લોહીનો ગલબો થવાથી આ હાલત બનવા પામી છે. એક અઠવાડયું સુધી અહીંથી દરદીને જરાએ ખસેડવી નહીં, એટલુંજ નહીં, પણ બીછાનાપરબી ઝાઝી હીલચાલ કરવા દેવી નહીં.' ઘટતી દવા દારૂના ઉપાયો ફરમાવીને ડાકટર ગયા પછી એક ચીઠી લખી ખાનબહાદુર એદલખાને એક નોકરને માહીમ ખાતે મીસીસ દીનામાય દાવરને આ બનાવની જાણ કરવા સારૂ દોડાવ્યો.

દીનામાય રાત્રે દશ વાગે મુંબઈ દોડી આવી. ખાનબહાદુર એદલખાને તેણીને તે સાંજે બનેલી તમામ હકીકતથી વાકેફ કીધી.

"હું તો આએ બાઇની એવી હાલતથી બેવડી મુસ્કેલીમાં આવી પડયોછ. જહાંગીર બુધવારે મુંબઇ આવેછ અને એ લોથપોથ થઇને ઘેરમાં પડીછ. હવે મારે શુ કરવું તે મને સુજ પડતું નથી. વળી છોકરાંઓનો મામલો સાંજ પછીથી કંઇ અજબ ફેરવાઇ ગયોછ. જ્યારથી એ ત્રણે જણે માયને પોતાની આગલી ચાલ માટે પસ્તાવો કરતી સાંભળીછ ત્યારથી તેની પાસેથી જરા ખસતાં નથી, તેમાં સનોબર તો હદ કરેછ. સાંજથી એની માય બેફામ બનીછ ત્યારની તેનાં બીછાનાપર માવજત કરતી બેઠીછ તે ખીસ્તી નથી. હજીસુધી કોઇએ ખાધું પીધુંબી નથી. સનોબર તો રડતી દમ ખાતી નથી." ઇત્યાદી.

* * * *

ત્રણ દીવસ સુધી તમામ બેફામીમાં અને બે દીવસ અરધી બેફામીમાં અરનવાજ પડી રહી. એ અરસામાં જહાંગીર જીજીશેઠ રાવલપીંડીથી મુંબઇ આવી પહોંચ્યો. ખાનબહાદુર એદલખાન તેને સ્ટેશનપર લેવા જઇ શકયા નહીં પોતાને બદલે તેવણે રતનશાહ તથા દીનામાય દાવરને મોકલ્યાં. જહાંગીરે કારણ પુછતાં ખાનબહાદુરની સહેજ નરમ તબીયત વીશે જણાવી તેઓ તેને ઘેરે લઇ આવ્યાં.

અરનવાજની હાજરી અને માંદગીથી પહેલાં તો જહાંગીરને અજાણ્યો રાખવામાં આવ્યો, પણ એકજ ઘરમાં વસવાટ કરનારથી ગમે એટલું છુપું રાખવા ચાહો પણ છુપું રહેજ કેમ ? જહાંગીરે આવ્યા બરાબર છોકરાંઓને મળવા માંગ્યું. વડો દીકરો રતનશાહ તો સ્ટેશનપર તેને લેવા ગયલો હોવાથી કયારનો મળી ચુકયો હતો, પણ સનોબર અને કેકી હજી મળ્યાં ન હતાં. પ્રથમ કેકી આવી મળ્યો. તેની પાછળ

સનોબર દીકરી આવી, પણ સનોબરથી સહન નહીં થવાથી તેણીએ એકદમ છોડી દીધું.

જહાંગીર તે વહાલી દીકરીનો ઉધરભાવ જોઇ અજબ થઇ ગયો. જે બચ્ચાંને છેલ્લાં દશ વરસની વાતપર તે સાડી વગરનું મેલી ગયો હતો, તે બાળા આજે સાડી પહેરતી એક સ્ત્રી બનવા પામી હતી. આ પોશાકમાં તેણીનો દીલકશ ચહેરો બેવડો દીપતો હતો. તેણી માત્ર ૧૫ વરસની છતાં ઉધરભાવનું પ્રબળ વધુ હોવાથી ૨૫ વરસની એક નવજોબન નારી સમાન લાગતી હતી. જહાંગીરને જોતાંવાર સનોબરે છોડી દીધાથી જહાંગીર પહેલાં તો એમ સમજ્યો કે ઘણે વરસે જોઇને તેણીને હરખ રૂપી ઉભરો હઇયે ચઢી આવયો હશે, પણ તેમ ન હતું. તે બેઉ બાપ—બેટી અંતઃકરણનાં સાચ્ચા પ્યારથી પરસ્પર ભેટયા છતાં સનોબરનાં ડચકાં સમ્યાં નહીં જે ઉપરથી જહાંગીરે ભોળાઇથી તેનું કારણ પુછ્યું.

" ઓ પપા ડીયર ! ખુદા ખાતર મને એ કારણ ના પુછો ! "

જહાંગીરને બેવડી ચટપટ લાગી કે અહીં આવતાંવાર વળી આ નવું શું છે? તેણે ફરી ફરીથી જબરીથી પુછતાં સનોબર બોલી, " તમે મને વચન આપો નહીં ત્યાંસુધી હું કહી શકું એમ નથી."

" પણ શાનું વચન આપું દીકરા? જે ચીજ હું જાણું નહીં, સમજું નહીં તેનું વચન શી રીતે આપું ? "

" તમોને તમારાં બચ્ચાંઓ વ્હાલાં છે કે નહીં, પપા ? "

" હજાર વખત, મારી દીકરી ! "

" તમારાં બચ્ચાંઓનાં સુખને માટે તમે કોઇબી ચીજ કરો ખરા કે?"

" બેશક મારી જીવ—જીંદગી વેચીનેબી ગમે તે ભોગે હું મારાં વ્હાલાંઓને સુખ આપવા તૈયાર છું."

" ત્યારે વચન આપો, પપાજી કે તમારાં બચ્ચાંઓ સુખી થાય તેવો એક રસ્તો તમે ખુશીથી હાથ કરશો."

ભોળો જહાંગીર ! તેની ચગોર દીકરી આજે તેને કેવા પેચમાં લેતી હતી તે સમજ્યા વગર ભોળાઇથી વચન આપી બંધાઇ ગયો ! દશ દશ વરસે પોતાનાં વહાલાંઓને આવી મળવાની ખુશાલીથી આજે તેને અત્યાનંદ ઉપજ્યો હતો.

" ત્યારે પપાજી, સાંભળો ! તમે ચીરડાતા ના, અમારાં મમ્માજી આએ ઘેરમાં છે અને આજ પાંચ પાંચ દહાડા થયાં મરણતોલ માંદગીથી મોતને બીછાને પડેલાં છે. ડાકટરો ધાસ્તી આપી ગયાછ કે એમાંથી એવણ ઉઠે નહીં. ઓ પપા ડીયર, તમારી સાથ ચલાવેલી નાલાયક ચાલને લીધે

મારાં મમ્મા હવે મોહડાંમાં તમાચા મારી મારીને પસ્તાયછ. તે પસ્તાવો અમે નજરે જોયોછ ને કાનોકાન સાંભળ્યોછ. તમારી ખાત્રી કરવી હોય તો આદરજી બાવાને પુછી જુઓ. કેમ બાવાજી, બોલ્યા નહીં ?"

"ખરી વાત છે, દીકરા હું તો એમ કહેવા માગુંછ કે પોતાના ખાવીંદ સાથ આડી ચાલ ચલાવ્યા પછી જો કોઇબી બઇરી દુનયામાં પુરેપુરી પસ્તાઇ હોય તો તે અરનવાજ છે."

"તે ગમે તે હોય, પણ એમ કદી નહીં બનશે !" અરનવાજે તેની આબરૂ ઇઝતની જે ધુળધાણી કીધી હતી તે સઘળું તેને આ વખતે સામટું યાદ આવ્યાથી તે એકદમ ચીરૈડાઇને ઉશ્કેરાઇ ગયો. "સનોબર ! તેં મને ભોળાઇમાં રાખીને છેતર્યોછ—આદરજીબા, તમે પાસે હોવા છતાં વચનથી બંધાઈ જતો તમે મને અટકાવ્યો નહીં ?"

"ઓ બાવાજી એમ ના બોલો કે મેં તમોને છેતર્યાછ. તમારી મરજી હોય તો તમે આપેલાં વચનમાંથી હું તમોને એકદમ છુટા કરૂંછ. હું તમોપર ફરજ્યાત દબાણ કરવાની નથી." સનોબર રડમસ ચેહેરે બોલી. "અરે પપા ! પપા ! મારાં મમ્માજી આજે આગલાં અભીમાની મમ્મા રહયાં નથી. તમે જરા તેવણનો ચહેરો ગમે તો દુરથી જોજો—પણ એકવાર તેવણપર નજર નાખો અને પછી તમારાં હઇયાંને પુછજો કે તે શું કહેછ. જો તમારાં બચ્ચાંઓને તમે ખરેખરજ ચાહતા હો તો તમોને એકવાર મળીને તમારી પાસ મારી ઇચ્છવાની તેવણનાં દીલની જે ઉમેદ છે તે આએ વખતે પુરી કરો ! પછી ભલે તમે તેવણને સદાનાં નીવારી મુકજો ! ઓ પપા ડીયર ! આએ બીછાનાપરથી મમ્માં કંઇ ઉઠે નહીં જો ! એક મરતાં માણસની છેલ્લી મુરાદ પાર પાડવામાં સામેલગીરી આપનારને મોટું સવાબ લાગેછ, પપાજી ! હું હાથ જોડીને અરજ કરૂંછ કે તમે જરા મારી સાથે મારાં મમ્માના ઓરડામાં આવો ! ગમે તો પાસે ના આવતા—દુરથી ઉભા રહેજો—પણ એકવાર તમે આવો ! ખુદા ખાતર આવો ! તમોને પગે પડીને કેહુંછ કે આવો ! ઓ પપા ! તમે તો હાતમ દીલના ને અમીરી ખવાસના છેવો. અમો બચ્ચાંઓ તરફનાં તમારાં વહાલને માટે મારી એટલી અરજ કબુલ રાખો !"

એમ કહી સનોબર જહાંગીરને ગલે વળગી પડી ! ત્યાં હાજર રહેલાં દરેકપર તે દેખાવે એટલી અસર કીધી કે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે.

એજ ટક લઇને ખાનબહાદુરે અને દીનામાયે તથા જહાંગીરના બન્ને બેટાઓએ જહાંગીરપર ચોતરફથી એવું દબાણ ચલાવ્યું કે અમીરી ખવાસનો જહાંગીર તુરત તાબે થયો ! તેની છાતી ભરાઇ આવી. જે બઇરીએ તેને જીંદગીથી ઉખેડી નાખ્યો હતો તેજ બઇરી આજે પોતાનાં બાપનો

પશ્ચાતાપ કરતી તેને શરણે આવી છે એમ જાણી તે ઉમરાવ દીલના ધણીનાં અંતઃકરણમાં દયારૂપી ઝરો ફુટી નીકળયો !

તે ગયો—છાતી ફાડી નાખે એવો તે દુઃખદાયક તેમજ દયાજનક દેખાવ તેણે જોયો—જે જહાંગીર પ્રથમ દુરથીબી નજર કરવાને ના પાડતો હતો તે એકદમ તેણીનાં બીછાના તરફ ધસી ગયો અને "અરનવાજ ! અરનવાજ ! આએ તારા શું હાલ ?" કહી તેણે એકદમ છોડી દીધું.

પાંચ પાંચ દીવસની બેફામ પડેલી અરનવાજ જહાંગીરનો સાદ સાંભળતાંજ ચમકી ઉઠી ! જાણે ઉંઘમાં પડેલાં એક માણસને સાદ મારવાથી તે જાગ્રત થઈ સાવધ બને તેમ તેણી સુદ્ધિમાં આવી !

તેણીએ સાવધ થતાંજ શું જોયું ? જે બ્હાલાંનાં દર્શણને માટે તે વરસોથી તરસી હતી તેને પોતાનાં ચેહેરાપર વાંકો વળેલો જોઇ તેણી પ્રથમ તો ચકીત બની ડોળા ફાડીને આમતેમ જોવા લાગી અને પછી એકદમ રડી પડતાં. "ઓ વહાલા જહાંગીર !–મને–મને–માફ–માફ–કરો ! ઓ ! બોલો કે તમે મને માફ કીધું !" અને તેણી વધુ બોલી શકી નહીં.

તે દુઃખી ભરથાર આ શબ્દો સાંભળી તમામ ગગળી ગયો. તેનાં હાડોહાડ આ વખતે થરથર ધ્રુજી રહયાં. "માફ–માફ–મેં તુંને સદાનું માફ કીધું, તું શાંત થા !" એટલા સખુનો તે બાપડો મોટી મુશ્કેલીથી બોલ્યો અને તે સાંભળી અરનવાજના ચહેરાપર ખુશાલી પ્રગટી નીકળી. તેણી હરખથી પાછી દબાઇ ગઇ.

*   *   *   *

વહાલાં વાંચનાર ! જહાંગીરનું અમીરી દીલ કેવું હતું તે તમોને અજાણ્યું નથી. તેણે અરનવાજને ઉદાર દીલથી માફીજ આપી એટલુંજ નહીં, પણ ત્રણ માસ પછી તેનાં બ્હાલાં ફરજંદોનો, ખાનબહાદુરનો તથા દીનામાય દાવરનો આગ્રહ જોઇ પોતાનો આગલો પ્યાર પણ પાછો આપ્યો. તે હાતમદીલ ધણીએ પોતાની ધણીઆણીને તેની આગલી તમામ તકસીર મોટાં મનથી માફ કરી તેનીજ સાથ ફરીથી પરણ્યો. અરનવાજનાં આ બીજીવારનાં લગન તેનાં આગળાં લગન કરતાં એક જુદાજ પ્રકારનો સુખી સંસાર રજુ કરતાં હતાં.

તેણી પોતાની અધીરાઇ અને અદેખાઇનો પુરતો બદલો પામી ચુકી હતી. એક **પસ્તાયલી પારસણ** તરીકે તેણી પુરેપુરી પશેમાન થયલી હોવાથી જેમ સોનાને ગાળ્યાથી તે નક્કર બનવા પામે છે, તેમ અરનવાજ હવે એક જુદીજ અરનવાજ બની ગઈ. તેનાં બીજીવારનાં લગનને દીવસે દીનામાય દાવર અને ખાનબહાદુર આદરજી એદલખાનની સલાહથી અરનવાજે પોતે મહેરબાનુ મુગામોદીને ખાસ તેડું કરી તેણીની માફી પણ વગર કહેવે ચાહી.

એ રીતે આજે આપણો જહાંગીર જીજીશેઠ સુખી છે. ખાનબહાદુર આદરજી એદલખાને પોતાની હયાતીમાંજ તેને દીકરો કરી લીધો છે અને જહાંગીરને સોરટીમાં મળેલા ૪॥ લાખ ઉપરાંત લગભગ રૂ. ૫ લાખની દોલતનો વારસો તેને તેવણ તરફથી મળ્યો છે. આજે જહાંગીર પોતાના પરણ્યા સંસારમાં સુખી છે. અરનવાજ તેનો પડયો બોલ ઉપાડે છે અને "ધણીરાજ તે મહારાજ" એમ કાન પકડીને કબુલ કરે છે!

વાંચનારી બહેનો! આ એક સાદું સંસાર ચીત્ર છે. તે ઉપરથી શીક્ષણ લેજો કે તમારો ધણી ગમે એવો ગરીબ હોય તોપણ તેને હીણશો નહીં! જે ધણીઆણી પોતાના હક્કદાર ધણીને દુઃખા કરે છે, તેના હાલ અધીરી અરનવાજના જેવા થાય છે! ચાલો સાહેબજી!

સમાપ્ત.

## ઇંગ્લંડથી ખાસ બંધાવી મંગાવેલી

## ભેટ આપવા લાયક

# પાક ખોરદેહ અવસ્તા.

ઇંગ્લિંડના નામીચા કારખાનાવાળાને સાં, બે ઘડી હાથ શોભી રહે એવી સ્ટાઇલોમાં નવજોત, શાદી, શાલગરહે, તેમજ નવાં વરશ જેવા મુબારક પ્રસંગો ઉપર ભેટ આપવા માટે તેમજ ચાલુ વપરાસ માટે અમારી **નવ યશત સાથની** પાક ખોરદેહ અવસ્તા ઉંચાં લેધરોમાં, જાત જાતના ડીસંટ ડીઝાઇનોમાં બંધાવી મંગાવી છે..

| | રૂ. | આ |
|---|---|---|
| **નાο ૨—ગ્રીન** ક્રોકોડાઇલ લેધર, બટન ક્લૅપ સાથે... ... | ૩ | ૧૨ |
| **નાο ૩—**બ્રાઉન ક્રોકોડાઇલ લેધર, બટન ક્લૅપ સાથે ... | ૩ | ૧૨ |
| **નાο ૩૧—**બ્રાઉન મોરોક્કો, બટન ક્લૅપ સાથે... ... ... | ૪ | ૮ |
| **નાο ૧૩—ગ્રીન** પૉલીશ્ડ સ્મુધ લેધર. ... ... ... ... | ૫ | ૦ |
| **નાο ૪—ગ્રીન** પર્શયન કાફ પૅડેડ, ગીલ્ટ ચાંપ સાથે ... | ૬ | ૮ |
| **નાο ૮—**ડાર્ક પરપલ લેધરના કેસમાં, સીલ્ક કૉર્ડ હૅન્ડલ સાથે | ૯ | ૦ |
| **નાο ૧૦—**બ્રાઉન મોરોક્કો, તેજ લેધરના કેસમાં ટેલસકોપીક હૅનડલ સાથે ... ... ... ... ... ... | ૭ | ૮ |
| **નાο ૬—**પરપલ પર્શયન કાફ, કાફના કેસમાં, સીલ્ક કૉર્ડ હૅન્ડલ સાથે ... ... ... ... ... ... | ૧૦ | ૦ |

દરેક અવસ્તાને ગીલ્ટ એડજ, તેમજ બાહેરના પુઠાં ઉપર સોનેરી ઍમબૉસ હોવા સાથે, દરેકમાં **અશો જરથોસ્તનો એક રીયલ ફોટોગ્રાફ આપ્યો છે.**

---

**જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ પારસી બજાર, કોટ, મુંબઇ.**

### કરાણીની પ્રગટ કીધેલી

# પાક ખોરદેહ અવસ્તા

## આજ વરસો થયાં માનીતી અને જાણીતી છે.

**૧. તમામ પાક ખોરદેહ અવસ્તા. કી. રૂ. સવા.**

**૨. પાક ખોરદેહ અવસ્તા. કી. આના આઠ.**
**એમાં રોજની ફરજયાત બંદગી ઉપરાંત ચૌદ યશ્તો છે.**

**૩. પોકેટ પાક ખોરદેહ અવસ્તા. કી. આના ચાર.**
**એમાં રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત નવ યશ્તો છે.**

**૧—ઉચ્ચાર—**ફાઇલોલૉજી અને ભાષા-શાસ્ત્રની અનેક નવી શોધોથી યુરોપ તરફના પ્રૉ૦ **વેસટરગાર્ડ** અને પ્રૉ૦ **ગૅલ્ડનર** જેવા આલ્મા-ઓએ જે અવસ્તા ટૅક્ષ્ટ બાહેર પાડયા છે તેની મદદ લઇ અમારી પ્રગટ કીધેલી અવસ્તાઓ અભ્યાસીઓ પાસે સુધરાવી તેમજ તપાસાવી બાહેર પાડયે છીએ એ એક જાણીતી વાત છે. શુધ્ધ ઉચ્ચારે બંદગી કરવાથી બંદગીની અસરમાં વધારો બેશક થાય છે તેથી અમે દરેક પ્રયત્ન અમારી કેતાબોને શુદ્ધ ઉચારે પ્રગટ કરવા માટે કર્યે છીયે.

**૨—છપાઇ—**અમારી એ પાક કેતાબોની છપાઇ છાપાકળાને જેબ આપતી સફાઇથી કરવામાં કશી કચ્ચાસ રહેતી નથી તેની ખાત્રી પુસ્તકો જોવાથીજ થઇ શકશે.

**૩—કાગજ—**ઇંગ્લીશ શુદ્ધ સફેદ અને ચિબ્બટ કાગજો અમારી દરેક કેતાબોમાં છે તેમજ મરોડદાર અને કાળા ટાઇપોથી છાપેલી હોવાથી ભણવામાં દરેક રીતની સગવડનો ખ્યાલ રાખેલો જણાશે.

**૪—સાઇઝ—**અમારી પૅાકેટ સાઇઝની **આના ચાર** અને **આઠ આના** વાળી કેતાબની સાઇઝ ૨॥ × ૩॥ ઇંચિ છે જેથી ગજવામાં સેહેલાઇથી રહી શકે. **તમામ રૂ. ૧। વાળી** કેતાબની સાઇઝ ૫॥ × ૩॥ ઇંચિની છે.

**૫—સમાવેલી બાબદો:—**

**ચાર આના વાલી કેતાબમાં** ફરજયાત બંદગી અને દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો ઉપરાંત **હોરમજ, મોટી** તથા નાની હપતન, અરદીબેહસ્ત, શરોશ હાદોખ્ત, વડી, **બેહેરામ,** ન્હાની હોમ અને વનંત યશ્તો સાથે નવ યશ્તો આપી છે. કુલ્લે ૪૮૨ પાનાં.

**આઠ આના વાલી કેતાબમાં** રોજની ફરજયાત બંદગી ઉપરાંત હોરમજ, અરદીબેહસ્ત, શરોશ હાદોખ્ત તથા વડી, બેહરામ, ન્હાની

---

જેહાંગીર બી૰ કરાણીના છોકરાઓ, પારસી બજાર, કોટ, મુંબઇ.

હોમ, મોટી તથા નાની હપતન, વનંત, **તીર, ખોરદાદ, ગોશ, આવાં,** અને **આસ્તાદ** યશ્ત સાથે **ચૌદ** યશ્તો અને દાદાર અહુરમજદનાં ૧૦૧ નામનો સમાવેશ કીધો છે. કુલ્લે પાના ૬૯૪.

૩. **૧। વાલી તમામ પાક ખોરદેહ અવસ્તામાં** સર્વ ગેહો, સર્વ પતેતો, બાજો, દુવાઓ, નમસ્કારો, સર્વ **(પચીસ)** યશ્તો, ત્રીસે રોજની સેતાયશો, ગુજરેલાંની યાદને માટે ભણવાનો કરદો, ફરામરોતનો તથા ગાથાના પાંચે હા, એકવીસ મોનાજાત વિ૦ સંપુર્ણ બંદગીનો સમાવેશ કીધો છે. કુલ્લે ૮૪૮ પાનાનું પુસ્તક.

૬—**બાઈન્ડીંગ**—અમારી દરેક કેતાબો **ફુલ કલૉથ** આખાં કપડાંમાં બાંધેલી અને સોનેરી એમબૉસીંગ સાથની છે અને જેટલું લક્ષ આ પાક કેતાબોને **દેખાવડી** કરવામાં આપ્યું છે એટલુંજ તેને બની શકે એટલી **મજબુત** બનાવવામાં પણ આપ્યું છે. **ચાર આના વાળી કેતાબમાં 'પાક ખોરદેહ અવસ્તા'** પુઠાં ઉપર સોનામાં એમ-બોસ કીધું છે. **આઠ આનાવાલી કેતાબમાં** પુઠાં ઉપર સોનામાં નામ અને એક **નુરી આતશનો કેબલો** અને તેની બેક ઉપર પણ નામ સોનામાં એમબોસ કીધું છે. **રૂ. સવા વાળી ખોરદેહ અવસ્તા** ઉપર પુઠાં ઉપર નામ તેમજ પાક આતશનું ચિન્હ તેમજ તેની નીચે **"નેમસે-તે આતર્શ મજદાઓ અહુરહે"** ના પાક કલામો અવસ્તા અને **ગુજરાતી** બન્ને ભાષામાં સોનામાં એમબોસ કીધા છે. દરેક કેતાબોની સીલાઇ, તેમજ બંધાઇ બની શકે એટલી મજબુત અને ટકાઉ રાખી છે.

૭. **અશો જરથોસ્તની મુબારક તસ્વીર** અમારી દરેક કેતાબમ મુકી છે કે જેથી એ રોશન ચહેરો બંદગી વેળા, આપણા નામવર પયગામબરની યાદ દીનદાર જરથોસ્તીઓના દીલમાં વધુ જોશથી દેવાડે અને તેની તરફથી મળેલા પાક કલામો વડે પાક દાદારની સેતાયશ કરવામાં આ તસ્વીર કાંઇ વધુજ ઉલટ બક્ષે.

આજ સુધી અમારા તરફથી પ્રગટ થયલાં અવસ્તા—વાણીનાં પુસ્તકોને દીનદાર જરથોસ્તીઓએ જે ઉત્તેજન આપ્યું છે તે માટે ખરાં જીગરથી જાહેરમાં આભાર માન્યે છીયે અને અરજ કર્યે છીએ કે હંમેશ એવો ટેકો આપવાની મેહરબાની ફરમાવવી.

# ફારસી મોનાજાતો.

કુલે ૩૫ મોનાજાતોનો સંગ્રહ. મોનાજાતોની એક કિતાબની માંગણી થવાથી આ પુસ્તક જરથોસ્તી ફીરકા હજુર રજુ કીધું છે એમાં આગલા દસ્તુર દાવરોના હાથે લખાયલી મોનાજાતો આપી છે.

**કીમ્મત ફકત આના આઠ.**

## "મરજી પ્રમાણેનાં બાળકો"નું સાંકળીયું (ચાલુ)

**પ્રકરણ ૩ જું.—બચ્ચાંની ઉત્પત્તી**—પુરૂષ અને સ્ત્રી વિર્યનું વર્ણનઃ— બચ્ચાંને માટેનું બીજ—જુદે જુદે મહિને બચ્ચાંના ઉત્પન્ન થતા જુદા જુદા અવયવો, બચ્ચાંને પેટમાં પોષણ કેમ મળે છે અને વધ કેમ થાય છે તેની સમજણ.

**પ્રકરણ ૪ થું.—બચ્ચાંના શરીરના તત્વો અને ઓલાદથી ઉતરતી ખાસિયતો ગર્ભમાં કેમ સમાય છે?**—બચ્ચાંની ઉત્પતિ થવાનું કારણ શું? ગર્ભના જુદા તત્વો કેમ કાર્ય કરે છે? બીજમાંથી બચ્ચાંનો ઘાટ ઘટમ અને અવયવો કેમ પેદા થાય છે તેની સમજણ.

**પ્રકરણ ૫ મું.—ગર્ભપર અને બચ્ચાંના બંધારણપર થતી મનની અસરો, કાળાં માબાપ છતાં સફેદ રંગનું બચ્ચું મનની અસરથી કેમ પેદા કરી શકાય?**

**પ્રકરણ ૬ ઠું.—ખુબસુરત બચ્ચાં કેમ પેદા કરવાં?**—પ્યારથી પેદા થતાં ઉત્તમ બાળકો. પ્યારથીજ માબાપનું શરીર બચ્ચાંમાં ઉતરે છે— પ્યાર ઉત્તમ મનશક્તિ ધરાવતું બચ્ચું પેદા કરે છે.

**પ્રકરણ ૭ મું.—માબાપનાં મનની જુદી જુદી સ્થિતિની બચ્ચાંની ઉત્પત્તિ પર થતી તેવીજ અસરો**—માતાની ગમગીનીથી બચ્ચાંના માથાંમાં પાણી ભરાવાનું દરદ થાય છે.—કેટલીક માતાના બચ્ચાં જીવતાં નથી તેનું કારણ—હાલમાં આપઘાત વધે છે તેનું કારણ—બાપની ચોકસ વખતની મનની ખરાબ સ્થિતિથી બચ્ચાંની ઉત્પત્તિપર કેવી ખરાબ અસર કરે છેઃ સુથાર લુહારને ત્યાં વિદ્વાન બાળકો કેમ પેદા થાય છે તેની સમજણ.

**પ્રકરણ ૮ મું.—હમેલવાળી સ્ત્રીનાં શરીર અને મનની બચ્ચાંપર અસરો**—હમેલવાળી સ્ત્રી મરજી પ્રમાણેનું બુદ્ધિમાન બાળક પેદા કરી શકે છે. (દાખલા સાથે);—આપણા મહાન નરો માતાની હમેલ વખતની ઉંચ મનની સ્થિતિથી પેદા થયા હતા. (દાખલા સાથે); હમેલવાળી સ્ત્રીએ પેટમાંનાં બચ્ચાંને મરજી પ્રમાણે ખુબસુરત, તંદરોસ્ત અને બુદ્ધિમાન બનાવવાની થોડીક સુચના—બચ્ચાંની ખુબસુરતીને માટે મનપર મજબુત છાપ પાડવાની રીત;—શરીરના ભાગો બચ્ચાંમાં કદરૂપા કેમ બને છે તેનાં કેટલાંક કારણો.

**પ્રકરણ ૯ મું.—મનુષ્યનાં શરીરનો જીવન રક્ષક પદાર્થ—તેની થતી બરબાદી—ઓલાદની પડતી અને ભયંકર દરદોની ઉત્પત્તિ.**

---

જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ, પારસી બજાર, કોટ, મુંબઇ.

મરદનું વીર્ય (Semen), તેનું બંધારણ—સ્ત્રીનું વિર્ય (Mucus) તેનુ બંધારણ. છોકરા—છોકરીઓ અને પરણેલાઓ આ વિર્યની બરબાદી કરે છે તેથી જે ભયંકર દરદો થાય છે તે કેટલે દરજ્જે વિર્યની બરબાદીને આભારી છે તેની સમજણ. વિર્યનાં રક્ષણથી મોટા સાધુ સન્યાસીઓ, શોધકો અને ફિલસુફો કેમ થાય છે તેની સમજણ—આ જીવન-રક્ષક પદાર્થને શરીરમાં કેમ સાચવવો અને તેની બરબાદી કેમ અટકાવવી તે માટે અગત્યની સુચના.

**પ્રકરણ ૧૦ મું.—બચ્ચાંની ઉત્પત્તિમાં કોણ બળવાન; માતા કે પિતા?**—બચ્ચાંની મન અને તનની ચોકસ શકિતઓ માતાથી અને ચોકકસ પિતાથી મળે છે તેની સમજણ.

**પ્રકરણ ૧૧ મું.—છોકરો અથવા છોકરી મરજી પ્રમાણે પેદા કરવાની કેટલીક શોધો**—આજ સુધીમાં એ વિષયની જે શોધો થઇ છે તેનો સારાંશ—બચ્ચાંની જાતી કેમ, કયારે અને કોણથી પેદા થાય છે, તેની સમજણ—છોકરો અથવા છોકરી મરજી પ્રમાણે પેદા કરવાના ડાકટરોએ કીધેલા ફત્તેહમંદ પ્રયોગો—તે અજમાવાની રીતો—હમેલવાળી સ્ત્રી છોકરો જણશે કે છોકરી તે અગાઉથી પારખવાની રીત.

**પ્રકરણ ૧૨ મું.—બુદ્ધિશાળી (Genius) બાળક પેદા કરવાના નિયમો**—બુદ્ધિશાળી બાળક પેદા કરવા મા બાપે કઇ લાયકાત ધરાવવી જોઇયે, કયા નિયમો પાળવા જોઇયે, તેમજ પોતાની ખોડ ખાપણ અને માઠી આદત સુધારવા માટે અગત્યની સુચના.

**પ્રકરણ ૧૩ મું.—ઉત્તમ બાળકના જન્મને માટે કયો વખત અને કઇ રીતે ગર્ભ ધારણ (Conception) થવો જોઇયે?**—ઉત્તમ બાળક પેદા કરવા કયો મહિનો અને મોસમ પસંદ કરશો?

**પ્રકરણ ૧૪ મું.—વાંઝિયાપણું અને નિર્બળતા, તેનાં કારણો અને ઉપાયો.**—વારંવારની હવસી સંગતોથી થતું વાંઝિયાપણું અને નામર્દી, તેના ઉપાયો—ગર્ભસ્થાનનું પોતાની જગા ઉપરથી ખસી જવાથી થતું વાંઝિયાપણું અને તેના ઉપાયો—ગર્ભસ્થાનનું મ્હો સફરા બાજુ ઢળી જવું, તેનાં કારણો અને ઉપાયો—ગર્ભસ્થાનમાંથી સફેદ ધાત (Leucorrhœa) નું વહેવું, તેનાં કારણો અને ઉપાયો—ઉપાય ન થઇ શકે તેવા વાંઝયાપણાંનાં કારણો. બાળક પેદા કરવાની મરદની નિર્બળતા. (Impotency) તેનાં કારણો અને ઉપાયો.

**પ્રકરણ ૧૫ મું.—ભવિષ્યના માબાપને છેલ્લા બે બોલ.**

---

જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ, પારસી બજાર, કોટ, મુંબઇ.

# સ્ત્રીનો મદદગાર ફિરેસ્તો.

કર્ત્તા—બ. શે. બનાજી.

સુધારા સાથની આવૃત્તિ બીજી કીંમત રૂ. ૧—૮—૦

## સાંકળિયું.

**પ્રકરણ ૧ લું.—સ્ત્રીની** ઉત્પતિ, કાર્ય, દરજ્જો, હાલની હિંદની સ્ત્રીઓની હાલત. **પ્રકરણ ૨ જું. કુમારીકા:**—જુવાની કેમ ગુજારવી, જુવાનીમાં રાખવી જોઇતી સંભાળ. **પ્રકરણ ૩ જું.—પરણેતર—લગન** અને કુદરતનો કાયદો. **અદરાણું.** અદરાણા પહેલાંનો વખત અને પછીનો વખત કેમ પસાર કરવો. **લગન**—ભરથાર અને મહેરદાર વચ્ચેનો પ્યાર—લગન વિષે જાણીતા કવિ અને વિદ્વાનોનાં મતો. **પ્રકરણ ૪ થું:—હમેલવાળી સ્ત્રીને જ્ઞાન**—હમેલની વખતે રાખવાની પવિત્રાઇ અને શરીરની સંભાળ, હમેલવાળી સ્ત્રીના દરદો અને ઉપાયો. **પ્રકરણ ૫ મું:**—બચ્ચાંના દરદોના ઉપાયો. **પ્રકરણ ૬ ઠું.—માતા**—બચ્ચાંની કેળવણી—માતાની લાયકાત, નામાંકિત છોકરાં બનાવવા માટેની કેળવણી. **પ્રકરણ ૭ મું. શરીરની રચના**—શરીરના જુદા જુદા ભાગો અને અવયવનું વર્ણન. **પ્રકરણ ૮ મું.—ખુબસુરતી કેમ મેળવવી**—ખુબસુરતી વિષે વિદ્વાનોના મતો, ચહેરાને ખુબસુરત બનાવવાના ઉપાયો. **પ્રકરણ ૯ મું:—તન્દુરસ્તી** ઉંચા પ્રકારની તંદુરસ્તી મેળવવાની રીત. **પ્રકરણ ૧૦ મું:—ખોરાક**, જુદા જુદા ખોરાકની તંદુરસ્તી અને સ્વભાવ ઉપર અસરો. **પ્રકરણ ૧૧ મું:—અંગકસરત. પ્રકરણ ૧૨ મું:—પોષાક. પ્રકરણ ૧૩ મું:—ગાયન. પ્રકરણ ૧૪ મું:—માસિક માંદગી**—માસિક માંદગીના દરદોના ઉપાયો. **પ્રકરણ ૧૫ મું:—નર્સીંગ, બીમારની માવજત. પ્રકરણ ૧૬ મું:—ડાકટર આવે તે અગાઉના જીવ બચાવવાના ઇલાજો. પ્રકરણ ૧૭ મું:—સ્ત્રીઓનાં દરદો અને ઉપાયો. પ્રકરણ ૧૮ મું:—સ્ત્રીઓને બોધ. પ્રકરણ ૧૯ મું:—નામાંકિત સ્ત્રી કેમ થવું, નામાંકિત બાનુઓનાં જન્મ ચરીત્રો.**

**જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ,**

પારસી બજાર, કોટ—મુંબઇ.

કુટુંબના હાથમાં મુકવા જોગ

## એક નિર્દોષ વાર્તા!

# એલમ ચોર

એક નવીજ કિસમના વિચિત્ર પ્લૉટની ઘણી રસીક વાર્તા.

લખનાર—**મી૦ ડોસાભાઈ ફરામજી લંગરાના—'રફીક.'**

ગુજરાતી વાર્તા લખનાર તરીકે એક આગેવાન દરજ્જો ભોગવનાર તેમજ વાંચક વર્ગના માનિતા લેખક **મી૦ રફીકની** એક નવીજ કીસમના રસીક પ્લૉટની આ વાર્તા ઉપર શોકીન વાંચક વર્ગનું ખાસ ધ્યાન ખેંચ્યે છીએ. આ વાર્તામાં તેનો મહાન શક્તિ ધરાવતો નાયક એક છુપો એલમ શોધવા, બલકે તે એલમ ચોરવા માટે પોતાનાં અદભુત ભેજાનાં મહાન બળનો જે અસાધારણ રીતે ઉપયોગ કરે છે, તેનો રસીક હેવાલ વાંચતાં, આ નાવેલના રસમાં વાંચનાર એવો તો ગુંઠાઇ જાય છે કે આ નાવેલ પુરી કર્યા વિના તેને કશું ચેન પડતું નથી—સાધારણ કીસમના પ્લૉટ ધરાવતી ઘણી નૉવેલ આજ સુધી બહાર પડી છે, પણ અમો પ્રમાણીક ખાત્રી આપ્યે છીએ કે આ કીસમની રસીક અને નિરદોશ વાર્તા, ગુજરાતી સાહિત્યમાં ઘણીજ થોડી બહાર પડી હશે.

**કિંમત રૂપ્યા બે.**

જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ, પારસી બજાર, કોટ, મુંબઈ.

# "કબીર-વાણી" ના નમુનાનો પેજ.

આ મુજબનાં ૪૫૦ પાણાંનો પોઠો.

અહંકાર વીષે.

(૬૮૬)

**લગુતાઇમે પ્રભુતાઇ હય, પ્રભુતાઇસે પ્રભુ દુર,**
**કીડી હો મીસરી ચુંગે, હાથી સીર ડારે ધુર.**

નમનતાઇમાંજ મોટાઇ સમાયલી છે, જ્યારે મોટાઇ દેખાડયાથી યાને "હું મોટો છું" એવો ગર્વ રાખ્યાથી માણુસ ખુદાથી દુર થતો જાય છે. દાખલા તરીકે, કીડી જમીન પર હોવાથી તે ખાંડને ઉંચકી શકે છે, જ્યારે હાથી ઉંચો હોવાથી પોતાને માથે, ખાંડને બદલે, ધુળજ નાંખ્યા કરે છે.

(૬૮૭)

**બડી બીપત બડાઈ હય, નાના કરમસેં દુર,**
**તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઓર સુર.**

વડાઇ કર્યાથી, માણુસને ઘણું વેઠવું પડે છે, પણ નાનાં માણુસને યાને જે પોતા માટે વડાઇ રાખતો કે માંગતો નથી, તે ઘણી જાતનાં પાપો કરવામાંથી બચી જાય છે. તેથી તેને ઘણું ઓછું દુઃખ હોય છે. જેમ ગ્રહણુ, સૂર્ય, અને ચંદ્રમા જે મોટા છે તેઓ ઉપરજ આવે છે, પણ તારા જે નાના છે તેઓને ગ્રહણુની કશી અસર થતી નથી, તેમ મોટા થવામાં ઘણાં દુઃખો સમાયલાં હોય છે.

(૬૮૮)

**કબીર! ગર્વ ન કીજીયે, રંક ન હસીયે કોય;**
**અજહુ નાંવ સાગરમે હય, ન જાનુ કયા હોય.**

ઓ કબીર! તું અહંકાર જરાએ કરતો ના, ને તારાથી જે ગરીબ દેખાય તેને હસી કાઢતો ના!, કારણકે તારી હોડી પણ હજુર સમુદ્રમાંજ છે, ને કીનારે ગઇ નથી; ત્યાં તું સહીસલામત પહોંચશે.

# મહોબતની મકતબ.

## ઇંગ્રેજ સંસારની એક રસીલી વાર્તા

### ખાસ પડાવવામાં આવેલાં ચિત્રો સાથે.

લખનાર—‘ રફીક ’

ઇંગ્લાંડમાં મી૰ જયોર્જ એડવર્ડસના કરવૈયા હાથ હેઠળ લંડનની ‘ ડાલીઝ થીયેટર ’ ની રંગભુમી ઉપર એક નાટક ‘ ડૉલર પ્રીન્સૅસ ’ બહાર પડયો હતો અને એકદમ તે એવો ઉંચકાયો કે તે નાટકની લ્હેરમાં શોખીન તમાશબીનો ચકચુર થઇ ગયા અને તેઓના તે શોખને સંપુર્ણ રીતે તૃપ્ત કરવા તેજ નાટકના પ્લૉટને એક વાર્તાનાં વળાંમાં ગુંઠી ઇંગ્લાંડના એક ચુનંદા વારતા લખનારે બાહાર પાડયો જેને **મી૦ રફીકની** અનુભવી અને લોકપ્રીય કલમથી ગુજરાતી લેબાશ આપી વાંચનારાઓ સનમુખ રજુ કીધો છે.

આ વારતામાં આમેજ કીધેલાં ચીત્રો ઇંગ્લાંડમાં રજુ થયલા નાટકનાં ખરાં ચીત્રો ખાસ ઇંગ્લાંડથી મંગાવી તે ઉપરથી મોટા ખરચે બ્લૉકસ બનાવી આ પુસ્તકમાં રજુ કીધાં છે, જેની કદર શોખીન વાંચનારી આલમ કરશે.

આ વાર્તાનો પ્લૉટ ઘણો નિર્દોષ હોવા ઉપરાંત, કેટલાક ઘણા રમુજી બનાવો સાથે ગુંઠાયલો છે, અને કુટુંબમાં એક રસીક નૉવેલ તરીકે વાંચવા વંચાવવાને હરેક રીતે લાયક છે.

**કીંમત રૂપેયો દોઢ.**

જેહાંગીર બી૦ કરાણીના ફોકરાઓ, પારસી બજાર, કોટ, મુંબઇ.